'સસ્તુ' સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચુ' સાહિત્ય'

# તું કોણ?

અથવા

## (ઉકા ભક્તનું આત્મદર્શન)

લેખકઃ—સ્વામીશ્રી માધવતીર્થ


ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાળબાદેવી રોડ મુંબઈ-૨


મૂલ્ય રૂપિયા ૨)

# નિવેદન

સ્વામી માધવતીર્થનું નામ ગુજરાતના વાચકોમાં સારી રીતે જાણીતું છે. તેમણે ઘણાં પુસ્તકો લખ્યાં છે અને એ પુસ્તકોનો ઘણો પ્રચાર થયો છે, એટલું જ નહિ પણ તે સારો આવકાર પામીને પ્રસંશાપાત્ર નીવડ્યાં છે. તેમના અંગત સમાગમમાં આવવાનો લાભ જેમને મળે છે, તેમને આધ્યાત્મિક વિષયોમાં પ્રોત્સાહન જરૂર મળી રહે છે.

આવા લેખકનું 'તું કોણ?' એ નામનું સર્વોત્તમ પુસ્તક અમારા હાથમાં આવેલું અને ઘણા તરફથી અમને સૂચના થઈ કે, જાહેર પ્રજાના લાભ માટે આ પુસ્તક જરૂર ફરીથી છપાઇને બહાર પડવું જોઇએ.

માણસમાં સાત્ત્વિક વૃત્તિ જ્યારે વધારે ખીલે છે, ત્યારે તે જગતના વ્યવહારોને તેમજ પોતાના દુશ્મનોને પણ જુદી નજરથી જોતાં શીખે છે. પશ્ચિમની સંસ્કૃતિની અસરોથી આજનાં આપણાં શહેરોનું જીવન અત્યંત જડ બની ગયેલું હોય છે. સજ્જનતા અને માણસાઈ મંદ બની ગયાં હોય છે. સમસ્ત મનુષ્યજીવનનો લાંબો વિચાર ક્વચિત જ આવે છે. સર્વશક્તિમાન ઈશ્વરની યાદગીરી હોતી જ નથી. આ બધા પ્રસંગો અધ્યાત્મમાર્ગે વળેલા એક વિચારવંત જીવને કેવા દેખાયા તેનું નિરૂપણ આ પુસ્તકમાં કરેલું છે. આત્માનો વિકાસ એક પળમાં થઈ જવો એ સદ્ભાગ્ય કોઈકને ભાગ્યે જ મળે છે. જેમ લોભી કંજૂસ અર્ધી અર્ધી પાઈ બચાવે, તેમ સામાન્ય માણસે તો દરેક પ્રસંગમાંથી દરરોજ આત્મચિંતન કરીને સત્ત્વગુણનો સંગ્રહ કરવાનો છે. દરેક મનુષ્યને દરેક પ્રસંગે કામ લેવા–કરવાના બે રસ્તા હોય છે: એક ઊંચો અને બીજો નીચો. ઊંચે રસ્તે હંમેશ કામ લેવું એમ નિશ્ચય કરવામાં

આવે, તો દરેક મનુષ્ય પોતાનું જીવન વિશાળ બનાવી તેને ઊંચી પાયરી ઉપર લઈ જઈ શકે છે. થોડા સમય પછી તો ઉચ્ચ હેતુસર ઉદાર પદ્ધતિથી અને બીજાઓનું હિત કેમ સધાય એવા વિચારથી જ દરેક કામ કરવાનો તેનો સ્વભાવ થઈ જાય છે.

સંતોએ વારંવાર જાહેર કરેલી અધ્યાત્મમાર્ગની આ શ્રેણી હિંદુસ્તાનમાં કરોડો માણસોએ પાળી છે અને તેને પરિણામે આજે જગતમાં કોઈ ઠેકાણે ન હોય તેટલી સંખ્યામાં હિંદુસ્તાનમાં સંતો અને સજ્જનો મળે છે. મનુષ્ય મનુષ્ય વચ્ચેના સામાન્ય ધર્મના આ સંસ્કારો હિંદુસ્તાનના ઋષિ-મુનિઓનો આપેલો કિંમતી વારસો છે અને તે વારસો પશ્ચિમના સ્વાર્થી તથા ડોળઘાલુ સમાજની હિંદુસ્તાન ઉપર પડતી રાહુની છાયામાં ઢંકાઈ ગયો છે. ખરું સુખ બીજાઓનું દુઃખ ઓછું કરવામાં છે, એ મંત્ર ભારતની પ્રજા પાસે આજે ફરી મૂકવાની જરૂર રહે છે, તે અફસોસની વાત છે. દરેક માણસે પોતાનું ચાલુ કામ મૂકીને ધર્માત્મા બની જવું, એમ કહેવાનો આશય નથી. પણ પોતે જ્યાં છે ત્યાં કૃપણતાને બદલે ઉદારતા દાખવી શકે છે, ક્રોધને ક્ષમાની લાગણીથી જીતી શકે છે, સ્વાર્થી ઇચ્છાઓને પોતાની આજુબાજુના બધાઓનું હિત કેમ થાય તેના ચિંતનથી મર્યાદામાં લાવી શકે છે, અને જડ-સ્વાર્થી તત્ત્વ તેમજ શરીરભાવના ખીલવનારી પ્રવૃત્તિમાંથી ઉચ્ચ અને સૂક્ષ્મ આત્મભાવ ખીલવનારી પ્રવૃત્તિમાં પહોંચી પરમેશ્વરની કૃપાને પાત્ર બની શકે છે. આ પુસ્તકમાં જુદાજુદા પ્રસંગોના વર્ણનમાં આ અત્યંત બોધદાયક તત્ત્વ અપાયેલું છે, તેથી જાહેર પ્રજાને તે આવકારલાયક થઈ પડશે, એવી અમને આશા છે.

મુંબઈ,
તા. ૩૦-૯-૪૩

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ વતી
**મનુ સુબેદાર**
પ્રમુખ

# લેખકની પ્રસ્તાવના

ગુજરાતી સાહિત્યમાં થોડાં વર્ષ થયાં જેટલા પ્રમાણમાં નવી પદ્ધતિથી લખાયેલાં સામાજિક અને રાજકીય વાતોનાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે, તેટલા પ્રમાણમાં આત્મજ્ઞાન ઉત્પન્ન કરે તેવી કથાનાં પુસ્તકો, હાલના કાળમાં માણસોને માફક આવે તેવી પદ્ધતિથી લખાઇને, પ્રસિદ્ધ થયાં નથી, છતાં તેની જરૂરિયાત સમાજને હંમેશાં લાગ્યા કરે છે.

મનુષ્યજીવનની અનેક મુશ્કેલીઓમાંથી સાચો રસ્તો કેમ કાઢવો અને પોતાનું મુખ્ય કર્તવ્ય દરેક વખતે ભૂલી ન જવાય, તે માટે તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો બહુ મદદરૂપ થાય છે. પણ દરેક વખતે જનમતા નવા નવા માણસોમાં નવી નવી જાતના સંસ્કાર પડે છે, અને તેમના જીવનમાં નવી નવી જાતની મુશ્કેલીઓ ઊભી થાય છે; તેથી તેમને રુચે તેવી ભાષામાં નવાં નવાં દૃષ્ટાંતોથી ઋષિમુનિઓનું જ્ઞાન ફરીથી સમજાવવાની જરૂર રહે છે. આ હેતુથી આ પુસ્તક તૈયાર થયેલ છે. આ પુસ્તકમાં આપેલ વાર્તા ઘણે અંશે પુરાણોમાં આપેલી કથાના જેવી છે, છતાં તે નવી પદ્ધતિથી લખવામાં આવી છે.

હાલના કાળની એક મુશ્કેલી એ છે કે જેટલું સત્ય વિચારથી સમજાય છે તેટલું ચરિત્રમાં લાવી શકાતું નથી; તેથી તેનાં કારણ શોધી તેના ઉપાય બતાવવા પ્રયત્ન કરેલ છે. તત્ત્વ જાણવાનો ઉત્સાહ હોય અને સારા વિચારની ટેવ રાખી હોય, તો તે વિચાર ધીમે ધીમે આત્માનો પક્ષ લે છે. ખોટાને ખોટું જાણી શકાય છે અને તેથી ઘણું જ્ઞાન વર્તનમાં લાવી શકાય છે. વિચાર એ વસ્તુ છે કે જે માણસના જીવનમાં પરિવર્તન કરી શકે છે. જેણે પોતાના વિચારો જીત્યા છે તેણે જગત જીત્યું છે. આવા થોડા માણસો પણ જગતમાં મહાન ફેરફાર કરી શકે છે, અને જે જે તેમના સંબંધમાં આવે છે તેમને ખરી શાંતિ આપી શકે છે.

જ્યાં ભોગ અને ઐશ્વર્ય વધારે પ્રમાણમાં હોય છે, ત્યાં ઈશ્વરનું સ્મરણ કરવાનો પૂરતો વખત રહેતો નથી અને રાગદ્વેષ રહે છે, ત્યાં ખરી શાંતિનો અનુભવ થતો નથી.

આત્માને મિત્ર બનાવતાં આવડે તો ખરું સુખ મળે છે અને સર્વાત્મભાવ પ્રાપ્ત થાય છે. એ સુધારાનો સુધારો છે અને સુધારાનો અંત છે. ( **तस्य कार्यं न विद्यते ।** શ્રીમદ્ભગ. ગીતા, અ. ૩ )

આવો ભાવ પ્રાપ્ત થશે, ત્યારે સૌના ઉપર પ્રેમ રહેશે અને સૌને આપણા પોતાના માની શકીશું. જેને આપણે આપણા પોતાના માનીએ, જેના ઉપર આપણને પ્રેમ હોય, તેના દોષ આપણને લાગતા નથી; અને કદાચ લાગે તો આપણે તેનો તિરસ્કાર કરતા નથી, પણ તેના દોષ દૂર કરવાનો પ્રયત્ન કરીએ છીએ. આ ખરી સેવાનો માર્ગ છે.

આત્મસાક્ષાત્કાર માટે મુખ્ય બે માર્ગ છે: એક માર્ગને પિપીલિકા (કીડીના જેવો ક્રમમુક્તિનો) માર્ગ કહે છે. જે માણસને એમ લાગે છે કે, મારે કાંઈ કર્મ અથવા ઉપાસના કરવાં જોઈએ, તેમને માટે ચિત્તશુદ્ધિદ્વારા વધવાનો આ માર્ગ છે. આ માર્ગમાં ધીરે ધીરે વધતાં મન, પ્રાણ અને શરીરના ધર્મોમાં ફેરફાર કરવાની ખાસ જરૂર છે. આ માર્ગવાળા 'માઈન્યુટ ફિલોસોફર્સ' કહેવાય છે. બીજા માર્ગને વિહંગમનો (એટલે પક્ષીના જેવો સદ્યોમુક્તિ—તરત મુક્તિ—નો) માર્ગ કહે છે. ગયા જન્મના સત્કર્મથી અને ભક્તિથી જેમનું અંતઃકરણ પવિત્ર થઈ ગયું હોય, તેઓને એવો વિચાર આવે છે કે, 'હું કોણ?' આ માર્ગ જ્ઞાની પુરુષોનો છે. આ માર્ગમાં કર્મનું બંધન માત્ર અવિદ્યાકૃત માનેલું હોવાથી તે વિદ્યાથી તરત નીકળી જાય છે. સામાન્ય માણસને 'હું કોણ?' એ વિષે શંકા થતી નથી, પણ એ બાબત શંકાની જરૂર છે. એ શંકા થયા પછી, 'હું'નું ખરું સ્વરૂપ જાણવાની જિજ્ઞાસા થાય છે, અને સાચા ગુરુ મળે તો તે તેને અંદરના સૂક્ષ્મ વિચારની રીત બતાવે છે તથા ખાતરી કરી આપે છે કે, અનાત્માના

ધર્મ તે તેના નથી. તેથી જેમ બીજાના કર્મની આપણને અસર થતી નથી, તેમ જ્ઞાનથી પર વસ્તુ તરીકે માનેલાં મન, પ્રાણ અને શરીરનાં કર્મની અસર આપણને થતી નથી. આ માર્ગવાળા 'મૅગ્નેનિમસ ફિલોસૉફર્સ' કહેવાય છે. આ પુસ્તકમાં બન્ને માર્ગની કેટલીક સમજણ આપવામાંઆવેલ છે. બન્ને માર્ગે સર્વાત્મભાવ પ્રાપ્ત થાય છે.

સામાન્ય માણસનું જીવન ઘણું અપૂર્ણ રહે છે, અને તેથી જીવનમાં દુઃખ અને ક્લેશનો અનુભવ ઘણી વાર થાય છે. એક તરફ જગત જાણે કે આપણા વિરોધમાં હોય તેવું લાગે છે અને બીજી તરફ પરમાત્મા જાણે કે કોઈ જગ્યાએ આપણાથી દૂર બેઠા હોય તેવું શરૂઆતના જીવનમાં જણાય છે. એ બન્ને પ્રકારનો વિરોધ જ્ઞાન અને ભક્તિથી ઓછો થાય છે અને અંતે નિર્મૂળ થાય છે. જ્ઞાનપૂર્વક ભક્તિ એ નવા પ્રકારનો પ્રેમ છે. તેમાં અદ્‌ભુત શક્તિ છે. તેનાથી (આપણા વિરોધમાં લાગતું) જગત આપણું ઘર બની જાય છે. જગતમાં જે વિરોધ કેટલાકના અનુભવમાં આવે છે, તે બે તત્ત્વ વચ્ચેનો વિરોધ નથી, પણ એક તત્ત્વ વચ્ચે કલ્પિત વિરોધ છે. જો વિરોધ સાચો હોય તો કોઈ દિવસ દૂર થાય નહિ. પણ પ્રેમથી આપણે પારકાને પોતાના કરી શકીએ છીએ, તેથી ભેદ કલ્પિત છે. ભેદ અવિદ્યાથી દેખાય છે, અને તે જ્ઞાન અને ભક્તિથી અદૃશ્ય થાય છે. તેવી જ રીતે આપણી વચ્ચે અને પરમાત્મા વચ્ચે વિરોધ નથી. આ બન્ને વિરોધી તત્ત્વ નથી. તેથી તે ભેદ પણ (કલ્પિત હોવાથી) જ્ઞાન અને ભક્તિથી દૂર થાય છે. તે જ્ઞાન અને ભક્તિ આ પુસ્તકમાં ઘણી જગ્યાએ સમજાવેલ છે. એ બે તત્ત્વ જાણ્યા વગર જેઓ સંસારમાં પડે છે, તેઓને સંસારમાં પ્રેમને બદલે મોહ મળે છે અને તેથી પ્રેમથી હારી જાય છે, અને જેઓ પ્રેમનું તત્ત્વ સમજ્યા વગર સંસારથી કંટાળીને સાધુ થાય છે, તેઓ પણ પ્રેમથી હારી જાય છે.

સત્તાની સાથે ખરી વિદ્યા વધારવાની જરૂર છે. ખેડૂતો અને મજૂરોની અંદર જે અજ્ઞાન અને વહેમ રહેલાં છે, તે કેવી રીતે દૂર

કરવાં એ મોટો પ્રશ્ન છે. નિશાળો અને કૉલેજોમાં ભણતા વિદ્યાર્થીઓમાંથી થોડું અજ્ઞાન અને વહેમ દૂર થાય છે, પણ માત્ર પરીક્ષા પાસ કરવાથી અથવા મત આપવાનો અધિકાર મળવાથી સદ્‌ગુણ આવી જતા નથી. સદ્‌ગુણી થવા માટે સતને જાણવું જોઇએ. તે જેણે જાણ્યું હોય તેની પાસેથી શીખી શકાય છે.

મુસાફરીનાં સાધનોની સગવડને લઇને અને વેપારને કારણે ઘણા દેશોની પ્રજાના સંસ્કારની સેળભેળ થયેલ છે અને માણસનું જીવન એટલી ઝડપથી ફરે છે કે પચીસ વર્ષ પહેલાંનું જીવન એ હાલનું જીવન નથી, અને હાલનું છે તે પચીસ વર્ષ પછી રહેશે નહિ. છતાં હજુ ઘણા દેશોને પશુની માફક લડવું ગમે છે અને પક્ષીની માફક ઊડવું ગમે છે; તેઓ પશુપક્ષીના જીવન કરતાં આગળ વધ્યા નથી. આવી દશામાં સાચું જીવન જાણી લેવું અને તે પ્રમાણે વર્તવું મુશ્કેલ છે, છતાં એ દરેકની ફરજ છે. પોતાના દોષ જોતાં આવડે અને તે દૂર કરતાં આવડે તો તે ભગવાનની કૃપા સમજવી. સારા સંસ્કારવાળા માણસોની સંખ્યા થોડી હોય છે; તેમને માંદા મનવાળા માણસોના સંબંધમાં બહુ આવવું પડે છે અને તેથી માંદા મનવાળા માણસોનો ચેપ લાગે છે. પ્રાચીન કાળમાં સારા સંસ્કારવાળા માણસોની એક જ્ઞાતિ બનાવી તેમને હલકા સંસ્કારવાળા માણસોથી દૂર રાખવામાં આવતા હતા. તેથી પ્રજા પણ સારા સંસ્કારવાળી થતી હતી.

પણ ભગવાનની લીલા આશ્ચર્યકારક છે. જ્યારે જીવન બહુ બગડવા લાગે છે, ત્યારે કોઇ અગમ્ય નિમિત્તદ્વારા તે સવળું થવા લાગે છે. રાવણના રાજ્યનો ત્રાસ જ્યારે વધી ગયો, ત્યારે દેવોએ વિઘ્નેશ્વરીને બોલાવી. તે મંથરાના હૃદયમાં દાખલ થઇ. તેણે રામચંદ્રજીને વનવાસ અપાવ્યો, પણ રાવણનું રાજ્ય નષ્ટ થયું. સો વર્ષ પહેલાં યુરોપિયન પ્રજાને મળેલ સત્તા અને પૈસાનો દુરુપયોગ થવા લાગ્યો, ત્યારે પણ એક નિમિત્ત ઉત્પન્ન થયું. આફ્રિકામાં મહાત્મા ગાંધીજીનું

અપમાન થયું અને તેમાંથી સત્યાગ્રહ ઉત્પન્ન થયો છતાં હજુ સત્યની ખરી શક્તિ પ્રકટ થઈ નથી. જેટલો આગ્રહ વધ્યો છે, તેટલું સત્ય વધ્યું નથી. તે માટે બહુ સંયમની જરૂર રહે છે અને ઘણા માણસોને એ કામ મુશ્કેલ લાગે છે. સત્યાગ્રહની શોધ એ ખરી રીતે આત્માની શોધ છે. આ નવા સિદ્ધાંતની શરૂઆતમાં ઘણાને એ જગત જેવું લાગે છે. થોડી વાર એમ લાગે છે કે સત્ય તે સત્ય જ છે. વળી કોઈ વાર અસત્યની જીત થાય, ત્યારે કોઇને એમ લાગે છે કે સત્યની કિંમત નથી. જ્યાં સુધી આ બાબતનો નિશ્ચય નહિ થાય, ત્યાં સુધી વિરુદ્ધ સ્વભાવવાળા માણસોની વચ્ચે રહેવું પડશે. જેને નિશ્ચય થઈ જાય છે, તેમનું જીવન ફરી જાય છે, તેમને સર્વાત્મભાવ પ્રાપ્ત થાય છે.

અત્યંત અભેદ વગર આત્માને તૃપ્તિ થતી નથી. ક્ષણ વાર અભેદ તો સંસારના પ્રેમમાં અને સમાજસેવામાં અને દેશસેવામાં પણ પ્રાપ્ત થાય છે, પણ નિત્ય અભેદ બ્રહ્મજ્ઞાનથી પ્રાપ્ત થાય છે.

તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોનું મુખ્ય કામ એ છે કે, માણસના જીવનમાં ઉત્પન્ન થતી અનેક મુશ્કેલીઓમાંથી સારો અને સાચો રસ્તો બતાવવો.

જ્યારે સાચો રસ્તો મળે છે, ત્યારે સાચા વિચાર આવે છે અને વૃત્તિ બ્રહ્માકાર થવા લાગે છે. તેનાથી અજ્ઞાન દૂર થાય છે અને આત્માનો અનુભવ મળે છે.

છોટાઉદેપુર,<br>જ્ઞાનસાધન આશ્રમ,<br>તા. ૨૫—૯—૪૩

**સ્વામી માધવતીર્થ**

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયના

# ગ્રંથોનું સૂચીપત્ર

## ઉત્તમ ધાર્મિક ગ્રંથો-

| સંપૂર્ણ મહાભારત-ભાષાંતર-નવી આવૃત્તિ | પૃષ્ઠ | મૂલ્ય |
|---|---|---|
| આદિ ને સભાપર્વ-ભાગ ૧ લો-ચિત્રો ૮ | ૮૦૦ | રૂ. ૪૫) |
| વન ને વિરાટપર્વ-ભાગ ૨ જો- ,, ૯ | ૭૨૦ | |
| ઉદ્યોગ ને ભીષ્મપર્વ-ભાગ ૩ જો ,, ૬ | ૬૦૪ | |
| દ્રોણપર્વ -ભાગ ૪ થો | ૫૦૮ | |
| કર્ણ, શલ્ય, સૌપ્તિક અને સ્ત્રીપર્વ-ભાગ ૫ મો | ૫૮૪ | |
| શાંતિપર્વ-ભાગ ૬ ઠ્ઠો-ચિત્રો ૪ | ૮૫૬ | |
| અનુશાસન, આશ્વમેધિક, આ૦ વાસિક, મૌસલ, મહાપ્રસ્થાનિક ને સ્વર્ગારોહણપર્વ | ૮૩૬ | |
| મહાભારતનું શાંતિપર્વ-છૂટક પણ મળશે.... ... | ૮૫૬ ... | ૭-૮-૦ |
| માનસ રામાયણ-એ ગ્રંથમાં, ૩૦ ચિત્રો | ...૧૪૦૦ ... | ૫-૪-૦ |
| ×તુલસીકૃત રામાયણ-બે ગ્રંથમાં, ૩૬ ચિત્રો | ૧૪૩૨ ... | ૭-૮-૦ |
| વાલ્મીકિ રામાયણ-એક ગ્રંથમાં, ૩૭ ચિત્રો | ૧૫૨૮ ... | ૫-૮-૦ |
| યોગવાસિષ્ઠ મહારામાયણ-વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ અને નિર્વાણ-એ પાંચે પ્રકરણો-૭॥"×૧૦"ના ચાર દળદાર ગ્રંથો | ૧૯૦૮... | ૧૨-૦-૦ |
| દત્ત-પરશુરામ અથવા આત્મદર્શનયોગ... ... | ૩૪૪ ... | ૨-[illegible]-૦ |
| ×શ્રીમદ્ ભાગવત-બે ગ્રંથમાં-આવૃત્તિ ૧૦મી, ૨૭ ચિત્રો | ૧૩૪૪ ... | ૮-૦-૦ |
| ભગવતી (દેવી) ભાગવત-આવૃત્તિ ૨ જી ... ... | ૬૨૮ ... | ૬-૦-૦ |
| મનુસ્મૃતિ-સરળ ભાષાંતર મૂળ શ્લોકો સહિત ... | ૬૪૦ ... | ૩-૦-૦ |
| પાતંજલ યોગસૂત્ર-સ્વામી વિવેકાનંદની ટીકા સાથે | ૧૯૨ ... | ૧-૦-૦ |
| જ્ઞાનયોગ-(સ્વામી વિવેકાનંદકૃત)... ... ... | ૨૩૬ ... | ૦-૧૨-૦ |
| તુકારામ ગાથા-ગ્રંથ ૧ લો-સરળ ભાષાંતર ... | ૮૯૬ ... | ૨-૪-૦ |
| ,, ,, -ગ્રંથ ૨ જો ,, ,, ... ... | ૯૪૪ ... | ૨-૮-૦ |

જે પુસ્તકોના નામ આગળ × આવી નિશાની મૂકેલી છે, તેમાં કમિશન બિલકુલ અપાતું નથી.

૨૪૩૩૯



**દાસબોધ**–(સમર્થ રામદાસ સ્વામીકૃત) આવૃત્તિ ૩ જી... ૬૪૮ ... ૨–૦–૦

**સ્વામી રામતીર્થના સદુપદેશો**–આત્મકૃપા, બ્રહ્મચર્ય, રાષ્ટ્રીયધર્મ, આત્મસાક્ષાત્કારનો વિધિ, પ્રારબ્ધ નહિ પણ પુરૂષાર્થ, યજ્ઞનું રહસ્ય, આનંદ, જીવતો કોણ છે? સુધારણા, ઉન્નતિનો માર્ગ, અરણ્યની વાતો, સર્વ ધર્મનું સમાધાન, ઇત્યાદિ.

**વ્યાખ્યાનો ઇત્યાદિ**–(ગ્રંથ ૧લા રૂપે), આવૃત્તિ ૫મી, ૫૬૪... ૨–૮–૦

**સદુપદેશો ઇત્યાદિ** (ગ્રંથ ૩જા રૂપે) ૫૨૦ ... ૨–૮–૦

**સ્વામી વિવેકાનંદના ઉપદેશો**–ધર્મ એટલે શું? ભક્તિનું ખરૂં સ્વરૂપ, વેદાંતનું કાર્ય, ભરતખંડનું ભવિષ્ય, આપણું કર્તવ્ય, પુનર્જન્મ, ભક્તિયોગ, મૂર્તિપૂજા, પાતંજલયોગ (રાજયોગ), જ્ઞાનયોગ તથા પ્રભુપ્રેરિત વાતો, પત્રો, ઇત્યાદિ.

**સદુપદેશો**–આવૃત્તિ ૨ જી (ભાગ ૧–૨–૩ રૂપે) ૫૭૬ ... ૨–૪–૦

,, ,, (ભાગ ૪–૫ રૂપે) ... ... ૬૦૦ ... ૨–૪–૦

**ભક્તિયોગ**–આવૃત્તિ ૨ જી, (ભાગ ૮મા રૂપે)... ૩૮૪ ... ૧–૮–૦

**પાતંજલયોગ ને જ્ઞાનયોગ**–એક ગ્રંથમાં(ભાગ ૧૦,૧૧રૂપે) ૫૬૦ ૨–૦–૦

**આખ્યાનમાળા**–ગ્રંથ ૧ લો–૨૪ આખ્યાનોનો સંગ્રહ ૭૦૮ ... ૨–૪–૮

,, ,, –ગ્રંથ ૨ જો–૧૯ આખ્યાનોનો સંગ્રહ ૭૨૦ ... ૨–૦–૦

**વૈદિક વિનય**–ખંડ ૧–૨–૩, ૩૬૦ વેદમંત્રો પ્રાર્થના-રૂપે ભાષાંતર તથા તેના વિનય સહિત ૮૪૦ ૩-૧૨-૦

**મહાભારત મંજરી**–મહાભારત વિષે ઉત્તમ ગ્રંથ ૭૪૪ ... ૩–૦–૦

**तुकाम्हणे**:–સંત તુકારામના મનન કરવા યોગ્ય અભંગોનો સંગ્રહ–મૂળ મરાઠીમાં ...૧૨૦ ... ૦–૫–૦

**સંસારમાં સુખ ક્યાં છે?** (વા. મો. શાહ કૃત) ... ૧૮૦ ... ૧–૦–૦

**તું કોણ?**–લેખક સ્વામી માધવતીર્થ ... ... ... ૩૮૪ ... ૨–૦–૦

## સ્વર્ગસ્થ પઢિયારકૃત સ્વર્ગનાં પુસ્તકો–

**સ્વર્ગનું વિમાન**–આવૃત્તિ ૫ મી ... ... ૩૭૨ ... ૨–૦–૦

**સ્વર્ગની કૂંચી**–આવૃત્તિ ૫ મી ... ... ૩૭૨ ... ૨–૦–૦

**સાચું સ્વર્ગ**–આવૃત્તિ ૩ જી ... ... ૪૯૨ ... ૨–૦–૦

**સ્વર્ગનો ખજાનો**–આવૃત્તિ ૪ થી ... ... ૩૧૨ ... ૨–૦–૦

**સ્વર્ગનો પ્રકાશ**–આવૃત્તિ ૨ જી ... ... ૩૩૬ ... ૨–૦–૦

**સ્વર્ગની જિંદગી**–આવૃત્તિ ૩ જી ... ... ૩૦૦ ... ૨–૦–૦

**સંસારમાં સ્વર્ગ**–આવૃત્તિ ૨ જી ... ... ૩૪૮ ... ૨–૦–૦

| | | |
|---|---|---|
| **સ્વર્ગનો આનંદ**—આવૃત્તિ ૨ જી ... ... | ૩૬૦ ... | ૨-૦-૦ |
| **સ્વર્ગની સીડી**—આવૃત્તિ ૨ જી ... ... | ૩૬૦ ... | ૨-૦-૦ |
| **સ્વર્ગની સડક**—આવૃત્તિ ૨ જી ... ... | ૪૬૮ ... | ૨-૦-૦ |

સ્વર્ગનાં ઉપરનાં દશે પુસ્તકોનું એકંદર **મૂલ્ય રૂ. ૨૦)** થાય છે. પરંતુ આખો સેટ લેનારને **માત્ર રૂ. ૧૫)** (સાફી)થી મળશે.

| | | |
|---|---|---|
| **મામડિયા નરદેવો**—સ્વર્ગસ્થ પઢિયારકૃત ... | ૪૦૮ ... | ૧-૬-૦ |
| **ઉપદેશસારસંગ્રહ**—મ૦ તિરુવલ્લુવરના ઉપદેશો ઇત્યાદિ | ૩૮૪ ... | ૧-૦-૦ |
| **સુબોધરત્નાકર**—ધર્મનીતિનાં ૧૦૫ દૃષ્ટાંતો ... | ૩૦૦ ... | ૦-૧૨-૦ |
| **હૃદયતરંગ અને બ્રાહ્મણની ગૌ**—પંડિત દેવશર્માના ઉત્તમ વિચારતરંગો તથા અથર્વવેદમાંના બ્રહ્મગવી સૂક્તનું ભાષાંતર સમજૂતી સાથે ... ... ... | ૩૨૪ ... | ૧-૦-૦ |
| **આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર**—આવૃત્તિ ૫ મી | ૨૦૮ ... | ૦-૮-૦ |
| **વિભુની વાટે ને રામાયણની રત્નપ્રભા**—આવૃત્તિ ૨ જી | ૧૬૪ ... | ૦-૪-૦ |
| **વિષ્ણુસહસ્રનામાવલિ દર્શન** (અર્થ-વિવરણ સાથે) | ૨૨૦ ... | ૦-૬-૦ |
| **વિષ્ણુસહસ્રનામ**—સરળ અર્થ સહિત—આવૃત્તિ ૩ જી | ૧૨૮ ... | ૦-૨-૦ |

## સંત-વાણી-

| | | |
|---|---|---|
| **મહાત્મા કબીરનાં આધ્યાત્મિક પદો**—(વિવેચન સાથે) | ૧૬૮ ... | ૧-૦-૦ |
| **પ્રીતમદાસની વાણી**—આવૃત્તિ ૨ જી ... ... ... | ૫૬૦ ... | ૨-૮-૦ |
| **ભજનસાગર**—૯૩૧ ભજનોનો ઉત્તમ સંગ્રહ ... ... | ૬૮૮ ... | ૨-૮-૦ |
| **ગુજરાતની ગઝલો**—સંપાદક દિ. બ. કૃષ્ણલાલ ઝવેરી | ૧૬૦ ... | ૧-૦-૦ |

## ભગવદ્ગીતાઓ-વિસ્તૃત ટીકાઓવાળી

×**શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**—આમાં શ્રીમદ્ ભગવદ્ગીતા, તેમજ તેના અર્થ તથા જ્ઞાનેશ્વર મહારાજે ૩૦૦ વર્ષ ઉપર રચેલી **'ભાવાર્થ-દીપિકા'** નામની ઉત્તમ અને દૃષ્ટાંતોથી ભરપૂર ટીકા આપેલી છે. આવૃત્તિ ૭ મી, કદ ૫×૯, પૃષ્ઠ ૮૮૮, મૂલ્ય રૂપિયા ૪-૦-૦

**શ્રીમદ્ ભગવદ્ગીતાઃ**—ગુજરાતી સરલાર્થ તથા **પંડિત નીલકંઠની** વિસ્તૃત ટીકા સાથે. કદ ૫×૭॥, પૃષ્ઠ ૬૭૬, મૂલ્ય રૂ. ૧-૧૦-૦

## શ્રીમદ્ ભગવદ્ગીતાઓ સરલાર્થ સાથે-(ગુટકા કદની)

**શ્રીભગવદ્ગીતાઃ**—એક બાજુ શ્લોક ને બીજી બાજુ ભાષાંતરવાળી ૧૮મી આવૃત્તિ, પૃષ્ઠ ૪૮૦, કદ ઇંચ ૩॥=×૫॥, બૉર્ડ પટ્ટીનાં પૂઠાં, મૂલ્ય ૦-૮-૦

**શ્રીભગવદ્‌ગીતા:**—શ્લોક તથા તેની નીચે ભાષાંતરવાળી–આવૃત્તિ ૧૯ મી, કદ ૩||×૫, પૃષ્ઠ ૪૪૮, બૉર્ડપટ્ટીનાં પૂઠાં, મૂલ્ય રૂા. ૦–૭–૦

**શ્રીભગવદ્‌ગીતા:**—માત્ર ગુજરાતી ભાષાંતર–બૉર્ડપટ્ટીનાં પૂંઠાં, પૃષ્ઠ ૨૮૮ કદ, ૩||×૫, બૉર્ડપટ્ટીનાં પૂઠાં મૂલ્ય ૦–૪–૦

## શ્રીપંચરત્ન ભગવદ્‌ગીતાઓ–

× **શ્રીપંચરત્નગીતા:**—મોટા અક્ષરોમાં **શ્રીધરી ટીકા અનુસાર** ગુજરાતી સરળાર્થ સહિત શ્રીમદ્‌ભગવદ્‌ગીતા; ઉપરાંત વિષ્ણુસહસ્રનામ, ભીષ્મસ્તવરાજ, અનુસ્મૃતિ અને ગજેંદ્રમોક્ષ આપેલાં છે. કદ ઇંચ ૫×૯, પૃષ્ઠ ૬૦૦, બૉર્ડપટ્ટીનાં પૂઠાં, મૂલ્ય રૂા. ૧-૧૦-૦

## સંતપુરુષોનાં જીવનચરિત્રો–

| | | |
|---|---|---|
| **બુદ્ધચરિત્ર** તથા **અન્ય સંતપુરુષો**—આવૃત્તિ ૨ જી | ૪૯૬ | ... ૨–૦–૦ |
| **રામકૃષ્ણ પરમહંસ–ચરિત્ર**—આવૃત્તિ ૨ જી ... | ૬૦૮ | ... ૨–૮–૦ |
| **સ્વામી વિવેકાનંદ**–ચરિત્ર–ભાગ ૯ મો–આવૃત્તિ ૨ જી | ૭૮૪ | ... ૩–૦–૦ |
| **સ્વામી રામતીર્થ**–ચરિત્ર–ગ્રંથ ૪ થો–આવૃત્તિ ૨ જી | ૬૭૨ | ... ૩–૦–૦ |
| **સંત તુકારામ**–વિસ્તૃત ચરિત્ર ... ... | ૬૪૮ | ... ૨–૮–૦ |
| **ચૈતન્ય મહાપ્રભુ**–ખંડ ૧ થી ૫–ત્રણ ગ્રંથો (સચિત્ર) | ૧૫૯૬ | ... ૬–૮–૦ |
| **જ્ઞાનેશ્વર મહારાજ** અને **મહાત્મા એકનાથ** ... | ૫૦૪ | ... ૨–૮–૦ |
| **સ્વામીશ્રી બ્રહ્માનંદ ને શિવાનંદનાં ચરિત્રો** | ૪૨૪ | ... ૧–૬–૦ |
| **શ્રીરામચંદ્ર દત્ત ને નાગમહાશયનાં ચરિત્રો** ... | ૩૩૬ | ... ૧–૦–૦ |
| **મહાત્મા સરયુદાસજી, ભૂધરભક્ત ને મહાત્મા જાનકીદાસજીનાં ચરિત્રો** ... ... | ૨૫૬ | ... ૦-૧૦-૦ |
| **ભક્તચરિત્ર**–૨૯ ભક્તોનાં ચરિત્રો–આવૃત્તિ ૨ જી ... | ૫૨૮ | ... ૧–૮–૦ |
| **આદર્શ ચરિત્રસંગ્રહ**–ભાગ ૧ લો–(૫૨ ચરિત્રો) ... | ૬૩૬ | ... ૧-૧૨-૦ |
| ,, ,, –ભાગ ૨ જો–(૭૦ ચરિત્રો)... | ૬૨૪ | ... ૨–૮–૦ |
| **મુસ્લિમ મહાત્માઓ**–(૬૬ ચરિત્રો, ઉપદેશો સહિત) | ૭૫૬ | ... ૨–૪–૦ |

## ખાસ સ્ત્રી ઉપયોગી ગ્રંથો–

| | | |
|---|---|---|
| **ભારતની દેવીઓ**–ગ્રંથ ૧ લો–પ્રાચીન ૧૧૩ ચરિત્રો | ૭૩૨ | ... ૩–૦–૦ |
| ,, –ગ્રંથ ૨ જો–પ્રાચીનઅનેઐતિહાસિક ૨૨૪ચરિત્રો | ૭૩૨ | ... ૩–૦–૦ |
| ,, –ગ્રંથ ૩ જો–પ્રાચીન અને અર્વાચીન ૧૬૬ ચરિત્રો | ૮૦૪ | ... ૩–૦–૦ |
| **દયાળુ માતા અને સદ્‌ગુણી પુત્રી**–( આવૃત્તિ ૫ મી ) | ૧૬૦ | ... ૦–૪–૦ |

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો–

**સુબોધ કથાસાગર**–બોધદાયક દૃષ્ટાંતોનો સંગ્રહ ... ૪૬૪ ... ૨–૦–૦
**આગળ ધસો**–('પુશિંગ ટુ ધી ફ્રન્ટ'નું ભાષાંતર)આ.૩ જી ૪૬૮ ... ૨–૮–૦
**ભાગ્યના ઘડવૈયા**–સંશોધિત બીજી આવૃત્તિ ... ૫૬૪ ... ૨–૮–૦
**સુખી જીવનનાં સાધન**– ... ... ... ... ૩૧૨ ... ૧–૮–૦
**આદર્શ દૃષ્ટાંતમાળા**–૧ લો–બોધક ૪૨૪ દૃષ્ટાંતો ... ૪૩૨ ... ૨–૦–૦
,, ,, –ભાગ ૨ જો–બોધક ૩૯૫ દૃષ્ટાંતો ... ૪૯૬ ... ૨–૦–૦
**કતલખાનું**–શ્રમજીવીઓનાં દુઃખ અને ધનિકોની નિર્દયતાનો તાદૃશ્ય ચિતાર રજૂ કરતા પ્રખ્યાત અમેરિકન લેખક અપ્ટન સિંક્લરના 'ધી જંગલ' નું ભાષાંતર. ... ૬૯૬ ... ૨–૪–૦
**શુભસંગ્રહ**–ઉપયોગી ૮૮ લેખોનો સંગ્રહ (ભા.૧લા રૂપે) ૧૯૨ ... ૦–૪–૦
,, ,, ટૂંકા ને ઉપયોગી ૧૪૮ લેખો (ભા.૨જા રૂપે) ૫૪૪ ... ૨–૮–૦
,, ,, ઉપયોગી ૧૬૫ લેખોનો સંગ્રહ (ભા.૯મા રૂપે) ૭૩૬ ... ૨–૮–૦
**સોનેરી સૂચનો ને સુવિચાર સામગ્રી**–આવૃત્તિ ૭ મી ૨૦૮ ... ૦–૪–૦

## વૈદકના ગ્રંથો–

× **આર્યભિષક્**–સુધારાવધારા સાથે ૯ મી આવૃત્તિ ... ૮૨૪ ... ૪–૦–૦
**વૈદક સંબંધી વિચારો**–ભાગ ૧ લો–આવૃત્તિ ૨ જી ૬૮૪ ... ૨–૦–૦
,, ,, –ભાગ ૨ જો ... ... ૪૩૨ ... ૧-૧૨-૦
**આયુર્વેદ નિબંધમાળા**–ભાગ ૧ લો } વૈદ્ય તિલકચં- ૭૩૬ ... ૨–૮–૦
,, ,, –ભાગ ૨ જો } દ તારાચંદકૃત ૪૧૬ ... ૧-૧૨-૦
**આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન**–ગાંધીજીકૃત–(આ. ૫ મી)૧૪૮... ૦–૪–૦

## બોધપ્રદ ટૂંકી વાર્તાઓ ઇત્યાદિ–

**ગ્રંથ ૧ લો**–સામાજિક નિર્દોષ ૬૬ વાર્તાઓનો સંગ્રહ ૫૮૮ ... ૨–૮–૦
,, **૨ જો**–કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાર્તાઓ ... ૫૭૬ ... ૧–૮–૦
× ,, **૩ જો**–બોધપ્રદ ૮૦ વાર્તાઓ ... ... ... ૪૯૨ ... ૧–૮–૦
,, **૫ મો**–સ્ત્રીપુરુષ સર્વ માટે ઉપયોગી ૫૬ વાર્તાઓ ૪૦૮ ... ૧–૪–૦
,, **૬ ઠ્ઠો**–સર્વ માટે ઉપકારક ૮૬ વાર્તાઓ ... ૭૨૦ ... ૨–૦–૦
**સુબોધ પુષ્પવાટિકા**–શેખ સાદીકૃત ગુલિસ્તાંનો અનુવાદ ૧૩૬ ... ૦–૫–૦

## ઐતિહાસિક ગ્રંથો

**કચ્છની લોકવાર્તા**—શ્રી. ડુંગરશી ધરમશી સંપટકૃત ૩૫૪ ... ૨—૦—૦
**ભારતના વીરપુરુષો**—ઐતિહાસિક વીર પુરુષોનાં ચરિત્રો ૩૩૬ ... ૧—૪—૦
**વીર દુર્ગાદાસ અથવા મારુ સરદારો**—આવૃત્તિ ૩ જી ૩૦૪ ... ૦—૮—૦

## બાળકો માટેનાં પુસ્તકો—

**ભારતીય નીતિકથાઓ**—મહાભારતમાંની ૫૨ વાતો... ૧૯૨ ... ૦—૮—૦
**સુબોધક નીતિકથા**—બિરબલકૃત ૧૫૨ બોધપ્રદ વાતો ૨૩૨ ... ૦—૫—૦
**સદ્‌ગુણી બાળકો**—૬૯ ખરા બનાવોનો સંગ્રહ ... ૧૩૬ ... ૦—૪—૦
**બાળસદ્‌બોધ**—વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ... ... ૧૨૦ ... ૦—૪—૦
**બાળકોની વાતો**—રસિક વાતચીતરૂપે ૨૧ પાઠ ... ૮૮ ... ૦—૩—૦
,, ,, —ભાગ ૨ જો—બોધપ્રદ ૬૧ પાઠો ... ૨૬૪ ... ૦—૮—૦

## ચિત્રો ઇત્યાદિ—

**પરમહંસ શ્રીરામકૃષ્ણ કેશવચંદ્રસેનના ઘેર** ... ... ૦—૨—૦
**શ્રીચૈતન્ય મહાપ્રભુનું સંકીર્તન**—(ત્રિરંગી ચિત્ર) ૧૫×૨૦... ૦—૨—૦
**જ્ઞાનપટ, સોપાનપટ અને જ્ઞાનબાજી** ... ...૧૮×૨૪... ૦—૧—૦
**સંવત ૨૦૦૦નું પંચાંગ** (બીજી આવૃત્તિ)... ... ૧૨૦ ... ૦—૬—૦

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** } ભદ્ર પાસે, **અમદાવાદ** / કાલબાદેવીરોડ, **મુંબઈ**

## શુદ્ધિપત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૮ | ૧૫ | ત્યાગી | ત્યાગ |
| ૨૦૭ | ૧૨ | લાગશે | લાગે છે |
| ૨૩૦ | છેલ્લી | જોઇએ. | જોઇએ |
| ૨૯૧ | ૫ | તે જ પ્રમાણે | આ શબ્દો કાઢી નાખો |
| ૩૩૯ | ૧૩ | બતાવ્યા | બતાવ્યો |
| ૩૩૯ | ૨૧ | વિચારોથી | વિચારો |
| ૩૭૫ | ૧૮ | સાંભાળો, | સાંભળો, |

# અનુક્રમણિકા

# તું કોણ?

## ૧ : ઉકાનો જન્મ

આ પૃથ્વી ઉપર માણસનું શરીર અલ્પ કાળ સુધી ટકે છે, પણ તેટલા વખતમાં જો સત્ય સમજાય અને તે સમજણ પ્રમાણે જીવનનું સારું પરિવર્તન કરી શકાય તો તેનો ઉપયોગ અમૂલ્ય છે.

હાલના વખતમાં ઘણી નવી નવી શોધ થયેલ છે. વિમાન, રેડિયો, તાર, ટેલિફોન, વીજળી, આગબોટો, રેલવે, મોટરો, સંચા, હોટલો, લાયબ્રેરીઓ, વર્તમાનપત્રો, વગેરે વગેરે ઉત્પન્ન થયેલાં છે. તેનાથી કેટલીક સગવડો વધી છે અને એ સગવડોને લોકો સુધારો કહે છે.

પણ એ ખરો સુધારો નથી, એ સગવડોની અતિશયતામાં માણસ પોતે પોતાને ભૂલી ગયેલ છે.

માણસોએ જેટલી જીત સંચાઓ ઉપર મેળવી છે, તેટલી જીત પોતાના સ્વભાવ ઉપર મેળવેલ નથી. તેથી તેઓ રેડિયોદ્વારા દૂરનું સંગીત સાંભળી શકે છે, પણ પોતાની પાસે બેઠેલો માણસ શા વિચાર કરે છે તે જાણી શકતા નથી. રેડિયો અથવા વિમાનના જેવી બીજી કોઈ શોધ થાય તે કરતાં માણસ પોતે પોતાને ઓળખે તે માટે કોઈ નવો સરળ માર્ગ બતાવી શકે, તો તેની કિંમત અમૂલ્ય છે.

ખરો સુધારો ત્યારે જ થયો કહેવાય કે જ્યારે જનસમાજમાં

નીતિ વધે, પરસ્પર ભ્રાતૃભાવ વધે, સંયમ વધે, પ્રેમ વધે અને ચારિત્ર ઊંચું રહે. હાલની કેળવણીથી બુદ્ધિ વધી છે, પણ તેના પ્રમાણમાં હૃદય સુધર્યાં નથી અને આત્મજ્ઞાન બહારની પ્રવૃત્તિઓમાં ડહોળાઈ ગયેલ છે. તેને તેની મૂળ સ્થિતિમાં પાછું મૂકવું જોઇએ. આત્માને જાણ્યા વગર જીવન ગાળવું એ સમુદ્રના જ્ઞાન વગર અને ખગોળના જ્ઞાન વગર સમુદ્રમાં વહાણ હંકારવા બરોબર છે.

વળી હાલના ખોટા સુધારાની અસરથી અને બહારની પ્રવૃત્તિ વધી પડવાથી ઘણા માણસોને જડની ભાષા સમજવાની ટેવ પડી ગઈ છે અને આત્માની ભાષા સમજવાની પદ્ધતિ ભુલાઈ ગઈ છે. આત્મ-જ્ઞાન પ્રાપ્ત કરવા માટે સત્સંગ જોઇએ અને સત્સંગમાં વપરાતી ભાષા સમજવાની ટેવ પાડવી જોઇએ. કેટલીક વાર સાસુ વહુને કહે છે કે, 'ઘઉં વીણી નાખ.' પણ વહુ સમજે છે કે સાસુ કાંકરા વીણ-વાનું કહે છે. તેવી જ રીતે જ્યારે શાસ્ત્રો કહે કે, 'તે તું છે,' ત્યારે 'આ તું નથી' એ પણ સાથે જ સમજી લેવાની ટેવ પાડવી જોઇએ. આવી ભાષા સમજવા માટે નવા પ્રકારની વિદ્યાની જરૂર છે, નવી જાતની લાગણીની જરૂર છે, અને ઊંચા પ્રકારના ચારિત્રની જરૂર છે.

જેમ શરીરની રક્ષા માટે અન્ન અને પાણીની જરૂર છે, તેમ હૃદયમાં ઊંચી લાગણીઓ રાખવાની પણ વધારે જરૂર છે. સારું જીવન ગાળવામાં ક્ષણે ક્ષણે પોતાની જવાબદારી સમજવી પડે છે અને ક્ષણે ક્ષણે સ્વાર્થત્યાગની જરૂર પડે છે. તે માટે મનોબળની જરૂર છે અને તે આત્મજ્ઞાનથી પ્રાપ્ત થાય છે. આત્મજ્ઞાન પ્રાપ્ત થયું હોય તો દરેક કામ વખતે શું કરવું, શું ન કરવું, તેની ખબર પડે છે; તે જ ખરો સુધારો છે.

આ દિશામાં હજુ બહુ થોડા માણસોએ પ્રયત્ન કરેલ છે અને તેથી તેનો લાભ પણ થોડા માણસોને મળેલ છે. નિશાળો અને કોલેજોમાં જે વિદ્યા શીખવવામાં આવે છે તેમાં માત્ર થોડો ભાગ જ આત્મજ્ઞાનમાં ઉપયોગી થાય તેવો છે. માણસ પોતે કોણ છે એ

બાબત ત્યાં શીખવવામાં આવતી નથી. એ શિક્ષણ જેણે લીધું હોય તેમની પાસેથી જ મળી શકે છે.

છતાં વિદ્યાર્થીઓ સમજે છે કે અમે દિવસે દિવસે વધારે જ્ઞાની થઇએ છીએ. હાલની એક ભણેલી સ્ત્રી માને છે કે હું મારી મા કરતાં વધારે ભણેલી છું; તેની દીકરી માને છે કે હું પણ મારી મા કરતાં વધારે શિક્ષણ પામી છું; તેની દીકરી પણ ભવિષ્યમાં કદાચ તેના કરતાં વધારે ભણશે; અને આવા શિક્ષણનો અંત આવવાનો નથી.

જ્યારથી અંગ્રેજી કેળવણી આ દેશમાં દાખલ થઈ, ત્યારથી અહીંની વિદ્યાકળામાં નીચેની કેટલીક ભૂલો દાખલ થઈ ગયેલ છે:—

(ક) હાલની કેળવણીમાં માત્ર જાગ્રત અવસ્થાના અનુભવનો જ વિચાર કરવામાં આવે છે. પ્રાચીન કાળની આર્યોની વિદ્યાકળામાં જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યા એ ચાર અવસ્થાઓના અનુભવનો વિચાર કરવામાં આવતો હતો.

(ખ) હાલની વિદ્યાકળામાં દ્રષ્ટાનો વિચાર કર્યા વગર દ્રશ્યનો વિચાર કરવામાં આવે છે. આર્યોની વિદ્યાકળામાં દ્રષ્ટાનો વિચાર કર્યા પછી દ્રશ્યનો વિચાર કરવાનું શીખવવામાં આવતું હતું.

(ગ) હાલની વિદ્યાકળામાં શરીર એ હું છું એ વાતનું સતત સ્મરણ રહે છે. આર્યોની વિદ્યાકળામાં ધીરે ધીરે તેનું વિસ્મરણ કરાવવામાં આવતું હતું.

(ઘ) આર્યોની પ્રજાનું સવારથી રાત સુધીનું કર્તવ્ય એવી રીતે યોજાયેલું હતું કે તે કર્તવ્યથી જીવાત્મા પરમાત્મા સાથે સંબંધમાં આવતો; એથી ઊલટું હાલના શિક્ષણથી ઉત્પન્ન થતાં કર્મ જીવાત્માને અલ્પ કાળના ભોગમાં રમાડ્યા કરે છે અને મોહ પમાડ્યા કરે છે.

(ઙ) વર્તમાન શિક્ષણે માણસનું સામાન્ય જીવન બગાડેલ છે, તેથી હવે માણસની સમાજનું જીવન સુધારવા માટે પ્રયત્ન થાય છે.

પહેલાંના શિક્ષણમાં જીવન બગડે નહિ તે માટે બહુ સંભાળ રાખવામાં આવતી હતી; તેથી સુધારા ઉપર સુધારાની જરૂર પડતી નહોતી.

હાલના વિદ્યાર્થીને એક પ્રશ્ન પૂછીએ, તો તેનો ઉત્તર તે તરત આપી શકશે નહિ.

તેને એમ પૂછીએ કે, તારે એક પિતા છે, તે પિતાને પણ પિતા છે, તેને પણ કોઈ વખતે એક પિતા હશે, અને તે પિતાને પણ પિતા હશે; તો પહેલો પિતા કોણ હશે? અને તે શી રીતે જન્મ્યો હશે?

આ પ્રશ્નના ઉત્તર માટે જુદા પ્રકારની વિદ્યાની જરૂર છે. તે માટે દરેક જાતની ખોટી માન્યતા ઉપર શંકા લાવવી જોઇએ અને તે માન્યતા દૂર કરવાના ઉપાય જાણવા જોઇએ.

ઉપરનો પ્રશ્ન જે વિદ્યાર્થી પાસે મૂકવામાં આવ્યો, તે જ્યારે વિદ્યાર્થી મટી ગૃહસ્થાશ્રમી થયો ત્યારે પોતે જ કોઈ બાળકનો પિતા બની ગયો. તે વખતે તેનામાં બે ધર્મ ઉત્પન્ન થયા.

તે કોઇનો પુત્ર હતો અને કોઇનો પિતા થયો. જ્યાં સુધી તેને પુત્ર થયો ન હતો, ત્યાં સુધી તેને કોઈ પિતા કહેતું નહિ. **તેથી જ્યારે પુત્ર ઉત્પન્ન થયો ત્યારે પિતા ઉત્પન્ન થયો.** પણ હાલની કેળવણીના સંસ્કારનું જોર એવું છે કે સાપેક્ષ ભાવે ઉત્પન્ન થતા આવા કલ્પિત ધર્મોનું સ્વરૂપ તેના સમજવામાં આવતું નથી.

એક વખતે એક સાધુએ એક વિદ્યાર્થીને એક લાકડી આપી અને કહ્યું કે, 'આ લાકડી કાપ્યા વગર નાની કરી આપો અને બીજી જોડ્યા વગર તેને મોટી કરી આપો.' આવું શિક્ષણ તે વિદ્યાર્થીને કોઇએ આપ્યું નહોતું, તેથી તે ગભરાયો. તેણે જવાબ આપ્યો કે, 'આપે સોંપેલું કામ બની શકે તેવું નથી.' તે સાધુએ કહ્યું: 'તમે એક લાકડી આના કરતાં મોટી લઈ આવો અને બીજી એક

આના કરતાં નાની લઇ આવો.' તેમના કહેવા પ્રમાણે તે વિદ્યાર્થી બે લાકડી લઈ આવ્યો; એટલે મોટી લાકડીની પાસે પહેલી લાકડી મૂકી તે સાધુએ કહ્યું કે, 'જુઓ! આ નાની લાકડી છે.' અને નાની લાકડીની પાસે પહેલી લાકડી મૂકી કહ્યું કે, 'જુઓ! આ હવે મોટી લાકડી છે.'

આવી શિક્ષણપદ્ધતિને સાપેક્ષવાદ કહે છે. વેદધર્મમાં તેને દૃષ્ટિસૃષ્ટિવાદ કહે છે, જૈનધર્મમાં તેને સ્યાદ્વાદ કહે છે, પશ્ચિમના દેશોના નવા સાયન્સમાં તેને 'થિયરી ઑફ રીલેટિવિટી' કહે છે. તે આત્મજ્ઞાનમાં બહુ ઉપયોગી છે. તેવી જાતની બુદ્ધિ ખીલવાથી કેટલીક ખોટી માન્યતા દૂર થઈ શકે છે. પશ્ચિમના દેશોના નવા સાયન્સમાં જે સાપેક્ષવાદ હવે શરૂ થયો છે, તે અહીંની કોલેજોના શિક્ષણમાં હજુ દાખલ થયેલ નથી.

મનુષ્યજીવનના કેટલાક ઉપયોગી પ્રશ્નોના ઉત્તર ન મળવામાં ખોટા સંસ્કારો આડા આવે છે. આવા સંસ્કારમાં ફેરફાર કર્યા વગર માણસ પોતે કોણ છે તેની ખબર પડતી નથી. તેથી ખોટા સંસ્કારો કેવી રીતે પડે છે તે જાણવા માટે અને તે દૂર કરવા માટે કેવા ઉપાય લેવા તેને માટે એક જ્ઞાન-કથા આ પુસ્તકમાં આપવામાં આવે છે.

બાળક જ્યારે જન્મે છે, ત્યારે તેને પોતાની અને જગતની ખબર હોતી નથી. પોતે જન્મ્યો એવું જ્ઞાન પણ તેને તે વખતે હોતું નથી, અને જગત એટલે શું તે વિષે પણ તે કાંઈ જાણતો નથી.

થોડાં વર્ષ પછી જ્યારે પોતાના દેહના ધર્મ એ પોતાના ધર્મ છે એમ તેને લાગે છે અને તે બીજા બાળકોના જન્મની હકીકત જાણે છે, ત્યારે તેને લાગે છે કે પોતે પણ એવી રીતે જન્મ્યો હતો. તે વખતે તેનામાં જન્મનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. તે વખતે તેની દૃષ્ટિએ તે જન્મે છે, એટલે કે ખરી રીતે મનના જન્મ વખતે માણસનો જન્મ થાય છે.

વળી જગત વિષે મોટી ઉંમરના માણસો જેવી રીતે જગતને જાણતા હોય તેવી જ રીતે નવો જન્મેલો બાળક બીજાના સંગથી જગતને જાણવા લાગે છે. જેમ કોઈ સિંહનું બચ્ચું બકરાના ટોળામાં લાંબો વખત રહી પોતાને બકરું માનવા લાગે છે, તેમ નવો જન્મેલો બાળક માણસના સહવાસથી પોતાને દેહધારી માણસ માનવા લાગે છે. જ્યારે બાળક ગર્ભમાં હોય ત્યારે તે માણસ કહેવાતો નથી, પણ બહાર નીકળે ત્યારે બીજા તેને માણસ કહે છે, તેથી ધીરે ધીરે પોતે માણસ છે એમ તે માનવા લાગે છે.

તેથી બાળકના જન્મ વખતે તેનો જીવ અને તેનું જગત તેના જોવામાં આવતાં નથી; પણ જ્યારે તેનામાં જીવ અને જગત વિષે સંકલ્પો ઉત્પન્ન થાય છે, ત્યારે તેનો જીવ અને તેનું જગત ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે દેશથી પરિચ્છિન્નપણું શરૂ થાય છે.

હવે કાળ કેવી રીતે ઉત્પન્ન થાય છે તે જોઈએ. બાળકની ઉંમર માટે તેણે જે નવ માસ ગર્ભમાં ગાળ્યા તે ગણવામાં આવતા નથી અને તે પહેલાંનો વખત પણ તેની ઉંમરમાં ગણવામાં આવતો નથી. પણ વ્યવહારની સગવડ માટે દેહના જન્મથી, ગર્ભમાંથી દેહ બહાર નીકળે ત્યારે, જાણે કે તેનો જન્મ થયો હોય એમ માની તે વખતથી તેની ઉંમર ગણવામાં આવે છે.

કાળ એ આપણી લાગણીનું તત્ત્વ છે. આપણે એક બનાવ પછી બીજો જોઈએ છીએ, તેથી આપણને કાળ લાગે છે. જો તે બનાવને જોનાર કોઈ ન હોય તો કાળની ઉત્પત્તિ થતી નથી; અથવા માણસની વૃત્તિમાં ફેર પડી જાય તો કાળ જણાતો નથી. સુખમાં વખત તરત જતો રહે છે અને દુઃખમાં પાંચ મિનિટ પણ પાંચ કલાક જેવી લાગે છે. નિદ્રામાં સુખ હોવાથી કાળની ખબર પડતી નથી. તેથી કાળ જગતમાં નથી પણ માણસની વૃત્તિમાં છે. જન્મ લેનાર બાળકની વૃત્તિ તે વખતે એવી હોય છે કે તેને પોતાના જન્મની ખબર હોતી નથી. તેની મા તેને તેડીને ફરે છે તેથી તેને થોડા મહિના સુધી તો

એમ લાગે છે કે જાણે તે હજુ તેની માના પેટમાં છે.

તેથી આપણી કથાના પાત્ર ઉકાનો ખરો જન્મ ક્યાં થયો અને ક્યારે થયો તે તરત કહી શકાય તેમ નથી, પણ વ્યાવહારિક દૃષ્ટિએ એમ કહી શકાય કે તે એક ગામમાં એક કુટુંબમાં જન્મ્યો હતો.

આગળ કહ્યું તેમ બાળક જન્મે છે, ત્યારે તેને ખબર હોતી નથી કે પોતે કોણ છે અને તેનું નામ શું છે. થોડા દિવસ પછી જ્યારે તેની ફઈબા તેનું નામ પાડે છે, ત્યારે પણ તે પોતાનું નામ છે એમ તેને લાગતું નથી; પણ જ્યારે ઘણા દિવસ સુધી તે નામે બીજા માણસો તેને બોલાવે છે, ત્યારે તે પોતાનું નામ છે એમ માની લે છે, અથવા હુલામણું નામ હોય તો તે નામે જવાબ આપે છે. કોઈ કોઈ માણસો કૂતરાનાં અને ગાયોનાં પણ નામ પાડે છે અને જ્યારે તે નામે કોઈ બોલાવે ત્યારે તે પશુ જવાબ આપે છે. જ્યારે 'તૂ તૂ તૂ' કહીએ, ત્યારે બધા કૂતરા પાસે આવે છે; પણ જ્યારે 'કાળિયો, કાળિયો' કહીએ, ત્યારે 'કાળિયો કૂતરો' જ પાસે આવે છે.

'દોડો, દોડો!' એમ બોલીએ ત્યારે માણસો આવે છે. કૂતરા તે અવાજ સાંભળે છે, પણ આવતા નથી.

બાળકમાં પણ તેના નામના સંસ્કાર આ પ્રમાણે દૃઢ થઈ જાય છે. તેની અસર એવી થાય છે કે ઊંઘમાં પણ જ્યારે તેને તેના નામથી બોલાવવામાં આવે છે, ત્યારે તે તે નામથી જાગી જાય છે. તે બીજા નામથી જાગતો નથી. પણ આ નામ સાચું હોતું નથી. માત્ર વ્યવહારની સગવડ માટે એક નામ રાખવાની જરૂર પડે છે.

વળી પોતે પોતાના દેહ જેવડો જ છે એવું માનવાની ટેવ પડી જાય છે. પોતાથી મોટા માણસને જોઈ પોતાને નાનો માને છે અને પોતાથી નાના માણસને જોઈ પોતાને મોટો માને છે. જગતમાં માણસ એકલો જ હોય અને બીજી કોઈ વસ્તુ અથવા બીજા કોઈ માણસ ન હોય તો પોતે કેવડો મોટો છે તે કહી શકાય નહિ. જે ગામની પ્રજામાં એક પણ માણસ નથી, તે ગામનો રાજા એ રાજા કહેવાય નહિ.

જ્યારે બાળક ચાલતાં શીખે છે, ત્યારે તેને લાગે છે કે પોતે ચાલે છે ત્યારે બીજી વસ્તુઓ ચાલતી નથી; તેથી જે પોતાનું શરીર ચાલે છે તે 'હું,' અને તે સિવાયનું બીજું બધું તે 'હું નહિ,' એમ તેને લાગે છે. જે 'હું નહિ' તેને તે જગત કહે છે. તે જગતમાં રહેલા બીજા માણસોની સાથે તેને ધીરે ધીરે સંબંધ થતો જાય છે. કોઈ માણસ કોઈ નવા ગામમાં રહેવા જાય, ત્યારે શરૂઆતમાં તે કોઈને ઓળખતો નથી પણ ધીરે ધીરે નવા મિત્રો અને સંબંધીઓ ઉત્પન્ન કરે છે. તેવી જ રીતે નવા જન્મેલા બાળકના મિત્રો અને સંબંધીઓ તેની જરૂરિયાત પ્રમાણે તેના સંબંધમાં આવે છે.

બાળકને કોઈ વસ્તુ જોઈએ અને તે તરત મળે, ત્યાં સુધી તેને કાળ બાબત ખબર પડતી નથી; પણ જ્યારે તે વસ્તુ મળે નહિ અને તેને માટે રાહ જોવી પડે, અથવા કોઈ વસ્તુ મળે નહિ અથવા કેટલીક ઇચ્છાઓ અને આશાઓ પૂરી થાય નહિ અથવા કુટુંબમાં અથવા મિત્રોમાં કોઈનું મરણ થાય, ત્યારે કાળ વિષે તેનામાં વિચાર આવવા લાગે છે. તે પહેલાં મૃત્યુ શું કહેવાય તેની તેને ખબર હોતી નથી.

આવા મનુષ્યલોકમાં ઉપર કહ્યું તેમ 'ઉકો' નામનો બાળક જન્મ્યો હતો. તેના જન્માક્ષર પ્રમાણે તેનું નામ 'અંબા' આવતું હતું; પણ તેની ફઈએ તેનું નામ 'ઉકો' પાડ્યું હતું, તેથી તેનાં બધાં સગાં તેને 'ઉકો' અથવા ઉકલો કહેતાં હતાં, અને તે પોતે પણ તે નામથી કોઈ બોલાવે ત્યારે જવાબ આપતો હતો. ઉકો જન્મ્યો ત્યારે તેને ખબર નહોતી કે 'પોતે જન્મ્યો'; પણ ઉપર કહ્યું તેમ ધીરે ધીરે તેનામાં દેહના સંસ્કાર, કુટુંબના સંસ્કાર અને જગતના સંસ્કાર દાખલ થવા લાગ્યા. વળી, જે દેશમાં જે બાળક જન્મે છે, તે દેશની ભાષા તે બોલતાં શીખી જાય છે. ગુજરાતમાં જન્મેલો બાળક ગુજરાતી ભાષા બોલતાં શીખી જાય છે. તે પ્રમાણે ઉકો પણ ગુજરાતી ભાષા બોલતાં શીખવા લાગ્યો, અને પોતાના ઘરનો અને જગતનો અનુભવ લેવા લાગ્યો.

# ૨ : માયાના ક્ષેત્રમાં

પહેલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે જેમ દરેક માણસમાં નાની ઉમરથી કેટલાક આરોપિત ધર્મો અથવા ગુણો દાખલ થાય છે, તેમ બીજા પણ કેટલાક તેવા ગુણો દાખલ થવા લાગે છે. તેને કાકા હોય તો પોતે તેનો ભત્રીજો થાય છે. તેને મામો હોય તો પોતે ભાણેજ થાય છે. તેને બહેન હોય તો ભાઈ થાય છે. પોતાને ભત્રીજો હોય તો પોતે કાકા થાય છે, પુત્ર હોય તો પિતા થાય છે, સાળો હોય તો બનેવી થાય છે અને બનેવી હોય તો સાળો થાય છે. પણ જો આવા સંબંધીઓમાંથી કોઈ ન હોય, અથવા હોય પણ તેને તેમની ખબર ન હોય, તો તેનામાં તે સંબંધ ઉત્પન્ન થતા નથી.

માણસ જુવાન થાય ત્યારે તેનું સગપણ કોઈ એક જગ્યાએ થાય છે. તે વખતથી તેના સાસરાનાં સગાં વધે છે. બીજી જગ્યાએ સગપણ થાય તો બીજા કુટુંબનાં સગાંને પોતાનાં સગાં માને છે. જ્યાં પોતાનો સ્વાર્થ હોય ત્યાં મમતા બંધાય છે, તેમના સુખે સુખી અને તેમના દુ:ખે દુ:ખી થાય છે. પોતે કોણ છે તેની ખબર હોતી નથી, તેથી સામાન્ય માણસો જે કહે તે સાચું માની બેસે છે. કોઈ વાર માને ભાભી કહે છે અને બાપને ભાઈ કહે છે! એક જગ્યાએ એક ૫ વર્ષનો બાળક તેના બાપની માને સાસુજી કહે છે, કારણકે તે બાળકની મા તેને સાસુજી કહે છે.

એક જગ્યાએ એક ૧૩ વર્ષનો છોકરો અંગ્રેજી ભણતો હતો. તેનાં માબાપ પણ અંગ્રેજી ભણેલાં હતાં. એક વખત તેનાં માબાપ કાંઈ કામ માટે બહાર ગયાં હતાં. તે વખતે તેના બાપના કોઈ મિત્ર મળવા આવ્યા અને તે છોકરાને પૂછ્યું કે 'તારા બાપા ક્યાં ગયા છે?' તે છોકરાએ જવાબ આપ્યો કે 'તે અને તેનાં વાઈફ ફરવા ગયાં છે.' હાલની વિદ્યાર્થી મા કોને કહેવાય તેની પણ બરાબર સમજણ નાના છોકરાઓમાં હોતી નથી.

વળી તે નાતના કાયદા, રાજ્યના કાયદા, ધર્મના કાયદા સાચા માની બેસે છે, તેથી તેનું શરૂઆતનું જીવન ઘણું પરતંત્ર રહે છે.

આવી બંધાયેલી માન્યતાઓની અસર નીચે રહેવાથી તે સ્વતંત્ર વિચાર કરતાં શીખતો નથી અને જ્યારે સ્વતંત્ર રીતે વિચારવાની શક્તિ હોતી નથી ત્યારે ગમે તેનું કહેવું માની લે છે અને ઘણાનો શિષ્ય થઈ બેસે છે. તેને કેટલીક માન્યતાઓ માબાપ તરફથી મળે છે, કેટલીક નિશાળના શિક્ષકો તરફથી, કેટલીક પુસ્તકોમાંથી, કેટલીક નાટક–સિનેમામાંથી અને કેટલીક તેના ભૂતકાળના સંસ્કારમાંથી ઉત્પન્ન થાય છે. નાની ઉંમરમાં તે પોતે પોતાના ૩।। હાથની ઊંચાઈ જેટલો હોય છે અને મોટી ઉંમરે પણ તે તે વખતના પોતાના ૩।। હાથની ઊંચાઈ જેટલો રહે છે; પણ પોતાનું માપ ફરી જાય છે તેની ખબર રહેતી નથી, તેથી પોતે મોટો થતો હોય તેમ લાગે છે.

સામાન્ય માણસનો વ્યવહાર તેની દૃષ્ટિમાં ધીરે ધીરે સાચો થઈ જાય છે, પણ તત્ત્વદૃષ્ટિએ જોતાં આવો વ્યવહાર કલ્પિત હોય છે. કલ્પિત વાતો થોડો વખત વ્યવહારમાં ઉપયોગી થાય છે પણ તે પરમાર્થમાં કામ આવતી નથી. આવા વ્યવહારથી ઉત્પન્ન થતી વ્યાવહારિક બુદ્ધિથી જીવ અને જગતનું યથાર્થ જ્ઞાન પ્રતિબદ્ધતા પામે છે અને માણસના મૂળ સ્વભાવમાં રહેલાં ઐશ્વર્ય, સર્વજ્ઞતા અને આનંદ અનુભવમાં આવતાં નથી. જગતને વશ કરવા જન્મેલો જીવ

જગતથી વશ થવા લાગે છે.

માણસ જેને 'હું' કહે છે તેમાં કેટલો અર્થ સમાયેલો છે? પણ કોઇક જ ઉપર કહેલ ભૂલો સમજી શકે છે અને કોઇક જ તે દૂર કરી શકે છે. ઉકો પણ ઘણા માણસોની માફક ઉપર જણાવેલ માયાના વાતાવરણમાં મોટો થયો હતો.

ઉકો જ્યારે આઠ વર્ષની ઉંમરનો થયો, ત્યારે તેના ઘર આગળ કોઇ પાડોશીની મોટર આવીને ઊભી રહી. એટલે ઉકાએ તેના પિતાને કહ્યું કે, 'મારે તેમાં બેસવું છે.' તેના પિતાએ કહ્યું: 'તેમાં તારાથી બેસાય નહિ.' ઉકાએ પૂછયું: 'કેમ બેસાય નહિ?' તેના પિતાએ કહ્યું: 'તે આપણી નથી.' ઉકાએ પૂછયું: 'તે કેમ આપણી નથી?' તેના પિતાએ કહ્યું: 'તે હું પછી તને સમજાવીશ.' તે દિવસથી આપણું કાંઇક નથી અને કાંઇક છે એમ ઉકાને લાગવા માંડયું. તે પહેલાં ઘણા નાના બાળકોની માફક તે ઘણું જગત પોતાનું માનતો હતો, પણ હવે માયાનું ક્ષેત્ર શરૂ થયું હતું.

આવી રીતે જેમ જેમ મોટી ઉંમર થાય છે, તેમ તેમ ઘણું જગત પોતાનું લાગતું નથી, તેથી અનેક પ્રકારની બીક લાગે છે. જે જગત આપણું લાગતું નથી, તે વારંવાર આપણો વિરોધ કર્યા કરે છે. જ્યારે આપણે જગતને આપણાથી જુદું જોઇએ છીએ, ત્યારે આપણે જગતના મિત્ર બનતા નથી અને જગત આપણું મિત્ર બનતું નથી. જ્યારે આત્મજ્ઞાનથી આખા જગતને આપણું કરી લેવામાં આવે છે, ત્યારે જ આ ભૂલો સુધરે છે અને ત્યારે જ આપણા વિરોધમાં કોઇ રહેતું નથી. આ કામ ઘણું અઘરું હોવાથી તેના ઉપાય જુદીજુદી જગ્યાએ આ પુસ્તકમાં બતાવવામાં આવેલ છે.

કેટલીકવાર નાની ઉંમરનાં છોકરાં ભેગાં મળી રમે છે, કોઇ વખતે તોફાન પણ કરે છે, પોતાના કજિયા પોતે ભૂલી પણ જાય છે અને ફરી એકબીજાના મિત્ર બને છે; પણ જો કોઇ વખતે

તેમના કજિયાની વાત તેમની મા પાસે પહોંચે છે, ત્યારે એક છોકરાની મા બીજા છોકરાની મા પાસે જઈ કહે છે કે, 'તમારા છોકરાને હવે તમારે વારવો જોઇએ, તે બહુ તોફાન કરે છે.' એટલે બીજાની મા જવાબ આપે છે કે, 'મારો દીકરો ડાહ્યો છે, તમારો જ તોફાન કરે છે.' આવી વાતો સાંભળી નાનાં છોકરાંઓને લાગે છે કે તેઓ એક માબાપનાં છોકરાં નથી.

કોઈ નાની ઉંમરની કન્યા હોય, તેનું સગપણ બહુ નાની ઉંમરમાં થયું હોય, તો તેને સાસુ કે સસરા કે પતિ શું કહેવાય તેની ખબર હોતી નથી. એક વખત એક નવ વર્ષની ઉંમરનો પતિ પોતાની પાંચ વર્ષની પત્નીને તેડીને ફરતો હતો અને પાડોશીઓને કહેતો હતો કે, 'જુઓ આ મારી વહુ.' તેટલી નાની ઉંમરમાં પતિ-પત્ની શું કહેવાય તેની તેમને ખબર હોતી નથી; પણ ધીરે ધીરે માયાના સંસ્કારથી, બીજી સ્ત્રીઓના સહવાસથી, ભોળી કન્યા કપટી સ્ત્રી બની જાય છે.

ઉકા જ્યારે ૧૨-૧૩ વર્ષની ઉંમરનો થયો, ત્યારે તેના કુટુંબમાં તેના કોઈ નજીકના સગાનું મરણ થયું. તે ઉપરથી તેને એવા વિચાર આવવા લાગ્યા કે 'તે માણસ મરીને ગયો ક્યાં?' તેણે આ પ્રશ્ન ઘણા માણસોને પૂછ્યો પણ બધાએ એવો જવાબ આપ્યો કે, 'આ બાબત જાણી શકાય તેવી નથી.'

થોડા વખત પછી ઉકાના એક મિત્રનું મરણ થયું, એટલે ઉકાને તે દિવસથી રાત્રે બરાબર ઊંઘ આવતી નહિ. તેને રોજ રાત્રે સૂતી વખતે એવા વિચાર આવતા હતા કે જો આ બધા માણસો અને પોતે, આવી રીતે એક પછી એક ચાલ્યા જાય અને પાછા કોઈ દિવસે મળે નહિ, તો આ બધા અહીં આવ્યા શા માટે? અને જગતમાં આટલા બધા માણસો છે છતાં વધારે શા માટે ઉત્પન્ન થતા હશે? ઉકાના આવા પ્રશ્નોનું સમાધાન કોઈ કરી શક્યું નહિ. પણ એક વિદ્વાન મિત્રે એવો જવાબ આપ્યો કે, માયામાં રહેલ માણસ માયા-

થી અતીત વસ્તુને જાણી શકે નહિ. માત્ર પરમાત્મા જ માયારહિત છે. તેને માયા સ્પર્શ કરી શકતી નથી. કારણ કે તે આદિ પુરુષ છે. આ બાબત ઉકાને બરાબર સમજાઈ નહિ, એટલે તે મિત્રે તેને નીચે પ્રમાણે એક દૃષ્ટાંત આપ્યું:—

એક વખત એક ૧૨–૧૩ વર્ષની ઉંમરનો છોકરો પોતાના કોઈ નજીકના સગામાં થતા કોઈના વિવાહ જોવા ગયો હતો. વિવાહ જોઇ તે પૂરો થયા પછી પાછો ઘેર આવી પોતાના પ્રપિતા (બાપના બાપ)ને તેણે પૂછ્યું કે, 'અહા! હું વિવાહ જોઇ આવ્યો, તે બહુ સારી ધામધૂમથી થયા હતા, પણ મેં કોઈ દિવસ તમારા વિવાહ કેમ જોયા નહિ?' તેના પ્રપિતાએ જવાબ આપ્યો કે, 'તું તો શું પણ તારો બાપ પણ મારા વિવાહ જોઈ શક્યો નથી; પણ આ બાબત તને હાલ સમજાશે નહિ. તું પરણીશ ત્યારે તને સમજાશે.'

છોકરો—હાલ કેમ ન સમજી શકાય?

અહા—એ માયાનો પ્રશ્ન છે. બાળકોનું જગત જુદું હોય છે, જુવાનિયાનું જગત જુદું હોય છે અને વૃદ્ધ પુરુષોનું જગત જુદું હોય છે. તે એક જગતમાં રહે છે એવું સામાન્ય દૃષ્ટિથી દેખાય છે, પણ તે બધા એક જ જગતમાં રહે છે એમ કહી શકાય નહિ. કોઈ એક બગીચામાં ઘણી જાતનાં પક્ષીઓ હોય છે. તેઓ એક બગીચામાં છે એમ આપણને દેખાય છે, પણ સૌને તે બગીચો જુદા પ્રકારનો લાગે છે. આ મારા ઓરડામાં હું, તું, આ બિલાડી અને માખી એમ ચાર છીએ; પણ ખરી રીતે આપણે ચારે એક જ ઓરડામાં છીએ એમ કહેવાય નહિ. આ ઓરડામાં બારીબારણાં જેવું માખીને લાગે નહિ. બિલાડીને આ ઓરડો બહુ મોટો લાગે અને તે બારીના સળિયામાંથી નીકળી શકે એટલે તેને પણ બારી જેવું કાંઈ લાગે નહિ. માણસ બારીમાંથી નીકળી ન શકે એટલે માણસને બારીબારણાંની જરૂર પડે. વળી એક જ ઓરડો નાની ઉંમરે મોટો લાગે છે, અને તે જ જગ્યા તે માણસને મોટી ઉંમરે નાની લાગે છે. જે વસ્તુનો જે સ્વભાવ હોય તે ફરવો ન જોઇએ, પણ જુદાજુદા જીવ પ્રત્યે ફરી જાય છે; તેથી સૌ પોતાના જગતમાં રહે છે. બિલાડીના જગતમાં જેમ વિવાહનો પ્રશ્ન જ હોતો નથી, તેમ નાના બાળકના જીવનમાં પણ એ પ્રશ્ન હોતો નથી.

છોકરો—ત્યારે ખરું જગત કેવું છે?

અદા—તે જાણવું બહુ મુશ્કેલ છે. પણ તારી જિજ્ઞાસા હશે તો તે સમજાવનાર તને મળી રહેશે. સામાન્ય માણસની દૃષ્ટિ બહુ અપૂર્ણ હોય છે. બહુ નજીકની વસ્તુ તેને દેખાતી નથી, જેમકે આંખમાં પડેલું કણું; બહુ દૂરથી વસ્તુ દેખાતી નથી, જેમકે અમેરિકાનું જીવન; કમળાવાળાને બધું પીળું દેખાય છે. દિવસે તારા હોય છે પણ સૂર્યના આવરણથી દેખાતા નથી. માટે જ્ઞાનદૃષ્ટિ પ્રાપ્ત કરવી જોઇએ અને તારો અધિકાર થશે, ત્યારે તે માટે યોગ્ય ગુરુ તને મળી રહેશે.

માટે સિદ્ધાંતમાં એમ સમજવાનું છે કે ભગવાન જ સર્વના આદિ પુરુષ હોવાથી માયાથી અતીત છે અને તેને માયામાં રહેલ માણસો સમજી શકે નહિ. મન શુદ્ધ હોય ત્યારે જ સાચી વાતો સમજાય છે અને તેથી માયાથી અતીત થયેલ જ્ઞાની પુરુષો જ તેને જાણી શકે છે.

પણ આટલા ખુલાસાથી ઉકાની જિજ્ઞાસા તૃપ્ત થઈ નહિ. ઊલટું તેનામાં સંકલ્પ વધવા લાગ્યા. તેને હજુ સુધી માત્ર જીવ અને જગતના બનાવોના વિચાર આવતા, પણ હવે ભગવાનના વિચાર વધવા લાગ્યા. ભગવાન ક્યાં હશે ? કેવા હશે ? શું કરતા હશે ? આપણે તેને કેમ જોઈ ન શકીએ ? વળી આ પૃથ્વીની ઉપર આકાશ દેખાય છે; તે પછી તારા દેખાય છે, તે પછી શું હશે ? ત્યાં શું કોઈએ ભીંત ચણી હશે ? અને ભીંત હોય તો તે પછી શું હશે ? આકાશનો છેડો ક્યાં હશે ? જીવનનો છેડો ક્યાં હશે ? વગેરે વગેરે અનેક જાતના પ્રશ્નો તેના મનમાં ઉત્પન્ન થવા લાગ્યા.

ઉકો યોગ્ય ઉંમરનો થયો ત્યારે તેના વિવાહની વાતો ચાલવા લાગી. તે વાતો સાંભળીને વિવાહમાં સુખ છે કે નહિ તે નક્કી કરવાનો તેણે વિચાર કર્યો.

એક દિવસ ઉકો તેના મિત્ર સાથે ફરવા નીકળ્યો હતો. ફરતાં ફરતાં ઉકાએ તેને નીચેના પ્રશ્નો પૂછ્યા:—

ઉકો—શું દરેક માણસને પરણવાની ખાસ જરૂર છે ? સંસારમાં ઘણા માણસો શા માટે પરણે છે ? અને પરણેલામાંથી ઘણાનો

સંસાર દુઃખી કેમ જણાય છે?

મિત્ર—પરણવાનો બનાવ માણસના જીવનમાં બહુ ઉપયોગી છે. તેનાથી કેટલીક સગવડ ઉત્પન્ન થાય છે અને કેટલીક અગવડો પણ ઉત્પન્ન થાય છે. આ બનાવને માણસના જીવનના બીજા બનાવથી જુદો પાડી શકાય નહિ. માટે આ બનાવનું રહસ્ય સમજવા પહેલાં તારા આખા જીવનનો હેતુ શો છે તે પહેલાં નક્કી કરવું જોઇએ.

ઉકો—હું જે સ્ત્રીને પરણું તેનામાં સારા સંસ્કાર શરૂઆતથી નાખવાનો પ્રયત્ન કરું, તો સંસારમાં વિઘ્ન આવે નહિ.

મિત્ર—તે કામ તમે ધારો છો તેવું સહેલું નથી. દરેક જીવમાં તેના આગલા જન્મના સંસ્કાર હોય છે. તે ઉપરાંત, તેનાં માબાપ તરફથી કાંઇક સંસ્કાર પડેલા હોય છે. સ્ત્રીઓમાં વળી સાસરાના, બીજાં સગાંઓના અને બીજી સ્ત્રીઓના સંસ્કારની અસર રહે છે. તેથી જે પુરુષ પરણે છે તેના ઉપર નવા પ્રકારની જવાબદારી આવી પડે છે. વળી સ્ત્રીઓમાં સામાન્ય રીતે મોહ અને માયાનું જોર વધારે હોય છે, તેથી અજ્ઞાન પણ હોય છે; અથવા હાલની કેળવણી લીધેલી કોઈ કન્યા સાથે સંબંધ થાય તોપણ તે સર્વ પ્રકારે પોતાના જીવનને અનુકૂળ રહેશે કે નહિ તે નક્કી કહી શકાય નહિ. તે પોતાનું સુખ પહેલાં ઇચ્છે છે. સુખ આપવાથી સુખ મળે છે એ વાત ઘણાં સ્ત્રી-પુરુષોને સમજાતી નથી. તેથી આ બાબતમાં ચોક્કસ મત આપવો બહુ મુશ્કેલ છે.

ઉકો—પણ જો મારી સ્ત્રી મારા કહેવા પ્રમાણે નહિ ચાલે, તો હું તેને ચકલી બનાવી મારા ઘરના લીંબડા ઉપર રાખી મૂકીશ.

મિત્ર—એ કામ પણ તમે ધારો છો તેવું સહેલું નથી. કદાચ એમ પણ બને કે તે તમને શિષ્ય બનાવી દે. સ્ત્રીઓના મોહમાંથી બહુ થોડા માણસો બચી શકે છે.

વળી જે પુરુષો પોતાની સ્ત્રીને હલકી માને છે અથવા જે સ્ત્રી પોતાના પતિને હલકો માને છે, તેમની પ્રજા બહુ હલકા સંસ્કારવાળી થાય છે. આગલા કાળમાં પુરુષો સ્ત્રીઓ પ્રત્યે બહુ માનથી જોતા હતા અને સ્ત્રીઓ પણ જ્ઞાની અથવા શૂરવીર પુરુષોને પરણવાનું પસંદ કરતી હતી. રૂપની પરીક્ષા કરવી સહેલી છે પણ ગુણની પરીક્ષા કરવી બહુ મુશ્કેલ છે. આપણે આપણો સ્વભાવ પણ બરાબર જાણતા નથી, તો બીજાનો બરાબર કેમ જાણી શકીએ ? વળી પરણ્યા પછી પણ બન્ને વચ્ચે કાયમ ઉત્તમ સંબંધ સાચવી રાખવો એમાં ઘણી કળાની જરૂર પડે છે. જુવાનીનું સૌંદર્ય વીજળીના ચમકારા જેવું છે, અને પહેલા દિવસનાં સ્ત્રી–પુરુષ એ પાછળના દિવસનાં સ્ત્રીપુરુષ લાગતાં નથી. જે વસ્તુ અપ્રાપ્ત હોય, તે પ્રાપ્ત થયા પછી તેની કિંમત ઓછી થવા લાગે છે.

ઉકો—પણ પુરુષોમાં ક્યાં સૌંદર્ય ઓછું છે ? પશુપક્ષીઓનાં જીવન જોતાં જણાય છે કે સિંહણ કરતાં સિંહ સારો લાગે છે, કૂકડી કરતાં કૂકડો સારો લાગે છે અને ઢેલ કરતાં મોર સારો લાગે છે.

મિત્ર—ખરું સૌંદર્ય માણસને મોટા બનાવે છે. તમે જો કોઈ વખતે સમુદ્રકિનારે એકલા બેઠા હો અથવા કોઈ પર્વતનું સૌંદર્ય નિહાળતા હો, તો તે વખતે તમારી દૃષ્ટિ વિશાળ બને છે; પણ જો તમે કોઈ હલકા સ્વભાવના માણસ પાસે થોડીવાર બેસશો તો તમારું જીવન ટૂંકું થતું હોય તેમ લાગશે. માણસનું સૌંદર્ય તેની વિદ્યામાં છે. જ્યાં સુધી સારા ગુરુદ્વારા સાચી વિદ્યા પ્રાપ્ત કરી ન હોય, ત્યાં સુધી ખોટો મોહ જીતી શકાતો નથી અને અસતમાં સતબુદ્ધિ ઉત્પન્ન થાય છે. જેઓ પરણતા નથી, તે પણ પસ્તાય છે; અને જેઓ પરણે છે, તે પણ પસ્તાય છે. માણસના જીવનના બધા બનાવોને પરસ્પર સંબંધ છે. બધા મોહનું મૂળ કારણ અવિદ્યા છે; અવિદ્યાથી ઇચ્છા ઉત્પન્ન થાય છે; અને સમજ વગરની ઇચ્છાઓ પુરુષોમાં અને સ્ત્રી-

ઓમાં અનેક પ્રકારની ઘેલછા ઉત્પન્ન કરે છે. તેથી જીવન સરળ થઈ શકતું નથી. પુરુષ પરણે નહિ તોપણ અવિદ્યાને લઇને તેવી જ ઇચ્છાઓ ઉત્પન્ન થયા કરે છે અને જીવનને બગાડે છે.

ઉંકા—તમારી પરણેલી જિંદગી તમને કેવી લાગે છે?

મિત્ર—કાંઇક સુખી અને કાંઇક દુ:ખી.

ઉંકા—દુ:ખી શા માટે?

મિત્ર—કારણ કે કોઈ વખતે ઘણી ફરજો એકદમ ઉત્પન્ન થાય છે અને તેમાંથી કેમ નીકળવું તે સૂઝતું નથી અને જીવન વિશાળ થવાને બદલે ટૂંકું થતું જાય છે. નાની નાની વસ્તુઓ આત્માને આપણી દૃષ્ટિ આગળથી દૂર કરે છે અને હંમેશાં કાંઇક જરૂરી કામ કરવાનું અધૂરું રહી જાય છે.

આટલી વાતચીત પછી બન્ને ફરીને પોતાને ઘેર પાછા આવ્યા. ઉકાને હવે એવા વિચાર આવવા લાગ્યા કે, ‘ભગવાન સાચા કે સ્ત્રી સાચી? આ સાચું કે તે સાચું?’ એકને મેળવવા જતાં કદાચ બીજાને છોડવું પડે, એવા વિચારથી બન્ને તરફ ઇચ્છા ઉત્પન્ન થતી હતી અને બન્ને તરફ બીક પણ લાગતી હતી. તેથી આ બાબતમાં પોતે અનુભવ લઈ ખાતરી કરવાનો નિશ્ચય કર્યો.

# ૩ : ચાર પુરુષાર્થ

વખત આવતાં ઉકાનો વિવાહ તેની જ્ઞાતિમાં અમૃત નામની એક કન્યા સાથે થયો. શરૂઆતની પરણેલી જિંદગીમાં તો તેને અમૃતમાં જ અમૃત લાગતું હતું; પણ નાની ઉંમરમાં તેણે કેટલાંક સગાં અને મિત્રોના મરણ જોયેલ હોવાથી તેને કોઈ કોઈવાર એમ લાગી આવતું હતું કે તેનું અમૃત લાંબો વખત ટકે એવું નથી.

તેને મનમાં એમ પણ આવતું હતું કે જો સ્ત્રીઓમાં શરૂઆતથી જ્ઞાન અને વૈરાગ્યના સંસ્કાર નાખ્યા હોય, તો સાંસારિક જીવન ઠીક ચાલે; તેથી તેણે અમૃતને સુધારવાનો વિચાર કર્યો. ઘણા માણસોને બીજાના ગુરુ થવું ગમે છે તેથી આવા વિચાર ઉત્પન્ન થતાં વાર લાગતી નથી.

એક વખત તેણે અમૃતને કહ્યું કે, 'સંસારનું સુખ ગમે તેવું સારું લાગતું હોય, તોપણ તે અનિત્ય છે. એક દિવસ આપણે જુદા પડવાનું થશે અને પછી કદી મળી શકાશે નહિ. માટે કોઈ નિત્ય અને વધારે સારું સુખ હોવું જોઇએ; તેથી સંસારમાં રહીને ભગવાનની ભક્તિ પણ સાથે સાથે કરતાં રહેવું જોઇએ.' પણ અમૃતના સંસ્કારમાં સંસારીપણું વધારે હતું, તેથી તેણે જવાબ આપ્યો કે, 'હજુ તો પરણ્યાને થોડો વખત થયો છે—એટલામાં આવું શું બોલો છો?'

આ જગતમાં એવા ઘણા બનાવો છે કે જેનું તત્ત્વ જાણવું

સહેલું નથી. પ્રેમ અને મૃત્યુ એ બન્ને એવા બનાવ છે કે તેનું રહસ્ય જાણવામાં બુદ્ધિમાનોની બુદ્ધિ પણ થાકી જાય છે. વળી ભગવાનનો પ્રેમ અને સ્ત્રી–પુરુષનો પ્રેમ એ બન્ને ગુપ્ત વસ્તુ છે. દરેક માણસ આત્મસ્વરૂપે પૂર્ણ પ્રેમરૂપ છે, પણ જ્યાં સુધી આત્મજ્ઞાન થયું હોતું નથી ત્યાં સુધી પોતાનો અપૂર્ણ પ્રેમ કોઈ પણ રીતે પૂર્ણ કરવા ઇચ્છે છે. તે કારણને લઇને મિત્રપ્રેમ, માતાપ્રેમ, સ્ત્રી-પુરુષનો પ્રેમ વગેરે ઉત્પન્ન થાય છે. તે પ્રેમ સરખાવતાં સ્ત્રી–પુરુષના પ્રેમમાં થોડા વખતનું અમૃત સિદ્ધ થાય છે, એટલે કે જાણે બે શરીરમાં એક આત્મા હોય એવો અનુભવ માણસોને મળે છે.

સંસારના બીજા પ્રેમમાં મર્યાદા રાખવી પડે છે, પણ સ્ત્રી સાથે મર્યાદા રહેતી નથી; તેથી જ પુરુષ પોતાની સ્ત્રીને અર્ધાંગના કહે છે અને તેમાં થોડો વખત આખું જગત સમાઇ ગયેલું જુએ છે. હજારો યુગમાં ભગવાનથી વિખૂટો પડેલો જીવ, પરણેલી જિંદગીમાં આવતાં, કાંઇક અંશે જાણે કે સાચા સુખ જેવું સુખ જુએ છે અને તેમાં પૂર્ણતા માને છે. પણ સાચી પૂર્ણતા આપણી માનેલી પૂર્ણતા જેવી હોતી નથી. પરણેલા જીવોનો પરસ્પર સંબંધ શરીરદ્વારા થતો હોવાથી અને શરીર ક્ષણપરિણામી હોવાથી તેમની સુખાકારી લાંબો વખત રહેતી નથી. વળી સ્ત્રી અને પુરુષ બન્નેમાં વિદ્યા ઓછી અથવા વધારે હોય, ઘરમાં પૈસો ઓછો હોય, કમાણીનાં સાધન ઓછાં હોય, સ્વભાવ મળતા ન હોય, છોકરાં ન હોય અથવા વધારે હોય, તે માબાપની આજ્ઞામાં રહેતાં ન હોય અથવા શરીરે માંદાં હોય અથવા એકને કાંઈ જોઈતું હોય અને બીજાને બીજું કાંઇ જોઇતું હોય, તો કજોડાં ઉત્પન્ન થાય છે. અથવા બધું સરખું હોય અને એકનું મરણ નીપજે, તો પ્રેમને ક્ષણિક ઉત્તેજન આપનાર આવા પરિણામી બનાવોથી પ્રેમનું આલંબન સ્થિર રહેતું નથી. વળી હાલની કેળવણી એવી છે કે જુવાન છોકરાઓમાં અને જુવાન કન્યાઓમાં કેટલીક નવી જાતની કલ્પનાઓ અને ભાવનાઓ બંધાય છે અને

દરેકને પોતાની ભાવના પ્રમાણે જોડું જોઇએ છે. સરસ્વતીચંદ્ર જેવી લાયકાત મેળવ્યા વગર દરેકને કુમુદ જેવી સ્ત્રી જોઇએ છીએ. રામ થયા વગર સીતા જોઇએ છીએ અને કન્યાઓને પણ પોતે સીતા જેવી થયા વગર રામ જેવા પતિ જોઇએ છે. તેથી યોગ્ય જોડાં ઉત્પન્ન થવામાં ઘણી મુશ્કેલી રહે છે, અને જ્યાં યોગ્ય જોડાં હોતાં નથી. ત્યાં કજોડાંથી ઉત્પન્ન થતી તેમની પ્રજા પણ વિવેકહીન રહે છે.

હાલની કેળવણી લેતા જુવાનો 'પ્રેમ' શબ્દ ઘણીવાર સાંભળે છે, પણ તેનો ખરો અર્થ તેમની જિંદગી પૂરી થાય ત્યાં સુધી પણ તેઓ સમજી શકતા નથી. જગત દુઃખમય નથી પણ ખરી સમજણ વગર માણસો જગતનું સુખ લઈ શકતા નથી. ખરા પ્રેમની શોધ એ ખરી રીતે આત્માની શોધ છે.

ઉકાને થોડો વખત અમૃત સુખકારક થઈ હતી, પણ તે સુખ નાશવંત હતું એમ તેને લાગ્યા કરતું હતું.

એક વખત ઉકાએ અમૃતને પૂછ્યું કે, 'માણસ મરીને ક્યાં જાય છે તેની તને ખબર છે?' અમૃતે કહ્યું: 'એમાં શી મુશ્કેલી છે? મેં એક બાઈ પાસેથી સાંભળ્યું છે કે માણસ મરીને લુહારની દુકાને જાય છે.' ઉકાએ પૂછ્યું: 'લુહારની દુકાને શા માટે જાય છે?'

અમૃત—માણસે જે જે કર્મ કર્યાં હોય તે પાકે છે ત્યારે તેને લણવાં પડે છે, તે લણવા માટે દાતરડાની જરૂર પડે છે; તેથી દાતરડાં લેવા માટે મરી ગયેલા માણસો લુહારની દુકાને જાય છે.

ઉકા—એવી ગાંડી ગાંડી વાતો કોઈ સ્ત્રીઓ પાસેથી સાંભળવી નહિ. મેં એક દિવસ એક કથાપ્રસંગે એવું સાંભળેલ છે કે જે માણસે જેવાં કર્મ કર્યાં હોય તે પ્રમાણે તેના સંસ્કાર બંધાય છે અને જેવા સંસ્કાર પડ્યા તેવો જન્મ પ્રાપ્ત થાય છે. આપણો હવે પછીનો જન્મ કેવો આવશે તેનું પ્રમાણ જાણવું હોય તો આવતી કાલે સવારે ઊઠ્યા પછી આપણે કેવા કેવા સ્વભાવના માણસોને મળ-

વાનું અને કેવી કેવી ચીજો ભોગવવાનું મન થાય છે તે ઉપરથી જાણી શકાય છે. આકાશમાં અનેક જાતનાં રેડિયોનાં મોજાં હોય છે, પણ જે સંચામાં જે વખતે તે દાખલ થવા યોગ્ય હોય છે, તે સંચામાં તે વખતે તે પકડાઈ જાય છે. તેવી જ રીતે મરી ગયેલ માણસના સૂક્ષ્મ સંસ્કારો તેને લાયક જ્યાં માબાપ અને સંબંધીઓ મળવાના હોય ત્યાં જાય છે, અને ત્યાં તે માણસનો બીજો જન્મ થાય છે.

શાસ્ત્રોમાં એમ કહેલ છે કે મરતી વખતે માણસના હૃદયનો અગ્રભાગ પ્રકાશિત થાય છે, તેમાં તે માણસનાં જે કર્મ ફળ દેવા માટે તૈયાર થયાં હોય છે તેને અનુકૂળ એક સૂક્ષ્મ શરીર દેખાય છે. તે કૂતરાનું હોય અથવા પુરુષનું, સ્ત્રીનું અથવા કર્મ પ્રમાણે દેવનું પણ હોય છે. તેમાં તેને અહંબુદ્ધિ થાય છે. તે પછી તે જીવ આ શરીર છોડે છે. બીજું શરીર તે પ્રકાશમાં દેખાયેલ શરીરના જેવું મળે છે, પણ તે ક્યારે મળે છે, ક્યાં મળે છે તેનો નિયમ નથી; તેનો આધાર કર્મના સ્વરૂપ ઉપર છે.

અમૃત—તમારા મત પ્રમાણે પણ કર્મથી કોઈ દિવસ છૂટી શકાય તેમ નથી.

ઉકો—આ બાબત માટે ચોક્કસ નિર્ણય કરવા માટે હું કોઈ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ટ મહાત્માને મળવાની ઇચ્છા રાખું છું.

ઉકાનો અને અમૃતબાઇનો સ્વભાવ મળતો આવતો નહોતો. એવી દશા ઘણાં કુટુંબોમાં હોય છે. પરણેલી જિંદગીના શરૂઆતના દિવસોનો પ્રેમ પાછળના દિવસોમાં રહેતો નથી. શરીરસુખથી બંધાયેલાં દંપતીને શરીર નબળું પડતાં અથવા બીજાં વિઘ્નો આવતાં પોતાના સુખમાં વિઘ્ન આવવા માંડે છે. અમૃતબાઈનું શરીર નબળું હોવાથી વારંવાર માંદગી આવતી, અને તેથી ઉકાને કંટાળો પણ આવતો. વળી માંદા માણસોનો સ્વભાવ ચીડિયો થઈ જાય છે, તેથી અમૃતબાઈ ઉકા ઉપર ક્રોધ કરતી. અને જ્યારે ઉકો સામો ક્રોધ કરે

ત્યારે તે તેને જવાબ આપતી હતી કે, 'જ્યારે તમે મોટરમાં બેસીને પરણવા આવ્યા, ત્યારે મારા અને તમારા સુખદુઃખનો વિચાર તો કરવો હતો ! મારા સુખના હક ભોગવવા હોય, તો મારા દુઃખની જવાબદારી પણ તમારે લેવી જોઇએ.' કેટલીકવાર ઉકાને તેની સ્ત્રીની વાત સાચી લાગતી હતી. તેને લાગ્યું કે સ્ત્રી દુઃખનું કારણ નથી, પણ પોતાનો રાગ દુઃખનું કારણ છે. તેથી તેણે ઘણો વખત આવાં મહેણાં સહન કર્યાં, અને હવે આવા કઢંગા સંસારમાંથી ભગવાન નિવૃત્તિ આપે તો ઠીક એમ તેના દિલને લાગ્યા કરતું હતું. ઉકાએ એક વખત તેની સ્ત્રીને કહ્યું કે, 'હાલની કેટલીક સ્ત્રીઓ તો જાણે ઘણા જન્મ સુધી પતિને પરમેશ્વર માનીને થાકી ગઇ હોય અને તેમણે હાલ જન્મ લીધો હોય તેવું જણાય છે.' એટલે અમૃતબાઇએ જવાબ આપ્યો કે, 'અમે તો અમારા પિયરમાં બધાં સગાંને છોડીને તમારી પાસે ફક્ત એકનો આધાર લઇને આવીએ છીએ; તેથી અમારો ત્યાગ સંન્યાસીના જેવો છે. પણ તમે અગ્નિમાં ઘી નાખી અગ્નિની માફક અમને ભોગી બનાવી દીધાં છે.' આ જવાબ પછી ઉકાને એમ લાગતું હતું કે હિંદુઓનો સંસાર એ જવાબદારીનો સંસાર છે, હકનો સંસાર નથી; કારણ સ્ત્રીઓને ફરીથી પરણવાની છૂટ નથી. તેથી જેને પરણવું તેના ઉપર પ્રેમ રાખવાની જવાબદારી પરસ્પર રહે છે. સ્ત્રી અને પુરુષ બન્નેના સ્વભાવમાં ભૂલો રહેલી હોય છે. જો એકબીજાની ભૂલો જોવાની ટેવ પડી જાય તો સંસાર બગડી જાય છે; માટે બન્નેએ એકબીજા પ્રત્યે માનની દૃષ્ટિ રાખવી જોઈએ. આ વાત બન્ને પક્ષવાળા સમજે તો સંસાર ઠીક ચાલે છે, નહિતર કજોડાં થાય છે. તેથી ઉકો સહનશક્તિ વધારે કેળવતો હતો. પણ અમૃતબાઇને સંસાર મીઠો લાગતો હતો. તેથી જ્યારે ઉકો કોઈ સાધુ પાસે જઈ સત્સંગ કરે, ત્યારે ઉકાને બહુ જ્ઞાન લાગી ન જાય તે માટે અમૃતબાઈ ધ્યાન રાખતી હતી.

જે માણસનું મન વૈરાગ્યને લાયક હોય છે તેને કુદરત વૈરાગ્યના

પ્રસંગ આપે છે. લગભગ ત્રણચાર વર્ષ પછી અમૃતબાઈને સુવા-વડનો પ્રસંગ આવ્યો. તે વખતે ખાવાપીવાના નિયમ ન જાળવી શકવાથી તેને સુવારોગ ઉત્પન્ન થયો અને તે રોગમાં તેનું મરણ થયું. મરણનો પ્રસંગ એ માણસના જીવનમાં બહુ અગમ્ય પ્રસંગ છે. તેમાં પણ જેના ઉપર સંસારના સુખનો ઘણો આધાર રાખ્યો હોય, તેનું મરણ સંસારી માણસને બહુ દુઃખકારક થાય છે. જેને જેટલો સંબંધ તેને તેટલું દુઃખ થાય છે.

શરૂઆતની પરણેલી જિંદગીમાં તો ઘણાને એમ લાગે છે કે સ્ત્રી-નું શરીર સ્વર્ગમાં દેવોએ રાખેલા અમૃતમાંથી બનાવેલું છે. પણ જેમ જેમ વર્ષો વીતતાં જાય છે, તેમ તેમ ખબર પડે છે કે તે અમૃતમાંથી બનાવેલું નથી પણ હાડકાં અને ચામડાંનું બનેલું છે. તેમાં અમૃત ભરેલું હોય તો વિધવાઓને અને કન્યાઓને મળવું જોઈએ. તેથી સિદ્ધ થાય છે કે તેમનું સૌંદર્ય, જોનાર પુરુષ મમતાથી ઉત્પન્ન કરે છે. આ કારણને લઈને સ્ત્રીમાં જેને આખું જગત દેખાય છે, તેને સ્ત્રી જતાં જગત શૂન્યકાર લાગે છે. બહારની વસ્તુઓ અને માણસોને સમજ-વામાં બહારની વસ્તુઓ અને માણસો નિમિત્ત કારણરૂપે રહે છે; પણ ઉપાદાન કારણરૂપે જોનારનો સ્વભાવ રહે છે. તેથી જ્યાં સુધી જોનારના સ્વભાવનો વિચાર નહિ થાય ત્યાં સુધી સત્ય મળશે નહિ.

સ્ત્રીપુત્રાદિકની મમતાના પાંજરામાં પુરાયેલો માણસ ગયા જન્મનાં બહુ પુણ્ય હોય તો જ છૂટી શકે છે, અને જ્યારે વૈરાગ્યનો આવો પ્રસંગ મળે ત્યારે સાચો રસ્તો શોધી શકે છે; અને પુણ્યનો ઉદય ન થયો હોય તો બીજી સ્ત્રી કરવાનું મન થાય છે.

મરનારનાં વસ્ત્રો, તેની વાતો, તેને બેસવાની અને રહેવાની જગ્યા વગેરે ઘણાને યાદ આવે છે. તેમાંથી માને તો વૈરાગ્ય લઈ શકાય, પણ પોતાનું મન વશ ન રહે તો ફરી રાગમાં પડી જવાય છે.

ઉકાને ઘર શ્મશાન જેવું લાગ્યું. તેને લાગ્યું કે મરી ગયેલ

માણસોને બાળવા શ્મશાને લઈ જાય છે, તે ખરું શ્મશાન નથી; પણ જ્યાં માણસો મરે છે તે ઘર શ્મશાન છે. તેનાં સગાં રોવા લાગ્યાં અને તેઓએ ઓ...ઓ...ના અવાજ કરી મૂકયા. ઉકાએ આ પ્રસંગે ધીરજ રાખી સૌને શાન્ત કર્યાં અને ઓ...ઓ...ને બદલે ૐ ૐ-ની ધૂન કરાવી.

અમૃતભાઈના શરીરને શ્મશાને લઈ જવામાં આવ્યું. ત્યાં તે શરીર બળતું જોઈને ઉકાને ઘણો વૈરાગ્ય આવ્યો. જે શરીરમાં તેને અતિશય રાગ થયો હતો, તે શરીરની જેવી દશા થઈ તેવી સૌની થવાની છે, એમ તેને યાદ આવ્યું. તેથી તેને સંસાર ખોટો લાગ્યો અને પોતાના જન્મનું સાર્થક કરવા માટે શ્રીહરિનું શરણ લેવાનો નિશ્ચય કર્યો. તેને એમ લાગ્યું કે પરણતી વખતે વરકન્યાના હાથ ભેગા કરવામાં આવે છે, પણ તે ભેગા રહેતા નથી, અને એક દિવસ જુદા થઈ જાય છે. જે વસ્તુથી આપણે કોઈ પણ વખતે જુદા થવું પડે, તેની સાથે ખરો મેળાપ થતો જ નથી જાણે કે કોઈ વાઘની ગુફા હોય અને તેમાં જે પશુપક્ષી જાય તે પાછાં આવતાં નથી, તેમ મરણ પછી શું થાય છે તેની ખબર દેવા કોઈ પાછા આવતા નથી. છતાં એ તત્ત્વ ન સમજાય એવું જગત હોય તો રચનારની ખામી જણાઈ આવે; માટે એ તત્ત્વની શોધ કરી હોય તો જીવન બરાબર કેમ સુધારવું તેની ખબર પડી શકે.

ઉકાને હવે ખાતરીપૂર્વક લાગ્યું કે સંસારનું સુખ સાચું નથી. જો તે સાચું હોય તો નિત્ય રહેવું જોઇએ. તેથી તેણે ફરી વાર પરણવાનો વિચાર માંડી વાળ્યો. તેણે વિચાર કર્યો કે જગતને કોઇએ ચીતર્યું નથી છતાં સુંદર લાગે છે, તો તે સૌંદર્યની રચના સમજવા માટે કોઈ સાચા સાધુનો મેળાપ કરવો જોઇએ. શાસ્ત્રોમાં કહેલ છે કે સંસારનું સુખ એ બ્રહ્માનંદની અલ્પ માત્રા છે. તેથી જુવાનીમાં ઊગેલી પ્રેમની ચિણગારી મોટી કરીને તે પ્રેમમાં આખા વિશ્વને સમાવતાં શીખવું જોઇએ. પરણેલી જિંદગીમાં મળેલા સુખ ઉપરથી

એવી સૂચના મળે છે કે હજુ આથી વધારે, ખરું સુખ માણસ મેળવી શકે તેમ છે. જો અનિત્ય વસ્તુમાં આટલું સુખ છે, તો નિત્ય વસ્તુમાં કેટલું સુખ હોવું જોઇએ? આટલામાંથી એટલું તો એટલામાંથી કેટલું? આવા વિચાર કરી નિત્ય વસ્તુનો અખંડ આનંદ પ્રાપ્ત કરવા માટે અને સંસારનાં વિઘ્નો ઓછાં કરવાના હેતુથી તેણે બ્રહ્મચર્યવ્રત પાળવું શરૂ કર્યું. તેને લાગ્યું કે હિંદુસ્તાનમાં અસંખ્ય વિધવાઓ બ્રહ્મચર્ય પાળી શકે છે, તો પુરુષો કેમ ન પાળી શકે? શું પુરુષોમાં વિધવાઓ કરતાં ઓછી શક્તિ છે? વળી બાળકો બ્રહ્મચર્ય પાળે છે, ગૃહસ્થાશ્રમીઓ પણ સુવાવડને પ્રસંગે અને મંદવાડને પ્રસંગે બ્રહ્મચર્ય પાળે છે, અનેક સાધુઓ બ્રહ્મચર્ય પાળે છે, તેથી જો બે–ત્રણ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવાની ટેવ પડી જાય, તો કાયમ બ્રહ્મચર્ય રાખવામાં કાંઈ મુશ્કેલી આવે નહિ. સાધારણ માણસો વિષયવૃત્તિ જીતી શકતા નથી, તેનું કારણ એ છે કે તેઓ સામાન્ય માણસોની વાતો સાચી માની તે પ્રમાણે વિચાર કરે છે પણ પોતાની સ્વતંત્ર વિચારશક્તિ ખીલવતા નથી.

જે બાબતના વિચાર બહુ કરવામાં આવે છે અને જે રીતે કરવામાં આવે છે, તેના પરમાણુઓ શરીરમાં એવા બંધાય છે કે તે શરીરમાંથી તેવા જ સંકલ્પો નીકળ્યા કરે છે અને પ્રાણમાં તેવી જ લાગણીઓ ઉત્પન્ન થાય છે; માટે તીવ્ર વૈરાગ્ય હોય અને સતત અભ્યાસ હોય તો જ મન જીતી શકાય છે.

ઉકાએ દૃઢ નિશ્ચયથી વિષયોના વિચાર છોડી દીધા અને બ્રહ્મચર્યવ્રત પાળવાનું શરૂ કરીને મનુષ્યજીવનનું રહસ્ય સમજવાની શરૂઆત કરી. બેત્રણ વર્ષ થયાં એટલે તેને લાગ્યું કે બ્રહ્મચર્ય પાળવામાં કાંઈ મુશ્કેલી જેવું નથી. જે માણસને જેવી ટેવ પડી જાય છે, તે કામ તેને સહેલું થઈ પડે છે.

થોડા વખત પછી ઉકાનાં કેટલાંક સગાં તેને ફરીથી પરણવા

માટે સમજાવવા લાગ્યાં. તેઓએ ઉકાને કહ્યું કે, 'હજુ તમારી ઉંમર બહુ નાની છે. સ્ત્રી વગરનો સંસાર એ એક પૈડાંની ગાડી જેવો છે.' ઉકાએ તેઓને જવાબ આપ્યો કે, 'લગ્ન શરીર સાથે થાય છે અને શરીર તો મેં હવે ભગવાનને સોંપી દીધેલ છે. હવે જો મારું શરીર તમારી આજ્ઞામાં રાખું, તો તમે તે શરીર કોઈની કન્યાની આજ્ઞામાં સોંપી દો અને મારે તેના હુકમ ઉઠાવવા પડે. કોઈ વખત તે કહે કે, સાડી લાવી આપો. કોઈ વખત અનાજ જોઈએ અને કોઈ વખત છોકરાંને રમાડવાનો અને તેનાં મળમૂત્ર વગેરેથી બગડેલું શરીર ધોવાનો વખત પણ આવે. તેથી જો સ્ત્રી અને પુત્રનાં પુણ્ય કરતાં આપણાં પુણ્ય વધારે હોય અને મન અને વાસના અંકુશમાં રાખી શકાય, તો પરણવા કરતાં ન પરણવામાં વધારે લાભ છે. જેઓ પોતાનું મન વશ રાખી શકતા નથી, તેને બીજા વશ કરી શકે છે, એવો મારો અનુભવ છે. હાલ તો મારે ફક્ત મારા કર્મનું ફળ ભોગવવું પડે છે. પણ હું પરણું તો મારે સ્ત્રીપુત્ર વગેરેનાં કર્મનાં ફળ પણ ભોગવવાં પડે. તેમને રોગ થાય એટલે મારે તેમની ચિંતા કરવી પડે. વળી સ્ત્રીઓની હઠ વિચિત્ર પ્રકારની હોય છે. અથાણાં કે રાયતાં ખાવાનો વખત આવે તો એકદમ 'હા', અને દવા પીવાનો વખત આવે તો 'ના, ના અને ના.' તેથી ઉપાધિ એટલી વધી પડે છે કે ભગવાનનું નામ લેવાની ફુરસદ મળતી નથી. હાલ મારાં પુણ્ય વધારે છે અને તેથી હું આ બાબતમાં તમારામાંથી કોઈનું કહેવું માનવાનો નથી.'

સંસારમાં વૈરાગ્યના પ્રસંગ ઘણા આવે છે, પણ તે વૈરાગ્ય ટકાવી રાખવો અને જિંદગીમાં ઊંચો પુરુષાર્થ સાધી લેવો એ બહુ મુશ્કેલ છે. તેમાં પૂર્વજન્મના સારા સંસ્કાર હોય તો જ સાચો રસ્તો મળી શકે છે અને તે રસ્તે ચાલવામાં દઢતા રહે છે. ઉકાના હૃદયમાં તેના ગયા જન્મના કેટલાક સારા સંસ્કારનું બી હતું. તેણે ગયા જન્મમાં આત્મસાક્ષાત્કાર માટે કેટલીક સાધના કરી હતી અને તેથી તેના મનમાં તત્ત્વજ્ઞાન સંબંધી કેટલાક વિચાર સહજ આવતા હતા.

પણ તેનું સ્વરૂપ તે સમજી શકતો નહોતો. કોઈ વિચાર આવે ત્યારે તેને એમ લાગતું કે તે વિચારને કોણ જુએ છે? અને તેને કોણ જુએ છે એવા વિચારને કોણ જુએ છે? વળી હૃદયમાં અમુક પ્રકારની લાગણી અને ઊર્મિ શા માટે ઉત્પન્ન થાય છે? વગેરે આત્મજ્ઞાનમાં મદદરૂપ થાય એવા વિચાર તેના મનમાં ઉત્પન્ન થતા હતા.

કોઈ જગ્યાએ દેવદર્શનનો લાભ મળતો હોય, તો ત્યાં ઉકાને જવાનું મન થતું. કોઈ ઠેકાણે કથાવાર્તા થતી હોય, તો તે ઉમંગથી સાંભળવા જતો હતો. એક વખત કથામાં તેના સાંભળવામાં આવ્યું કે, 'જેણે ભક્તિ કરવી હોય, તેણે શરીરનો નિર્વાહ થઈ શકે તેટલા પદાર્થ માટે જ પ્રયત્ન કરવો અને તેમાં સુખબુદ્ધિ રાખવી નહિ. કદાચ શરીરનો નિર્વાહ બીજી રીતે થઈ શકતો હોય, તો તે પદાર્થો મેળવવા માટે પરિશ્રમ કરવો નહિ. માણસો થોડી ચીજો હોવાથી દુઃખી થતા નથી, પણ ઘણી ચીજો હોવાથી દુઃખી થાય છે; કારણ કે તે દરેક ઉપર ધ્યાન આપવું પડે છે અને તેમાં એટલો બધો વખત જાય છે કે ભક્તિ માટે ફુરસદ રહેતી નથી.' આ ઉપદેશ સાંભળ્યા પછી ઉકાએ ઘણો પરિગ્રહ ઓછો કરી નાખ્યો.

થોડા વખત પછી ઉકાને જાત્રાએ જવાનું મન થયું. તેને એમ લાગ્યું કે જાત્રાનાં પવિત્ર સ્થળોમાં જો કોઈ સારા સાધુસંન્યાસી મળી આવે, તો કેટલુંક જ્ઞાન તેમની પાસેથી પ્રાપ્ત કરી શકાય. આવા સંકલ્પથી તેણે જાત્રા કરવી શરૂ કરી. પહેલાં પૂર્વમાં શ્રીજગન્નાથજીનાં તેણે દર્શન કર્યાં. પછી પશ્ચિમે દ્વારકાધીશનાં દર્શન કર્યાં. રસ્તામાં કાશી, મથુરા, શ્રીનાથજી, ડાકોરજી વગેરે સ્થળો પણ તેણે જોયાં. કાશીમાં ઉકો કેટલાક સંન્યાસીઓના પરિચયમાં આવ્યો હતો. પણ તે સંન્યાસીઓએ તેની પાસે વ્યવહારની વાતો કરવી શરૂ કરી. એટલે ઉકાને વિચાર આવ્યા કે, 'સંન્યાસ લીધા પછી પણ વ્યવહારની વાતો કેમ યાદ આવતી હશે? આ બધા તો સારા જેવા જ લાગે

છે. તેઓનો સંસાર તો તેમની પાસે જ છે. આ કરતાં તો ગામડા-ની કેટલીક ડોશીઓમાં ભગવાન ઉપર એટલો બધો પ્રેમ હોય છે અને તેઓ પ્રેમમાં એવી છલકાતી હોય છે કે તે પોતાના શરીરમાં સમાઈ શકતી નથી.'

લાઠીમાં એવી એક ડોશી ઉકાના જોવામાં આવી હતી. તે આખો દિવસ રામનું નામ જપ્યા કરતી હતી. એક દિવસ તે ડોશીના ઘરમાં સર્પ નીકળ્યો, એટલે તેણે સર્પ પાસે જઈને કહ્યું કે, 'હે રામ! તમને કોઈ મારી નાખશે.' એમ કહી સર્પને ઉપાડી તે તેને સંરક્ષિત જગ્યાએ મૂકી આવી. તે ડોશી સર્વત્ર રામને જ દેખતી, અને તેનું દેહનું અભિમાન પણ છૂટી ગયું હતું. તેને મરણની બીક નહોતી. આ વાત ઉકાને કાશીમાં યાદ આવી, ત્યારે તેને લાગ્યું કે જે સંન્યાસીઓ તેના જોવામાં આવ્યા તે કરતાં તો લાઠીની ડોશીમાં ઘણું જ્ઞાન હતું.

ડાકોરજીમાં ઉકાને કેટલોક સારો લાભ થયો. ત્યાં શ્રીરણછોડ-રાયજીનાં દર્શન કરતાં તેનું મન તે મૂર્તિમાં બહુ એકાગ્ર થઈ ગયું અને તેમાં મૂછો દેખાવા લાગી. દર્શન કરી બહાર આવી તેણે એક માણસને પૂછ્યું કે, 'તમને રણછોડરાયજીની મૂર્તિમાં મૂછો દેખાય છે?' તે માણસે કહ્યું: 'મૂર્તિમાં મૂછો હોય નહિ.' પણ ઉકાને તે સાક્ષાત્ દેખાઈ હતી, તેથી હવે હરતાંફરતાં તેને શ્રીરણછોડરાયજીની મૂર્તિ જોવામાં આવતી હતી. તેના મનની એકાગ્રતા વધારવામાં આ સાધન તેને બહુ ઉપયોગી થયું હતું.

જાત્રાએથી પાછા આવી ઉકાએ કોઈ સારો સત્સંગ શોધવા માંડ્યો. થોડા વખત પછી નાશિકમાં કુંભનો મેળો ભરાયો. આવા મેળામાં ઘણા સાધુસંતો એકઠા થાય છે અને લોકોને તેમની સાધન–ક્રિયાઓ જાણવાનો પ્રસંગ મળે છે. આવો લાભ મેળવવાની ખાતર ઉકો નાશિક ગયો. ત્યાં પંચવટીની પછવાડે તપોવનમાં તેને એક મહાત્માનો મેળાપ થયો. તેની વાતો વિદ્વત્તાભરેલી હતી અને

ઉકો તે ધ્યાનપૂર્વક સાંભળતો હતો. એટલામાં એક બીજા સાધુ પણ તેમની મંડળીમાં આવ્યા. બીજા સાધુએ પહેલા મહાત્માને પૂછયું કે, 'આપ ક્યાંના વતની છો?' પહેલા મહાત્માએ કહ્યું: 'આપ સાધુ થઈને આવો પ્રશ્ન કેમ પૂછો છો? સાધુઓ તો ભગવાનમાં જ રહે છે.' આ જવાબ સાંભળી ઉકાને એમ લાગ્યું કે પહેલા મહાત્મામાં સારું જ્ઞાન છે અને તેમનો બોધ તેને ઉપયોગી થશે.

એક દિવસ જ્યારે પેલા મહાત્મા પુરુષ એકલા બેઠા હતા, ત્યારે ઉકાએ તેમને પૂછયું કે, 'મનુષ્યજીવનનું ધ્યેય શું છે? માણસ શા માટે જન્મે છે અને મરીને ક્યાં જાય છે?' તે મહાત્માએ જવાબ આપ્યો કે:—

'સાધારણ માણસના જીવનમાં અનેક જાતની ભૂલો થયા કરે અને તે ભૂલો તરત પકડી શકાતી નથી; તેથી અનેક જાતની બીક વચ્ચે તેઓનું જીવન ઘસડાય છે. તે જીવન અપૂર્ણ રહે છે તેથી મર્યા પછી શું થશે તેનો વિચાર આવે છે. જો વર્તમાન જીવન પરિપૂર્ણ રીતે ગાળતાં આવડે અને ખરું સુખ મળી જાય તો કાલે શું થશે તેનો વિચાર કરવાની જરૂર નથી. પોતાના મનની અંદર જે જે વિચારો આવે છે તેનાં કારણ શોધી કાઢવાની ટેવ પાડવી જોઈએ.

'માણસ ક્યાંથી આવે છે અને મરીને ક્યાં જાય છે? એ પ્રશ્નો બહુ ગૂઢ છે, તેનો ઉત્તર આપી શકાય છે તેમ છે; પણ તે બાબત બરાબર સમજવા જેટલો અધિકાર હજુ તમને પ્રાપ્ત થયો નથી. તે અધિકાર પ્રાપ્ત થશે ત્યારે તમને ખુલાસો આપે તેવા ગુરુ મળી રહેશે. પણ હાલ એટલું સમજી લો કે માણસના જીવનમાં ચાર જાતનાં સુખ છે; તેને ચાર પુરુષાર્થ એટલે ધર્મ, અર્થ કામ અને મોક્ષ કહે છે. પહેલા ત્રણ પુરુષાર્થનું ફળ અનિત્ય છે, અને ચોથા પુરુષાર્થનું ફળ નિત્ય છે. પહેલા ત્રણ પુરુષાર્થ વ્યવહારમાં ઉપયોગી છે અને ચોથો પુરુષાર્થ પરમાર્થના માર્ગ માટે ઉપયોગી છે. વ્યવ-

હારમાં ભેદબુદ્ધિ રાખવી પડે છે અને મારુંતારું કરવું પડે છે; અને પરમાર્થમાં અભેદબુદ્ધિ રાખવી પડે છે અને અભેદદૃષ્ટિએ આખું જગત પોતાનું સ્વરૂપ લાગે છે. તેથી વ્યવહાર અને પરમાર્થની એકતા કરવી એ બહુ મુશ્કેલ કામ છે. પણ પરમાર્થનું જોર સારું હોય, તો તેના આશ્રય નીચે થોડો સાત્ત્વિક વ્યવહાર થઈ શકે છે.

'પણ વ્યવહારનું જોર હોય અને અર્થ અને કામ નામના બે બે પુરુષાર્થમાં માણસ પડ્યો હોય, તો તેના જીવનમાં એક જ વખતે ઘણી ફરજો આવી પડે છે અને તેમાંથી કેમ નીકળવું એ તેને સૂઝતું નથી. નાની ઉંમરમાં માબાપ તેને મોટો કરે છે; તેથી માબાપ પ્રત્યે ફરજ રહે છે; સ્ત્રી અને કુટુંબ પ્રત્યે ફરજ રહે છે, મિત્રો પ્રત્યે, રાજ્ય પ્રત્યે, ગુરુ પ્રત્યે ફરજો રહે છે; અને કેટલીક વખત એક ફરજ બજાવતાં બીજી ફરજ ચૂકવાનો વખત આવે છે. કુટુંબના જુદા-જુદા સ્વભાવના માણસોને સંતોષ આપી શકાતો નથી અને પોતાના કરતાં જે માણસનું જીવન હલકા સંસ્કારવાળું હોય તેમની ટીકાની બીક લાગે છે. વળી હાલની કેળવણીમાં ઘણા માણસોનું મન પોતાના હક સિદ્ધ કરવા તરફ વધારે દોરાય છે, પણ પોતાની જવાબદારી ઉપાડવા જેટલી શક્તિ પ્રાપ્ત થતી નથી. હાલની કેળવણીથી બુદ્ધિ વધી છે, પણ સુધરી નથી; તેથી જીવન કઢંગું બનતું જાય છે. કામ જીતવા કરતાં ક્રોધ જીતવો વધારે મુશ્કેલ છે, અને ક્રોધ જીતવા કરતાં માન જીતવું વધારે મુશ્કેલ છે. ધર્મની બાબતમાં પણ માણસની પ્રકૃતિ ભિન્નભિન્ન પ્રકારની હોવાથી ભિન્નભિન્ન પ્રકારનાં સાધનની જરૂર પડે છે. છતાં ઘણા ધર્મવાળા કહે છે કે અમારું જ સાધન સાચું છે અને બીજા ધર્મવાળા ખોટા છે. તેથી ઘણા નકામા ઝઘડા થાય છે અને જિજ્ઞાસુઓને સત્ય શોધવું મુશ્કેલ પડે છે. વર્ણાશ્રમધર્મ પ્રમાણે ચાર વર્ણ અને ચાર આશ્રમને બદલે ઘણી નાતો અને ઘણા પ્રકારના આશ્રમો ઉત્પન્ન થવા લાગ્યા છે, અધિકારનો વિચાર જતો રહ્યો છે, હક અને જવાબદારીનું પ્રમાણ ફરી ગયું છે અને અલ્પ અને અનિત્ય

સુખમાં ઘણાનું જીવન શરૂ થાય છે અને પૂરું થાય છે. માણસો સુખથી જીવવા પ્રયત્ન કરે છે, પણ સુખથી જીવી શકતા નથી અને સુખથી મરી શકતાં નથી.'

તે મહાત્માએ વધારામાં કહ્યું કેઃ—

'માણસના ટૂંકા જીવનમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ સિદ્ધ થાય એવી સમાજવ્યવસ્થા, રાજ્યવ્યવસ્થા અને ધર્મ-વ્યવસ્થા કરવી એ કામ સહેલું નથી. માણસ પોતાનાં પગરખાં અને પાઘડી વચ્ચે સમાઈ જતો નથી. તેની અંદર જે જે શક્તિ, જ્ઞાન, પ્રેમ વગેરે રહેલાં છે, તે માત્ર ત્રણ પુરુષાર્થથી ખીલતાં નથી. માટે પહેલાં એટલું જ્ઞાન મેળવવાની જરૂર છે કે જેથી ખોટાને ખોટું જાણી શકાય અને સાચાને સાચું જાણી શકાય, અને જે માન્યતા બંધાય તે પ્રમાણે આચરણ કરવાની શક્તિ પ્રાપ્ત કરવી જોઇએ. જીવન બરાબર ગાળતાં આવડે ત્યારે આત્મા જાગ્રત રહે છે, તેથી મુખ્ય ફળ નિત્ય મળતું રહે છે; અને તેથી મરણનો પ્રશ્ન ઉત્પન્ન થતો નથી. અખંડ વસ્તુમાં વધઘટ થતી નથી.

ઘણા જીવો પોતાનું સ્વરૂપ ભૂલી ગયેલ છે, અને જેમ બાળકો રમકડાંથી ખુશી થાય છે તેમ નાની નાની બાબતોમાં સુખ માની જેમ-તેમ જીવન ગાળે છે. વ્યાવહારિક જ્ઞાનથી જીવ પોતાનું સ્વરૂપ સમજતો નથી, પણ ઊલટું તે જ્ઞાન પોતાનું સ્વરૂપ સમજવામાં આડું આવે છે. માણસ પોતે આત્મભાવે ઈશ્વર જેવો છે, પણ તેની પોતાને ખબર ન હોવાથી પૈસો અને કુટુંબ વધારી નાના માણસો ઉપર હુકમ ચલાવી જાણે કે પોતે ઈશ્વર હોય તેવો દેખાવા પ્રયત્ન કરે છે. શેઠ મુનીમ ઉપર હુકમ ચલાવે છે, મુનીમ પોતાની સ્ત્રી ઉપર હુકમ ચલાવે છે, સ્ત્રી પોતાનાં બાળકો ઉપર હુકમ ચલાવે છે, અને તેનાં બાળકો ઘરના નોકર ઉપર હુકમ ચલાવે છે. આવી રીતે હુકમની પરંપરા ચાલે છે. બધી બાબતમાં પોતાના મત પ્રમાણે બધાએ ચાલવું જોઇએ એવું

ઇચ્છે છે. વળી પોતાના નિત્યપણાની ખબર નથી, તેથી શરીરને નિત્ય રાખવા મથે છે; અથવા જેના ઉપર પ્રીતિ હોય તેને નિત્ય રાખવા મથે છે. પુત્રને ચિરંજીવી કહે છે અને જાણે કે બધા નિત્ય રહેવાના હોય તેવું વર્તન રાખે છે. પણ આવા વ્યવહારમાં ભૂલો વધતી જાય છે, કારણ કે અનિત્ય વસ્તુઓ નિત્ય રહી શકતી નથી.

પરમાર્થના માર્ગમાં જે વિઘ્નો આવે છે, તે ચિત્તની શુદ્ધિ માટે જરૂરનાં છે. જે વસ્તુની જેટલી કિંમત છે તેટલી આપ્યા વગર તે મળશે નહિ. જેઓ સંસારની બધી સગવડો રાખીને આત્મજ્ઞાન લેવા ઇચ્છે છે, તે બાળકની માફક પોતાનાં રમકડાં છોડવા ઇચ્છતા નથી. જે માણસ જે પ્રકારનું ઋણ ઉત્પન્ન કરે છે, તેને તે ઋણ ચૂકવવા માટે ભવિષ્યકાળની જરૂર રહે છે. માટે જેઓ ઓછા પરિગ્રહથી રહે છે, તેમને આત્મજ્ઞાન માટે સારો અવકાશ રહે છે.

માણસ તરીકે જ જન્મ લેવો અને માત્ર ખાવું, પીવું, પહેરવું, પરણવું અને કુટુંબનું ભરણપોષણ કરવું અને પછી મરી જવું, એટલામાં જ કર્તવ્ય સમાપ્ત થતું નથી. માટે પરમાર્થ માટે યોગ્ય અધિકાર પ્રાપ્ત કરી પરમાર્થને માર્ગે ચડવું જોઇએ. તે માર્ગે જતાં તમારામાં કેટલીક દિવ્ય શક્તિઓ ઉત્પન્ન થશે અને તમને કેટલુંક દિવ્ય સુખ મળશે. છતાં પરમાર્થનાં સાધનોમાં પણ દુરુપયોગ કરનારા અને ભોળા માણસોને ફસાવનારા ઘણા હોય છે. માટે કોઇ પણ સાધનનો સ્વીકાર કર્યા પહેલાં બહુ વિચાર કરવો જોઇએ.'

ઉંકો—માણસના જીવનનો મુખ્ય હેતુ આપે સમજાવ્યો. પણ માણસ મરીને ક્યાં જાય છે તે વાત આપે કહી નહિ.

મહાત્મા—એક વખત નચિકેતાએ આવો પ્રશ્ન યમરાજાને પૂછ્યો હતો. યમરાજાએ કહ્યું: 'આ બાબત તર્કથી જાણી શકાય તેવી નથી. પણ તમારી જિજ્ઞાસા બહુ છે અને તમારામાં વૈરાગ્ય સારો છે. તેથી તમને કેટલીક વાત સમજવામાં આવશે. જગતના સુખનો માર્ગ જુદો

છે અને આત્માના સુખનો માર્ગ જુદો છે. આત્મા જન્મતો નથી, મરતો નથી, ધર્મ અને અધર્મથી જુદો છે. જેની પ્રીતિ આત્મા ઉપર થાય છે, તેના ઉપર આત્મા પ્રીતિ કરે છે. બ્રહ્માએ મનુષ્યની ઇન્દ્રિયો બહિર્મુખ કરી છે, તેથી તે સાધનથી આત્મા જાણી શકાય નહિ; પણ સમાહિત ચિત્તથી ધીર પુરુષો જ તેને જાણી શકે છે. જ્યારે હૃદયની બધી કામનાઓ દૂર થાય છે, ત્યારે અહીં જ તેનો સાક્ષાત્કાર થાય છે.' આ બાબત સંપૂર્ણપણે જાણી શકાય તેટલો હાલ તમારો અધિકાર થયો નથી. વર્તમાન જીવનમાં પૂર્ણતા કેમ લાવવી, તેનો વિચાર કરવા કરતાં અપૂર્ણતાનાં કારણ શોધવાનો હાલ પ્રયત્ન કરવો. જ્યાં સુધી અપૂર્ણતા છે, ત્યાં સુધી પૂર્ણતા માટે કાળજીની જરૂર પડે છે. તે કામ પૂરું થશે કે નહિ, એવી શંકામાં મરણની બીક લાગે છે, મરણ પછી શું થશે તેનો પ્રશ્ન ઉત્પન્ન થાય છે અને વર્તમાનકાળ કરતાં ભવિષ્ય વધારે ઉપયોગી લાગે છે. પણ જેમજેમ વર્તમાનકાળની ભૂલો દૂર થતી જશે, તેમતેમ ભવિષ્યની જરૂર પડશે નહિ, અને તમે પ્રશ્ન પૂછ્યો તેવો પ્રશ્ન રહેશે નહિ. જન્મ–મરણ દેહના અધ્યાસવાળાને લાગે છે, અને દેહના અધ્યાસથી જીવવું એ અપૂર્ણ જીવન છે.

માણસના ચાલુ જીવનમાં થતી ભૂલો સુધારવા માટે શાસ્ત્રોમાં (વ્યવહારદૃષ્ટિ અને પરમાર્થદૃષ્ટિ) બન્ને રીતે મરણનું સ્વરૂપ સમજાવેલું છે. વ્યવહારદૃષ્ટિએ જોતાં માણસના હૃદયમાં રહેલી વાસના પ્રમાણે તેને બીજો જન્મ મળે છે, અને પરમાર્થદૃષ્ટિએ જોતાં માણસનો આત્મા જન્મતો નથી તેમ મરતો પણ નથી.

વ્યવહાર શુદ્ધ રીતે ચલાવતાં આવડે ત્યારપછી પરમાર્થદૃષ્ટિ પ્રાપ્ત થાય છે.

ઉકો—અમારો વ્યવહાર શુદ્ધ શી રીતે થઇ શકે ?

મહાત્મા—નિષ્કામ કર્મથી.

ઉકો—નિષ્કામ કર્મનો અર્થ શો છે ?

મહાત્મા—નિષ્કામ કર્મ કરતી વખતે ત્રણ બાબત ઉપર ખાસ

ધ્યાન રાખવું જોઇએ:

(૧) કર્મના ફળનો ત્યાગ;

(૨) કર્મમાં આસક્તિનો ત્યાગ અથવા રાગદ્વેષનો ત્યાગ; અને

(૩) કર્મમાં કર્તાપણાનો ત્યાગ.

આ ત્રણે પ્રકારનો ત્યાગ થાય, ત્યારે નિષ્કામ કર્મ થઇ શકે છે.

ઉકો—મને એમ લાગે છે કે પહેલાં કર્મનું જ્ઞાન થાય છે, પછી કર્મ કરવાની ઇચ્છા થાય છે અને પછી કર્મ થાય છે. તેથી ફળનો વિચાર ઉત્પન્ન થયા વગર રહેતો નથી, અને ફળની ઇચ્છા પણ દૂર થતી નથી.

મહાત્મા—તેમાંથી આસક્તિ દૂર કરવાનો એક માર્ગ એ છે કે ફળ ઇશ્વરને અર્પણ કરવાની બુદ્ધિથી કર્મ કરવું.

ઉકો—ઇશ્વરને ફળ શા માટે અર્પણ કરવું ?

મહાત્મા—આપણી ઇચ્છા પ્રમાણે ફળ મળતું નથી. આપણને રાજા થવાની ઇચ્છા થાય, તો આપણે રાજા થઇ શકતા નથી. વળી કેટલીક વાર ઊલટું ફળ પણ આવે છે. પુત્રની ઇચ્છા થાય, પુત્ર મળે અને મોટી ઉમરે માબાપની આજ્ઞામાં રહે નહિ; ધનની ઇચ્છા થાય, ધન મળે પણ પાછું જતું રહે. આપણા કલ્યાણ માટે ઇશ્વરના ઉપર વિશ્વાસ રાખી કર્મના ફળના સંકલ્પ દૂર કરવા અને ઇશ્વર જે ફળ આપે તે આપણા ભલા માટે જ છે, એમ સમજી સમભાવ રાખવો. એક મહાત્મા ઇશ્વરને કહે છે કે, 'જે સ્થિતિ તેં આપી છે, તેમાં હું ખુશી છું. આમ થાય તોયે શું અને તેમ થાય તોયે શું ? બધી તારી લીલા છે. સ્વર્ગનું રાજ આપે અથવા ધૂળમાં દાટી દે, તોયે બધી અવસ્થામાં તારી લીલા જોઇને આનંદ પામીશ.'

ઉકો—ઇશ્વર બરાબર ફળ આપશે તેની ખાતરી શી રીતે થાય?

મહાત્મા—ઇશ્વર મહા દયાળુ છે. જે કોઇ તેને પત્ર પુષ્પ, ફળ, જળ વગેરે શ્રદ્ધાથી આપે છે, તે પોતે પ્રસન્નતાથી સ્વીકારે છે. પૂતના જેવી રાક્ષસી શ્રીકૃષ્ણને ઝેર પાવા માટે આવી, તોપણ ભગવાને તેને

સદ્‌ગતિ આપી હતી. તો જેઓ ઈશ્વરને પ્રસન્ન કરવા માટે પોતાનાં કર્મોનાં ફળ તેમને અર્પણ કરે, તો ઈશ્વર તેમની સંભાળ કેમ ન લે?

ઉંકો—એ તો આપે નિષ્કામ ભાવની વાત કરી, પણ સકામ ભાવે કોઈ ઈશ્વરને કાંઈ અર્પણ કરતું હશે કે નહિ? સકામ કર્મનું સ્વરૂપ કેવું હોય છે?

મહાત્મા—કોઈ માણસને કોઈ કારણસર કોર્ટમાં કેસ ચાલતો હોય, તેમાં પોતાની જીત થવા માટે હનુમાન વગેરેને ચાર આનાનાં શ્રીફળ કે સાકર ચઢાવી પ્રાર્થના કરે, તો તે દેવને છેતરવા જેવું છે. પોતાના બચાવ માટે વકીલની ફી ૧૦૦ રૂપિયા ખુશીથી આપતો હોય અને તે કામ દેવ કરી આપે તેટલા માટે દેવને ચારપાંચ આનાની વસ્તુ ધરી આવે, તો તેણે વકીલ કરતાં દેવની કિંમત ઓછી માની. પણ તેથી દેવ છેતરાતા નથી. વળી સકામ કર્મમાં સંસારના લાભની ઇચ્છા કાયમ રહ્યા કરે છે, અને સકામ કર્મ વિધિપૂર્વક કરવામાં આવે તો જ ફળ આપે છે. માણસની બુદ્ધિ એવી છે કે એવી વિધિના પાલનમાં કાંઈક અને કાંઈક ભૂલો રહી જાય છે. તેથી શાસ્ત્રોમાં સકામ કર્મને બહુ હલકાં માનવામાં આવેલ છે.

ઉંકો—પણ શાસ્ત્રોમાં કહેલ છે કે સ્વર્ગની ઇચ્છાવાળાએ અમુક અમુક કર્મ કરવાં. તેથી એમ જણાય છે કે ફળની ઇચ્છા રાખવી એ શાસ્ત્રની વિરુદ્ધ નથી.

મહાત્મા—તે ફળમાં શાસ્ત્રનું મુખ્ય તાત્પર્ય નથી. જેમ બચ્ચાંને દવા પીવરાવવા માટે તેની મા લાડુ ખવરાવવાની લાલચ આપે છે, તેમ સ્વર્ગના સુખની લાલચ શાસ્ત્રોમાં આપેલી છે. વાસ્તવિક રીતે, જ્યાં વધારે ભોગ અને ઐશ્વર્ય હોય, ત્યાં વધારે કલેશ પણ રહે છે. ત્યાં શાંતિ રહેતી નથી. માટે સ્વર્ગમાં પણ ખરી શાંતિ નથી. પણ સ્વર્ગના સુખના બહાના નીચે લોકો શાસ્ત્રનું વાચન કરી સાચા સુખની તપાસમાં રહે, તે શાસ્ત્રનો મુખ્ય હેતુ છે. હાલના સાયન્સવાળાઓએ શોધ કરી જેટલી શક્તિ મેળવી છે, તે કરતાં રાવણમાં વધારે શક્તિ

હતી, પણ તેને સુખ લાગતું નહોતું.

ઉકો—દાન, પુણ્ય, તપ વગેરે સારાં કર્મ ઈશ્વરને અર્પણ કરવાં એ બરાબર છે. પણ બધાં કર્મ ભગવાનને શી રીતે અર્પણ કરવાં ? જીવનના નિર્વાહ માટે ઘણાને વેપારનોકરી વગેરે કરવાં પડે છે અને તેમાં ફળની ઇચ્છા પણ રહે છે.

મહાત્મા—જો કોઈ વેપારી એવા વિચારથી વેપાર કરે કે, 'હું જે પૈસો કમાઈશ તેમાંથી મારા કુટુંબનું ખર્ચ કાઢ્યા પછી જે બચશે તે અથવા તેમાંથી કેટલોક ભાગ હું ભગવાનના કામ માટે વાપરીશ, અથવા સત્સંગ માટે વાપરીશ, તો તે પણ નિષ્કામ કર્મ છે. પણ બધી કમાણી પોતાના વૈભવ અને સંસારની સગવડો વધારવા માટે વાપરે, તો તે સકામ રાજસ કર્મ છે; અને બીજાને નુકસાન કરવાના હેતુથી વેપાર કરવામાં આવે તો તે સકામ તામસ કર્મ છે. તેવી જ રીતે નોકરી કરતાં જે પગાર આવે તે માટે સમજી લેવું. તેવી જ રીતે ખાવાપીવામાં, હરવાફરવામાં, વ્યવહારનાં બીજાં જે કર્મ ભગવાનમાં ચિત્ત વધારે લાગે—તેનું સ્મરણ રહે તેવા હેતુથી થાય, તે બધાં નિષ્કામ કર્મ છે. સંસારનો રાગ વધે તેવાં કર્મ રાજસ છે, અને દ્વેષ વધે તેવાં કર્મ તામસ છે. આ સિદ્ધાંત બરાબર સમજવામાં આવે, તો બધાં કર્મ નિષ્કામ ભાવે કેમ કરવાં તે સમજવામાં આવી જશે. અને જ્યારે નિષ્કામ ભાવે કર્મ થશે, ત્યારે આત્મજ્ઞાનનો માર્ગ સુલભ થઈ જશે.

ઉકો—શાસ્ત્રોમાં કહેલ છે કે કર્મ કર્યા વગર કોઈ રહી શકતું નથી અને કર્મથી બંધન થાય છે અને જ્ઞાનથી મોક્ષ મળે છે. વળી કોઈ પણ કર્મ ફળ આપ્યા વગર રહેતું નથી.

મહાત્મા—દરેક પ્રકારનાં કર્મ ફળ આપે છે એ વાત સાચી છે. પણ સંસારનાં સુખ અને સગવડ મળે તેવા ફળની આશામાં અંતઃકરણ બહુ ચંચળ રહે છે અને ચંચળ અંતઃકરણમાં જ્ઞાન ઉત્પન્ન થતું નથી. પણ જો દરેક કર્મ વખતે પરમાત્માના સાક્ષાત્કારની ઇચ્છા હોય, તો

તે વખતે અંતઃકરણમાં એક પ્રકારની શાંતિ રહે છે. આવાં કર્મ જેને કરતાં આવડે, તેને માટે **योगः कर्मसु कौशलम्।** એ વાક્ય લાગુ પડે છે.

ઉકા—આ બાબત ઉપર જરા વધારે ખુલાસાની જરૂર લાગે છે.

મહાત્મા—સંસારમાં ચાર પ્રકારના માણસો હોય છેઃ (૧) પામર, (૨) વિષયી, (૩) જિજ્ઞાસુ, અને (૪) જ્ઞાની.

પામર મનુષ્ય નીતિ કે અનીતિનો વિચાર કર્યા વગર બીજાને દુઃખ આપીને પણ પોતાનું સુખ લેવા ઇચ્છે છે. વિષયી પુરુષ પોતાના વિષયનું સુખ ઇચ્છે છે. જિજ્ઞાસુ પરમાત્માના સાક્ષાત્કારની ઇચ્છા રાખે છે. પહેલા બે પ્રકારના માણસો સકામ કર્મવાળા છે. ત્રીજા પ્રકારનાં માણસોનાં કર્મ નિષ્કામ રહે છે, અને ચોથા જ્ઞાની પુરુષોનાં કર્મ તો નિષ્કામ નથી તેમ સકામ પણ નથી. જ્ઞાની પુરુષો સાક્ષાત્ પરમાત્મારૂપ જ છે.

ઉપરના ઉપદેશમાંથી ઘણી વાતો ઉકાના સમજવામાં આવી, અને તે પ્રમાણે તેણે પોતાના જીવનની વ્યવસ્થા કરવાનો નિશ્ચય કર્યો. તે વખતે સત્સંગનો વખત પૂરો થતાં અને બીજે દિવસે તેને નાશિકથી રવાના થવાનું હોવાથી, તે મહાત્માને સાષ્ટાંગ નમસ્કાર કરી, તેમની આજ્ઞા લઈ ઘેર આવ્યો.

બીજે દિવસે ઉકો પાછો પોતાને ગામ આવ્યો. હવે તેની જિજ્ઞાસા પરમાત્માના સાક્ષાત્કાર માટે દિવસે દિવસે વધતી હતી, અને હજુ પણ કોઈ સારો સત્સંગ મળે તો તેની શોધ તેણે ચાલુ રાખી હતી. તેને એમ લાગતું હતું કે જોકે પોતાનું ચારિત્ર સુધારવાથી જ ખરો ફાયદો થાય છે, તોપણ સત્સંગથી પોતાના જીવનમાં રહેલી કેટલીક ભૂલોની તરત ખબર પડે છે. સત્સંગ વગર તે ભૂલો પકડી શકાતી નથી.

તેણે ભગવાનની એક સારી છબી તૈયાર કરાવી. તેની પાસે બેસી ધૂપ વગેરે કરી તે એક કલાક જપ કરવા લાગ્યો. પણ સંસારની કેટલીક વાસનાઓ એવી જોર કરતી હતી કે જપ વખતે પણ તેનું મન સંસારની વાતોમાં જતું હતું. ખાસ કરીને જોકે તેની પાસે સાદાઈ-

થી રહી શકે તેટલું ધન હતું, તોપણ ધન વધારવાના વિચાર તેને કેટલીક વાર આવતા હતા.

એક દિવસ તેના ગામમાં એક સાધુ આવ્યા. તે ગામબહાર નદીકાંઠે એક ઝૂંપડીમાં રહેતા હતા. તે ગામમાં એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો. તે કથાવાર્તા કરી પોતાના કુટુંબનું ભરણપોષણ કરતો હતો. આ બ્રાહ્મણ ઘણો જ પવિત્ર હતો, પણ સમય જતાં બહુ જ દરિદ્ર દશામાં આવી પડ્યો હતો. પોતાના કુટુંબનું ગુજરાન કેમ ચલાવવું તે બાબતની તેને બહુ ચિંતા થવા લાગી અને તે ચિંતામાં તેણે કેટલુંક દેવું પણ કર્યું હતું. પોતાની આ મૂંઝવણમાં પેલા સાધુ કાંઈ માર્ગ બતાવશે એમ ધારીને તે તેમની પાસે ગયો અને તેણે પોતાની સ્થિતિ સંબંધની હકીકત અથથી ઇતિ સુધી તેમને કહી સંભળાવી. આ વખતે પ્રારબ્ધયોગે ઉંકો પણ તે સાધુ શો જવાબ આપે છે તે ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યો.

તે સાધુએ તે ગરીબ બ્રાહ્મણને જવાબ આપ્યો કે, ‘તમારી સ્થિતિની હકીકત સાંભળી મને બહુ દુઃખ થાય છે. પણ હું શું કરું ? હું તમને મદદ કરી શકું તેમ નથી, કારણ કે મારી પાસે ધન નથી. મેં તો સંસારનો ત્યાગ કર્યો છે.’ આ સાંભળી પેલો બ્રાહ્મણ નિરાશ થઈ તે સાધુને પગે લાગી ઘર તરફ જવા ઊઠ્યો. તે દશપંદર પગલાં ગયો હશે, એટલામાં તે સાધુએ બૂમ મારી તેને પાછો બોલાવ્યો અને કહ્યું કે, ‘હું ભૂલી ગયો હતો તે હવે મને યાદ આવે છે. મને ઘણા મહિના પહેલાં આ જ જગ્યાએ જ્યારે હું પહેલાં આવ્યો હતો, ત્યારે પ્રાતઃકાળે નદીમાં સ્નાન કરવા જતાં એક પારસમણિ જડ્યો હતો. મારે તેની જરૂર નહોતી, પણ કોઈ ગરીબને કોઈ દિવસ કામ આવશે એમ ધારી મેં તેને પાસેના ઝાડની બખોલમાં મૂકી રાખેલ છે. તમે મારી સાથે ચાલો. હું તમને તે પારસ આપું છું. તેનાથી તમારી દરિદ્રતાનું દુઃખ ભાંગશે. તે પારસમાં એવી શક્તિ છે કે તેનો સ્પર્શ થતાં લોઢું સુવર્ણ બની જાય છે.’ પેલો બ્રાહ્મણ અને તે સાધુ બન્ને મૂંગે મોઢે તે વૃક્ષ આગળ ગયા. તે વૃક્ષ બહુ દૂર નહોતું, તેથી ઉંકો તે

દેખાવ જોઈ શકતો હતો અને તેમની વાતો સાંભળી શકતો હતો. તે સાધુએ ઝાડની બખોલમાંથી પારસ કાઢ્યો અને પેલા બ્રાહ્મણને તે આપીને કહ્યું કે, 'લો, મનમાંથી ખેદ દૂર કરો. જાઓ, આ પારસથી તમારી ગરીબાઈનું દુ:ખ દૂર થશે.' તે બ્રાહ્મણ તે પારસ લઈ પોતાને ઘેર ગયો.

ઉકો આ દેખાવ જોઈ આશ્ચર્યચકિત થઈ વિચારમાં પડ્યો. તે સાધુ તરફ જોવા લાગ્યો અને બોલી ઊઠ્યો: 'હે મહાત્મા! હે દયાસાગર! આજે મારી આંખ ખૂલી ગઈ છે. આપે જે પારસ તે બ્રાહ્મણને આપ્યો, તે તો બહુ કીમતી વસ્તુ છે; પણ એવો કયો સુખનો ચિંતામણિ આપની પાસે છે કે જેના સુખની આગળ આપને આ પારસ ક્ષુદ્ર જેવો લાગે છે અને તેને આપે આટલો વખત બેપરવાઈથી ઝાડની બખોલમાં રાખ્યો હતો?'

સાધુ—તે પા–રસ હતો, પણ મારી પાસે આખો રસ છે. તેથી પા–રસની કિંમત મને કાંઈ લાગતી નહોતી. તે આખો રસ આત્માનો આનંદ છે. તે અદ્વિતીય છે. તેની સરખામણીમાં જગતનું સર્વ સુખ નીરસ અને ક્ષુદ્ર લાગે છે. આ આનંદ પાસે મને મારા જીવનમાં ત્રણ કાળ લાગતા નથી પણ માત્ર વર્તમાનકાળ જ લાગે છે; કારણ કે ભવિષ્યમાં મળે એવું કાંઈ મારે જોઈતું નથી.

આ સાંભળી ઉકાને ધન તરફ પણ વૈરાગ્ય આવ્યો અને બીજે દિવસે તે સાધુ પાસે આત્મજ્ઞાન મેળવવાનો નિશ્ચય કર્યો.

તે સાધુએ જાણ્યું કે, તેણે બતાવેલ સિદ્ધિથી તે ગામમાં તેની ખ્યાતિ વધી જશે અને ઘણા લોકો તેની પાસે આવી વ્યવહારના સુખની માગણી કરશે તથા તેની સમાધિમાં ભંગ પાડશે. તેથી તે રાતે જ તે ગામથી બીજે સ્થળે ચાલી નીકળ્યા.

બીજે દિવસે ઉકો તેમને સ્થળે ગયો, પણ જુએ છે તો તે સાધુ ત્યાં હતા નહિ, તેથી તે બહુ નિરાશ થયો. પણ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની તેની ઇચ્છા દૃઢ થઈ હતી.

## ૪ : ભૂવાઓની વચ્ચે

કેટલાક માણસો મંત્રશક્તિથી, કેટલાક ધ્યાનથી તો કેટલાક વિચારથી દેવલોકમાં રહેલી દિવ્ય શક્તિઓની મદદ મેળવે છે અને તેનાથી પોતાનું જીવન ફેરવવા પ્રયત્ન કરે છે. કેટલાક તે શક્તિઓનો ઉપયોગ વ્યવહારનાં સુખ અને સગવડ વધારવા માટે પણ કરે છે.

આવાં અનેક સાધનોમાં કેટલાંક ગામોમાં કેટલાક ભૂવાઓ ધૂણીને માતાનું, દેવીનું, અથવા શક્તિનું આવાહન પોતાના શરીરમાં કરે છે. તે વખતે તે ભૂવો પોતે જ તે માતા અથવા દેવી બની જાય છે અને આસપાસ બેઠેલા માણસો તે માતાને કેટલાક પ્રશ્ન પૂછી કેટલીક હકીકત મેળવી શકે છે. તેઓ પહેલો પ્રશ્ન એમ પૂછે છે કે 'તું કોણ?' એટલે ધૂણનાર માણસ કહે છે કે, 'હું અમુક દેવી છું.' તે જવાબ મળ્યા પછી તેને બીજા પ્રશ્નો પૂછવામાં આવે છે.

કોઈ તેને પૂછે છે કે, 'અમુક માણસને બહુ દુઃખ થાય છે તેનું કારણ શું છે?' દેવી કહે છે: 'તેણે મને મારો ભોગ આપેલ નથી.' તે પછી દેવીને પૂછવામાં આવે છે કે, 'તમારે શું જોઈએ છે?' ત્યારે દેવી કહે છે કે, 'પાંચ શેર લોટની લાપસી કરીને મને ધરાવીને ગરીબ માણસોને જમાડી દેવી, એટલે તે માણસનું દુઃખ દૂર થઈ જશે.'

એક દિવસ ઉંકા આવી મંડળીમાં જઈ ચડયો. તેણે કેટલાક ભૂવાને ધૂણતા જોયા અને માતાની વાતો તેમના મુખથી સાંભળી. તે

દિવસથી તેને પણ તે ક્રિયા શીખવાનું મન થયું અને ધીરે ધીરે તે મંડળીનો સંગ કરવા લાગ્યો. પણ ઉકાના સંસ્કાર જુદા પ્રકારના હતા. તેણે ધૂણવાનું શીખવા માંડ્યું પણ તેનામાં માતાનો આવિર્ભાવ આવ્યો નહિ, છતાં તેની જિજ્ઞાસા ઓછી થઇ નહોતી અને તેણે ધૂણવાનું શીખવાનું ચાલુ રાખ્યું.

એક દિવસ ઘણા ભૂવાઓ ભેગા થઇ એક રાત્રે ધૂણવા લાગ્યા. ઉકો પણ ધૂણવા લાગ્યો. બીજા ભૂવાઓમાં માતાનો આવિર્ભાવ થયો. પણ ઉકામાં કાંઇ ફેરફાર થયો છે કે નહિ તે જાણવા માટે આસપાસના માણસો તેને પ્રશ્નો પૂછવા લાગ્યા.

તેઓએ ઉકાને પહેલો પ્રશ્ન એ પૂછ્યો કે, 'તું કોણ?' પણ ઉકાએ કાંઇ જવાબ આપ્યો નહિ. તેણે ધૂણવાનું ચાલુ રાખ્યું. એક–બે કલાક પછી વળી કોઇએ તેને પૂછ્યું કે, 'તું કોણ?' ઉકાએ કાંઇ જવાબ આપ્યો નહિ પણ ધૂણવાનું ચાલુ રાખ્યું. વળી બે–ત્રણ કલાક પછી તેને કોઇએ પૂછ્યું કે, 'પણ તું છે કોણ?' ઉકાએ કાંઈ જવાબ આપ્યો નહિ.

સવાર પડી ત્યારે બે–ત્રણ ભૂવાઓએ ભેગા થઇને ઉકાને પૂછ્યું કે, 'તું છે કોણ?' ઉકાએ કહ્યું: 'હું ઉકો.'

ભૂવાઓએ જાણ્યું કે આ આખી રાત ધૂણ્યો તોયે એનામાં દેવીનો ભાવ આવ્યો નહિ અને ઉકો ને ઉકો રહ્યો. તેથી તેઓએ ઉકાને કહ્યું: 'તું આખી રાત ધૂણ્યો, તોપણ તારામાં માતાનો આવિર્ભાવ થયો નહિ અને તું એવો ને એવો રહ્યો. તારા ધૂણવામાં ધૂળ પડી! મર રે મર! તું માતાની શક્તિ લેવાને લાયક નથી. તું દિવ્ય શક્તિ પ્રાપ્ત કરવાનું સાધન કરવા બેઠો અને તારામાં કાંઇ ફેરફાર ન થયો. તો તે સાધન કરતાં જ તને આવડતું નથી, એમ જણાઇ આવે છે.'

ભૂવાની મંડળીમાં આ પ્રમાણે નિરાશા મળવાથી ઉકાએ કોઇ બીજી સત્સંગમંડળીની શોધ કરવી શરૂ કરી. એક વખત એક મિત્રને તેણે પૂછ્યું કે, 'સારો સત્સંગ ક્યાં મળી શકે?' તે મિત્રે તેને પૂછ્યું

કે, 'સારો સત્સંગ કોને કહેવો ? તમે જીવનનું ધ્યેય શું રાખ્યું છે ?'

ઉકાએ કહ્યું: "મારે કોઇ પણ રીતે શ્રીભગવાનનાં સાક્ષાત્ દર્શન કરવાં છે અને જન્મમરણનું રહસ્ય સમજવું છે. આજકાલનો ધર્મ વાતે વાતે ભગવાનનું નામ મોઢે લેવામાં, બધાની સમક્ષ પ્રાર્થના કરવામાં છે, અને તેમ કરીને લોકોને બતાવવું કે અમે કેવા ધાર્મિક છીએ—એમાં રહેલો છે. આ મને પ્રિય નથી. ઇશ્વર જો હોય તો તેના અસ્તિત્વનો અનુભવ કરવા માટે, તેનો સાક્ષાત્કાર કરવા માટે કોઈ ને કોઈ માર્ગ હોવો જોઇએ—તે માર્ગ ગમે તેવો દુર્ગમ કાં ન હોય ? હું તો તે માર્ગે જવાનો દૃઢ સંકલ્પ કરી બેઠો છું. હિંદુધર્મ કહે છે કે પોતાના દેહ અને મનમાં આ માર્ગ છે, જવા માટે નિયમ બતાવ્યા છે, મારે તે માર્ગના અનુભવી ગુરુની નજીકમાં રહેવાની ઇચ્છા છે."

તે મિત્રે કહ્યું: "હાલ તો મારા જાણવામાં કોઈ અનુભવી પુરુષ નથી, પણ જ્યારે જાણવામાં આવશે ત્યારે તમને ખબર આપીશ. ભગવાનનો માર્ગ તમે ધારો છો તેવો સહેલો નથી. આ માર્ગે પડેલા સાધકની ભગવાન ઘણે પ્રકારે પરીક્ષા કરે છે. કેટલાકની દૃષ્ટિ આગળ સારી સારી સ્ત્રીઓ આવે તેવા પ્રસંગો ઉત્પન્ન કરી તેનામાં વાસના છે કે નહિ તેની પરીક્ષા કરે છે. બુદ્ધ, જૈમિની, પારાશર, વિશ્વામિત્ર વગેરેને લલચાવવા સ્ત્રીઓ આવી હતી. તેવું હાલના કાળમાં ન બને, તોપણ સ્ત્રીના દર્શનથી તદ્દન મુક્ત રહેવું એ બને તેવું નથી. સંન્યાસીઓને પણ ભિક્ષા માટે ગૃહસ્થાશ્રમીને ત્યાં જવું પડે છે. જ્યારે જ્યારે સ્ત્રીઓ નજરે આવે ત્યારે ત્યારે તેમના પ્રત્યે માતૃભાવ અથવા ભગવદ્‌ભાવ ઉત્પન્ન ન થાય, તો તે માણસ બરાબર સાધના કરી શકતો નથી. વળી કયો પુરુષ કઈ સ્ત્રી તરફ કેવી દૃષ્ટિથી જુએ છે, તે બાબત સ્ત્રીઓ ઘણી વાર સમજી જાય છે. સાધુવૃત્તિવાળા પુરુષોએ શુકદેવજીના જેવી દૃષ્ટિ રાખવી જોઇએ. એક વખત કેટલીક સ્ત્રીઓ નર્મદશામાં નાહતી હતી. એવામાં શુકદેવજી તેમની પાસેથી નીકળ્યા. ત્યારે પણ તે સ્ત્રીઓએ કપડાં પહેર્યાં નહિ, કારણ કે તેઓએ જાણ્યું હતું

કે શુકદેવજીમાં બાળકના જેવી વૃત્તિ છે. જ્યારે શુકદેવજી તપ કરવા બેઠા, ત્યારે રંભા નામની અપ્સરા તેમના તપનો ભંગ કરાવવા આવી. તેને શુકદેવજીએ પૂછ્યું કે, 'તું કોણ છે?' રંભાએ કહ્યું: 'હું રંભા છું. બીજી સ્ત્રીઓના શરીરમાંથી દુર્ગંધ નીકળે છે. પણ મારા શરીરમાંથી નિત્ય સુગંધ નીકળે છે, માટે મારા સંગથી તમને ઘણું સુખ થશે.' શુકદેવજીએ કહ્યું: 'તારું શરીર તો બહુ સારું લાગે છે, માટે હવે જો કદાચ બીજો જન્મ આવશે તો તારા પેટે જ જન્મ લઈશ.' એ જવાબ સાંભળી રંભાને ત્યાંથી વિદાય થવું પડ્યું. આવો ભાવ સતત રહે, ત્યારે જ સાધુતા જળવાઈ શકે છે. સાધુ થવું હોય તો સાધુના ધર્મ બરાબર પાળવા જોઈએ. જે આત્માને જ સાધે છે, તે સાધુ કહેવાય છે. મર્યા પછી ઘરની બહાર બધા નીકળે છે, પણ મર્યા પહેલાં ઘરની બહાર નીકળી શકે તે જ સાધુ છે. પણ આ કામ સહેલું નથી. સાધુના ધર્મ બરાબર પાળવા એ શૂળી ઉપર ચડવા જેવું છે. શરૂઆતમાં તે જીવનમાં આવતાં વિઘ્નો કેટલીકવાર સહન થતાં નથી. પણ જો તે સહન કરી શકાય અને છેવટ સુધી સમતા રાખી શકાય, તો અંતે તેનું પરિણામ સારું આવે છે.

ભગવાને પોતાના સ્ત્રીરૂપમાં ઘણી કળા રાખેલી હોવાથી કોઈ સ્ત્રી નજરે આવે ત્યારે એકવાર તો ઘણાની દૃષ્ટિ તેના તરફ જાય છે; પણ બીજીવાર જો તેના તરફ દૃષ્ટિ જાય, તો તે માણસ સાધુ થવાને લાયક નથી.

ભગવાન સર્વપ્રેમરૂપ છે, પણ સર્વ પ્રકારનો પ્રેમ એ ભગવાનનું સ્વરૂપ નથી. પ્રસંગ આવે ત્યારે માણસના સ્વભાવની ખબર પડે છે. ચોરી થઈ શકે તેવા સંજોગો મળે ત્યારે જે ચોરી કરે તેના સ્વભાવમાં તે પહેલાંથી જ ચોર હતો એમ સમજવું. સ્ત્રી જોતાં જેનું મન ડગે, તે પહેલાંથી જ સંસારમાં રહેવા લાયક હોય છે; તે મોક્ષને લાયક હોતો નથી.

વળી દેહનો અધ્યાસ કેટલો રહેલો છે તે માટે કેટલીક વખત ભૂખતરસ વેઠવાં પડે છે અને શરીરના રોગ સહન કરવા પડે છે. ત્રીજી પરીક્ષા સમભાવની છે. બધા પ્રાણી પ્રત્યે સમભાવ રહે છે કે નહિ તે માટે ભગવાન તેની પાસે રાગદ્વેષવાળા પ્રસંગો ઉત્પન્ન કરે છે. જેને નાતજાતના ભેદ ગમતા હોય તેમની પાસે તેનામાં સમતા છે કે નહિ તેની પરીક્ષા થાય તેવાં વિઘ્નો આવે છે. કુટુંબમાં અને પૈસામાં કેટલી મમતા છે તેની પરીક્ષા થાય છે અને ગુરુ મળે ત્યારે ગુરુની સેવા કરવામાં ગુરુપ્રત્યે સદ્ભાવ રહે છે કે નહિ તેની પરીક્ષા થાય છે. તેવો ભાવ અખંડ રહે, તો જ તેમના તરફથી મળતું જ્ઞાન સ્થિર થાય છે. ગુરુપ્રત્યે જરા પણ સંકોચવૃત્તિ ઉત્પન્ન થાય, તો તેનું જ્ઞાન લાગતું નથી. ટૂંકામાં, જે જાતની અપૂર્ણતા જે સાધકમાં હોય તે દૂર કરવા માટે તેના જીવનમાં જે વિઘ્નો આવે છે, તે તેની પરીક્ષા માટે આવે છે. જો તે માણસ તે પરીક્ષામાંથી સમતાથી નીકળી શકે, તો આગળ ઉપર ભગવાન તેની મદદમાં ઊભા રહે છે.

બધે પરમાત્માને જોવા એ ઘણું અઘરું કામ છે; પણ જો તે કામ હાલ નહિ થઈ શકે તો ભવિષ્યમાં તે કરવું પડશે અને વધારે વિઘ્નો ઓળંગવાં પડશે. ભગવાન જેમ પવિત્ર છે તેમ જે પવિત્ર હોય છે તે ભગવાનનો ભાવ પામી શકે છે અને સર્વત્ર તેને જોઈ શકે છે. માટે જો કોઈ જિજ્ઞાસુ નાની નાની વાસનાઓમાં દબાઈ જાય, તો ભગવાન તેને મોટો અધિકાર આપતા નથી. જેટલા પ્રમાણમાં આપણી અંદરથી સંસારની ભાવના નીકળી જાય, તેટલા પ્રમાણમાં બહારના સંસારનાં વિઘ્નો દૂર થાય છે. તે દૂર થાય તોયે આપણા અંતઃકરણની અંદરનાં વિઘ્નો, લય, વિક્ષેપ, કષાય, રસાસ્વાદ વગેરે રહે છે. તે દૂર કરવાં વધારે મુશ્કેલ છે. તે માટે કોઈ ઉત્તમ કોટિના સાધુની નજીકમાં રહેવાની વધારે જરૂર છે. તેવા કોઈ મહાત્મા મારા જાણવામાં આવશે ત્યારે તમને ખબર આપીશ.'

આટલી વાતચીત પછી બન્ને મિત્રો જુદા પડ્યા.

## ૫ : ધૂની ભક્તોની વચ્ચે

પરમાર્થના માર્ગમાં મુખ્ય મુશ્કેલી પ્રાણના સ્વભાવની છે. નાની ઉંમરમાં તત્ત્વજ્ઞાન હોતું નથી તેથી પ્રાણ હલકી વાસનાના સંતોષથી મળતા સુખમાં લલચાય છે. જ્યાં સુધી આવા પ્રાણમાં ફેરફાર થતો નથી ત્યાં સુધી પરમાર્થનો માર્ગ સરળ થતો નથી. તેથી પ્રાણના ફેરફાર માટે જુદાજુદા ધર્મોમાં જુદાંજુદાં સાધન નક્કી કરવામાં આવેલ છે. તેમાં મુખ્ય બે ભેદ છે. કેટલાકનું કહેવું એવું છે કે જો મન, પ્રાણ અને શરીર સ્થિર હોય અને શાંત હોય તો તેમાં ફેરફાર સરળતાથી થઈ શકે છે, તેથી તેઓ ધારણા, ધ્યાન, સમાધિ વગેરેનો—નિષ્ક્રિય ભક્તિનો—માર્ગ સ્વીકારે છે. બીજા કેટલાક એમ માને છે કે ભગવાનના નામની ધૂન, તેનું ભજન, કીર્તન વગેરે જોરથી કરવાથી મન, પ્રાણ અને શરીરમાં સારો ફેરફાર થાય છે. આ બન્ને વાત અધિકારીની અપેક્ષાએ સાચી છે. જેઓમાં વૈરાગ્ય વધારે હોય, તેમને શાંત ભક્તિ ગમે છે. જેઓ સંસારના વ્યવહારમાં પડ્યા હોય, તેમનાથી ધ્યાન, ધારણા વગેરે થઈ શકતાં નથી. તેથી જે ભક્તિમાં કાંઈક ક્રિયા હોય તે પ્રકારની ભક્તિ વ્યાવહારિક માણસોને બહુ ગમે છે. તેમને ઊંધે માથે લટકવાનું કહીએ, તો તે પણ કરવા તૈયાર થઈ જાય છે. પણ થોડો વખત સંસારને ભૂલીને ધ્યાન કરવું, એ તેમને બહુ મુશ્કેલ લાગે છે.

થોડાં વર્ષ થયાં કાઠિયાવાડમાં ધૂનનો પ્રચાર થવા લાગ્યો છે. તેનાથી એક લાભ એ થાય છે કે જેટલા માણસો ધૂન કરતા હોય તે બધાને સાથે બોલવું પડે છે અને કોઈ તે વખતે આળસુ થઈ શકતા નથી. જેમ યુરોપમાં દેવળોમાં ઘણા માણસો સાથે મળી ભગવાનની પ્રાર્થના કરે છે, તેમ ધૂનના પ્રચારથી ઘણા માણસો એકસાથે ભગવાનના નામનો જપ કરી શકે છે. જપ કરવાથી એક જ વસ્તુની વારંવાર આવૃત્તિ થાય છે અને તેથી એકાગ્રતા પ્રાપ્ત થાય છે. તે આત્મજ્ઞાનમાં બહુ ઉપયોગી છે. છગન અને મગન એવાં નામો લેવા કરતાં રામ અને કૃષ્ણના નામમાં મધુરતા અને અલૌકિક રસ છે. આ સાધન કરવાનું ઉકાના એક મિત્રે તેને બતાવ્યું.

એક વખત એક આશ્રમમાં ચોવીસ કલાકની ધૂન કરવાની યોજના થઈ હતી. તે હકીકત ઉકાના જાણવામાં આવવાથી ઉકો ત્યાં ગયો અને સૌની સાથે મળીને નીચે પ્રમાણે ધૂનમાં જોડાઈ ગયો.

ધૂનમાં કેટલાક માણસોને સારો રસ આવતો હતો, કેટલાક નાચતા હતા, કેટલાક ડોલતા હતા, કોઈ મંજીરા, કોઈ હારમોનિયમ, કોઈ ઢોલ વગેરે વગડતા હતા અને નીચેનો મંત્ર ઉચ્ચારતા હતા:—

હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે !
હરે રામ હરે રામ, રામ રામ હરે હરે !

ધૂન કરવાવાળા ભક્તોનો સિદ્ધાંત એવો થાય છે કે જેમ કોઈ માણસ જમીન ઉપર પડી જાય તો જમીનનો આધાર લઈને ઊઠે છે તેમ નામરૂપરૂપી માયામાં ફસી ગયેલા માણસોને પરમાર્થને માર્ગે ચડવા માટે ભગવાનનું નામ બોલવાથી અને ભગવાનની છબીમાં તેનું રૂપ જોવાથી ખોટા નામ અને ખોટા રૂપથી છૂટી શકાય છે.

ભગવાનના નામની ધૂન ભૂવાઓની ધૂનના કરતાં જુદા પ્રકારની હોય છે, તેથી ભગવાનના નામની ધૂન કરનારાઓનો અધિકાર પણ જુદા પ્રકારનો હોય છે. ભૂવાઓના ધૂણવામાં ઘણે ભાગે સંસારના

લાભ તરફ લક્ષ રહે છે, પણ ભગવાનના નામની ધૂન ક્રમે ક્રમે સંસાર-ને ભૂલવામાં ઉપયોગી થાય છે.

પરમાર્થપ્રાપ્તિ માટે એટલે ઈશ્વરભાવ પ્રાપ્ત કરવા માટે ઘણા પ્રકારનાં સાધન છે. તેમાં ધૂન એ એક સાધન છે. પણ જે માણસને તે સાધન ગમતું હોય, તેણે જે પુરુષે ધૂનથી ઈશ્વરભાવ પ્રાપ્ત કરેલો હોય તેવા ગુરુની નિકટમાં રહેવાની જરૂર છે. મંત્રશક્તિથી મંત્ર–દેવતાનું આવાહન થાય છે, અને તે દેવતા પાસે યથેચ્છ ફળ લેતાં ન આવડે અથવા લોકો પાસે દેખાવ કરી પૂજાવાની ઇચ્છા થાય અથવા વાસના જીતી ન હોય, તો ખોટાં પરિણામ ઉત્પન્ન થાય છે; કેટલાક ભક્તિમાંથી પડી જાય છે, કેટલાક માણસો ગાંડા થાય છે અને કોઈ મરણ પામે છે; માટે જે સાધનનો ઉપયોગ કરવો હોય, તે સાધન જેણે સિદ્ધ કરેલું હોય તેવા ગુરુની સલાહની વારંવાર જરૂર પડે છે.

ઉકો આવી ધૂનોમાં ભાગ લેવા મંડ્યો હતો. આ સાધનથી ભગવાન ઉપર તેની પ્રીતિ વધી હતી અને તેના ચિત્તની થોડી શુદ્ધિ થઈ હતી. પણ તેની પ્રકૃતિ પ્રમાણે તેને આ સાધન બરાબર ફાવ્યું નહિ. તેનો મુખ્ય પ્રશ્ન એ હતો કે મર્યા પછી માણસનું શું થાય છે અને આપણે આ જગતમાં આવ્યા શા માટે ?

આ પ્રશ્નો તેને કેટલાક ધૂની ભક્તોને પૂછ્યા. તેમાંથી એક ભક્તે ઉકાને એવો જવાબ આપ્યો કે, “ભગવાનના નામના જપથી ભગવાનના સ્વરૂપનું દર્શન થાય છે; અને જ્યારે ભગવાનનું દર્શન થાય છે, ત્યારે આવા પ્રશ્નો ઉત્પન્ન થતા નથી. શાસ્ત્રોમાં કહ્યું છે કે '**कलौ केशवकीर्तनात्**।' કલિયુગમાં નામકીર્તનથી જ તરી શકાય છે; પણ તમારે વધારે ખુલાસો જોઈતો હોય, તો આ ગામમાં એક બીજા ભક્ત રહે છે તે તમને કીર્તનનો મહિમા સમજાવશે.”

તપાસ કરતાં ઉકાના જાણવામાં આવ્યું કે આ ધૂનના પ્રચારની શરૂઆત એક ભક્તે કરી હતી. તેથી તેણે તે ભક્તને પૂછ્યું કે,

'આટલા બધા માણસો ૨૪ કલાક ધૂન કરે છે છતાં તેમને ભગવાનનાં દર્શન કેમ થતાં નથી, અને અજામિલને એક વખત નામ લેવાથી કેમ તેને બચાવવા વિષ્ણુના દૂત આવ્યા હતા?'

તે ભક્તે કહ્યું કે, "આ ધૂન હું બંગાળમાંથી શીખી આવ્યો છું, ત્યાં તેનો બહુ પ્રચાર છે, ત્યાં કેટલાક ખરા ભક્તોને ભગવાનનાં દર્શન થાય છે અને કોઈ કોઈના હૃદયમાં ભગવાનનો આવિર્ભાવ પણ થાય છે. આપણે દિવસમાં ઘણા માણસોનાં અને ઘણી વસ્તુઓનાં નામો લેવાં પડે છે, તેની અસર દૂર કરવા માટે ભગવાનનું નામ લેવાની જરૂર છે. ધૂનના વાતાવરણથી સૂકા ઝાડને લીલાં પાંદડાં આવે છે. અને શ્રીગૌરાંગ મહાપ્રભુએ એક મરણ પામેલ બાળકને જીવતો કર્યો હતો, એટલો ધૂનનો પ્રતાપ છે. વળી જેમ ઘણા માણસોની મંડળીમાં આપણે એક માણસનું નામ લઈ તેને બોલાવીએ તો તે જ જવાબ આપે છે, બીજા માણસો જવાબ આપતા નથી, તેમ ભગવાનનું નામ લેવાથી ભગવાન જવાબ આપે છે. ભક્તોના ભગવાન દૃશ્ય પણ થઈ શકે છે. જ્ઞાની પુરુષોના ભગવાન દ્રષ્ટા જ રહે છે, તે દૃશ્ય થતા નથી. જ્ઞાની પુરુષો જ્ઞાન દૃષ્ટિ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે. ભક્તો તો ભગવાનને એમ કહે છે કે, 'આપ સર્વશક્તિમાન છો, તેથી મારી સામાન્ય દૃષ્ટિથી જોઈ શકાય તેવા આપ બની જાઓ.' અને ભગવાન સર્વશક્તિમાન હોવાથી ભક્તની ભાવના અનુસાર તેને દર્શન આપે છે. આ બાબત વધારે વિગતથી સમજવી હોય તો થોડા દિવસમાં એક બંગાળી મહાત્મા આ ગામમાં આવવાના છે, તે તમારા પ્રશ્નોના જવાબ બરાબર આપી શકશે."

થોડા વખત ગયા પછી ત્યાં એક બંગાળી મહાત્મા આવ્યા. તે બાબતના ખબર ઉકાને મળ્યા, એટલે ઉકો તેમની પાસે ગયો અને તે મહાત્માને નીચે પ્રમાણે પ્રશ્ન પૂછ્યા.

ઉકો–ભગવાનના નામની ધૂન ઘણા માણસો કરે છે, છતાં તેમને

ભગવાનનાં દર્શન કેમ થતાં નથી અને અજામિલે ભગવાનનું નામ ફક્ત એક વખત લીધું હતું છતાં તેને બચાવવા વિષ્ણુના દૂત આવ્યા હતા, તેનું રહસ્ય શું છે?

મહાત્મા—અજામિલે ભગવાનનું નામ છેલ્લી વખતે લીધું હતું અને ભગવાનનું નામ લીધા પછી તેણે બીજા કોઇનું નામ લીધું નહોતું. તેવી જ રીતે જો બીજા કોઈ ભક્ત ભગવાનનું નામ લીધા પછી (જીવે ત્યાં સુધી) બીજાં સંસારનાં નામો લે નહિ, તો એક વખત લીધેલું ભગવાનનું નામ સિદ્ધ થાય છે પણ બીજાં નામોના સંસ્કારોથી પહેલાં લીધેલું ભગવાનનું નામ તરત ફળ આપતું નથી.

તે બનાવનો બીજો અર્થ એમ પણ થાય છે કે અજામિલે પોતાના દીકરાનું નામ 'નારાયણ' પહેલાં ઘણી વખત લીધું હતું, પણ તે વખતે ભગવાને દર્શન આપ્યાં નહોતાં; પણ છેલ્લી વખતે 'નારાયણ' નામ લીધું, ત્યારે ભગવાનના પાર્ષદોએ દર્શન આપ્યાં. તેથી એમ સમજી શકાય છે કે તેણે છેલ્લી વખતે જે નામ લીધું તેમાં 'ભગવદ્‌ભાવ' હતો. તેથી નામ લેતી વખતે કેવા ભાવથી લેવામાં આવે છે, તે ઉપર ઘણો આધાર છે. પતંજલિમુનિ યોગસૂત્રમાં કહે છે કે, '**तज्जपस्तदर्थभावनम्।**' એટલે જપ વખતે ઇષ્ટદેવના નામના અર્થની ભાવના સતત ચાલુ રહેવી જોઇએ.

વળી અજામિલનાં પાપ નામસ્મરણથી નાશ પામ્યાં હતાં. બધાં કર્મનો ક્ષય કરવા માટે તેણે તપ કરી આત્મજ્ઞાન મેળવ્યું હતું, અને તે પછી તેનો મોક્ષ થયો હતો.

શબ્દ કરતાં અર્થમાં વધારે મહત્તા છે. તેથી પોપટની પેઠે રામ-નામ બોલવા કરતાં રામનામના અર્થ તરફ લક્ષ રાખવું જોઇએ. માણસ મોઢેથી રામનામ બોલે અથવા મૌન રાખી રામનામની માળા જપે, પણ જો તે વખતે તેના અંતઃકરણમાં ઘર, દુકાન કે પુત્ર મિત્ર વગેરેને યાદ કરતો હોય, તો રામનો અર્થ પરમેશ્વર નથી; પણ

ઘર, દુકાન કે પુત્ર, મિત્ર વગેરે થાય છે. માટે અર્થના ચિંતન તરફ ધ્યાન રાખવાનું છે. રામનું નામ લેતી વખતે હૃદયમાં પણ રામ વ્યાપવા જોઇએ અને જપ પૂરો થયા પછી વ્યવહારમાં પણ તે ભાવ-નો ઉપયોગ કરવો જોઇએ. પુત્ર મરી જાય કે વેપારમાં ખોટ આવે અથવા બીજી કોઈ આપત્તિ આવી પડે, તો રામનો ભક્ત તેનો શોક કેવી રીતે કરી શકે? બધા પ્રકારની સગવડો હોય ત્યારે આનંદનું ભાન કદાચ રહી શકે, પણ અગવડો ઊભી થાય ત્યારે ખરી પરીક્ષાનો વખત આવે છે. મન જેવા વિચારો કરે છે, વાણી જેવા શબ્દો બોલે છે, તેવું જીવન બંધાય છે. પરમેશ્વર અને દુનિયાના વિચારો એક હૃદયમાં રહી શકતા નથી. જપમાંથી ઊઠ્યા પછી સ્ત્રીના વિચાર બહુ આવે, પૈસાના વિચાર બહુ આવે, દુનિયાના વિચાર બહુ આવે, તો તે ખરો ભક્ત નથી, તે આગળ વધી શકતો નથી.

વ્યવહારમાં રસ લેતી સ્ત્રીઓ પણ જ્યારે માળા ફેરવવા બેસે છે, ત્યારે તે વખતે ઘરમાં કેટલી થાળી છે, કેટલા વાટકા છે, અથવા કેટલાં કપડાં છે તે મનમાં ગણવા મંડી જાય છે. અથવા મને અમુક બાઈએ આમ કહ્યું અને અમુકે તેમ કહ્યું એવી ચિંતામાં ‘નમો અરિહંતાણં’ને બદલે ‘નમો ચિંતાણં’ની માળા ચાલે છે. વિઘ્નો આવશે, નિરાશા ઉત્પન્ન થશે, પણ તમારે ભગવાન ઉપર જ વિશ્વાસ રાખવાનો છે. મને અમુક માણસે આમ કહ્યું અને અમુક માણસે તેમ કહ્યું એવા ‘મને’નો સંતાપ અણસમજુ બાળકના જેવો છે. પ્રભુને પોતાના હૃદયમાં અને બહાર પધારેલા જોયા કરવા એનું નામ જ ભક્તિ છે. આ વાત શાસ્ત્રોમાં વારંવાર કહેલી છે, પણ તેનો પ્રયોગ કરવામાં જ સાચો જપ થાય છે.

માત્ર ભગવાનના નામની બૂમો પાડવાથી ભગવાન મળશે નહિ. જેને ભગવાન દૂર લાગે છે તે મોટી બૂમ પાડે છે, જેને ભગવાન નજીક લાગે છે, તે મૂંગા થઈ જાય છે. જેમ કોઈ પરણેલી સ્ત્રી પોતાના પતિનું નામ લેતી નથી અને છતાં તેને કદી ભૂલતી

નથી, તેમ જો આપણે ભગવાનના થઇને રહીએ તો તેનું નામ મોઢે-થી લેવાની જરૂર નથી.

ઉકો—લોકો પાસેથી એમ સાંભળેલ છે કે ભગવાન જ સર્વત્ર રહેલા છે અને પુસ્તકોમાં પણ એ બાબતનું સ્પષ્ટ રૂપથી વર્ણન છે. ભગવત્પ્રાપ્તિ જ મનુષ્યમાત્રનું ધ્યેય છે એ વાત પણ વિચારથી સિદ્ધ લાગે છે. જો ભગવાન જ સર્વત્ર સર્વદા સ્વરૂપથી હાજર છે, તો તેને આપણે કેમ જાણતા નથી અને દેખી પણ શકતા નથી? તેનું કારણ શું છે?

મહાત્મા—પહેલાં એ જોવું જોઇએ કે આપણામાં જાણવાની શક્તિ છે કે નહિ? વિચાર કરવાથી એમ માનવું પડશે કે આપણા-માં જ્ઞાનશક્તિ છે. સંસારમાં એવી ઘણી ચીજો છે કે જેનામાં જ્ઞાન નથી પણ માણસોમાં કાંઇક જ્ઞાન રહે છે. વળી તે ચીજો સાથે આપણે બુદ્ધિપૂર્વક કામ લઇએ છીએ. ઠીક, હવે ભગવાન જ સર્વત્ર સર્વદા છે એવું જ્ઞાન આપણામાં છે કે નહિ તેનો વિચાર બરાબર કોઈ દિવસ કર્યો નથી. વળી એટલું પણ જાણીએ છીએ કે સંસારી ચીજોનું કાંઇ ને કાંઈ થોડુંઘણું જ્ઞાન આપણામાં રહેલું જ છે. તો સાંસારિક ચીજોનું આ જ્ઞાન આપણને શું ભગવાનનું જ્ઞાન થવા દેતું નથી? એ જ શું ભગવાનને જાણવામાં આડું આવે છે? વળી આ બધી ચીજો કે જે આપણી સાથે આવે છે અને જાય છે, જેની સાથે માત્ર ક્ષણિક સંસર્ગ રાખવો પડે છે, જેની સાથે આપણી વાસનાને અનુસાર અનુકૂળ અને પ્રતિકૂળ બોધથી સુખી-દુઃખી થવું પડે છે, એ વ્યાવહારિક જ્ઞાન શું ભગવાનને જાણવામાં વિઘ્નરૂપ છે? વળી એ પણ જોવામાં આવે છે કે વસ્તુની સાથે આપણે જે પ્રમાણે સંબંધ રાખીએ છીએ તે પ્રમાણે આપણી બુદ્ધિ તદા-કાર થાય છે અને તે તેનો ધર્મ આપણામાં આરોપ કરી દે છે. તેથી આપણું ખરું જ્ઞાન ભૂલી જવાય છે.

આ પ્રમાણે અનેક પ્રકારથી સંયોગવિયોગ ધર્મવાળી ચીજો-

ની જરૂરિયાત કોઈ વખતે રાખવી, કોઈ વખતે ન રાખવી એ દ્વંદ્વમાં આપણું જીવન વ્યતીત કરવું પડે છે. તેથી યથાર્થ નિર્ણયમાં અસમર્થતા આવે છે. અજ્ઞાનના આવરણથી મોહ થાય છે, ચિત્તવૃત્તિમાં દિનરાત એક અસંતોષની ધારા વહે છે, તેથી ફરી મોહવશ થઈ એ ચીજો માટે અધિક પ્રાપ્તિની ઇચ્છા થાય છે અને એનો સંગ્રહ કરવાની લાલચ થાય છે. સ્વાર્થસિદ્ધિમાં અહીંતહીં ભટકવાનું થાય છે અને તેથી જીવન વિષમય બને છે. આવી પરિસ્થિતિમાંથી સાધારણ લોકોની બુદ્ધિ સત્યરૂપી ભગવાનના દર્શનથી વિમુખ રહે છે. પ્રેમ બીજી ચીજોમાં વહેંચાઈ જવાથી આપણી પ્રેમની કોથળી ખાલી રહે છે. આ મુખ્ય કારણ છે.

આ બધા વિષયોનાં પરિણામ દેખતાં, વિચારશીલ મનુષ્યોના હૃદયમાં અનિત્ય પદાર્થોમાં સ્વતઃ જ દોષદૃષ્ટિ ઉત્પન્ન થાય છે તથા નિત્ય સત્ય પરમાત્માના દર્શન માટે જિજ્ઞાસા થાય છે, પરમાત્મા તરફ અનુરાગ અને સંસાર તરફ વૈરાગ્ય થાય છે. તેથી ક્રમવિકાસદ્વારા અનુરાગ એટલે ભક્તિ વધે છે અને પૂર્વસંસ્કારોનો નાશ વર્તમાન જ્ઞાનદ્વારા સ્વતઃ જ થાય છે, એ પણ અનુભવસિદ્ધ છે. એવી અવસ્થામાં માત્ર ભગવત્પ્રેમીઓના સંસર્ગમાં રહેવાની ઉત્કંઠા રાખી સાધારણ શ્રેણીના લોકથી પૃથક્ રહેવું, બીજી ચીજોમાં નાખેલા પ્રેમને વાળીને પરમાત્મામાં લગાવવો, ભગવત્ચિંતનમાં જીવનનો બાકીનો સમય વ્યતીત કરવો, તેમાં નિશ્ચય રાખવો, અને સદા રહેવાવાળા પરમાત્મામાં લીન હોવાની પ્રાર્થના કરતા રહેવું, એ આપણી ચિત્તવૃત્તિનો મુખ્ય ચેતનારૂપ ધર્મ થવો જોઇએ.

બુદ્ધિગ્રાહ્ય રૂપથી તેની પ્રાપ્તિની સંભાવના તથા તેની સેવા કરવાના જ્ઞાનથી અનુષ્ઠિત માનેલાં કર્મો અને હરઘડીનું ચિંતન કેવળ એ નિત્ય સત્ય સમરૂપ પરમાત્માને માટે જ હોવું જોઇએ, **નિજ તથા અન્ય સર્વથી પૃથક્ સત્તાના જ્ઞાનનું વિસ્મરણ કરી પૂર્ણ પ્રેમથી માત્ર પરમેશ્વરમાં પોતે લીન થઈ રહેવું, તેને**

ભગવદ્દર્શન કહે છે.

કોઈ બીજી જગ્યાએથી ભગવાનને બોલાવીને લાવવા પડતા નથી, ભગવાન તો મોજૂદ છે. આપણે જ જે ચીજોની ઇચ્છા રાખી છે, તે કારણથી તેને ચાહતા નથી. તે હાજર હોવા છતાં કેમ ન મળે? બુદ્ધિથી તો ચીજોનો નિશ્ચય કરેલ છે, તેથી બુદ્ધિ ચીજોના આકાર ધારણ કરી રહી છે; બનવું, મટવું, એ ધર્મ લઈ બેઠી છે, એવી આ ચલાયમાન અવસ્થામાં નિશ્ચલ પરમાત્માનાં દર્શન અથવા જ્ઞાન જે તમે ચાહો છો તે કેવી રીતે મળે?

હવે જુઓ કે આપણી અંદર શું છે? ચીજો છે કે ભગવાન છે? જો હમણાં પણ ચીજોને સ્થાન આપ્યું છે તો ચીજો મળશે કે ભગવાન મળશે? તો બતાવો, ભગવાનને ખરેખર ચાહો છો? અરે! ભાવના પણ રાખો છો? જે ભગવાનને ખરેખર ચાહે છે, તેમને તરત ભગવાનનું દર્શન થવું એ અનિવાર્ય છે. જે કોઈ વખત દૂર થઈ જાય, પછી નજીક આવે, એવા તો ભગવાન નથી. ભગવાન તો સર્વવ્યાપી છે.

માટે પહેલાં ભગવાન જ છે એવો નિશ્ચય થવાની જરૂર છે. તેમાં વિશ્વાસ થયો કે બધો પ્રેમ તેના તરફ ઢળશે. તેથી ભગવાનની પ્રાપ્તિ હાજર છે, તેથી ભગવાનના દર્શન માટે વિશ્વાસ અને પ્રેમ ઉત્પન્ન થયા પછી બીજું કાંઈ કરવાનું અવશેષ રહેતું નથી. હવે સમજ્યા કે? લોકોને ભગવાન કેવી રીતે અને કેમ દેખાતા નથી? તેમાં પૂર્ણ પ્રેમ જોઇએ.

એક વખત આ સર્વ વિચારોના સિદ્ધાંતને સ્પષ્ટ રૂપથી આપણા હૃદયમાં રાખો અને તેને અનુસાર પ્રત્યેક કર્મ કરવું જ પડશે એ આપણી સમજણમાં છે. તેથી એ નિર્ણય થયો કે માત્ર ભગવત્સત્તા જ સત્ય છે અને એ જ અટલ સિદ્ધાંત છે. તેનો બોધ આપણામાં બરાબર છે કે નહિ? તે સિદ્ધાંત ધારણ કરી રહેવામાં પોતાના મન અને બુદ્ધિનું તથા ઇન્દ્રિયોનું પરિમાર્જન કરવું. જે કેવલ આશ્રયરૂપથી

પ્રાપ્ય છે, તે જ્યાં સુધી યથાર્થ અધિકારી રૂપે પોતાના વિચારથી નિર્ણય કરી ન લેવાય, ત્યાં સુધી પૂર્વોપાર્જિત જ્ઞાનથી ચાલવું પડે છે; કારણ કે તે પણ વિચારસિદ્ધ છે. તેથી બુદ્ધિનો સદુપયોગ કરવામાં તૈયાર થઇને પૂર્વાપર વિચારોનો પરિત્યાગ કરીને, કેવલ નિત્ય વર્તમાન-રૂપી અવલંબનથી રહેવાનો નિશ્ચય તે જ વિશુદ્ધ પ્રેમ–પ્રકાશ છે; ત્યારે જ ભગવત્સેવામાં જે જીવન લાગી રહ્યું છે તેનું જ્ઞાન થાય છે. તે જ ખરું જીવન છે, અને તે મરણનું મરણ છે.

સાધારણ માણસના જીવનથી જુદા પ્રકારનું જીવન તમારે ગાળ-વાનું છે, અને તમારે જુદા રીતે રહેવાનું છે, એ વાત નિત્ય લક્ષમાં રહેવી જોઇએ. તમે હાલ જેવા છો તેવા તમારા વિચારથી બન્યા છો. વિચાર ફેરવવાથી જીવનમાં ફેરફાર થઈ શકે છે. કેટલાક માણસો માને છે કે, વિચાર ફેરવી શકાય નહિ. પણ તે ભૂલ છે. કેળવણીથી, વિદ્યાથી, કળાથી, સત્સંગથી વિચારમાં ફેરફાર થઈ શકે છે અને એક સારો વિચાર અનેક ખોટા વિચારને દૂર કરી શકે છે. જેમ આપણે આપણા કર્મ માટે જવાબ-દાર છીએ, તેમ આપણે આપણા વિચાર માટે પણ જવાબદાર છીએ.

આટલો ઉપદેશ આપ્યા પછી સાંજનો વખત થઈ જવાથી તે દિવસની વાતચીત બંધ રહી. બીજે દિવસે જ્યારે ઉકો ફરીથી તે મહાત્માની પાસે ગયો, ત્યારે તેણે તે મહાત્માને પૂછ્યું કે, 'હાલ આપ-ની પાસે કોઈ સત્સંગ માટે આવે છે કે ?'

મહાત્મા—હાલ લડાઇનો વખત ચાલે છે. જેમ લડાઈ વખતે જોઇએ તેટલાં ઘી, દૂધ અને અન્ન વગેરે મળતાં નથી, તેમ આ યુગમાં ખરા સત્સંગીઓ બહુ મળતા નથી.

ઉકો—આ સૃષ્ટિ કેવી રીતે ઉત્પન્ન થઈ છે ?

મહાત્મા—એ બાબત અમે સંન્યાસીઓ કરતાં તમે ગૃહસ્થા-શ્રમીઓ વધારે જાણી શકો છો. તમે જ સૃષ્ટિ ઉત્પન્ન કરો છો અને તેનો પ્રશ્ન સંન્યાસીઓ પાસે મૂકો છો તે કેવી વાત ?

ઉકો—ભારેમાં ભારે રોગ કયો છે?

મહાત્મા—વારંવાર જન્મ લેવો તે.

ઉકો—તે અટકાવવા માટે મોટામાં મોટી દવા કઈ છે?

મહાત્મા—અનન્ય ભક્તિ, અને તે સિદ્ધ કરવા માટે જરૂર પડતો ત્યાગ પણ કરવો જોઇએ. જે વસ્તુ યાદ આવે છે તે છોડી નથી, અને જેનો ત્યાગ કરેલો હોય છે તે યાદ આવતી નથી.

ઉકો—કયો ત્યાગ સૌથી વધારે મુશ્કેલ છે?

મહાત્મા—મનના સંકલ્પોનો ત્યાગ સૌથી વધારે મુશ્કેલ છે.

ઉકો—તેનું મૂળ કારણ શું છે?

મહાત્મા—ખોટી વાસના.

ઉકો—તે કેવી રીતે દૂર થાય?

મહાત્મા—પોતાનું ધ્યેય ભુલાય નહિ તે ખાસ ધ્યાનમાં રાખવું. કોઈ એક નદી વહેતી હોય ત્યારે જો વચમાંથી નહેર કરી તેનું પાણી આસપાસ લઈ જવામાં આવે, તો તે તરત સુકાઈ જશે અને સમુદ્રમાં મળશે નહિ. તેવી જ રીતે જો માણસની વૃત્તિ બીજી વસ્તુઓમાં વહી જશે, તો તે વૃત્તિ નબળી થઈ જશે અને પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકશે નહિ. કોઇના ગુણદોષના વિચારમાં લાગવું નહિ અને પોતાના મનમાં બીજાના કામની છાયા ન પડે તેનું ધ્યાન રાખવું; કારણ કે સાધારણ લોકોના સંગથી ખોટી વાતો સાચી માની જવાય છે. અજ્ઞાનથી કલ્પિત કર્તવ્ય આડંબરવાળું અને ક્ષણિક હોય છે. તેમાં વિવેકી અને સ્થિર સિદ્ધાંતવાળા પુરુષ કોઈ દિવસ વિચલિત થતા નથી. લોકૈષણામાં પડવું નહિ અને ક્રિયા વખતે કોઇને સંતોષ આપવાની ઇચ્છાથી નિજકર્તવ્ય ભૂલવું નહિ.

મોચી જે હથિયારથી ચામડું કાડે છે તે હથિયાર શાક મેળવવામાં વાપરતો નથી; તેવી જ રીતે જે ચિત્ત વિષયોમાં લાગેલું હોય છે તે અશુદ્ધ હોય છે, તે ભગવાન મેળવવામાં કામ લાગે નહિ. બીજી

વસ્તુના અવલંબનથી તે બીજી વસ્તુના ગુણ પ્રમાણે ચેતના પ્રાપ્ત થાય છે, તે વખતે એક નવીન કર્તવ્યજ્ઞાન ઉત્પન્ન થાય છે. તે પરધર્મ છે, અને સ્વધર્મનું વિસ્મરણ કરાવે છે. કોઈ પણ અવસ્થા અથવા પરિસ્થિતિ આપણા આત્મજ્ઞાનમાં ફેરફાર કરવા સમર્થ ન થાય, ત્યારે જ્ઞાન પાકું થયું કહેવાય. જે વખતે આપણી અંદર હર્ષ, શોક, રાગ, દ્વેષ વગેરે પરભાવ ઉત્પન્ન થાય છે, તે વખતનું કર્તવ્યજ્ઞાન એ વાસ્તવમાં નિજકર્તવ્ય થઈ શકતું નથી. આપણે ભગવાનને બધું સોંપી દીધા પછી જે જે કામ તે આપણી મારફત કરશે તે સત્ય જ થશે. જે માણસ એક જગ્યા છોડી બીજી જગ્યાએ ભગવાનને શોધે છે; તેને જગ્યા મળે છે, પણ ભગવાન મળતા નથી. ભગવાન સર્વ જગ્યાએ હોવાથી જે જગ્યાએ આપણે હાલ છીએ ત્યાં જ તે મળી શકે છે. પણ તેને માટે જીવનની બધી પ્રવૃત્તિઓમાં, જીવનના બધા કરણથી તેને ધારણ કરવા જોઈએ.

ઉકો—જો ભગવાન સર્વત્ર છે અને હંમેશાં છે, તો જેમ તેણે અર્જુનની સાથે વાત કરી હતી તેમ આપણી સાથે કેમ ન કરે ?

મહાત્મા—કારણ કે આપણે તેને સાંભળવા તૈયાર નથી, તેની વાત સાંભળવા જેટલા ખુલ્લા નથી. જે દશામાં વ્યવહારનું જ્ઞાન રહેતું નથી એટલે કે જગત યાદ આવતું નથી, તે દશામાં પ્રભુનો સાક્ષાત્કાર રહે છે. યથાર્થ જ્ઞાનને અનુસાર ચારિત્ર રાખવામાં પહેલાં પરિશ્રમ અને કઠણાઈ માલૂમ પડશે, પણ અંતે પરિશ્રમ સાર્થક થાય છે અને તેમાંથી આનંદની ધારાનો પ્રવાહ નીકળી અમૃતસેવન દ્વારા જીવન ધન્ય અને કૃતકૃત્ય થાય છે. જ્યારે ભગવાન જોઈએ અને બીજી વસ્તુઓ જોઈએ ત્યારે ભગવાન મળે નહિ; કારણ કે બીજી વસ્તુઓની જરૂરિયાત ભગવદ્ભાવ છોડાવી દે છે. માટે અવલંબન પાકું કરવું અને સંશય ન રાખવામાં આવે તો નિર્ભયતાથી સમયોચિત નિજકર્તવ્યપરાયણ રહી શકાય છે. અંગ્રેજીમાં એક એવી કહેવત છે કે, ' તમારે રોટલી જમવી હોય તો તમે તે આખી ને આખી

રાખી શકો નહિ.' તેવી જ રીતે સિદ્ધાંતમાં જેઓ પરમાર્થને માર્ગે ચડે છે, તેમનો વ્યવહાર પહેલાંના જેવો રહી શકતો નથી.

ઉકો—માણસ જલદી ઈશ્વરરૂપ કેમ થઈ શકતો નથી?

મહાત્મા—કારણ કે તેવી ઇચ્છા નથી.

ઉકો—ત્યારે ઇચ્છા નથી તો બીજું શું છે?

મહાત્મા—બીજી ઇચ્છાઓ છે. આપણે એક રૂપિયો લઈને બજારમાં એક રૂપિયાનું ઘી લેવા જઈએ અને ત્યાં ગયા પછી બીજી વસ્તુઓ લેવાની ઇચ્છા કરીએ તો એક રૂપિયાનું ઘી આવે નહિ. માણસમાં એકે ઇચ્છા ન રહે, ત્યારે તે ઈશ્વરમાં મળી જાય છે.

જે સ્વરૂપમાં કર્તૃત્વ અને ઇચ્છાનો નાશ છે, તે સ્વરૂપ સમજીને પ્રાપ્તિ અથવા અપ્રાપ્તિના કોઈ ભાવથી અલગ ન રહેવું, પોતાનું મહત્ત્વ વધારવાની ઇચ્છાથી પરિભ્રમિત ન થવું અને સહજ તથા સરળ રીતે જે કાર્ય પ્રાપ્ત થાય તે કરવું, એ માનવજીવનનું કર્તવ્ય છે.

ઉકો—આપને સંન્યાસ લીધા પછી ભિક્ષા માગવા સંબંધમાં કાંઈ હરકત આવેલી હતી કે નહિ?

મહાત્મા—સંન્યાસીઓએ પોતાનું મન મજબૂત રાખવાની જરૂર છે. ઉદરનિર્વાહ માટે ભિક્ષા માગવાની જરૂર રહે છે અને શાસ્ત્ર પ્રમાણે પાંચ સાત ઘરે ભિક્ષા માગવાની છૂટ છે. પણ ભિક્ષા માગવામાં જો યાચકવૃત્તિ રહે તો મન નબળું થઈ જાય છે. તેથી શરૂઆતમાં મેં એવો સંકલ્પ રાખ્યો હતો કે રોજ માત્ર એક માણસ પાસે જ ભિક્ષા માગવી. તે ના પાડે તો તે દિવસે બીજા કોઈ પાસે જવું નહિ અને બીજે દિવસે તેની પાસે જવું નહિ. ભગવાન સર્વત્ર હોવાથી ભગવાનની ઇચ્છા હશે તો એક વખત ભિક્ષા માગતાં પણ તે મળી રહેશે. વળી હાલના વખતમાં લોકોમાં ગરીબાઈ વધારે હોવાથી તેમને અગવડમાં મૂક્યા વગર જે થોડી ચીજો મળી શકે તેનાથી ચલાવી લેવાની ટેવ પાડવી જોઈએ. મને ત્રણ દિવસ સુધી

દરેક માણસે ભિક્ષાની ના પાડી. પણ મેં મારી ધીરજ ખોઈ નહિ અને ભગવાનની એવી ઇચ્છા હશે એમ માની ફક્ત પાણી ઉપર ત્રણ દિવસ કાઢ્યા. ચોથે દિવસે જેની પાસે ભિક્ષા માગી, તેણે તરત જ આપી અને તે પછી કોઈ દિવસ કાંઈ અગવડ આવી નથી. હાલ તો હું ભિક્ષા માગવા જતો નથી પણ ભિક્ષા મારી પાસે આવે છે. આવો પ્રયોગ કરવા માટે હું બધાને સલાહ આપતો નથી. છતાં એટલું સિદ્ધ થઈ શકે છે કે જેઓ અનન્યભાવથી ભગવાનને ભજે છે, તેમનો યોગ-ક્ષેમ ભગવાન બરાબર ચલાવે છે. વળી સુખને માટે ભોગવવામાં આવતું દુઃખ પણ સુખકારક લાગે છે. વૈરાગ્યમાં પ્રારબ્ધયોગે કોઈ કોઈ વખતે અગવડો આવે છે, પણ એકંદરે સંસારના દુઃખ કરતાં વૈરાગ્યમાં ઓછું દુઃખ છે. અમારે અમારું પોતાનું જ પ્રારબ્ધ ભોગવવું પડે છે, પણ સંસારમાં તો બીજાએ કરેલા કર્મની અસર એટલે સ્ત્રી-પુત્ર વગેરેના કર્મની અસર પણ થાય છે. છતાં સંસાર ઉપર પૂરો વૈરાગ્ય આવ્યા વગર જેઓ સંન્યાસ લે છે, તેમના ચિત્તમાં એકાગ્રતા આવતી નથી. તેઓ પોતાનું ધ્યેય બરાબર સાધી શકતા નથી અને કોઈ વાર પડી જાય છે. તેવા સંન્યાસ કરતાં ગૃહસ્થાશ્રમમાં રહીને પોતાનું મન જીતવાની ટેવ પાડવી જોઇએ. જેણે પોતાનું મન જીત્યું છે, તે ગમે તે આશ્રમમાં હોય તોપણ સરખું જ છે.

આટલી વાતચીત થયા પછી સત્સંગનો વખત પૂરો થવાથી ઉકો પોતાને ઘેર પાછો આવ્યો અને તે દિવસે જેટલી વાતચીત થઈ હતી તે ઉપર મનન કરવા લાગ્યો. બીજે દિવસે વખતસર તે મહાત્મા પાસે આવ્યો. પણ તે પહેલાં તે મહાત્મા ત્યાંથી દ્વારકા જવા ઊપડી ગયા હતા. તેથી હવે ઉકાને તેમના સત્સંગનો લાભ મળતો બંધ થઈ ગયો.

ઉકાને હવે એમ લાગ્યું કે જેના સત્સંગનો લાભ કાયમ મળ્યા કરે એવા કોઈ મહાત્મા મળે તો ઘણી પ્રગતિ થાય. એવા

હાત્માને શોધી તેના શિષ્ય થવાની તેને બહુ જિજ્ઞાસા થઈ.

એક વખત ઉકાને આબુ જવાનું થયું. ત્યાં રાત્રે એક ખાલી પડેલ દરબારી ઉતારામાં તેણે નિવાસ કર્યો. થોડી વારમાં તે ઉતારાનો પગી આવ્યો અને ઉકાને કહ્યું કે, 'અહીં કેમ બેઠા છો? ચાલ્યા જાઓ! આ બાપુનો ઉતારો છે.'

ઉકો—બાપુ ક્યાં છે?

પગી—એ તો દેવ થઈ ગયા અને ચાલ્યા ગયા.

ઉકો—તેના બાપુ ક્યાં છે?

પગી—તે પણ ચાલ્યા ગયા.

ઉકો—હું પણ સવારે ચાલ્યો જવાનો છું. તમારા બાપુ કાંઈ સામાન સાથે લઈ ગયા છે?

પગી—ના.

ઉકો—હું પણ તેમની માફક અહીંથી કાંઈ લઈ જવાનો નથી.

આવી જ્ઞાનની વાત સાંભળી પગીએ તેને બે–ત્રણ દિવસ રહેવા પરવાનગી આપી. બીજે દિવસે આબુમાં ઉકાને એક સંન્યાસીનો મેળાપ થયો. ઉકાએ તેમને પૂછ્યું કે, 'જગત સાચું છે કે ખોટું?'

સંન્યાસી—જગત સાચું નથી તેમ જ ખોટું પણ નથી.

ઉકો—એ બાબત બરાબર સમજાતી નથી.

સંન્યાસી—જો આત્મસાક્ષાત્કાર થાય તો અજ્ઞાનદશામાં જેવું જગત દેખાતું હતું તેવું દેખાશે નહિ.

ઉકો—આત્મસાક્ષાત્કારનું સાધન શું છે?

સંન્યાસી—પહેલાં મનને એકાગ્ર કરતાં શીખવું જોઈએ.

ઉકો—તે શી રીતે બની શકે?

સંન્યાસી—તે કામ સહેલું નથી. હું અહીં જંગલમાં એકલો રહું છું, તોયે મારું ધ્યાન બરાબર થઈ શકતું નથી.

આ જવાબ સાંભળી ઉકાને બહુ આશ્ચર્ય થયું. તેણે તે સંન્યાસીની પાસે પડેલી ચીજો જોઈ, તો ત્યાં એક ‘ ન્યૂસપેપર ’ પડયું હતું. તે જોઈ ઉકાને એમ લાગ્યું કે અહીં એકાંતમાં રહીને પણ તે સંન્યાસી રોજ આખા જગતના વિચાર વાંચે છે તેથી તેનું ધ્યાન પરમાત્મામાં રહેતું નહિ હોય.

આવા ન્યૂસપેપરોના વાચન કરતાં સારાં શાસ્ત્રોનું વાચન રાખેલ હોય, તો મનને એકાગ્ર કરવામાં બહુ ઉપયોગી થાય. ન્યૂસપેપરો સામાન્ય રીતે લોકોને આકર્ષે એવા બનાવો વધારે પ્રમાણમાં પ્રસિદ્ધ કરે છે, તેથી શેરબજારના બનાવો, લડાઇના બનાવો અને શયનગૃહના બનાવો વધારે પ્રમાણમાં છાપે છે, અને વાંચનારાઓ બાળકની માફક એવી વાતોમાં સંતોષ માને છે. આખી પૃથ્વી ઉપર સંસારના અગ્નિની વાતો રોજ કોઈને કોઈ ઠેકાણે બનતી જ હોય છે; તેથી ચિત્તને ચંચળ કરે એવી વાતો વારંવાર ન્યૂસપેપરોમાં આવ્યા કરે છે અને વાંચનારાઓને એવું વ્યસન લાગી જાય છે કે તે વાંચ્યા વગર ચાલતું નથી. આજનાં ન્યૂસપેપરોમાં ઘણું વાંચ્યું હોય તો યે કાલે શું બનશે તેનો વિચાર આવે છે, કાલે પણ એવી જ દશા રહે છે અને તેનો છેડો ક્યારે આવશે તેની ખબર પડતી નથી. કેટલીક વાર જે બનાવની હકીકત વાંચવાથી પોતાને કંઇ ફાયદો થવાનો ન હોય, તે વાંચવામાં અને તેનો વિચાર કરવામાં આપણી જિંદગીનો ઉપયોગી વખત નકામો જાય છે. આપણા જીવનમાં નકામા વિચારોનો વધારો એ મોટામાં મોટો દોષ છે. આવી દશામાં જીવનનો હેતુ જાણવાની ફુરસદ રહેતી નથી.

સંન્યાસી—કેમ શું વિચારમાં પડી ગયા ?

ઉકો—મને લાગે છે કે આપને આંહી મનની એકાગ્રતા ન થવાનું કારણ આ તમારી પાસે પડેલું ન્યૂસપેપર છે.

સંન્યાસી—મને પણ એ વાત કેટલેક અંશે સાચી લાગે છે, હવે હું તે વાચન બંધ કરવાનો છું.

ઉકા—હંમેશ ઉતાવળથી લખાતા આવા દૈનિક ન્યૂસપેપરો કરતાં કોઈ સારાં ધાર્મિક પુસ્તકો અને માસિકો આપણી કેટલીક ખોટી માન્યતાઓ દૂર કરવામાં મદદરૂપ થાય છે. લેખક થવું એ એક કળા છે. સારાં લખાણ લખવા માટે આત્માની ઊંડી દશામાં ઊતરવાની ટેવ જોઈએ અને ત્યાંથી પ્રેરણા લેવી જોઈએ. આવી શાંતિ બહુ થોડા ન્યૂસપેપર લખવાવાળા ભોગવી શકે છે.

વળી દરેક બનાવમાંથી ઘણા અર્થ નીકળી શકે છે અને તે અર્થનો આધાર વાંચનારની મનોદશા ઉપર છે. ઘણા વાંચનારાઓની મનોદશા બહુ ચંચળ હોય છે તેથી ઉતાવળથી લખેલાં ન્યૂસપેપર વાંચતાં તેમની ચંચળતા વધી જાય છે.

બીજે દિવસે ઉકો એક સ્વામીજી પાસે ગયો. ત્યાં સ્વામીજીની ઓરડી બંધ હતી અને તેની અંદર સ્વામીજી ધ્યાન કરતા હતા. બહાર તેમના કેટલાક શિષ્યો બેઠા હતા. ઉકાએ એક શિષ્યને પૂછ્યું કે, 'સ્વામીજી બારણું ક્યારે ઉઘાડશે ?'

શિષ્ય—લગભગ પંદર મિનિટ પહેલાં જ તેમણે બારણું બંધ કરેલ છે અને અમારા ઉપર ગુસ્સે થઈને બારણું બંધ કરેલ છે. તેથી હવે બે કલાક સુધી બારણું ઉઘાડશે નહિ.

ઉકો—તમારા ઉપર ગુસ્સે થવાનું કારણ શું ?

શિષ્ય—અમે તેમની પાસે વ્યવહારની વાતો કરતા હતા. તેથી સ્વામીજીએ કહ્યું કે, 'મને તો સંસારે ન મળ્યો અને ભગવાન પણ ન મળ્યા અને તમે બધા મળ્યા !' એમ કહી બારણું બંધ કરી દીધેલ છે. તમારે તરત સત્સંગ જોઈતો હોય તો પાછળની ટેકરી ઉપરના મકાનમાં એક સાધુ રહે છે.

તે જવાબ સાંભળી ઉકો તે બીજા સાધુનાં દર્શન કરવા ગયો. તે સાધુને એવી ટેવ હતી કે કોઈ માણસ મળવા આવે છે એમ ખબર પડે એટલે હાથમાં માળા લઈ ફેરવવા માંડે અને બધા જતા

રહે ત્યારે માળા મૂકી દે. ઉકાએ તેમને પૂછ્યું કે, 'આપ રોજ કેટલી માળા ફેરવો છો ?' સાધુએ કહ્યું: 'જેવી માણસોની ભીડ !' થોડી વાર પછી ઘણા માણસો તે સાધુનાં દર્શન માટે આવવા લાગ્યાં. કોઈ તેમને ચરણે એક રૂપિયો, કોઈ બે રૂપિયા, તો કોઈ પાંચ રૂપિયા ધરતા હતા. આ કારણથી તે સાધુ પાસે તેને નામે બેંકમાં સારી રકમ જમે થઈ હતી. આજે આવી રીતે થોડી રકમ આવ્યા પછી એક શ્રીમંતના છોકરાએ એકસો રૂપિયાની નોટ તેમને ચરણે ધરી. તે જોઈને તે સાધુએ ત્યાંના એક માણસને પૂછ્યું કે, 'આ છોકરો કોનો છે ?' આ તક જોઈને ઉકાએ વચમાં તે સાધુને જવાબ આપ્યો કે, 'આ છોકરો પૈસાનો છે. તમારે ચરણે નાની રકમ કોઈ ધરતું હતું ત્યારે તમે કાંઈ પૂછ્યું નહિ અને સો રૂપિયા આવ્યા ત્યારે તમારી નજર પૈસા મૂકનાર ઉપર ગઈ તેથી આ પૈસાનો દીકરો થયો, અથવા સ્પષ્ટ રીતે કહીએ તો એ તમારા ગુરુનો દીકરો છે.'

સાધુ—તમે અસભ્ય છો, તમે આ સભામાં બેસવાને લાયક નથી.

ઉકો—તમારી વાત સાચી છે, મારી લાયકાત વધારે હોત તો હું આપની પાસે આવત નહિ; પણ તમને મળેલો પૈસો સાચા ભજન વગર હજમ થશે નહિ.

આટલી વાતચીત પછી ઉકો એક ત્રીજા સાધુ પાસે ગયો. તેણે પોતાની જરૂરિયાત બહુ અલ્પ રાખી હતી. તે સાધુનું માનવું એવું હતું કે ખાવાને નિમિત્તે સાધુઓને જગત સાથે સંબંધ રાખવો પડે છે તેથી ખોરાક ઉપર સંયમ વધારવો જોઈએ. તેથી કેટલીક યોગની ક્રિયાથી તેણે ભૂખ ઉપર જીત મેળવી હતી અને તેને ઘણા દિવસ અન્ન વગર ચાલતું હતું. વળી એ સિદ્ધિથી તે આકાશમાંથી ગમે તે ખોરાક લાવી બીજા સો–બસો માણસોને જમાડી શકતા હતા.

ઉકાએ આ બધી વાત જાણી લીધી અને તેમની સિદ્ધિની પરીક્ષા કરવા માટે તે સાધુ પાસે એક કેરી માગી. એટલે તે સાધુએ

આકાશમાં હાથ ઊંચો કરી કેરી લાવી તેને આપી. બીજા એક બાળકે પેંડા માગ્યાં એટલે તેને પેંડા લાવી આપ્યો. તે પછી ઉકાએ તેમને પૂછ્યું કે, 'તમારી જિંદગીનું ધ્યેય શું છે?'

સાધુ—મારે હજુ આકાશમાં ઊડવાની શક્તિ પ્રાપ્ત કરવી છે, મારે મોક્ષની ઉતાવળ નથી.

ઉકો—હવે તો વિમાનદ્વારા થોડા ખરચમાં ઊડી શકાય છે, તો પક્ષી જેવું બનવા માટે આટલો બધો વખત શા માટે ગાળવો જોઇએ?

સાધુ—એક સિદ્ધિ પ્રાપ્ત કર્યા પછી બીજી ઘણી સિદ્ધિઓ પ્રાપ્ત કરવાની શક્તિ આવે છે. લડાઈ ચાલતી હોય ત્યારે અમુક દેશને જીત અપાવવી હોય તો તે પણ અપાવી શકાય છે.

ઉકો—એક દેશને જીત અપાવવામાં બીજા દેશના કેટલાક નિરપરાધી માણસોનો સંહાર થાય તો ઠીક એવો સંકલ્પ પણ અજાણતાં થઈ જાય છે. ખરા સાધુઓ આવી ક્રિયામાં પડતા નથી.

ઉકાએ જાણ્યું કે આ સાધુનો સત્સંગ તેને ઉપયોગી થઈ શકશે નહિ, તેથી કાંઈક અંશે નિરાશ થઈ તે પાછો પોતાને ગામ આવ્યો.

તેને હવે શાસ્ત્રનાં ઉત્તમ પુસ્તકો વાંચવા તરફ પ્રીતિ લાગી. તે બાબતમાં તેની જિજ્ઞાસા એટલી બધી વધી ગઈ કે જાણે જગતમાં જેટલાં ધાર્મિક પુસ્તકો છે તેટલાં બધાં વાંચી લઉં. પણ ઘણાં પુસ્તકોમાં ખંડનમંડનની વાતો આવતી હોવાથી તેના દિલને પૂરો સંતોષ થયો નહિ. તેથી કોઈ સારા મહાત્માનો સત્સંગ મેળવવા માટે તે ભગવાનને પ્રાર્થના કરવા લાગ્યો.

ઘણાં પુસ્તકોના લેખકો પોતાના દૃષ્ટિબિંદુથી લખે છે તેથી જો વાંચનારાઓને તેમાંથી પોતાના અધિકાર પ્રમાણે સાર ગ્રહણ કરી લેતાં આવડે તો જ પુસ્તકથી ફાયદો થાય છે, નહિતર કંટાળો આવે છે. બધાં પુસ્તકો બધા વાંચનારાઓને સમાન રીતે અસર કરતાં નથી. જો સારા સાધુઓનો સત્સંગ મળે તો તેમની જીવંત

વાણીથી પુસ્તક કરતાં વધારે ફાયદો થાય છે. પણ જ્યારે આવો સત્સંગ ન મળે, ત્યારે જે મહાત્માઓએ આત્મસાક્ષાત્કાર કરેલ હોય તેમની વાણી જે પુસ્તકમાં આપેલ હોય તે વાંચવાથી ફાયદો થાય છે.

જેઓને સારા સાધુઓના સત્સંગનો લાભ જોઇતો હોય, તેમણે સાધુઓની સેવા કરવાની ઇચ્છા પણ રાખવી જોઇએ. સેવા વગર અનુગ્રહ થતો નથી, અને અનુગ્રહ વગર તેમનો બોધ બરાબર અસર કરતો નથી.

આગળના વખતમાં સાધુસંન્યાસીઓ માટે ઘણી જગ્યાએ આશ્રમો હતા અને લોકોમાં શ્રદ્ધા પણ ઘણી હતી. જનસમાજમાં સારા સંસ્કાર રેડવાનું કામ તેમના હાથમાં હતું. હાલ તેવું રહ્યું નથી. હાલના શિક્ષણથી શ્રદ્ધા ઓછી થયેલ છે અને આર્થિક ગરીબાઇને લઇને અને કેટલીક જરૂરિયાત વધી જવાને લીધે લોકો પોતાનો વ્યવહાર પણ બરાબર સાચવી શકતા નથી. તેથી તેઓ સાધુઓ પ્રત્યે જોઇએ તેવું ધ્યાન આપી શકતા નથી. તે છતાં કેટલીક અગવડ ભોગવીને પણ સાચા સાધુઓની સેવા કરવાની જરૂર છે. તેઓ જ જગતમાં સાચું જીવન ફેલાવનારા ફિરસ્તાઓ છે.

ઉકાએ સાધુસંન્યાસીઓની સેવા કરવા માટે એક નવી રીત શોધી કાઢી. તેણે કેટલાક મિત્રોની મદદથી પોતાના ગામમાં તેમને માટે એક અન્નક્ષેત્ર ખોલ્યું. તે અન્નક્ષેત્રના કાયમ નિભાવ માટે નાની નાની પેટીઓ તૈયાર કરાવી કેટલાક ગૃહસ્થોને ઘેર આપી અને તેમાં રોજ એક પૈસો ધર્માદા તરીકે નાખવા તેમને કહ્યું. કોઇ જગ્યાએ અનાજ માટે માટલાં મૂકયાં અને તેમાં દરેક કુટુંબ રોજ એક મૂઠી અનાજ નાખે એવી વ્યવસ્થા કરી. આ યોજનાને પરિણામે તેના ગામમાં એક સારું અન્નક્ષેત્ર ચાલવા લાગ્યું. તે બાબતની વાતો સાધુઓમાં ચાલવા લાગી અને કોઇ કોઇ વખતે સાધુસંન્યાસી તેના ગામમાં આવવા લાગ્યા.

થોડા વખતમાં એક વૃદ્ધ સંન્યાસી તેના ગામમાં આવ્યા. ઉકાએ તેમની સારી સેવા કરી, એટલે તે સંન્યાસીએ તેને કહ્યું કે, 'તમે આ યુગના આદમી નથી. આ યુગમાં ખરા ભાવથી સાધુઓની સેવા બહુ થોડા માણસ કરે છે. હું તમને એવો આશીર્વાદ આપું છું કે તમને એક સારા ગુરુ થોડા વખતમાં મળી રહેશે અને તે તમને આત્મસાક્ષાત્કારનો માર્ગ બતાવશે.'

એક વખત ઉકાએ તે વૃદ્ધ સંન્યાસીને પૂછ્યું કે, 'હું શરીરથી બ્રહ્મચર્ય બરાબર પાળી શકું છું. પણ મારાથી માનસિક બ્રહ્મચર્ય બરાબર કેમ પાળી શકાતું નથી, તે હું સમજી શકતો નથી અને સ્વપ્નામાં સંયમ કેમ રહી શકતો નથી તેનું કારણ પણ સમજાતું નથી.'

વૃદ્ધ સંન્યાસી—તેનું એક કારણ એ છે કે, તમને વિષયો ઉપર હજુ પૂરી દોષદૃષ્ટિ થઈ નથી. માટે તે વિષે વધારે ધ્યાન રાખવાની જરૂર છે. જેમ કોઈ એકવાર ચોરી કરે તોપણ ચોર કહેવાય છે, તેમ જેનું મન એકવાર વિષયમાં જાય તોપણ તે વિષયી કહેવાય છે. સ્ત્રીને ભીંત જેવી માની શકશો, ત્યારે ભક્તિમાં ચાલી શકશો. બીજું, રાત્રીએ ભોજન કરવાનું છોડી દેવું. ખોરાકથી રેતસ (વીર્ય) ઉત્પન્ન થાય છે, અને તે ભાગ ઉપર રાત્રીએ જમવામાં આવેલ ખોરાકનું દબાણ થવાથી સ્વપ્નામાં રેતસ બહાર નીકળે છે. તે વખતે તે કારણથી ભોગનાં ચિત્રો ઉત્પન્ન થાય છે. જેમ ટાંકીમાં બહુ પાણી ભરાય ત્યારે તે પાણી પોતાની મેળે બહાર નીકળી જાય છે, તેમ રેતસ વધે એટલે બહાર નીકળે છે અને બહાર નીકળતી વખતે તે વખતના જાગ્રત અવસ્થાના સંસ્કાર સ્વપ્નમાં પણ ઉત્પન્ન થાય છે. કેટલાક સાધુઓને પણ આવા અનુભવ થાય છે. ગૃહસ્થાશ્રમમાં આ પ્રમાણે વધારે વાર બનતું નથી, કારણ કે તેઓ રેતસ ભેગું થવા દેતા જ નથી. ત્રીજું, રસોઈ કરી આપનાર બ્રહ્મચારી હોય તો સ્વપ્નમાં બ્રહ્મચર્ય રાખવાની શક્તિ આવે છે. ચોથા ઉપાય તરીકે કેટલાક સાધુઓ રેતસ ભેગું ન

થાય તેટલા માટે બહુ જ અલ્પ આહાર રાખે છે અને પ્રવૃતિ પણ ઓછી રાખે છે. પાંચમો ઉપાય એ છે કે જો આત્મામાં બરાબર ધ્યાન લાગી શકે અને ઘણો વખત સમાધિદશા ભોગવી શકાય, તો પ્રાણની ઊર્ધ્વગતિ થાય છે અને પ્રાણ અગ્નિરૂપ હોવાથી રેતસમાંથી ઓજસ થાય છે. આ સાધન સૌથી ઉત્તમ છે, પણ તે કામ મહાત્માઓથી કરી શકાય છે. તેથી છઠ્ઠો ઉપાય એ છે કે, રોજ સૂતા પહેલાં ઇશ્વરની પ્રાર્થના કરવી કે સ્વપ્નમાં અને નિદ્રામાં કલુષિત બનાવોથી તે રક્ષા કરે. જાગ્રત અવસ્થા કરતાં સ્વપ્ન અવસ્થા ઉપર માણસોનો સંયમ રહી શકતો નથી. તેથી સ્વપ્નામાં હલકી દશા ઘણી વાર ઉત્પન્ન થાય છે. તે માટે ઇશ્વરની મહાન શક્તિના આશ્રય માટે પ્રાર્થના કરવી.

કલિયુગમાં ઘણા માણસો ઘણાં માનસિક પાપ કરે છે અને તેનું ફળ ભોગવવું પડે તો તેઓને કદી મુક્તિ મળે નહિ. તેથી ભગવાને આ યુગમાં થતાં માનસિક પાપ માફ કરેલ છે, પણ શરીરથી થતાં પાપ ભોગવવાં પડે છે, એમ શ્રીમદ્‌ભાગવતમાં અને શ્રીતુલસીદાસના રામાયણમાં લખેલું છે. તેથી જોકે માનસિક દોષથી તદ્દન રહિત થવાય તો વધારે સારું, છતાં પણ તેનાથી બહુ બીવાનું નથી. શરીરથી તો તમે કહેલો દોષ થવો જ ન જોઇએ.

ઉકો—કેટલીક વાર બહુ બીકનાં સ્વપ્નાં શા માટે આવે છે?

વૃદ્ધ સંન્યાસી—તેનું એક કારણ એ છે કે, જ્યારે જાગ્રત અવસ્થામાં આપણે આપણી કેટલીક જૂની ખોટી ટેવો છોડવાનું શરૂ કરીએ છીએ, ત્યારે તે પ્રકૃતિને અનુકૂળ લાગતું નથી. તેથી તે સ્વભાવને બીક લાગે છે કે 'રખેને મને મારી નાખે?' તેનું રૂપાંતર સ્વપ્નામાં દેખાય છે. જો સ્વપ્નાને બરાબર સમજતાં આવડે, તો તેમાંથી આપણો સ્વભાવ જાણવાનું ઘણું મળે છે.

ઉકો—યોગમાર્ગ અને જ્ઞાનમાર્ગમાં શો ફેર છે?

વૃદ્ધ સંન્યાસી—જેને સંસાર સત્ય લાગે છે, તેને માટે યોગમાર્ગ છે. જેને સંસાર મિથ્યા લાગે છે, તેને માટે જ્ઞાનમાર્ગ છે. છતાં બન્નેમાં વૈરાગ્યની જરૂર છે અને બન્નેનું ફળ સર્વાત્મભાવ છે. જેનામાં વૈરાગ્ય ન હોય, તે સાધુ થવા જાય તો તે વિક્ષેપરહિત થતો નથી. ધનવાન માણસોને પોતાનું ધન જતાં જેટલું દુઃખ થાય છે, તે કરતાં વધારે દુઃખ આત્મચિંતન વગરનો વખત ગાળવાથી થવું જોઇએ. મોઈદંડાની રમતમાં રમનાર છોકરો પહેલાં મોઇને ઊંચી કરીને પછી દંડો લગાવે છે, તેમ પહેલાં મનને વિષયોમાંથી કાઢીને પછી સત્સંગમાં લગાવ્યું હોય તો તેને ધીરે ધીરે વિભુત્વ પ્રાપ્ત થાય છે.

ઉકો—કેટલાક સાધકો પરાણે નિદ્રા અને ખોરાક ઓછો કરે છે, તે બાબતમાં આપનો શો અભિપ્રાય છે?

વૃદ્ધ સંન્યાસી—શરીર એ એક સાધન છે, તેથી તેને જરૂર પડતી નિદ્રા અને જરૂર પડતો ખોરાક આપવો જોઇએ. છતાં નિદ્રા વખતે પણ આત્માની જાગ્રતિ રહે એવી દશા ઉત્પન્ન કરી શકાય, તો શરીરને આરામ મળે અને આનંદ વધારે વખત રહી શકે.

થોડા દિવસ પછી એ વૃદ્ધ સંન્યાસી માંદા પડ્યા અને તેમનું શરીર વધારે દિવસ ટકે તેવું ન લાગવાથી એક દિવસ ઉકાએ તેમને પૂછ્યું કે, 'કદાચ પ્રારબ્ધયોગે આપનું શરીર શાંત થઈ જાય, તો આપને બાળવા કે દાટવા?'

વૃદ્ધ સંન્યાસી—તમને જેમ ઠીક પડે તેમ કરજો; અથવા શરીરના ચાર કટકા કરીને ચાર દિશામાં ફેંકી દેજો. હું તમારા હાથમાં આવવાનો નથી. શરીરને કાંઈ થાય તેથી આત્માને કાંઈ થતું નથી. તેથી હું જમીનની નીચેના કોઈ ખાડામાં દટાવાનો નથી તેમજ તમારાં લાકડામાં બળવાનો નથી. એ તમારા લોકોની ભ્રમણા છે.

'હું તમારા હાથમાં આવવાનો નથી–' એ શબ્દો સાંભળી ઉકાને

ઘણું આશ્ચર્ય લાગ્યું. માણસની અંદર એવી કઈ વસ્તુ છે કે જે બાળવાથી બળતી નથી, દાટવાથી દટાતી નથી, તે વિષે તેણે તે સંન્યાસીને પ્રશ્ન પૂછ્યો.

વૃદ્ધ સંન્યાસી—એ સૂક્ષ્મ બાબત સમજવા જેટલો હજુ તમને અધિકાર પ્રાપ્ત થયો નથી. એક વખત યમરાજાએ પોતાના દૂતોને કહેલ છે કે, ‘આ બધું વિશ્વ તથા હું એક પરમપુરુષ પરમેશ્વરરૂપ છીએ, એવી અચળ બુદ્ધિ જેના હૃદયમાં અંત વખતે રહે છે, તેમની પાસે તમારે જવું નહિ—તે તમારા હાથમાં આવશે નહિ.’ માટે અમે કોઈના હાથમાં આવતા નથી; અમે અમારી સ્વાભાવિક દશામાં રહીએ છીએ અને તે દશાને મરણનો સ્પર્શ થતો નથી. આ જ્ઞાન બરાબર આપે તેવા ગુરુ થોડા વખતમાં તમને મળી રહેશે.

આવી આવી જ્ઞાનની વાતો રોજ ઉકો તેમની પાસેથી સાંભળતો હતો અને તેના ઉપર મનન કરતો હતો. થોડા દિવસ પછી તે સંન્યાસીના શરીરનું દર્દ વધવાથી તે વિદેહ—મુક્ત થયા અને સંન્યાસીના નિયમ પ્રમાણે ઉકાએ તેમની ષોડશીક્રિયા કરી.

## ૬ : ગુરુની શોધ

ગયા પ્રકરણમાં જણાવ્યું તે પ્રમાણે ઉકાને હવે એમ લાગ્યું કે પરમાર્થના વિકટ પ્રશ્નોના ખુલાસા માટે અને આત્મસાક્ષાત્કાર માટે યોગ્ય ગુરુની જરૂર છે. વ્યવહારમાં પણ જે કામ જેને આવડતું હોય તે માટે તેની પાસે જવું પડે છે, તેમ પરમાર્થના માર્ગમાં જે સત્પુરુષે આત્મસાક્ષાત્કાર કરેલ હોય તેમની સાથે ઘણો વખત રહેવાની બહુ જરૂર છે.

તેથી ઉકો કોઈ યોગ્ય ગુરુની શોધ કરવા લાગ્યો. પણ સત્પુરુષો ઘણે ભાગે એકાંતમાં વસે છે, તેમને જનસમુદાયમાં આવવું ગમતું નથી. પ્રારબ્ધયોગે કોઈક જ સત્પુરુષ માણસોની વસ્તી વચ્ચે આવે છે, પણ તે વખતે માણસો તેમને ઓળખી શકતા નથી. કેટલાક સાધુઓ મૌન રાખે છે અને કેટલાક જાણી જોઈને લોકોથી દૂર રહેવા માટે પ્રતિષિદ્ધ આચરણ પણ રાખે છે.

વળી કેટલાક મહાત્માઓને લોકોના ખોટા પ્રશ્નોના ઉત્તર આપવાની ઇચ્છા જ થતી નથી. કેટલાક જ્ઞાની સત્પુરુષો જગતને આત્મભાવે જુએ છે તેથી પોતાની માફક બીજાને પણ મુક્ત જુએ છે. આથી તેમને કોઈને જ્ઞાન આપવાની ઇચ્છા થતી નથી. વળી કેટલાક ઓછા જ્ઞાનવાળા પોતામાં ગુરુ થવાની લાયકાત ન હોવા છતાં શિષ્યો

વધારવાની ઇચ્છાથી અથવા બીજી કોઈ ઇચ્છાથી ગુરુપણું ધારણ કરે છે. તેઓ પણ શિષ્યનું પરમકલ્યાણ કરી શકતા નથી. એક વખત દુકાળ પડ્યો હતો ત્યારે ખાવાનું મેળવવાને નિમિત્તે પણ કેટલાક માણસોએ સંન્યાસ લઈ લીધો હતો. હાલમાં ઘણા દેશોમાં વસ્તી વધી છે, પણ તેના પ્રમાણમાં ખરા સાધુઓની સંખ્યા ઓછી થઈ ગઈ છે.

તેથી પરમાર્થના ખરા જિજ્ઞાસુને પોતાને યોગ્ય ગુરુ મળવા બહુ મુશ્કેલ છે. કોઈ વખતે મળી આવે તો તેમનો ઉપદેશ ઝીલવા જેટલો અધિકાર પણ શિષ્યમાં તે વખતે હોતો નથી. મહાત્માઓની વાણી સમજવા જેટલી બુદ્ધિ તૈયાર થવી જોઈએ અને પરમાર્થના માર્ગ ઉપર પૂર્ણ પ્રેમ પ્રગટ થવો જોઈએ.

બધા વિષયોનું બંધન છોડીને મોક્ષની ઇચ્છા રાખવી એ બહુ દુર્લભ છે. ઘણા જન્મ સુધી ઘણાં પુણ્ય કર્યાં હોય, તો જ આવી વૃત્તિ ઉત્પન્ન થાય છે. ઘણાને તો મરણનો વખત આવે, તોયે સંસાર ઉપર વૈરાગ્ય આવતો નથી. કદાચ વૈરાગ્ય આવે, તો તે ચારિત્ર્યમાં લાવવા માટે જરૂર પડતો ત્યાગ કરવો મુશ્કેલ પડે છે. તે ત્યાગી થાય તોયે કામક્રોધને જીતવા અને બ્રહ્મચર્ય પાળવું એ વધારે કઠણ છે. તે કામ થાય તોયે યોગ્ય ગુરુ મળવા દુર્લભ છે. તેને યોગ્ય ગુરુ મળે, તોયે તેના ઉપર અનન્ય ભાવ અને શ્રદ્ધા થવી એ બહુ મુશ્કેલ છે. એટલી સામગ્રી ભેગી થાય, તોયે આવા ગુરુ કોઇને આત્માનો ઉપદેશ આપવા જેટલી બહિર્મુખવૃત્તિ કરે, તો તે ભગવાનની કૃપા જ સમજવી.

જેનામાં ખરી જિજ્ઞાસા છે અને ખરી દૃઢતા છે તેમજ જે માણસ નિરાશ થતો નથી, તેને કોઈ વખતે યોગ્ય ગુરુ જરૂર મળી આવે છે. કોઈ એવા પુરુષ ફરતા ફરતા તેના ગામમાં આવી ચડે છે, અથવા ગુરુ જે જગ્યાએ હોય ત્યાં કોઇ પ્રસંગે તે જિજ્ઞાસુને જવાનું થાય છે.

ઉકાએ ગુરુને માટે ઘણી તપાસ કરવા માંડી એટલામાં તેના

પહેલાંના મિત્રે તેને કહ્યું કે, 'કાઠિયાવાડના એક નાના ગામમાં એક જ્ઞાની પુરુષ રહે છે.'

ઉકો—જે મહાત્મા મને આત્મસાક્ષાત્કાર કરાવી આપે તેના ચરણમાં શરણ થવાને હું ઇંતેજાર છું.

મિત્ર—હું જેને માટે કહું છું તે તમારી ઇચ્છા પૂરી કરે એવા જ છે.

ઉકો—તેમનું સરનામું શું છે?

મિત્રે તેમનું સરનામું આપ્યું અને તે પ્રમાણે ઉકાએ તેમને એક પત્ર લખ્યો. પણ આ મહાત્મા એવા નાના ગામમાં રહેતા હતા કે જ્યાં માત્ર ૨૦–૨૫ ઘર હતાં અને જે રેલવે સ્ટેશનથી છ માઇલ દૂર હતું. ત્યાં કશું વાહન મળતું નહોતું. ગામમાં શહેર જેવી કોઈ વસ્તુ મળતી નહોતી. જગતના પ્રપંચથી આ ગામ લગભગ નિર્ગુણ ને નિર્લેપ હતું. વળી આ મહાત્મા પોતાના સ્વરૂપના આનંદમાં એવા મસ્ત રહેતા હતા, કે તેને કોઇને તરત જવાબ આપવાની ફુરસદ મળતી નહોતી તેમને જે સ્થિતિ હોય તેમાં જ આનંદ રહેતો હતો, તેમને સુધારા ઉપર સુધારાના વિચારની જરૂર પડતી નહોતી, તે પોતાના જ્ઞાનના બળથી જંગલ જેવા અલ્પ વસ્તીવાળા પ્રદેશમાં રહી કુદરતના મૂક સૌંદર્યમાં પ્રભુનું સૌંદર્ય નિહાળી ઘણો વખત બ્રહ્મમાં લીન રહેતા હતા. એમની પર્ણકુટી આગળ ઘણા સર્પ, વીંછી વગેરે નીકળતા હતા, પણ તે બધા એમના મિત્રો થઇ ગયા હતા.

તે ગામમાં ટપાલની પેટી નથી, દુકાન નથી, દરજી નથી, વાળંદ નથી, વૈદ્ય નથી, મોચી નથી, લુહાર નથી, આવું કંઇ જ નથી; પણ મોરના ટહુકા, નદીનાં ઝરણાં અને વાડીઓના કોશના અવાજ કાનને નવી જાતનો આનંદ આપે છે.

જેમાં મોટાં મકાન હોય પણ એક પણ જ્ઞાની પુરુષ ન હોય તે મોટું શહેર કહી શકાય નહિ; પણ જેમાં એક પણ જ્ઞાની અને નિઃસ્વાર્થી પુરુષ ઝૂંપડામાં રહેતા હોય તોપણ તે મોટું શહેર છે; કારણ કે ત્યાં

વિશ્વ મળી શકે છે. તે મહાપુરુષ માણસના માનેલા સુધારાઓથી આગળ વધેલા હોય છે.

ઉકાએ થોડો વખત તેમના તરફથી જવાબની રાહ જોઈ, પણ જવાબ આવ્યો નહિ તેથી ઉકો નિરાશ થયો નહિ; પણ કોઈ વખતે તેમના સત્સંગનો લાભ લેવાનો દૃઢ નિશ્ચય રાખ્યો.

આવા સંકલ્પને પરિણામે એક વખત ઉકાને મોરબી આવવાનું થયું અને ત્યાં ઉપર કહેલ મહાત્મા તેમના એક ભક્તના આગ્રહથી તે જ વખતે આવી ચડ્યા હતા. આ વાત ઉકાના જાણવામાં આવી, તેથી પ્રસંગ જોઈ ઉકો તેમની પાસે ગયો, તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં અને તે પ્રસંગે કેટલીક સત્સંગની વાતો ચાલતી હતી તે શાંતિથી સાંભળી.

ગુરુશિષ્યનો સંબંધ એ દિવ્ય અનુભવનો સંબંધ હોવાથી તે સંબંધની શરૂઆતમાં ઘણો વિનય રાખવાની જરૂર પડે છે. જ્યારે કોઈ નવા મહાત્મા પાસે જ્ઞાન લેવા માટે જવાનું થાય, ત્યારે કેટલીક શાંતિ અને વિવેક રાખવો જોઈએ. કોઈ મહાત્માની અંતર્દશા જાણી શકાતી નથી, કારણ કે તે આત્મિક દશા છે; પણ વધારે પરિચય થયા પછી તેમનું જીવન વધારે સ્પષ્ટ રીતે જાણી શકાય છે. આ બાબત ઉકાના જાણવામાં હતી. તેથી પહેલે દિવસે તેણે કાંઈ પ્રશ્નો પૂછ્યા નહિ, પણ ધીરે ધીરે તેમની સત્સંગમંડળીમાં જઈ તે તેમનો વધારે પરિચય કરવા લાગ્યો.

એક દિવસ કેટલાક જિજ્ઞાસુઓ તે મહાત્માને પ્રશ્નો પૂછતા હતા અને તે તેમના પ્રશ્નોનું સમાધાન કરતા હતા. ઉકાને એમ લાગ્યું કે તેના મનનું સમાધાન પણ તે કરી શકશે. તેથી તેણે તેમને નીચેના ત્રણ પ્રશ્નો વિનયપૂર્વક પૂછ્યાઃ—

૧. માણસ શા માટે જન્મે છે?

૨. માણસ મરીને જાય છે ક્યાં?

૩. માણસના જીવનનું ધ્યેય શું છે?

મહાત્મા—આપણે જ્યારે મુસાફરીએ જવું હોય ત્યારે ખાવા માટે ભાતું સાથે લઇએ છીએ, ખાવા કરતાં પાણીની વધારે જરૂર છે તેથી પાણી પણ સાથે લઇએ છીએ, અને પાણી કરતાં હવાની વધારે જરૂર છે પણ હવા સાથે લેતા નથી; કારણ કે હવા બધી જગાએ મળે છે. તેવી જ રીતે બીજો જન્મ લેવા માટે ચેતનને શરીરમાંથી નીકળવાની જરૂર નથી; કારણ કે તે જ્યાં જોઇએ ત્યાં મળી રહે છે. સ્થૂલ શરીરનો વિયોગ થાય તેને મરણ કહે છે. સૂક્ષ્મ શરીર ચેતનની સત્તાથી નવું જીવન ઉત્પન્ન કરે છે. કુંભારના મનમાં તેના નીંભાડાના સંસ્કાર રહેલા હોય છે. કોઇ વાર તે એક ગામ છોડી બીજે ગામ રહેવા જાય છે, ત્યારે તે સંસ્કારની મદદથી બીજા ગામમાં બીજો નીંભાડો તૈયાર કરે છે. તેવી જ રીતે સૂક્ષ્મ શરીર બીજા જન્મમાં નવું જીવન રચે છે. જ્યાં સુધી સંસારની ચીજોમાં સુખ-બુદ્ધિ છે, ત્યાં સુધી જન્મમરણ આવશે. જ્યારે નિત્યસુખની ઇચ્છા થાય છે, ત્યારે સૂક્ષ્મ શરીરનો મોક્ષ કરવાની જરૂર પડે છે. આત્મા તો નિત્યમુક્ત છે; પણ એ સૂક્ષ્મ શરીરમાં અને તેનાથી ઉત્પન્ન થતા સ્થૂલ શરીરમાં ઘણા માણસો ભૂલથી આત્માપણું માની લે છે. તે ભૂલ જ્ઞાનથી જ દૂર થાય છે.

માત્ર એક ચામડામાંથી નીકળીને બીજા ચામડામાં આવવાથી જન્મ થતો નથી અને ચામડું બળી જાય ત્યારે મરણ થતું નથી. જન્મ અને મરણ અજ્ઞાનથી જણાય છે.

ઉકો—પણ આ બાબતમાં ઘણા માણસો જુદાજુદા મત આપે છે, તેનું કેમ ?

મહાત્મા—સો જ્ઞાનીનો એક મત થાય છે અને એક અજ્ઞાનીના હજાર મત થાય છે. જ્ઞાની પુરુષોની વાણી 'આપ્તવાક્ય' મનાય છે. તેમના અનુભવ કાળ પ્રમાણે કે દેશ પ્રમાણે ફરતા નથી. તે નિત્યવસ્તુના નિત્યઅનુભવ છે. તેઓ જે કહે તેમાં શ્રદ્ધા રાખવી જોઇએ, તેમના અનુભવ સાથે શાસ્ત્રોનો અને પોતાનો અનુભવ મેળવવો જોઇએ.

હંમેશાં સત્ય બોલવું, જૂઠું કદી બોલવું નહિ. મન, કર્મ અને વચનથી એક રહેવું. મન, વાણી અને શરીર નિયમમાં રાખવાં. સહનશીલતા રાખવી, સરળ થવું, નમ્રતા રાખવી, ક્રોધ કરવો નહિ, વૈરાગ્ય રાખવો, સ્વભાવ શાન્ત રાખવો. વળી સત્ય પ્રિય અને હિતકર બોલવું; ભય, શોક, ઇચ્છા, મોહ, વગેરે તજવાં; કોઈનો દોષ જોવા નહિ, દ્વેષ કરવો નહિ, નિંદા કરવી નહિ; સત્ય, ન્યાય અને નીતિથી વર્તવું, ધર્મ છોડવો નહિ, પરસ્ત્રીને માતા સમાન ગણવી, કોઈ પણ પદાર્થની ઇચ્છા કરવી નહિ, હમેશાં સત્સંગ કરવો, ઉત્તમ ચારિત્રવાન થવું, શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુનું શરણ લેવું, દેહનું અભિમાન દૂર કરવા માટે હમેશાં 'સોડહં'નું ધ્યાન કરવું, કોઈનો મરણ પ્રસંગે રડવું નહિ, આનંદમાં રહેવું, પ્રભુનું નામ કદી ચૂકવું નહિ.

ઉકો—આ બધી જે દૈવી પ્રકૃતિનું આપે વર્ણન કર્યું, તેમાંથી ઘણી મેં વર્તનમાં મૂકી છે અને હજુ તેના પાલનમાં ધ્યાન રાખું છું. હવે આગળ કેવી રીતે વધવું તે જાણવાની ઇચ્છા છે. માણસના જીવનનું પરમ કલ્યાણ શામાં છે?

મહાત્મા—કલ્યાણ એટલે કૃતાર્થતા અથવા શ્રેય. તે શ્રેય સૂક્ષ્મ શરીરનું કરવાનું છે, આત્મા તો સાક્ષીરૂપે શુદ્ધ છે.

સમસ્ત જીવન અખંડ અભેદરૂપે રહેલ છે. પણ સામાન્ય માણસો પોતાની અલ્પબુદ્ધિથી થોડું જોઈ શકે છે, અને તે અલ્પને સાચું માની બેસે છે. તેથી અનેક જાતના મત ઉત્પન્ન થાય છે અને વર્તમાન જીવન અપૂર્ણ રહે છે. માટે પહેલાં કેટલીક ખોટી બંધાઈ ગયેલ માન્યતાઓ ઉપર શંકા લાવવી જોઇએ. જે વાતો વગરવિચાર્યે સાચી તરીકે સ્વીકારી લીધી હોય, તેના ઉપર સ્વતંત્ર રીતે વિચાર કરતાં શીખવું જોઇએ. ખોટી ઇચ્છા અને ખોટી બીકથી ભવિષ્યના વિચારો આવે છે અને મર્યા પછી શું થાય છે તેના પ્રશ્નો ઉત્પન્ન થાય છે.

કોઈ મરી ગયેલાં સગાં કે મિત્રોને મળવાની ઇચ્છાથી મનને ખોટા સંકલ્પોમાં નાખવું નહિ, કોઈ ધાર્મિક સંપ્રદાયો આ કામ

કરી આપશે એમ માની કોઈના વાડામાં ભૂલથી ફસાઈ જવું નહિ. પોતે નિરાધાર છે એવી બીકથી પણ ખોટો આધાર ઘણા સ્વીકારી લે છે. અનેક પ્રકારની બીક વચ્ચે જીવતાં માણસને મરણના વિચાર આવે છે, પણ તેનાથી તેની વિચારશક્તિ કુંઠિત થાય છે. માટે આત્મજ્ઞાન મેળવી વર્તમાન જીવન શુદ્ધ કરવું જોઈએ. સત્યજીવનનો માર્ગ ભવિષ્યમાં નથી પણ વર્તમાનમાં છે. આજે પૂર્ણજીવન ગાળતાં શીખી જઈએ, તો કાલનું જીવન કેમ જશે તેની ફિકર રહેતી નથી. માણસ મરણથી બીએ છે તેનું કારણ એ છે કે તે ચાલુ સ્થિતિમાં પૂર્ણજીવન ગાળતો નથી. આજનું જીવન અપૂર્ણ રહેવાથી કાલે પૂરું કરવાની આશા રહે છે, પણ કાલે પણ તેવી જ દશા રહે છે તેથી મરણની બીક લાગે છે. તેથી જીવનનું રહસ્ય જાણ્યા વગર મરણનું રહસ્ય જાણી શકાશે નહિ; અને બહારના જગતનો વિચાર કરવામાં **જ્યાં સુધી વિચાર કરનાર માણસ કોણ છે તેનો વિચાર થશે નહિ, ત્યાં સુધી સત્ય મળશે નહિ.** વળી વિચારોને નિયમમાં લાવવા માટે સાચું જ્ઞાન ઉત્પન્ન થવું જોઈએ, અને સાચું જ્ઞાન ઉત્પન્ન થવા માટે સાચું સુખ ક્યાં છે. તે બરાબર સમજવું જોઈએ. ભૂલનું જ્ઞાન થાય એટલે ભૂલ સુધારવાનું સુગમ થાય છે. સ્વપ્ન વખતે જ્યારે એમ લાગે કે તે સ્વપ્નું છે ત્યારે તે સ્વપ્નું નથી. માટે હાલ તો સત્સંગમાં આવતા જવું અને 'વિચારચંદ્રોદય,' 'વિચારસાગર' અને ગીતા વગેરે ગ્રંથોનું અવલોકન કરતા જવું. જ્ઞાનની ઊંચી વાતો સમજવા માટે સૂક્ષ્મ બુદ્ધિની જરૂર છે. તે બુદ્ધિ કેળવવા માટે અને સિદ્ધાંતો સમજવા માટે તારા અધિકાર પ્રમાણે કેટલાંક દૃષ્ટાંતો આપવાની જરૂર છે. હાલ એક દૃષ્ટાંત આપું છું, તે બરાબર ગ્રહણ કરી તે પ્રમાણે સિદ્ધાંત સમજવાની ટેવ રાખવી:—

એક સિંહનું બચ્ચું બકરાંના ટોળામાં જઈ ચડ્યું. તે બકરાંના સહવાસમાં ઘણાં વર્ષ રહીને પોતાને 'બકરું' માનવા લાગ્યું અને બકરા જેવો બીકણ સ્વભાવ તેનામાં ધીરે ધીરે આવી ગયો. એક વખત વગડામાં ચરતાં ચરતાં

તેના જોવામાં એક સિંહ આવ્યો. તેને જોઈ બધા બકરા ભાગ્યા, તેની સાથે તે સિંહનું બચ્ચું પણ ભાગ્યું. પણ પેલા સિંહે પકડી તેને બોધ આપ્યો કે, 'તું બકરું નથી. તારા હાથ, પગ, નખ, મોઢું વગેરે ધીરજથી મારાં અંગો સાથે મેળવ એટલે તને ખાતરી થશે કે તું બકરું નથી પણ સિંહ છે.' તે બચ્ચાએ પોતાનાં બધાં અંગ તે સિંહનાં અંગો સાથે મેળવી જોયાં અને બધાં મળતાં આવ્યાં; પણ બકરાની સોબતથી બીકનો સ્વભાવ પડી ગયેલ હોવાથી તેને શંકા થવા લાગી કે, હું સિંહ કેવી રીતે થઈ શકું?

માટે સિદ્ધાંતમાં, તારે પણ એટલું પહેલાં સમજી લેવું જોઇએ કે તારામાં માણસનો જે સ્વભાવ છે તે સંગદોષથી આવેલ છે. અરીસામાં તારું જે રૂપ દેખાય છે તે તારું રૂપ નથી, તે તારું સ્વરૂપ નથી. જ્યારે, તને તારું સ્વરૂપ બરાબર સમજવામાં આવશે અને અનુભવમાં આવશે ત્યારે તને જણાશે કે તારા આત્માનાં લક્ષણ અને પરમાત્માનાં લક્ષણ બરાબર સરખાં છે. જેમ સિંહનું બચ્ચું પોતાને ભૂલથી બકરું માનતું હતું, તેમ તું ભૂલથી તને ઉંદર માની બેઠો છે. હવે તું સત્સંગરૂપી સિંહના ટોળામાં આવતો રહે, એટલે તને તારા મૂળ સ્વભાવની ખબર પડશે અને સંગદોષથી ઉત્પન્ન થયેલ તારા પ્રશ્નોના ખુલાસા ધીરે ધીરે મળી શકશે.

દરેક કર્મ પ્રત્યે આપણે આપણી મનોદશા ફેરવી શકીએ, તો દરેક બનાવમાં નવું ચૈતન્ય લાવી શકાય. મોટરકારનો કોઈ હોશિયાર ડ્રાઇવર હોય તેને રસ્તામાં મોટર આડું શું આવશે તેની ફિકર રહેતી નથી. જે વિઘ્ન આવે તેમાંથી તે પોતાનો રસ્તો કરી લે છે. તેથી તેને માટે તે કામમાં ભવિષ્ય નથી. તેવી જ રીતે મહાત્માઓ દરેક જાતના વિઘ્નોમાં પોતાનો રસ્તો કરી લે છે. તેમને માટે ભવિષ્ય નથી. માટે બધાં દુઃખનું મૂળ ભૂતકાળના સંસ્કારમાં છે. તે ફેરવતાં આવડવું જોઇએ. જગત વિષે પણ એવી જ ભૂલ થાય છે.

એક રાજાને ભક્ષું નામનો અતિ કુશળ મંત્રી હતો. તેનો બીજા અધિકારીઓ દ્વેષ કરતા હતા. એક વખત રાજાએ ભક્ષુંને કોઇ કામ માટે પરદેશ મોકલ્યો. પાછળથી દ્વેષી અધિકારીઓએ લાગ જોઇ રાજાને કહ્યું કે,

'ભક્ષુ' તો મરી ગયો.' બેત્રણ મહિના પછી જ્યારે ભક્ષુ પાછો આવતો હતો ત્યારેતે દ્વેષી અધિકારીઓએ રાજાને કહ્યું કે, 'ભક્ષુ' ભૂત થઇ ગયો છે અને શહેરની બહાર ભટકે છે, રાજાએ એક વખત શહેરની બહાર રસ્તામાં ભક્ષુને આવતો જોયો ત્યારે બૂમ પાડી 'દોડો, દોડો! ભક્ષુ નામનો ભૂત સામે આવે છે.'

આ દૃષ્ટાંતમાં સાચો ભક્ષુ તો પ્રત્યક્ષ આંખ આગળ ઊભો હતો, પણ પોતાની બુદ્ધિના દોષથી ઉત્પન્ન થયેલ વિપરીત ભાવનાથી તે રાજા ભક્ષુને ઓળખી શક્યો નહિ. તેવી જ રીતે જોકે ઇશ્વર પોતે કહે છે કે આખું જગત મારું જ રૂપ છે અને જોકે તે રૂપ પ્રત્યક્ષ દેખાય છે, પણ સાધારણ માણસોના સંગથી ઘણા એમ માની બેઠા છે કે ઇશ્વર (પંચ)મહાભૂતના રૂપે થઇ ગયેલ છે. તેથી માણસોના સંગથી ઉત્પન્ન થયેલી મલિન બુદ્ધિ સત્ય પકડી શકતી નથી. માણસના સ્વભાવમાં ખોટી બીક બહુ રહે છે. તેથી જો કોઇને કહીએ કે અમુક જગ્યાએ ભૂત છે, તો તે તરત માની લે છે. પણ જો તેને એમ કહીએ કે તે જગ્યાએ ઇશ્વર છે, તો તે વાત માનશે નહિ. તે પ્રતિબંધ દૂર કરવા સત્સંગની જરૂર છે.

ઉકો—પણ જગત તો સર્વને સરખું લાગે છે.

મહાત્મા—એ વાત સાચી નથી. માણસનું જગત, દેવનું જગત અને કૂતરાં વગેરેનું જગત જુદાજુદા પ્રકારનું હોય છે. 'યોગવાસિષ્ઠ'માં એક જગ્યાએ કહેલ છે કે જગત એક છે પણ જેટલા જીવ તેટલાં જગત દેખાય છે. વળી માણસના જગતમાં પણ કોઇ એક જગ્યાએ કોઇનો વિવાહ થયો હોય, તો મોટી ઉંમરે તે જગ્યા ફરીથી જોવાની ઇચ્છા થાય છે; પણ તે જગ્યાએ કોઇ સ્નેહીનું મરણ થયું હોય, તો તે શેરીમાં જવાનું પણ ગમતું નથી. અને જો તે જગ્યાએ કોઇને સત્સંગ થયો હોય, તો ત્યાં સત્સંગની વાતો યાદ આવે છે. તે જગ્યાના પથરા પ્રેમ ઉપજાવતા નથી, તેમ બીક ઉત્પન્ન કરતા નથી, અને સત્સંગ કરાવતા નથી, પણ જે માણસે જેવી ભાવના તે જગ્યા પ્રત્યે રાખી હોય તેવી ભાવના તેને માટે તે જગ્યાએ પ્રગટ થાય છે. તેથી સૌ પોતાના

જગતમાં રહે છે. જગત એક જ છે પણ જે વસ્તુ પૂર્ણ દૃષ્ટિએ દેખાય છે, તે અપૂર્ણ દૃષ્ટિએ દેખી શકાતી નથી.

એક માણસને એવી મશ્કરી કરવાની ટેવ હતી કે કોઈ કુટુંબ-માંથી પરદેશ ગયેલો માણસ મરી ગયો છે એવા ખબર તે કુટુંબને આપે એટલે તે કુટુંબના માણસો બહુ જ રડવા લાગે. બેત્રણ કલાક સુધી સૌ રોઈને થાકે એટલે તે માણસ ફરીથી કોઈની સાથે ખબર મોકલે છે કે તમારો માણસ મરી ગયો નથી. માટે સામાન્ય લોકોના સંસર્ગથી ખરું જગત સમજાતું નથી.

ઉકો—ખરું જગત કેવું છે ?

મહાત્મા—સત્સંગ કરતા રહેશો, તો તે બાબત બરાબર સમ-જવામાં આવી જશે. ગીતામાં કહેલ છે કે આત્માની સ્વાભાવિક દશા સામાન્ય માણસોને રાત્રી જેવી લાગે છે, અને સંસારની જે દશામાં સામાન્ય માણસ જાગે છે તે દશા જ્ઞાની પુરુષોને રાત્રી જેવી લાગે છે.

ઉકો—જ્ઞાની પુરુષો કર્મ કરતી વખતે કેવો ભાવ રાખે છે ?

મહાત્મા—**अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।**
**स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥**

જે માણસ કર્મના ફળમાં આસક્તિ રાખ્યા વગર કર્મ કરે છે તે જ સંન્યાસી અને યોગી છે. માત્ર યજ્ઞ છોડવાથી અથવા કર્મ છોડવાથી અકર્મદશા પ્રાપ્ત થતી નથી. ખરી રીતે કર્મ નડતાં નથી, પણ તે 'મેં કર્યાં' એ ભાવ નડે છે.

શરૂઆતમાં જ આવી જ્ઞાનની વાતો સાંભળવાની તક મળવાથી ઉકાને એમ લાગ્યું કે જેને તે શોધતો હતો, તે પુરુષ હવે મળ્યા છે. કોઈ ગરીબ માણસને લોટરીનું પહેલું ઇનામ મળે અને આનંદ થાય, તે કરતાં પણ ઉકાને વધારે આનંદ થયો. કારણ કે તેને જેવો સત્સંગ જોઈતો હતો, તેવો હવે મળ્યો.

# ૭ : જ્ઞાનની શરૂઆત

બીજે દિવસે ઉકો તે મહાત્મા પાસે આવ્યો. તેણે તેમને પ્રણામ કર્યાં અને સત્સંગનો વખત થયો ત્યારે પૂછયું કે, 'જ્ઞાન થવાની સહેલી રીત બતાવવા કૃપા કરો.'

મહાત્મા—પહેલાં નિત્ય અને અનિત્ય વસ્તુના વિવેકની જરૂર છે. વિવેક બરાબર ઉત્પન્ન થાય તો જ્ઞાનની શરૂઆત સારી થાય છે. તે પછી અનિત્ય વસ્તુમાં વૈરાગ્યની જરૂર છે. પછી શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન વગેરે પ્રાપ્ત કરવાં એ અંદરની ક્રિયાની રીત છે. જેઓની બુદ્ધિ શુદ્ધ હોય, તેઓ માત્ર જ્ઞાનથી વ્યતિરેક ભાવે દેહ, પ્રાણ અને મનના ધર્મોથી આત્માને નિત્યમુક્ત સમજી પોતાના નિજસ્વભાવમાં રમણ કરે છે. તેઓને વિષયોમાંથી સુખબુદ્ધિ ઊઠી જાય છે. વિષયો ઉપર અભાવ આવવો, એ જ ખરો ત્યાગ છે. ગુરુ વિષયોમાં દોષદર્શન કરાવે છે, અને વિષયોમાં દોષદર્શનથી વિષયો તરફ અભાવ ઉત્પન્ન થાય છે. વિષયો છોડી શકાય છે, પણ શરીર છોડી શકાતું નથી. શરીર પંચમહાભૂતથી થયું છે અને અતિ નિકટ સંબંધનું છે, તેથી તે છોડી શકાય નહિ; પણ પોતાનામાંથી કર્તાપણું કાઢી શકાય છે. એટલે કે જે જે ક્રિયા દેહ, પ્રાણ અને મનથી થાય છે, તે સર્વવ્યાપક આત્માની નથી. જે આત્મા સર્વવ્યાપક છે, તે કોઈ ક્રિયાનો કર્તા થઈ શકે નહિ. જે કર્મ કરે છે, તે ભોગવે છે;

કર્મ અપરા પ્રકૃતિથી થાય છે, તેથી પ્રકૃતિ ભોગવે છે અને પ્રકૃતિનો જ પુનર્જન્મ થાય છે. આત્મા કર્મથી નિત્યમુક્ત છે, શુદ્ધ છે. આવા જ્ઞાનથી જ કર્મબંધનથી છૂટી શકાય છે, પણ કર્મ ઉપર કર્મ કરવાથી કર્મથી છૂટી શકાતું નથી. કર્મ ઉપર કર્મ કરવાથી અજ્ઞાન વધે છે. મનથી મનને જીતવું એને રાજયોગ કહે છે. શરીર અને પ્રાણની ક્રિયાથી મનને જીતવું એને હઠયોગ કહે છે. માણસ પોતાને ઉકો માને અથવા એવો કોઈ માને, સાધુ બને, ભક્ત બને, જ્ઞાની બને તોયે અવિદ્યા રહે છે. માટે કાંઇ બનવા કરતાં જે વર્તમાન ઉપાધિ હોય તે રૂપે મટી જાય એટલે જ્ઞાન પ્રાપ્ત થાય છે. માટે મટી જતાં શીખવું જોઇએ. ક્રિયા–યોગથી સ્થૂલ મેલ દૂર થાય છે, પણ સૂક્ષ્મ મેલ જ્ઞાનથી દૂર થાય છે.

ઉકો—પણ હું ઉકો છું તે કેવી રીતે મટી જાઉં?

મહાત્મા—જે જે જ્ઞાન તને મળે, તે મનનથી અને નિદિધ્યાસનથી સ્થિર કરવું જોઇએ; તેમાં એકાગ્રતાની જરૂર છે.

કોઇ એક સ્ત્રીને કોઈ પર–પુરુષમાં બહુ ધ્યાન લાગ્યું હતું, તેને મળવા તે ગામબહાર જતી હતી. રસ્તામાં એક મુસલમાન સાદડી પાથરી તે ઉપર નમાજ પઢતો હતો. તે બાઇ તેની સાદડી ઉપર થઇને ચાલી ગઈ. નમાજ પઢવાવાળો મુસલમાન આથી ગુસ્સે થયો. એટલે બાઇએ તેને કહ્યું કે, 'તું નમાજ પઢતો નથી, તારું ધ્યાન નમાજમાં નથી, અને મારું ધ્યાન મારા યારમાં હોવાથી મેં તારી સાદડી જોઈ નહિ; માટે મારું ધ્યાન સાચું હતું.'

સિદ્ધાંતમાં પ્રપંચનું વિસ્મરણ કરીને આત્મામાં ધ્યાન લગાડવું જોઇએ, અનાત્માનું અદર્શન એ જ્ઞાનીની ઉપાસના છે.

ઉકો—જગત તરફ દૃષ્ટિ ન રાખીએ, તો જગતને ભૂલી શકાય; પણ હું ઉકો છું, એ વાત શી રીતે ભૂલી શકાય?

મહાત્મા—જેમ જગત કલ્પિત છે, તેમ તારો દેહ પણ કલ્પિત

છે; કારણ કે તે પણ અનિત્ય છે. તેમાં જો કાંઇક વાસના રહી ગઇ હશે, તો સ્વરૂપમાં સ્થિતિ થઈ શકશે નહિ. જ્યારે સ્વરૂપમાં સ્થિતિ થઈ શકતી નથી અને બહાર આવી જગતમાં કાંઈ કામ કરવાની ઇચ્છા થાય છે, ત્યારે માયાની અસર લાગે છે અને માયિક સુખ મળે છે. માણુસનું જીવન સુખ માટે છે માટે સુખ લેવું; પણ જે કર્મને પરિણામે દુઃખ આવે તે કર્મની શરૂઆતમાં સુખ હોય તો તે કર્મ કરવું નહિ. પરિણામે સુખ આપે તેવા કર્મની શરૂઆતમાં દુઃખ હોય તો તે કર્મ કરવું અને પછી જ્ઞાનદ્વારા કર્મમાંથી કર્તાપણાનો ભાવ કાઢી નાખવો. તે ભાવ કાઢવામાં પહેલાં ઠીક લાગતું નથી, પણ જો તે કામ બની શકે તો અંતે તેનાથી સુખ ઉત્પન્ન થાય છે.

ઉકો—પણ જો કર્તાપણાનું અભિમાન છોડવાનું હોય, તો કર્મ કરવાની જ શી જરૂર છે?

મહાત્મા—બધાં કર્મ તદ્દન કોઈ છોડી શકતું નથી. પહેલાં જ્ઞાન સંપાદન કરી પછી કર્મની જરૂર વખતે જ્ઞાની પુરુષો નીચી દશામાં આવી કર્મ પૂરું કરી કર્તાભાવ છોડી, પાછા પોતાના સ્વરૂપમાં સમાઇ રહે છે. અજ્ઞાની પુરુષો કર્મના કર્તા થઈ તેના પરિણામમાં બંધાય છે. બ્રહ્મજ્ઞાનીને પણ ઉપદેશ માટે નીચલી ભૂમિકામાં આવવું પડે છે, પણ તે વખતે તે એવી ભાવના રાખે છે કે 'હું મારા સ્વરૂપ સાથે વાત કરું છું" તેથી બંધન થતું નથી. જિજ્ઞાસુઓએ પણ તેવો ભાવ રાખતાં શીખવું જોઇએ.

આટલી વાતચીત થઇ એટલામાં બહારથી કોઇ કારણુથી દુર્ગંધ આવી. આથી ઘણાએ પોતાનું નાક દબાવી રાખ્યું પણ ઉકાનું નાક એવું હતું કે તેને સુગંધ અથવા દુર્ગંધની ખબર પડતી નહોતી. આથી મહાત્માએ તેને પૂછ્યું કે, 'તને દુર્ગંધ આવતી લાગે છે કે નહિ?' ઉકાએ કહ્યું: 'મારું નાક એવું છે કે મને સુગંધ અથવા દુર્ગંધ આવતી નથી.'

મહાત્મા—હું તને એવો આશીર્વાદ આપું છું કે તારી બધી ઇંદ્રિયો એવી થઈ જાય.

ઉંકો—આ આશીર્વાદ માટે હું આપનો ઉપકાર માનું છું. હવે મને સમજાવો કે ઇશ્વરનાં દર્શન શી રીતે થાય?

મહાત્મા—એક ચિત્રકાર પોતાના ઇષ્ટદેવ વિષ્ણુનું ચિત્ર કાઢતો હતો. તેના ગુરુએ કહ્યું હતું કે જ્યારે તે ચિત્ર પૂરું થશે, ત્યારે વિષ્ણુ ભગવાન તને દર્શન દેશે. ચિત્ર પૂરું થયું એટલે વિષ્ણુ બ્રાહ્મણનું રૂપ લઇ તેની પાસે આવ્યા અને પૂછ્યું કે 'આ કામ તેં શા માટે કર્યું?' ચિતારાએ કહ્યું કે 'મારે વિષ્ણુ ભગવાનનાં દર્શન જોઇએ છે.' બ્રાહ્મણના વેશમાં આવેલ વિષ્ણુએ કહ્યું કે, 'જો તું મારું ચિત્ર કાઢે તો હું તને ભગવાન મેળવી આપું.' ચિતારાએ તેનું બ્રાહ્મણનું રૂપ ચીતર્યું એટલામાં તે બ્રાહ્મણનું રૂપ ફરી ગયું અને વિષ્ણુ સંન્યાસીના રૂપમાં દેખાયા. તેણે કહ્યું કે, 'તેં મારું ચિત્ર ક્યાં કાઢ્યું છે?' ચિતારાએ ફરી તે સંન્યાસીનું ચિત્ર કાઢ્યું, પણ એટલામાં તેનું રૂપ ફરી ગયું અને એક જટાધારી યોગી જેવા તે દેખાયા. ચિત્રકારની મુસ્કેલી વધી તેથી તે ગુરુ પાસે ગયો અને બધી હકીકત કહી. ગુરુએ કહ્યું કે, 'એક અરીસો પાસે રાખ, એટલે તેનાં બધાં રૂપ તેમાં તત્કાલ પકડાઈ જશે. ચિતારાએ તેમ કર્યું અને વિષ્ણુએ તેને દર્શન આપ્યાં.

માટે સિદ્ધાંતમાં એમ સમજવું કે જો અંતઃકરણ શુદ્ધ થાય તો તેમાં વિષ્ણુ (વિરાટ)નું સ્વરૂપ અનુભવમાં આવે છે.

ઉંકો—પણ મારું મન એ તો હું જ છું ને?

મહાત્મા—તારું મન એ તું નથી, તું તેનો સાક્ષી છે. જે જેને જુએ, તે તેથી જુદો હોય છે. જે વસ્તુમાં અતિશય પ્રીતિ હોય છે, તેનો મેળાપ થાય છે; માટે સાક્ષી ઉપર પ્રીતિ થવી જોઈએ. તે પ્રીતિને ભક્તો ભક્તિ કહે છે અને જ્ઞાની પુરુષો વૃત્તિવ્યાપ્તિ કહે છે. તેનું ફળ આત્મપ્રાપ્તિ એ પ્રાપ્ત વસ્તુ છે, તેથી ફળવ્યાપ્તિની જરૂર નથી.

ઉંકો—સાક્ષીનું સ્વરૂપ વધારે સ્પષ્ટ રીતે સમજાવવાની કૃપા કરો.

મહાત્મા—સાક્ષી ત્રણ પ્રકારના હોય છે: (૧) પક્ષપાતી, (૨) નિષ્પક્ષપાતી, અને (૩) બ્રહ્મથી અભિન્ન સાક્ષી. પક્ષપાતી સાક્ષી દેહ, પ્રાણ અને મન સાથે સંબંધ કરાવી દે છે. જ્યાં સુધી અનુકૂળતા અને પ્રતિકૂળતા આવતાં મનમાં આઘાત થાય છે ત્યાં સુધી જ્ઞાન કાચું છે અને સાક્ષી પક્ષપાતી છે. તેવી દશામાં નિષ્કામ કર્મમાં રહેવું એ વધારે સારું છે. નિષ્પક્ષપાતી સાક્ષી પ્રકૃતિના ગુણોથી અસંગ છે, તે કૂટસ્થ છે, તે ખરો આત્મા છે. અને બ્રહ્મથી અભિન્ન સાક્ષી પોતાનો તથા જગતનો બ્રહ્મરૂપે અનુભવ આપે છે. પહેલા સાક્ષીને ખરો સાક્ષી કહી શકાય નહિ, બીજો સાક્ષી સાચો છે, અને ત્રીજો બ્રહ્મરૂપ થાય ત્યારે તેને પણ સાક્ષી કહી શકાય નહિ.

ઉકો—મારે માટે આ બાબત સમજવી મુશ્કેલ લાગે છે, તેથી મારે હાલ શું કરવું તે કહો. મારા આત્માને કેવી રીતે સુધારવો ?

મહાત્મા—તું કોણ ? આ બધી શંકાઓ કોને થાય છે?

ઉકો—એ જ બાબત બરાબર સમજવામાં આવતી નથી.

મહાત્મા—જે શંકા કરે છે, તેને શોધી કાઢ. જેને તું 'હું' એમ માની બેઠો છે, જે કાંઈક કર્મ કરવાની ઇચ્છા રાખે છે, તે તું નથી.

ઉત્પત્તિ, પ્રાપ્તિ, વિકૃતિ અને સંસ્કૃતિ એ ચાર કર્મનાં પરિણામ છે. કોઈ વસ્તુ ઉત્પન્ન કરવી હોય, કોઈ પ્રાપ્ત કરવી હોય, કોઈમાં વિકાર કરવો હોય, અને કોઈમાં સંસ્કાર કરવો હોય, તો કર્મની જરૂર પડે છે. આત્મા નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવવાળો હોવાથી તેના સાક્ષાત્કાર માટે જ્ઞાનની જરૂર છે. જો આત્મા સુધરતો હોય, તો કોઈ વખતે બગડી પણ જાય. તે બગડતો નથી અને સુધરતો નથી, પણ અંત:કરણ બગડે છે અને સુધરે છે; અને અજ્ઞાની માણસો તેને પોતાનું સ્વરૂપ સમજે છે. તેને જોનાર સાક્ષી તેથી જુદો છે, તે સાક્ષી પોતાનું સ્વરૂપ છે, એવો અભ્યાસ પાડવો જોઇએ. જેનામાં વિવેક, વૈરાગ્ય વગેરે બરાબર હોય તેમને કર્મ અથવા ઉપાસના કરવાની જરૂર નથી;

પણ જેટલો વૈરાગ્ય ઓછો હોય તેટલો અભ્યાસ વધારે રાખવો જોઇએ. તેને પરિણામે તારું શુદ્ધ સ્વરૂપ અનુભવમાં આવશે; એટલે કે ચેતનનો અંશ વધારે અનુભવમાં આવશે અને જડ અંશ અનુભવની બહાર જશે અથવા તેનું રૂપાંતર થશે. જ્ઞાનની શક્તિ આગળ ખોટું રૂપ દબાઈ જશે, એટલે અધિષ્ઠાનના જ્ઞાન આગળ નામ અને રૂપનું જ્ઞાન બિનજરૂરી થઈ જશે.

ઉકો—જેમ બી વગર ઝાડ થતું નથી, તેમ કારણ વગર કાર્ય થાય નહિ. તેથી જે નામ અને રૂપ કાર્યપ્રપંચમાં દેખાય છે, તે કારણ (પરમાત્મા)માં હોવાં જોઇએ.

મહાત્મા—જેવું જગત કાર્યરૂપે છે, તેવું કારણ (પરમાત્મા)માં માનવાથી કારણ (પરમાત્મા)માં અજ્ઞાન અને દુ:ખ પણ માનવું પડશે; પણ તેમ કોઈ માનતું નથી. તેથી કાર્યના ધર્મ કારણમાં રહી શકતા નથી. દોરડીમાં ભૂલથી સર્પ દેખાય, ત્યારે સર્પના ધર્મ દોરડીમાં આવી જતા નથી. આત્માનો અનુભવ થશે ત્યારે આ બાબત બરાબર સમજાઈ જશે.

ઉકો—ભગવાનના અનુગ્રહ વગર આવું મુશ્કેલ કામ બને તેમ લાગતું નથી.

મહાત્મા—સત્ય જાણવાની તીવ્ર ઇચ્છા થાય, એ જ ભગવાનનો અનુગ્રહ છે એમ સમજવું. બધાં ભગવાનનાં રૂપ છે એવું લાગે, એ ખરું જ્ઞાન છે. તે બધામાં તારો પણ સમાવેશ થઈ જાય છે. પણ જ્યાં સુધી અહંકાર આગળ રહેશે, ત્યાં સુધી મુશ્કેલી ઊભી રહેશે. જ્યારે અખંડ સ્વરૂપમાંથી થોડો ભાગ ગ્રહણ કરીને તેને 'હું' એમ માની લઇએ, ત્યારે તે અશુદ્ધ ભાવ છે. તે 'હું'નું પરિવર્તન થાય છે, તે જન્મે છે અને મરે છે. સર્વવ્યાપક સ્વરૂપની દૃષ્ટિએ પરિવર્તન નથી, માણસપણું નથી, જન્મ નથી, બંધન નથી અને મોક્ષ પણ નથી. આખા સ્વરૂપ પાસે પહેલો ક્ષુદ્ર અહંભાવ બોજ્ય બને છે. તે

અલ્પભાવ ગળાઈ જાય છે, તેનાથી ખોટ જતી નથી પણ ઊલટી તે સ્થિતિ બહુ આનંદકારક છે.

ઉકા—જેણે બ્રહ્મજ્ઞાન સાંભળ્યું હોય, તેનામાં પણ સંસારી ભાવ કેમ જોવામાં આવે છે ?

મહાત્મા—તે પોતાની બધી શક્તિથી, સમસ્ત જીવનથી તે મેળવતા નથી. શરીરથી, પ્રાણથી અને મનથી થતી બધી ક્રિયાઓમાં આત્માની સત્તાનો અનુભવ થવો જોઇએ, અથવા બધી વૃત્તિઓને એકાગ્ર કરી માત્ર 'હું'નું મૂળ શોધી કાઢવાનો પ્રયત્ન કરવો જોઇએ. જ્યારે તે તત્ત્વ મળશે, ત્યારે એવો અનુભવ થશે કે જે 'હું'નું મૂળ છે તે જ જગતનું અને બીજા જીવોનું મૂળ છે. આ તત્ત્વ ઉપર પૂર્ણ પ્રેમ હશે તો નિષ્ઠા બંધાઈ જશે.

ઉકા—મને કાશીમાં કેટલાક સાધુઓ મળ્યા હતા. તે વ્યવહારની જ વાતો કરતા હતા.

મહાત્મા—બધા સાધુઓની સ્થિતિ સમાન હોતી નથી. કેટલાક બહારથી બોલનારા હોય છે અને કેટલાક અંદરથી બોલનારા હોય છે. પીકડિયામાં સ્વામીશ્રી નિત્યાનંદજી* હતા તે સારી નિષ્ઠાવાળા હતા. સાધુઓમાં કેટલીક જાતની પ્રવૃત્તિ જોવામાં આવે છે તેનાં ઘણાં કારણો હોય છે:—

૧. કોઇને પોતાના પ્રારબ્ધને લઇને વિક્ષેપ આવ્યા કરે છે.

૨. કોઇને વિધિનિષેધ લાગતો ન હોય તો યે લોકસેવા કરવાનો તેમનો સ્વભાવ પડી ગયેલો હોય છે.

૩. કોઈ લૌકિકપણાને લઇને પણ વ્યાવહારિક પ્રવૃત્તિઓ કરે છે. માટે કોઇના ગુણદોષમાં પડવું નહિ, એ જ સારો રસ્તો છે.

---

* સ્વામીશ્રી નિત્યાનંદજી મહારાજનું જીવનચરિત્ર તથા તેમનો ઉપદેશ 'નિત્યપ્રસાદ' નામના પુસ્તકમાં પ્રસિદ્ધ થયેલ છે.

જેણે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યું હોય છે, તેમનામાં પહેલાંના જેવું સંસારીપણું રહેતું નથી. માયિક સુખદુઃખ મિથ્યા છે, અને આત્મ-જ્ઞાન થયા પછી તેની અસર પહેલાં જેવી થતી નથી.

જ્યાં સુધી અવિદ્યા હોય, ત્યાં સુધી અવિદ્યાથી ઉત્પન્ન થતા વિવિધ પ્રકારના વિરુદ્ધ ધર્મ જાણે કે પોતામાં હોય તેમ માણસ માની બેસે છે. એટલે કે દેહના જન્મ વખતે પોતાનો જન્મ અને દેહના નાશ વખતે પોતાનો નાશ માને છે; એટલું જ નહિ પણ પોતાના મિત્ર અને સગાના શ્રેયથી પોતાનું શ્રેય અને તેમના મરણથી પોતાને હાનિ થતી હોય એમ તેને લાગે છે. બીજાના શ્રેયથી અથવા મરણથી તેને તેમ લાગતું નથી.

માણસનો આત્મા સ્વયંપ્રકાશ છે છતાં જાણે કે તે જડ હોય, આનંદરૂપ હોવા છતાં જાણે કે તે દુઃખરૂપ હોય, નિર્વિકાર હોવા છતાં જાણે કે તે વિકારવાળો હોય, નિત્ય હોવા છતાં જાણે કે તે અનિત્ય હોય, પ્રકાશમાન હોવા છતાં જાણે કે તે પ્રકાશમાન ન હોય, અને મુક્ત હોવા છતાં જાણે કે તે બદ્ધ હોય, એવા મનથી ઉપજાવી કાઢેલા વિચિત્ર અનેક પ્રકારના અલ્પ જ્ઞાનના વિષયરૂપ ભૂલથી માણસ પોતાને જાણે છે.

સંસાર અજ્ઞાનીને દુઃખરૂપ છે, જ્ઞાનીને નથી. જ્ઞાનીને સંસાર-નો સ્પર્શ જ થતો નથી, તો તેના સુખદુઃખની સાથે સ્પર્શ શી રીતે થાય? કદાચ શરીરના રક્ષણ માટે થોડો વ્યવહાર રહે, તો જેમ પાણીમાં લીટો કાઢ્યો હોય તેની અસર પાણીમાં રહેતી નથી, તેમ તેમનામાં તેની અસર રહેતી નથી.

જો જીવતો ઉંદર બિલાડીને મારી શકતો નથી, તો મરેલો ઉંદર તેને કેમ મારી શકે? જ્યારે જીવ–જગતને સત્ય માનીએ છીએ, ત્યારે પણ તેના પરિણામી ધર્મોથી આત્મા બગડતો નથી. તો જ્યારે તે મિથ્યા માનીએ, તો તેના ધર્મ આત્માને શી અસર કરી શકે?

ઉકો—આ જ્ઞાન માટે મનન કરવાની જરૂર લાગે છે, તેથી હવે હું આવતી કાલે આપની પાસે આવીશ. વળી મારી બહેનને આપના જ્ઞાનની વાતો સાંભળવાની બહુ ઇચ્છા છે. જો આપની આજ્ઞા હોય, તો તેને ખબર આપું અને સાથે લેતો આવું.

મહાત્મા—તેણે જેટલો અભ્યાસ કર્યો હશે અને તેનામાં સંસારના સુખ પ્રત્યે જેટલો વૈરાગ્ય આવ્યો હશે, તેટલા પ્રમાણમાં તે એવી વાતો ગ્રહણ કરી શકશે. તે અહીં આવશે ત્યારે તેના અધિકારની ખબર પડી રહેશે.

ઉકો—મને આબુમાં એક એવા સંન્યાસી જોવામાં આવ્યા હતા કે તેમણે એક વખત તેમના શિષ્યોને કહ્યું હતું કે 'મને તો સંસારે ન મળ્યો અને ભગવાન પણ ન મળ્યા અને તમે બધા મળ્યા.'

મહાત્મા—તું હવે એમ માનજે કે તને એવા પુરુષ મળેલ છે કે જેણે સંસાર જોયેલો છે અને જેને ભગવાન પણ મળેલ છે.

આટલી વાતચીત પછી ઉકાએ તે મહાત્માને કહ્યું: 'મને આપ શિષ્ય તરીકે ગ્રહણ કરવાની કૃપા કરો.'

મહાત્મા—અમારી દૃષ્ટિમાં ગુરુ અને શિષ્યના ભેદ રાખવા એ ઠીક પડતું નથી, પણ તારી દૃષ્ટિમાં જેમ તને ઠીક પડે તેમ માની લે. તે પ્રમાણે તને ફળ મળશે.

તે દિવસ પછી ઉકાએ તેમને મનથી ગુરુ તરીકે સ્વીકારી લીધા. તેથી તે મહાત્માનું નામ હવે ગુરુજી તરીકે આપવામાં આવશે.

# ૮ : ઉજ્જીનો અભ્યાસ

ઉકાને એક બહેન હતી. તેનું નામ ઉજ્જવલ હતું. પણ બધા તેને ઉજ્જી કહીને બોલાવતા હતા. તે ગુરુજી પાસે આવી તે પહેલાં તેના જીવનમાં બનેલા કેટલાક બનાવો જિજ્ઞાસુઓને ઉપયોગી હોવાથી જાણવા જેવા છે. ઉજ્જીના પાડોશમાં એક મોટી ઉમરનાં બાઈ રહેતાં હતાં. તે બાઈ ભજનભક્તિ બહુ કરતાં હતાં તેથી આસપાસનાં પુરુષો અને બાઈઓ તેને માતાજી કહીને બોલાવતાં હતાં. ઉજ્જી જ્યારે ૧૬ વર્ષની થઈ, ત્યારે ઉજ્જીની બા એક દિવસ માતાજી પાસે આવી અને કહ્યું કે, 'ઉજ્જીને એવી આશિષ આપો કે તેને સાસરું સારું મળે.' માતાજીએ કહ્યું: 'તેને સાસરામાં બીજું બધું સુખ સારું મળશે, પણ તેના પ્રારબ્ધમાં સાસુ તરફથી સુખ નથી.'

થોડા વખત પછી ઉજ્જીની સગાઈ થઈ અને તે પરણીને સાસરે ગઈ. શરૂઆતમાં તેના પતિ, સાસુ, સસરા, નણંદ, જેઠ, જેઠાણી વગેરે તેના ઉપર સારો ભાવ રાખતાં હતાં અને પૈસેટકે પણ ઘરની સ્થિતિ સારી હતી. આવી સારી સગવડ મળેલી જોઈને ઉજ્જી જ્યારે પિયર આવતી ત્યારે માતાજીનો ઉપકાર માનતી હતી. વળી માતાજીની ભક્તિ જોઈને તેને પણ માતાજીના જેવા થવાનું મન થતું હતું. એક વખત ઉજ્જીએ માતાજીને કહ્યું કે, 'હું તમારા જેવી કેવી રીતે બનું તેનો રસ્તો બતાવો.' માતાજીએ કહ્યું: 'તારી ઉંમર હજુ બહુ નાની છે. તારે હજુ પતિની સેવા કરવાની છે, સાસુસસરાની સેવા કરવાની

છે. તને છોકરાં થશે તો તેને તારે મોટાં કરવાં પડશે. આટલી નાની ઉંમરમાં તું ભક્તિ કરીશ તો તે બધાં કામ બની શકશે નહિ, અને તારા સંસારમાં વિઘ્નો ઉત્પન્ન થશે. આવાં કારણોને લઇને સ્ત્રીઓને ભક્તિ માટે જોઇએ તેટલી સગવડ મળી શકતી નથી.'

આટલો ઉપદેશ સાંભળ્યો, તોપણ ઉજીની જિજ્ઞાસા તૃપ્ત થઈ નહિ. તેણે માતાજીને કહ્યું કે, 'મને કોઇ એવો મંત્ર આપો કે જે હું ફુરસદને વખતે જપ્યા કરું.' માતાજીએ કહ્યું: 'તારી તીવ્ર જિજ્ઞાસા હોય તો ફુરસદને વખતે આ મંત્ર જપ્યા કરજે:—

હરે કૃષ્ણ! હરે કૃષ્ણ! કૃષ્ણ! કૃષ્ણ! હરે હરે!
હરે રામ! હરે રામ! રામ! રામ! હરે હરે!

થોડા દિવસ પછી ઉજીને સાસરે જવાનું થયું. ત્યાં તેણે ઉપરનો મંત્ર બીજા સાંભળે તેવી રીતે મોટેથી જપવા માંડ્યો. એટલે તેની સાસુએ કહ્યું કે, 'આપણે ઊંચા કુળનાં છીએ, માટે પાડોશીઓ સાંભળે તેવી રીતે ઊંચે અવાજે કાંઈ બોલાય નહિ.' આવી સલાહ મળ્યા પછી ઉજીએ આ મંત્ર ધીરે અવાજે જપવાનું શરૂ કર્યું.

એક દિવસ ઉજીએ તેના પતિને કહ્યું કે, 'મારા પિયરના પાડોશમાં એક માતાજી રહે છે, તે ભજનો એવાં સારાં ગાય છે કે મને પણ તેવાં ભજનો ગાવાનું મન થાય છે.' તેના પતિએ કહ્યું: 'પણ તું ક્યાં ભણેલી છે?'

ઉજી—ત્યારે તમે જ મને ભણાવોને? હું ધીરે ધીરે તમારી પાસેથી શીખીશ.

આ વાત તેના પતિને પસંદ આવી. ધીરે ધીરે ઉજીએ અભ્યાસ શરૂ કર્યો અને બેત્રણ વર્ષમાં તેને લખતાંવાંચતાં આવડી ગયું. પણ ઉજીનાં સાસુ ભણેલાં નહોતાં, અને તેની સાસુએ (એટલે સાસુની સાસુએ) તેના ઉપર બહુ દાબ રાખ્યો હતો તેથી તેને એમ લાગ્યું કે વહુ બહુ ભણશે તો અમારા કામની રહેશે નહિ. તેથી ઉજીના

અભ્યાસ વખતે તેને ઘરનું કામ સોંપવા માંડયું. તોપણ ઉજ્જીનો ઉત્સાહ એવો હતો કે ફુરસદ મળે ત્યારે તે કોઈ સારું પુસ્તક લઇને બેસે અને ઘરનું સાધારણ કામ હોય ત્યારે કામની સાથે સાથે માતાજીએ આપેલો મંત્ર જપતી રહે. આવી ભાવનાને પરિણામે ઉજ્જીમાં કાંઇક બુદ્ધિ અને ભક્તિ ઉત્પન્ન થઈ હતી.

સંસારી માણસોને સંસારની વાતો બહુ ગમે છે. ઉજ્જીની સાસુની એવી ઇચ્છા હતી કે વહુને ફુરસદ મળે, ત્યારે તેની પાસે બેસીને વ્યવહારની વાતો કરે તો ઠીક. મોટી ઉંમરે સાસુને તેનો વખત કેમ ગાળવો તે સૂઝતું નહોતું, તેથી ઉજ્જીને પોતાની પાસે બોલાવી પોતાના કુટુંબની ઘણી વાતો તેને સંભળાવતી હતી. પણ ઉજ્જી કોઈ પણ વખતે ફુરસદ મેળવીને પોતાનો અભ્યાસ ચાલુ રાખતી હતી અને સારાં પુસ્તકો વાંચતી હતી.

બેત્રણ વર્ષ પછી ઉજ્જીને દીકરો આવ્યો. તેના ઉપર ઉજ્જીને બહુ સ્નેહ લાગ્યો અને તેને રમાડવામાં તેનો ઘણો વખત જવા લાગ્યો. તે મોટો થશે તો હું તેને ભણાવીશ, પરણાવીશ; પછી તેને વહુ આવશે, તેને પણ હું ભણાવીશ; વગેરે જાતના વિચારો ઉજ્જીના મનમાં આવવા લાગ્યા. પણ ઉજ્જીના પ્રારબ્ધમાં પુત્રનું સુખ નહોતું. તે ત્રણ વર્ષનો થયો એટલે ઝેરી તાવમાં સપડાયો અને તેનું મરણ થયું. આ બનાવથી ઉજ્જીને બહુ દુઃખ થયું. તેના કેટલાક મનોરથ પડી ભાંગ્યા; એટલું જ નહિ પણ તેની સાસુ, નણંદ, જેઠાણી વગેરે તે બનાવને વારંવાર યાદ આપીને ઉજ્જીનું દુઃખ વધારવા લાગ્યાં.

આ દુઃખની અસર કાંઇક અંશે ઓછી કરવા માટે ઉજ્જીએ માતાજીને કાગળ લખ્યો અને પુત્રના મરણની ખબર આપી. માતાજીએ જવાબ લખ્યો કે, 'સંસારનાં સુખદુઃખ અનિત્ય છે. માટે તે ભૂલી જવાની ટેવ રાખવી જોઇએ. તમે પરણ્યાં ત્યારે તે તમારો પુત્ર નહોતો, હાલ તે તમારો પુત્ર નથી, તો વચ્ચે ત્રણ વર્ષમાં તમને જે

માયા લાગી તે તમારા અજ્ઞાનને લઇને હતી. તમે ગયા જન્મનાં તમારાં બાળકોને યાદ કરતાં નથી. તમારા ગામમાં અજાણ્યા કુટુંબમાં કોઈનું મરણ થાય તો તમને કાંઈ થતું નથી. માણસોને મરણ એટલા માટે યાદ આવે છે કે જાણે ભવિષ્યમાં પોતાને તેવું જ દુઃખ ભોગવવું પડશે, તેથી દુઃખનું કારણ શોધવાની ટેવ પાડવી જોઇએ. તમે જન્મ્યા પહેલાં કોઈ સાથે સંબંધ નહોતો. મર્યા પછી સંબંધ રહેતો નથી. તો પછી વચમાં સાચો સંબંધ થાય છે એમ શા માટે માનવું ? જે કાલે રહેવાનું નથી તે આજે સત્ય તરીકે શા માટે માનવું ?

સુખદુઃખ મમતાથી ઉત્પન્ન થાય છે, ને તે માયા છે. કોઈ એક બેંકમાં કોઇએ અમુક રકમ જમે રાખી હોય અને તે માણસ તે બેંકમાંથી પોતાની રકમ લઈ જાય, તેને માટે બેંકનો મેનેજર શોક કરતો નથી. તેવી જ રીતે ભગવાનની આપેલી વસ્તુ ભગવાન લઈ જાય તેમાં શોક કરવા જેવું નથી. ધણીની થાપણ ધણીને સોંપી દીધી એવો ભાવ રહે તો ચિંતા જતી રહે છે. મનમાં અજ્ઞાન હોય, ત્યારે મન અપૂર્ણ રહે છે; અને જ્યારે મન અપૂર્ણ રહે છે, ત્યારે વખતોવખત નબળા વિચારો ઉત્પન્ન થાય છે. ભગવાનના નામનું સતત સ્મરણ રાખવાથી અને સારાં પુસ્તકોનું વાચન રાખવાથી માયા જીતી શકાય છે. મેં તમને જે જપ બતાવેલ છે તે જપતા રહેવું, તેનાથી ધીરે ધીરે ભક્તિ વધશે.

ભક્તિ વગરના માણસો ઊંચીનીચી અનેક જાતની યોનિઓમાં જન્મમરણ પામી રખડ્યા કરે છે અને ભક્તિ કરવાવાળા માણસો ભગવાનના અનુગ્રહથી અણુભાવ છોડીને પોતામાં વિભુત્વ પ્રગટ કરે છે.'

આ સલાહ પ્રમાણે વર્તવાથી ઉજ્જીનો કેટલોક શોક ઓછો થયો હતો. પણ સ્ત્રીઓમાં સારા વિચાર ટકી રહે તેવા સંજોગો બહુ ઓછા હોય છે. ખોટા સંસ્કારવાળી અથવા નબળા મનવાળી બીજી ઘણી સ્ત્રીઓનો સંગ તેમને કરવો પડે છે. તેથી જેનું મન મજબૂત

હોય તેમનું મન પણ કોઈ વાર નબળું પડી જાય છે.

થોડા વખત પછી તેને એક નવા પ્રકારના સ્વભાવવાળી બાઈનો પરિચય થયો. તેના ઘરની નજીકમાં એક ત્રીશ વર્ષની કુંવારી બહેન રહેતી હતી. તેનું નામ કિશોરી હતું. તે ઈગ્લેંડ જઈને કેમ્બ્રિજની યુનિવર્સિટીમાં બી. એ.ની પરીક્ષામાં પાસ થઈ હતી. તેનામાં હિંદુધર્મના સંસ્કાર પડ્યા નહોતા. તેને એમ લાગતું હતું કે સ્ત્રીઓએ પતિની સેવા કરવી, સાસુસસરાના દબાણમાં રહેવું, એ એક પ્રકારની ગુલામી છે. આવા વિચારના પરિણામે જ્યાં તેના સગપણની વાત થતી, ત્યાં તેને શંકા ઉત્પન્ન થતી હતી કે, 'તે કુટુંબમાં તેને સુખ મળશે કે નહિ? તેની સ્વતંત્રતા જળવાશે કે નહિ?' આવા સંકલ્પોને લઈને તેને હજુ કોઈ પોતાને યોગ્ય વર મળ્યો નહોતો.

જગતનો કાયદો એવો છે કે સુખ આપવાથી સુખ મળે છે અને મોટાની સેવા કરવાથી આપણાથી નાના આપણી સેવા કરે છે. જ્યારે આ વાત બરાબર સમજાતી નથી ત્યારે હકનું પ્રમાણ વધી જાય છે અને જવાબદારીનું ભાન ઓછું થાય છે. કેટલીક સ્ત્રીઓ બહુ પરાધીનતા ભોગવે છે અને કેટલીક બહુ સ્વતંત્રતા ભોગવે છે; જેઓ પરાધીન રહે છે તે બહુ બીકણ થાય છે, અને જે સ્વતંત્ર થાય છે તે સ્વચ્છંદી થાય છે. બન્ને માર્ગમાં ભૂલો રહેલી છે. તેથી મર્યાદાવાળું સ્વતંત્ર જીવન સ્ત્રીઓએ મેળવતાં શીખવું જોઈએ. તે માટે સંયમની જરૂર છે અને સંયમનું તત્ત્વ શીખવા માટે હિંદુઓનાં ધર્મશાસ્ત્રો જેવાં કે રામાયણ, ગીતા વગેરેનો અભ્યાસ કરવો જોઇએ.

એક વખત ઉર્જાને કિશોરીબહેન સાથે વાતચીતનો પ્રસંગ મળ્યો. એટલે કિશોરીએ ઉર્જાને કહ્યું કે 'હું લંડન, પેરિસ, વિયેના વગેરે ઘણાં આગળપડતાં શહેરોનાં જીવન જોઈ આવી છું. ત્યાં સ્ત્રીઓ ઘણી સ્વતંત્રતા ભોગવે છે, પણ આપણા દેશમાં ઘણાં વર્ષો સુધી સ્ત્રીઓ પુરુષથી દબાતી રહી છે, તે પરાધીનતામાંથી હવે છૂટવું

જોઇએ. તેનો એક ઉપાય એ છે કે, સ્ત્રીઓએ જાતે કમાતાં શીખવું જોઇએ. તે સિવાય સ્ત્રીઓ પુરુષોની ગુલામીમાંથી છૂટી શકશે નહિ.'

ઉજી—આપણે જાતે કમાવાનું શીખીએ તો આપણે નવી જાતની પરતંત્રતા ભોગવવી પડશે. આપણે ઘણા પુરુષોના સંબંધમાં આવવું પડશે અને આપણી પવિત્રતા જળવાઇ શકશે નહિ.

પ્રજા ઉત્પન્ન થાય એટલા માટે કુદરતે પુરુષોની નજર સ્ત્રીઓ તરફ વાળી છે. જેઓની દૃષ્ટિ સ્ત્રીઓ તરફ વળતી નથી, તે યોગી છે; તેઓ પ્રજા ઉત્પન્ન કરવાને લાયક નથી; પણ આવા માણસોની સંખ્યા બહુ અલ્પ છે. તેથી પુરુષોની દૃષ્ટિએ આવતી સ્ત્રીઓએ ઘણો સંકોચ રાખવો પડે છે.

હાલની કેળવણી એવા પ્રકારની છે કે સ્ત્રીઓમાંથી અને પુરુષો-માંથી સંયમ બહુ ઓછો થઈ ગયેલ છે. સંયમ ઓછો થવાથી કેટ-લોકના જીવનમાં કેટલીક ગાંડાઇ પણ દાખલ થઈ ગયેલ છે. ફેશન અને વિલાસીપણું વધી ગયું છે, ઘરના કામમાં અરુચિ ઉત્પન્ન થઈ છે. શિક્ષણ એવા પ્રકારનું હોવું જોઇએ કે જેથી ધર્મ ઉપર રુચિ થાય, સદાચારમાં પ્રેમ થાય, પતિ ઉપર ભક્તિ થાય, વડીલો પ્રત્યે આદર થાય, દીન પ્રત્યે કરુણા ઊપજે, જગતની સેવા કરવામાં તત્પરતા આવે, ઘરનાં કામમાં ઉત્સાહ રહે, વિલાસીપણા ઉપર અભાવ આવે અને ઇશ્વર ઉપર શ્રદ્ધા રહે. સ્ત્રીઓએ પુરુષોની નકલ કરવામાં ફાયદો નથી પણ પોતાની સ્ત્રી તરીકેની ફરજ બરાબર બજાવતાં શીખવું જોઇએ. તેમાં જ સ્ત્રીના જીવનની શોભા અને મહત્તા રહેલી છે.

જો સ્ત્રીઓ જાતે કમાવાનુ શીખશે, તો કુદરત તરફથી તેમને મળેલ સ્વાભાવિક કામ એટલે બાળકોને જન્મ આપી મોટા કરવાનું અતિ ઉપયોગી કામ બીજું કોણ કરશે ? અને જો ભવિષ્યની પ્રજા સારા સંસ્કારવાળી અને સંભાળપૂર્વક મોટી નહિ થાય, તો દેશની અને સમાજની શી સ્થિતિ થશે ? મહાત્માઓનો જન્મ પણ સ્ત્રીઓના

ઉદરમાં થાય છે. સ્ત્રીઓના શરીરમાં જ કુદરતે એવા ભાગ મૂકેલા છે કે તેમની ફરજો અને પુરુષોની ફરજો સમાન રહી શકે નહિ. પુરુષો બાળકોને ધવરાવીને મોટા કરી શકે તેમ નથી.

વળી જમનારને પચે તેવી સારી રસોઇ કરી જમાડવામાં સ્ત્રીઓની ખરી કળા રહેલી છે. હાલનું શિક્ષણ લીધેલ ઘણી સ્ત્રીઓ ઘણાં પુસ્તકો વાંચી શકે છે, પણ જમનારને પચે તેવી રસોઈ કરતાં પણ તેમને આવડતું નથી. ઘણી જગ્યાએ રોટલી કાચી અને ભાત કઠણ જોવામાં આવે છે અને તેથી ઘરનાં માણસો માંદાં રહે છે. જમનારને પાચન થાય તેવી સારી રસોઇ કરેલ હોય તો દવા કરતાં વધારે સારું કામ કરે છે.

કિશોરી—પણ બાળકોના સહવાસથી અને તેમની હલકી વાતોમાં રસ લેવાથી સ્ત્રીઓનાં મન પણ બાળક જેવાં બની જાય છે.

ઉજી—દરેક માતાએ પોતાનાં બાળકોની હલકી વાતોમાં રસ લેવાનો નથી પણ બાળકોને ઊંચી વાતોમાં રસ લેતાં બનાવવાનાં છે. મદાલસાએ પોતાનું મન બાળક જેવું કર્યું નહોતું પણ બાળકોને ઉત્તમ શિક્ષણ પારણામાં જ આપ્યું હતું. શાસ્ત્રોમાં કહેલ છે કે, સચ્ચિદાનંદ પ્રભુના સ્વરૂપમાંથી માયાદ્વારા નામ અને રૂપ બને છે. તેથી એમ લાગે છે કે પુરુષોના આનંદમાંથી નામ અને રૂપવાળાં સંસ્કારી બાળકો ઉત્પન્ન કરવાની જવાબદારી સ્ત્રીઓને માથે છે. આ કારણને લઇને સ્ત્રીઓને ઘરેણાં–કપડાંની અને છોકરાંની વાતો બહુ ગમે છે; પણ પુરાણોમાં આપેલ સતી સ્ત્રીઓનાં જીવનચરિત્રો વાંચી તે પ્રમાણે ઊંચા સંસ્કારવાળું જીવન રાખેલ હોય, તો બાળકો પણ ઊંચા સંસ્કારવાળાં થાય છે. આ કામ બરાબર થઈ શકે તેટલા માટે શાસ્ત્રમાં કહેલ છે કે, સ્ત્રીઓને પતિ એ જ પરમેશ્વર છે, પતિની પ્રસન્નતા એ જ મુક્તિ છે, પતિદ્રોહ એ જ નરક છે, અને પતિનું નિરંતર સ્મરણ એ જ સત્ય અને ધર્મ છે. પુરુષોનું ચિત્ત અનેક

તરેહનાં વ્યાવહારિક ચિંતવનો કરવામાં રોકાયેલું રહે છે, તેથી તેઓ આત્માનું આનંદમય સ્વરૂપ અનુભવમાં લાવવા માટે તપ, યોગ, ભક્તિ વગેરે સાધન કરે છે અને તેમને લાંબે વખતે એકાગ્રતા પ્રાપ્ત થાય છે. પણ સ્ત્રીઓને માટે આ કામ સહેલું છે. જો સ્ત્રી પતિને ઈશ્વરભાવે જોવાની ટેવ પાડે, તો તેનો લય–યોગ આપોઆપ સિદ્ધ થાય છે, તેના મનની એકાગ્રતા સહેલાઇથી થઈ શકે છે અને અંતે ઈશ્વર તેના પતિ થાય છે. પતિપત્નીનો સંબંધ એ ગુરુશિષ્યના જેવો સંબંધ છે. સ્ત્રીઓનો ઘણો ઉપયોગી વખત પતિ સાથે જતો હોવાથી, પતિના ઘણા સંસ્કાર સ્ત્રીમાં સહેજે આવે છે. મારો અભ્યાસ પણ મારા પતિની મદદથી આગળ વધેલ છે.

કિશોરી—મને તો એવો પતિ ગમે કે જેને હું પોપટ બનાવી શકું.

ઉજી—પતિ તરફ આપણી જવાબદારી સમજ્યા વગર અને તે પાળ્યા વગર આપણા હક બરાબર ભોગવી શકાતા નથી. મોટી મોટી જવાબદારી ઉપાડવામાં જ જિંદગીની મજા છે અને સંકટના પ્રસંગો મનુષ્યજીવનનાં હૃદયચક્ષુ ખોલે છે.

વળી જો પતિને તમે પોપટ માનો તેની મદદથી તમને સારી પ્રજા એટલે સારાં બાળકો મળી શકે નહિ. જે સ્ત્રીઓ તેમના પતિ તરફ પૂજ્યભાવ રાખતી નથી અને જે પતિ તેની પત્ની તરફ પૂજ્યભાવ રાખતો નથી, તેમનાં બાળકો વડીલો પ્રત્યે પૂજ્યભાવ રાખતાં શીખતાં નથી.

કિશોરી—જે કુટુંબોમાં પ્રેમ નથી તેમાં પરણવું શું કામનું ?

ઉજી—પણ પરણ્યા વગરનો પ્રેમ કોઈ સારી દિશામાં વાળતાં નહિ આવડે, તો તમને કોઈ વખત હલકા જીવનમાં નાખશે. મોટી ઉંમર સુધી ન પરણવામાં ઈંગ્લેંડના રાજા આઠમા એડવર્ડને કેવી મુશ્કેલી પડી તે ઘણાના જાણવામાં છે.

કેટલાક એમ માને છે કે કુંવારા રહી હૃદય બાળવા કરતાં

પરણવું સારું; પણ તેમાં યોગ્ય ભાગીદાર મેળવવામાં ઘણી મુશ્કેલી પડે છે. પશ્ચિમના દેશોનો રિવાજ એવો છે કે, પ્રેમ કરીને પરણવું એટલે જેના ઉપર પ્રેમ થાય તેને પરણવું. પણ નાની ઉંમરમાં ખરો પ્રેમ કરતાં આવડતું નથી, તેથી ત્યાં છૂટાછેડા કરવા પડે છે. આ દેશનો રિવાજ એવો છે કે પરણીને પ્રેમ કરવો. એટલે જેને પરણવું તેને ચાહવું. તેથી પરણનાર ઉપર કાયમ જવાબદારી રહે છે. સગપણ કરતી વખતે બધી હકીકત જાણી શકાતી નથી. આપણે આપણો સ્વભાવ બરાબર જાણી શકતા નથી, તો બીજાનો શી રીતે જાણી શકીએ ? તેથી વિવાહની વિધિ પૂરી થાય, ત્યારે વિવાહ પૂરો થતો નથી; પણ દરરોજ બન્નેનું જીવન બરાબર ઘડાવા માટે સંભાળ રાખવી પડે છે. પરણ્યા પછી બન્નેમાં ઘણી નવી ઇચ્છાઓ અને નવા તરંગો જાગે છે. સુખ માટે ગોઠવેલો વિવાહ દુઃખરૂપે પરિણામ ન પામે તેટલા માટે બન્નેનાં મન મળતાં જોઇએ, અને તે માટે બન્નેએ કેટલીક બાબતોમાં સહન કરવાની ટેવ પાડવી જોઇએ. પતિનો સ્વભાવ કેવો છે તે જાણવા કરતાં પતિ માટે આપણે કેવો મત બાંધીએ છીએ તે જાણવું વધારે જરૂરનું છે. જો બીજાના દોષ દરગુજર કરવાની ટેવ ન હોય, તો પ્રેમ નભતો નથી. તમે જેને પ્રેમ માનો છો તે એક પ્રકારનો મોહ છે. પ્રેમ અને મોહમાં ઘણો તફાવત છે. પ્રેમમાં પરસ્પર ભાવ રહે છે, મોહમાં એકપક્ષી ભાવ રહે છે; પ્રેમમાં પ્રેમીને સુખ આપવાની વૃત્તિ રહે છે, મોહમાં સુખ લેવાની વૃત્તિ રહે છે; પ્રેમ નિત્ય છે, મોહ ક્ષણિક છે; પ્રેમમાં ધીરજ રહે છે, મોહમાં ઉતાવળ રહે છે; પ્રેમીને પ્રેમી મળે છે, કામીને કામી મળે છે. આપણી લાયકાત પ્રમાણે આપણને ભાગીદાર મળે છે.

કિશોરી—યોગ્ય જોડાં ભેગાં થાય, ત્યારે તેઓ પોતાના શરીરમાં સમાઇ શકતાં નથી અને જીવનનો વિકાસ થાય છે.

ઉજી—યોગ્ય જોડાંથી જીવનનો વિકાસ થાય છે એ વાત સાચી છે, પણ જે માણસો માત્ર પોતાનું જ સુખ ઇચ્છે છે તેમનું જીવન

સામાન્ય રહે છે, અને સામાન્ય જીવનથી માણસોની બધી આશાઓ પૂરી થતી નથી. પ્રેમનો ખરો અર્થ સમજવા માટે ઘણા પુરુષાર્થની જરૂર છે. જેના ઉપર આપણો પ્રેમ હોય, તેને સુખી કરવાથી આપણું સુખ વધે છે, એ વાત ઘણા ભૂલી જાય છે. તેથી પ્રેમનો પહેલો પાઠ સંસારમાં રહીને, કુટુંબમાં રહીને, બીજાની સેવા કરવાથી શીખી શકાય છે. કુટુંબોમાં ઘણી જાતની નવી જવાબદારી ઉપાડવી પડે છે; તેટલી ફરજ બજાવ્યા વગર પોતાના હક ભોગવવાની ઉતાવળ કરવાથી જીવન ખોટી દિશામાં ખેંચાઈ જાય છે.

પશ્ચિમના દેશોની પ્રજા પક્ષીઓની પેઠે હવામાં ઊડતાં શીખી છે, માછલાંની પેઠે પાણીમાં તરતાં શીખી છે, પણ જમીન ઉપર પરસ્પર પ્રેમથી કેમ જીવવું એ શીખી નથી. વાંદરાને બાઇસિકલ ઉપર બેસતાં આવડે તોયે તે વાંદરો છે! તે પ્રજા પૈસો વધારી શકી છે અને સંચાઓ વધારી શકી છે. પણ બધી વસ્તુઓ પૈસાથી મળતી નથી અને બધું સુખ સંચાથી મળતું નથી. હૃદયનો પ્રેમ, મનની શાંતિ, પ્રજામાં સમભાવ એ પૈસાથી મળતા નથી. જે દેશોની વ્યાવહારિક રચના ધર્મના પાયા ઉપર નથી, તે દેશના માણસોને અનીતિમાં પડતાં વાર લાગતી નથી. ત્યાંની કૉલેજોમાં દાખલ થવું સહેલું છે, પણ ત્યાંથી સાચી વિદ્યા પ્રાપ્ત કરી બહાર આવવું મુશ્કેલ છે. બુદ્ધિ બહુ વધે તો અસત્ય શું છે તે જાણી શકાય છે, પણ સત્ય શું છે તે જાણી શકાતું નથી. સત્ય જાણવા માટે હૃદય શુદ્ધ થવું જોઇએ. હવે તો શિક્ષણ એટલું બધું ફરી ગયેલ છે કે તેને વ્યવસ્થિત કરવા માટે કોઈ અવતારી પુરુષની મદદની જરૂર લાગે છે.

કિશોરી—પશ્ચિમના લોકોમાં જેવી સ્વચ્છતા અને સુઘડતા જોવામાં આવે છે, તેવી આપણા દેશમાં જોવામાં આવતી નથી.

ઉજી—તેમના જમવાના ઓરડા અને પાયખાનાં આપણા કરતાં સારાં હોય છે એમ મેં સાંભળેલ છે. પણ તેમનાં ગરમ કપડાં રોજ

ધોવાતાં નથી, તેઓ પાયખાનામાં કાગળનો ઉપયોગ કરે છે, જમ્યા પછી મોઢું પણ બરાબર ધોતા નથી. તેમનાં બ્રશ કરતાં આપણાં તાજાં દાતણુમાં વધારે ગુણ છે, અને અંગકસરત માટેની તેમની સેણ્ડો સિસ્ટમ કરતાં આપણા ઘરનું દળણું દળવામાં વધારે કસરત મળે છે અને કરકસર થાય છે.

સિગાર અને ચાની ટેવથી દાંત વહેલા પડી જાય છે પણ દાતણ ચાવવાથી, સોપારીના કટકા ખાવાથી અને શેરડી ખાવાથી દાંત મજબૂત થાય છે.

ગાર્ડન પાર્ટી વખતે તેઓ બધા એક રકાબીમાંથી જમે છે અને આ દેશમાં પણ તેનું અનુકરણ થયું છે. આ દેશના પુરુષો અજાણી સ્રીને બહેન કહીને બોલાવે છે અને સ્રીઓ અજાણ્યા પુરુષ-ને ભાઇ કહીને બોલાવે છે. આવા સંબોધનથી પશ્ચિમની પેઠે ભ્રષ્ટા-ચાર થતો નથી. પણ હવે તેને બદલે મિસ્ટર અને મિસિસ શબ્દ વપ-રાવા લાગ્યા છે. તે શબ્દો ભાઇ અને બહેનના શબ્દો જેવા સંસ્કાર ઉત્પન્ન કરતા નથી.

આપણા રિવાજમાં આપણે કોઇને મળીએ ત્યારે બે હાથે પગે લાગીએ છીએ. તેનો અર્થ એવો છે કે 'મારો અને તમારો આત્મા એક છે.' આવો ભાવ સાહેબ લોકોની પેઠે ટોપી ઉતારવાથી ઉત્પન્ન થતો નથી.

સંસારના સુખમાં જેમણે સફળતા મેળવેલ છે, તેમણે આત્મા ઉપર પણ સફળતા મેળવેલ છે, એમ કહી શકાય નહિ. લાલના સુધારા આપણને આત્મા તરફ વાળતા નથી. પશ્ચિમના માણસોએ લડવાનાં સાધન નવી જાતનાં બનાવ્યાં છે, પણ તેઓ સમાજમાંથી લડવાની વૃત્તિ દૂર કરી શકયા નથી. જ્યાં બીક વધે, ઇચ્છા વધે, જુગાર વધે, વ્યભિચાર વધે, ત્યાં જંગલીપણું વધે છે. એ લોકો પશુને ખાય છે અને તેથી તેમના લોહીમાં પશુવૃત્તિ રહે છે. આર્યોનું શિક્ષણ બ્રહ્મ-

ચર્ય અવસ્થામાં જ પશુવૃત્તિને દાબવાનું કહે છે અને ગૃહસ્થાશ્રમમાં નિયમિત બનાવવાનું કહે છે. પાશ્ચિમાત્યોએ સંતતિનિયમનની શોધ કરી છે, તેથી ઘણા માણસો અઘટિત છૂટ લે છે અને તેની અસરથી આંહી પણ ઘણાને નાની ઉંમરમાં ક્ષય થાય છે. સંતતિનિયમન કૃત્રિમ રીતે કરવાથી સંયમ રહેતો નથી, અને જ્યાં સંયમ નથી ત્યાં બાળકો પણ સંયમ વગરનાં અવતરે છે. કામી અને ક્રોધી માબાપનાં બાળકો પણ કામી અને ક્રોધી થાય છે. આ કારણને લઈને આર્યોના સંસ્કાર-માં બ્રહ્મચર્ય અને સંયમ ઉપર બહુ ભાર દેવામાં આવેલ છે. છતાં પ્રજા ઉત્પન્ન કરવા જેટલો શરીરસંબંધ રાખવાની શાસ્ત્રોએ છૂટ આપેલ છે. તેમાં પણ શરીરમાં અશક્તિ ન આવે તેટલા માટે આ દેશમાં કેટલીક જગ્યાએ રાત્રે દૂધ પીવાની ટેવ રાખેલ છે. સિંધમાં રાત્રે દૂધ પીવાની ટેવ છે. ચા પીવાથી ગુમ થયેલી શક્તિ પાછી આવતી નથી. બ્રહ્મચર્યની ટેવ અને રાત્રે દૂધ પીવાની ટેવથી શરીર અને મન સારાં થાય છે અને જે કામક્રોધ વગેરે આસુરી સ્વભાવ કેટલાક માણસો આખી ઉંમર સુધી જીતી શકતા નથી તે બ્રહ્મચારીનાં બાળકો સહજ જીતી શકે છે. વળી પશ્ચિમના માણસોની જિંદગીનો બહુ થોડો વખત સત્યની શોધમાં જાય છે અને આ દેશમાં પણ તેમના સંસ્કારની અસર થયેલ છે. તેમની સમાજની ભાવનામાં પોતાના દેશની અથવા માણસજાતની સેવા સમાય છે. તે સેવામાં બીજાં પ્રાણીઓની હિંસા કરવી પડે તો તેઓ કરે છે. અહીંની સમાજની ભાવનામાં બધાં પ્રાણીઓનું હિત સમાયેલું છે અને કોઈ પ્રાણીને દુઃખી કર્યા વગર પોતાનું જીવન ચલાવવાનું છે.

પશ્ચિમની વિદ્યાકળામાં નીચે પ્રમાણે ચાર મોટી ભૂલો રહી ગયેલ છે:—

૧. તેઓ એમ માને છે કે તેમના બાપદાદા વાંદરા હતા અથવા ડાર્વિનના મત પ્રમાણે હાલના માણસો પશુઓ-માંથી ઉત્ક્રાન્તિ થતાં થતાં આવેલ છે;

2. તેઓની કેળવણીમાં સુખ કેટલા પ્રકારનાં છે તે બરાબર સમજાવવામાં આવેલ નથી.
3. તેઓ પુનર્જન્મને માનતા નથી; અને—
4. નિત્શેના શક્તિવાદ પ્રમાણે તેઓ એમ માને છે કે જ્ઞાન કરતાં શક્તિની કિંમત વધારે છે. આપણા દેશમાં શક્તિ કરતાં જ્ઞાનની કિંમત વધારે રાખેલ છે અને તેથી ક્ષત્રિયો કરતાં બ્રાહ્મણોને ઊંચું પદ આપવામાં આવેલ છે. તેથી આપણા દેશમાં કોઇને લોકો તરફથી મહાત્માનું પદ મળે, તો તે ઊંચામાં ઊંચી ડિગ્રી માનવામાં આવે છે. માણસના જીવનમાં શક્તિની જરૂર છે, પણ જ્ઞાન વગરની શક્તિ માણસને પશુ જેવા બનાવી દે છે.

મને એમ લાગે છે કે પશ્ચિમના માણસોએ કેટલીક ખોટી પ્રવૃત્તિઓ ઓછી કરીને નિવૃત્તિનું સુખ મેળવવાની જરૂર છે, અને અહીંના માણસોએ કેટલીક ખોટી નિવૃત્તિ ઓછી કરીને સારી પ્રવૃત્તિ શીખવાની જરૂર છે. તેથી બન્ને પ્રજાનો સંબંધ થયેલ છે. છતાં આપણે તેઓની ખોટી પ્રવૃત્તિઓ શીખીએ છીએ, ખોટી જરૂરિયાતો વધારી મૂકેલ છે અને આપણા જીવનનો સારો ભાગ ભૂલી જઇએ છીએ.

કિશોરી—તમને સાસુ, નણંદ વગેરે તરફથી કોઈ વખતે અયોગ્ય ઠપકા મળે છે કે નહિ ?

ઉજી—સંસારમાં સૌનાં સ્વભાવ સરખા હોતા નથી. જેવું વર્તન મારી સાસુની સાસુએ મારી સાસુ પ્રત્યે રાખ્યું હોય, તેવું તે વહુ પ્રત્યે રાખતાં શીખી જાય છે. તેથી મને કોઈ વખતે નકામા ઠપકા મળે છે. સમાજમાં બાંધેલી માન્યતા પ્રમાણે ન વર્તવામાં કોઈ વખતે બે–ત્રણ ફરજ એક જ વખતે આવી પડે છે. પણ તેમાંથી નીકળવા માટે નવી કેળવણીવાળા નવા પ્રકારનાં બંધન ઉત્પન્ન કરે છે; તેને બદલે જો આપણે આપણાં શાસ્ત્રોનો અભ્યાસ કરી, તેનો ઉપયોગી

ભાગ હાલના જીવનમાં બરાબર ગોઠવીએ અને ઘરમાં ધાર્મિક વાતાવરણ પેદા કરી શકીએ, તો ઘરનાં બધાં માણસોમાં સંયમ વધતો જાય. યુરોપની સમાજની અવ્યવસ્થા જોતાં આપણા કેટલાક ધારાધોરણ અને રીતરિવાજો વધારે સારા છે. મને મારો સંસાર કોઈ વખતે કડવો લાગે છે પણ મને ભગવાન ઉપર શ્રદ્ધા છે તેથી તે મારાં વિઘ્નો જરૂર દૂર કરશે. વિઘ્નો આવે ત્યારે બીજાનો દોષ કાઢવા કરતાં પોતાનાં ભૂતકાળનાં કર્મોનું તે પરિણામ છે અને તે ભોગવવા માટે ભગવાને વખત આપ્યો છે એમ સમજી તે વખતે શાંતિ રાખીએ, તો વિઘ્નો બહુ અસર કરતાં નથી અને ધીરે ધીરે દૂર થાય છે.

આટલી વાતચીત થઈ એટલામાં ઘરના કામનો વખત થઈ જવાથી સાસુએ ઉજીને બોલાવી. એટલે તે પોતાને ઘેર જઈ ઘરના કામમાં લાગી ગઈ. આટલી વાર તે ઘરની બહાર જઈ પાડોશમાં શું કરતી હતી તે માટે તેની સાસુએ પૂછવા માંડયું અને રજા વગર ઘરની બહાર બહુ વખત ન કાઢવો એવી શિખામણ આપી.

ઉજી કોઈ કોઈ વખતે તેને ઘેર માગવા આવતા સાધુઓને સીધું પણ આપતી હતી.

એક વખત એક ભૂખ્યા સાધુને તેણે સીધું આપ્યું. તે વાતની તેની સાસુની ખબર પડી અને જ્યારે ઉજીના સસરા સાંજરે ઘેર આવ્યા ત્યારે કહ્યું કે, 'નાતમાં કન્યાઓનો કાળ પડ્યો હતો કે આ સાધુડીને આપણા જેવા આબરૂદાર ઘરની વહુ તરીકે પસંદ કરી આવ્યા?'

સસરો—પણ છે શું તે તો કહે.

સાસુ—આ જુઓ વહુનાં પરાક્રમ! બાપને ઘેર સાધુડામાં રહેનારી તેને સાસરામાં પણ સાધુડા જોઈએ. એ તો છૂપી રીતે ઘણું અનાજ ઘરમાંથી સાધુઓને આપી દે છે. તેનું વર્ણન કરતાં મારી તો જીભ પણ ચાલતી નથી. હવે હું તેને બરાબર સુધારીશ, તેમાં તમારે વચ્ચે આવવું નહિ.

સસરો—બહુ સારું.

હવે ઉજીના મન ઉપર ત્રણ જાતના સંસ્કાર પડવા લાગ્યા. તેને એક બાજુ કિશોરીની સ્વતંત્રતાની વાતો, બીજી બાજુ ઘરમાં અનેક માણસો તરફથી થતું દબાણ, અને ત્રીજું પિયરમાં મળેલો માતાજીના ભજનોનો આનંદ એ યાદ આવતાં હતાં. તો કોઈ વાર વળી પુત્રનું મરણ યાદ આવે, ત્યારે તેને ઘણી વાર એમ લાગતું હતું કે આ સંસારમાં સાચું સુખ ક્યાં હશે?

ઉજીની સાસુએ ઘણાં વર્ષ સુધી વ્યવહારની વાતો કરેલી હોવાથી મોટી ઉંમરે તેને વ્યવહારની વાતો યાદ આવતી હતી, તેનું મન ભક્તિમાં લાગતું ન હતું અને તેથી તેને ઉજીની ભક્તિની અદેખાઈ આવતી હતી. તે ઉજી પાસે બેસતી ત્યારે ઉજીના દીકરાનું મરણ યાદ આપીને તેનું દુઃખ વધારતી હતી. આ બાબત ઉજીના પતિ પાસે પહોંચી, પણ તેનો કોઈ ઉપાય તેને સૂઝતો નહોતો. સંસારમાં જ્યારે સાસુ અને વહુને બનતું ન હોય, ત્યારે પુરુષને ઘણી ચિંતા રહે છે. માએ નાની ઉંમરથી ઘણી મહેનત લઈ પુત્રને મોટો કર્યો હોય છે તેથી મા પ્રત્યે ફરજ રહે છે; અને સ્ત્રી તેના પિયરનાં બધાં સગાંઓને છોડીને ફક્ત પતિના સ્નેહ ઉપર આધાર રાખી નવા ઘરમાં આવી હોય છે તેમજ તેને અનેક પ્રકારના સ્વભાવવાળા માણસોની વચ્ચે રહેવું પડે છે, તેથી તેના ઉપર પ્રેમ રાખવો એ તેના પતિની એક મુખ્ય ફરજ રહે છે. આ બે ફરજો વચ્ચે ઘણા પુરુષો દબાય છે, અને એકને સંતોષ આપતાં બીજીને અસંતોષ થાય છે. ઉજીના પતિને પણ આવી મુશ્કેલી નડી હતી, અને તેમાંથી કેમ નીકળવું તે તેને સૂઝતું નહોતું.

એક વખત ઉજી પિયર આવી અને તેણે માતાજીનાં ભજનો એક અઠવાડિયા સુધી સાંભળ્યાં. એટલે વળી તેને એમ લાગ્યું કે જેને માણસો વ્યવહારમાં સાચું જીવન કહે છે, તે ખરેખર સાચું નથી.

તેણે માતાજી પાસેથી કેટલાંક ભજનો શીખી લીધાં. તેણે સાસરામાં ભક્તિ કરવાની અનુકૂળતા મળતી નહોતી એ વાત માતાજીને કહી અને સાસુ તથા નણંદ વગેરે તરફથી થતી કનડગત કેમ દૂર થાય તેનો ઉપાય બતાવવા માતાજીને પૂછ્યું. માતાજીએ કહ્યું: 'જ્યારે એવી અગવડ આવે ત્યારે ભગવાનની પ્રાર્થના કરવી. તે તમને જરૂર મદદ કરશે અને તમારાં વિઘ્નો દૂર કરશે. જે સાચા દિલથી ભક્તિ કરે છે, તેમને જરૂર ભગવાનનો અનુગ્રહ મળે છે. વિઘ્નો ઉત્પન્ન થાય ત્યારે એમ ન માનવું કે જિંદગીનો છેડો આવેલ છે, પણ એમ માનવું કે જિંદગીની શરૂઆત થયેલ છે. તે વખતે જીવન ફેરવવાનો વખત મળે છે. જ્યારે આપણે વિઘ્નોની દરકાર કરીએ નહિ અને બીજાના ગુણદોષમાં પડીએ નહિ, ત્યારે વિઘ્નોની સત્તા રહેતી નથી. ભૂતકાળના બનાવો કે જે આપણા મનને નબળું કરતા હોય તે ભૂલી જવા અને સારા જીવનની આશા છોડવી નહિ; કારણ કે ભગવાન આપણા હૃદય-માં આપણી મદદમાં હંમેશાં હાજર રહેલા છે. વળી કેટલાંક વિઘ્નો આપણા ભલા માટે આવે છે અને આપણા ચિત્તની શુદ્ધિ માટે જરૂરનાં હોય છે, તેની ઘણા માણસોને ખબર પડતી નથી. એ વિઘ્નો-માં પણ ભગવાનની દયા રહેલી હોય છે. પણ એનું રહસ્ય ન જાણ-વાથી એ બનાવોમાંથી પૂરો લાભ મળતો નથી. તેથી તેને માટે તમને કેટલીક સૂચના આપું છું:—

(૧) જ્યારે સંસારમાં ગમતી કોઈ વસ્તુનો નાશ થાય અથવા કોઈ નજીકના સગાનું મરણ થાય ત્યારે એમ માનવું કે મારી ભોગ-બુદ્ધિ અને આસક્તિ ઈશ્વરભક્તિમાં બાધક હતી તેથી ભગવાને દયા કરી-ને એ બધામાંથી મારું મન હઠાવી લેવા માટે આ ઉપાય કરેલ છે.

(૨) જ્યારે આપણું શરીર તંદુરસ્ત હોય ત્યારે એમ માનવું કે બીજાની સેવા કરવા માટે, સત્સંગ માટે, ભજન માટે, ધ્યાન માટે, અભ્યાસ માટે, ભગવાને મને નીરોગી રાખી મારા ઉપર કૃપા કરેલ છે.

(૩) જ્યારે શરીર માંદું પડે, ત્યારે એમ સમજવું કે પૂર્વે કરેલાં

પાપનું ફળ ભોગવવાનો વખત મળેલ છે અને શરીર ઉપર વૈરાગ્ય ઉત્પન્ન કરવા માટે ભગવાને પ્રસંગ આપ્યો છે.

(૪) સારા માણસોનો સંગ મળે, તો તેમના ગુણ ગ્રહણ કરવાની તક આપવા માટે ભગવાનનો ઉપકાર માનવો; અને તેમનો વિયોગ થાય, તો તેમને મળવાની ફરી ઉત્કટ ઇચ્છા ઉત્પન્ન કરવા માટે ભગવાને દયા કરીને વિયોગ કરાવેલ છે એમ માનવું.

(૫) દુષ્ટ અને પાપી માણસો કોઈ વખતે દષ્ટિએ આવે, તો તેમના દુરાચારથી થતી હાનિ પ્રત્યક્ષ બતાવી તેમાં વૈરાગ્ય ઉત્પન્ન કરવાનું નિમિત્ત ભગવાને દયા કરીને આપેલ છે એમ માનવું; તેમનાથી દૂર રહેવાનું થાય, તો કુસંગથી બચવા માટે ભગવાને સગવડ કરી આપી છે એમ સમજવું.

(૬) દુઃખી માણસો આપણી નજરે વધારે પ્રમાણમાં આવે, તો એમ સમજવું કે આપણામાં કરુણાની ભાવના વધારવાની જરૂર છે અને તેમની સેવા કરવાનો વખત ભગવાને આપેલ છે. સુખી માણસોનો સંગ થાય. તો તેમને સુખી જોઈ આપણે પ્રસન્ન થવું.

એવી રીતે જે માણસમાં જે જાતની અપૂર્ણતા હોય તે દૂર કરવાનાં નિમિત્તો ભગવાનની દયાથી ઉત્પન્ન થાય છે. માટે તે વખતે ધીરજ રાખી તેનો ઉપયોગ સમજવાની ટેવ પાડવી જોઈએ. જેઓ ભગવાનની દયાનું રહસ્ય બરાબર સમજે છે, તેમને તેથી ઘણો લાભ થાય છે.

જે કામમાં વિઘ્ન આવે અને સફળતા ન મળે, તે કામ માટે વધારે પુરુષાર્થની જરૂર છે એમ માનવું. ધીરે ધીરે આત્મા ઉપર વિશ્વાસ વધારવો. એટલે વિઘ્નો ઓછાં થવા લાગશે અને અંદરથી સાચી પ્રેરણા મળ્યા કરશે. અથવા જે વિઘ્ન દૂર કરવું હોય તેનું ચિત્ર મનમાં લાવી તેના ઉપર મનથી ચોકડી મારવી. આત્માનો અપરોક્ષ અનુભવ તો મુશ્કેલીઓમાં જ થાય છે.

ઉ૭—જે માણસો આપણો વિરોધ કરતા હોય તેમના પ્રતિ દુર્લક્ષ રાખવું કે તેમને નમીને ચાલવું?

માતાજી—ઉપરની સલાહ બરાબર યાદ રાખશો અને આત્માની જાગૃતિ રાખશો, તો કયે પ્રસંગે કોના તરફ કેવું વર્તન રાખવું તેની ખબર પડી રહેશે.

જેમ પ્રેમમાં અગવડ આવે તેને પ્રેમી માણસો અગવડ માનતા નથી, તેમ ભક્તિમાં વિઘ્નો આવે તેને ભક્તો વિઘ્ન માનતા નથી. વિરહ અને વિઘ્ન પ્રેમને પુષ્ટિ આપે છે. ગોપીઓને શ્રીકૃષ્ણ ઉપર એવો પ્રેમ થયો હતો કે જાણે શ્રીકૃષ્ણને આખા ને આખા પી જાઉં કે આખા ને આખા ચાટી જાઉં.

સંકટ વખતે જ ભગવાન બરાબર યાદ આવે છે. મહાભારતની લડાઈ વખતે અર્જુનને પણ અઘરો પ્રશ્ન ઉત્પન્ન થયો હતો. જે વખતે બન્ને બાજુની સેનાઓના અસંખ્ય માણસો લડવાને તૈયાર થઈ ગયા હતા અને અર્જુનને ખાતરી પણ નહોતી કે પોતે જીતશે કે નહિ, તે વખતે તેણે ભગવાનનું શરણ ગ્રહણ કરી આત્મજ્ઞાન માટે ઉપદેશ માગ્યો. માટે બહુ મુશ્કેલીનો વખત આવે તે વખતે પણ પોતાનું લક્ષ્ય ચૂકવું ન જોઈએ.

ઉજી—મને ઘરની ચીજોમાં કે સગાંમાં મોહ નથી, છતાં મને મનમાં સ્થિરતા કેમ લાગતી નથી?

માતાજી—તમને ત્યાગ ગમે છે પણ તેટલા પ્રમાણમાં આત્મજ્ઞાન તરફ પૂરતું વલણ નથી. માત્ર ત્યાગવૃત્તિથી કાર્યસિદ્ધિ થતી નથી. સત્સંગથી આત્માની જાગૃતિ કરવી જોઇએ. ભૂતકાળની વાતો યાદ કરવાથી જ્ઞાનશક્તિ નબળી થાય છે. શું જોઇએ છે તે નક્કી કરી લેવું. શું નથી જોઈતું તે જાણવાની બહુ જરૂર નથી.

ઉજીને માતાજીની આ સલાહ બહુ ગમી. તેણે માતાજીને કહ્યું કે, 'મારું મન સ્થિર કરવા માટે મને શ્રીકૃષ્ણની એક છબી આપો.' તેની માગણી ઉપરથી માતાજીએ તેને એક એવી છબી આપી, તેની ભક્તિ વધે એવો આશીર્વાદ આપ્યો અને વધારામાં કહ્યું કે, 'જ્યારે

તમારી ભક્તિ વધશે ત્યારે શ્રીકૃષ્ણની આ છબી જીવતી થશે અને તે તમને દર્શન આપશે.'

થોડા દિવસ પછી ઉજીને સાસરે જવાનું થયું. સાસરે જઇને ઉજીએ ફુરસદને વખતે સારાં પુસ્તકોનું વાચન શરૂ કર્યું, મંત્રનો જપ કરવા માંડ્યો અને છબીની પૂજા કરવા માંડી. આ બાબતની તેની નણંદને ખબર પડી, એટલે તેણે તેની માને કહ્યું કે, 'હવે ભાભીનું મન ઘરના કામમાંથી બહુ ઓછું થઈ ગયું છે. તેથી તમારે તેને વારવી જોઇએ. તેમ નહિ કરો તો થોડા દિવસમાં તે આપણા ઘરના કામની રહેશે નહિ.' આવી વાતો તેણે તેના બાપને પણ કહી અને થોડા દિવસમાં બધાનો વિરોધ બહુ વધી ગયો. સાસુને લાગ્યું કે વહુને ભક્તિની લેહ લાગી ત્યારથી હવે બીજો દીકરો થતો નથી અને તેમનો વંશ રહેશે નહિ, તેથી આ વહુને નિયમમાં લાવવી જોઇએ. તેણે ઉજીને બોલાવીને ઘણું સમજાવ્યું કે, 'આપણે ભગતડા થવામાં લાભ નથી. ઘરના કામમાં તમારું ધ્યાન ઘણું ઓછું થઈ ગયું છે, માટે હવે જો મારું કહેવું નહિ માનો તો મારે મારા દીકરાને કહેવું પડશે અને તે તમારી બરાબર ખબર લેશે.'

ઉજીને પોતાના દીકરાના મરણથી વૈરાગ્ય આવ્યો હતો, તેમાં વળી શાસ્ત્રોનું વાચન અને માતાજીની ભક્તિની વાતોની અસર એટલી લાગી હતી કે તેણે સાસુનું કહેવું માન્યું નહિ. ઘરનું કામ તે બરાબર કરતી હતી, પણ ફુરસદને વખતે સાસુ અને નણંદ વગેરે સાથે વ્યવહારની વાતો કરવામાં વખત ગાળતી નહોતી. તેથી ધીરે ધીરે સાસુનો ક્રોધ વધી ગયો.

વહુ ઠેકાણે આવતી નથી એ જાણી સાસુએ તેનો નિકાલ કરવાનો વિચાર કર્યો. એક વખત ઉજી નદીએ પાણી ભરવા ગઇ હતી. તે વખતે એક મદારી એક કરંડિયામાં બે–ત્રણ સર્પ નાખી તેને ઘેર આવ્યો હતો. તેની પાસેથી સાસુએ એક સર્પ વેચાતો લીધો અને

મદારીને માટલું આપી કહ્યું કે, 'તે સર્પ માટલામાં નાખી બરાબર બંધ કરીને મને તે માટલું પાછું આપ.' તે મદારીએ તે પ્રમાણે સર્પ માટલામાં નાખ્યો અને તે માટલું આપીને ત્યાંથી ચાલ્યો ગયો. સાસુએ માટલું એક ખૂણામાં મૂક્યું. ઉજી પાણી ભરીને આવી એટલે તેની સાસુએ કહ્યું કે, 'તું હવે મારું એકે કામ કરતી નથી.' ઉજીએ કહ્યું: 'મેં કયે વખતે તમારું વેણુ ઉથાપ્યું છે? ફક્ત મારી પૂજા વખતે મારું ધ્યાન પૂજામાં જાય છે અને ઘરના કામમાંથી ફુરસદ મળે ત્યારે અથવા દળતી વખતે હું ભગવાનનું નામ લઉં છું.' સાસુએ કહ્યું: 'હું તારી ભક્તિથી ખુશી થઈ છું. તેથી તારી શ્રીકૃષ્ણની છબી માટે મેં ફૂલની માળા મંગાવીને સામેના માટલામાં મૂકી છે, તે કાઢીને તારા ભગવાનને ચડાવ.' ઉજી આ વાત સાંભળી બહુ ખુશી થઈ. તેણે તરત ઘરના ખૂણામાં રાખેલ માટલું ઉઘાડયું અને તેમાં હાથ નાખ્યો, એટલે તેના હાથમાં ફૂલની ત્રણ–ચાર માળા આવી. તેમાંથી એક માળા લઇને તે સાસુ પાસે આવી અને કહ્યું કે, 'આજે તમે મારી પૂજા માટે બહુ સારી માળા લાવ્યાં છો? તેની સાસુ આ ચમત્કાર જોઇ દંગ બની ગઇ, પણ તેને શંકા આવી. એટલે તે માટલામાંથી બીજી માળા લઈ આવવા માટે તેણે ઉજીને કહ્યું. ઉજી તે માટલામાંથી બીજી માળા લઇ આવી. એટલે સાસુને લાગ્યું કે હવે હું જાતે જઇને જોઉં કે માટલામાં શું છે. તે જેવી માટલામાં જોવા ગઈ કે તેમાંથી 'ફું......' કરતો અવાજ આવ્યો. સાસુને ખાતરી થઈ કે માટલામાં સર્પ છે. પણ હજુ વધારે ખાતરી કરવા માટે નણંદે ઉજીને કહ્યું કે, 'મારે પણ એક માળા જોઈએ છે.' એટલે ફરીથી ઉજી તે માટલામાંથી એક માળા લઈ આવી. તે પછી નણંદ પોતે ઊઠીને માટલું જોવા ગઇ, અને તેમાં હાથ નાખવા જતી હતી એટલામાં 'ફું......' કરતો અવાજ નીકળ્યો, એટલે તે બીને પાછી વળી. પછી તેના સસરાએ માળા મંગાવી એટલે ઉજીએ તે માટલામાંથી તેને માટે પણ માળા લાવી દીધી અને સસરા જાતે તપાસ કરવા

ગયા ત્યારે તે પણ 'હું......' નો અવાજ સાંભળી પાછા વળ્યા.*

આ બાબત ઉજીના પતિના જાણવામાં આવી એટલે તેની ભગવાન ઉપર વધારે શ્રદ્ધા બેઠી. ઘરનાં બીજાં માણસોની શ્રદ્ધા પણ આ બનાવ પછી કાંઇક વધી હતી.

એક વખત ઉજીના પતિએ તેને કહ્યું કે, 'સંસારના કામમાં એટલો વિક્ષેપ રહે છે કે જાણે ઘરમાંથી ભાગી જંગલમાં જઇને એકાંતમાં ભક્તિ કરું.'

ઉજી—ભક્તિનો અધિકાર પ્રાપ્ત કર્યા વગર જંગલમાં જશો, તો ત્યાં પણ સંસાર યાદ આવશે; અને વળી શિષ્યો થશે, તો સંસારના જેટલો જ વિક્ષેપ રહેશે. માટે હાલ તો શાસ્ત્રમાં કહેવા પ્રમાણે ગૃહસ્થાશ્રમ ચલાવીએ તો કેટલોક અધિકાર તો ચાલુ સ્થિતિમાં પણ પ્રાપ્ત થશે.

સાધુનાં કપડાં પહેરવાં સહેલાં છે, પણ સાધુતા ટકાવી રાખવી મુશ્કેલ છે. ઘરના પથરા અને લાકડાં જંગલમાંથી જ આવે છે માટે અહીં પણ જંગલની વસ્તુઓ છે, પણ મનનો વિક્ષેપ ભક્તિ વધારવાથી દૂર થઈ શકશે.

આપણી કમાણીમાંથી કેટલોક ભાગ દાનમાં વાપરીએ, ફુરસદનો બધો વખત સત્સંગમાં ગાળીએ, બ્રહ્મચર્યનું સારું પાલન થાય અને શરીરસંબંધ ફક્ત એકાદ સારા પુત્રની ઇચ્છાથી વર્ષમાં એક વાર રહે, તો ભક્તિનો અધિકાર દિવસે દિવસે વધતો જાય.

જેને પોતાનાથી સંભાળ ન લઈ શકાય તેટલાં બાળકો થાય છે, તેને બાળકોની સંભાળમાં બહુ વખત આપવો પડે છે; તેનાથી ભક્તિ થઈ શકતી નથી. તેઓ નાનાની સેવા કરવામાં નાના બની જાય છે. બ્રહ્મચર્યનું પાલન એ એક મહાન તપ છે. તેનાથી મન, બુદ્ધિ અને શરીર સુધરે છે. બ્રહ્મચારી જગતમાં ઘણા ફેરફાર કરી

---

* 'ભક્તમાળ'માં આવા સાચા બનેલા ઘણા બનાવો આપેલા છે. જ્ઞાની પુરુષો આ દૃષ્ટાંતને રજ્જુ–સર્પના દૃષ્ટાંતમાં ઘટાવી શકે તેમ છે.

શકે છે. વિષયસુખ વિષયેન્દ્રિયના સંયોગ પહેલાં હોતું નથી, તેમ તેના વિયોગ પછી પણ હોતું નથી. માટે જે સુખનો અંત આવે છે, તે અંતે દુઃખરૂપે પરિણામ પામે છે. કેટલાંક મંદિરોમાં બારણા આગળ હનુમાનની મૂર્તિ રાખવામાં આવે છે. તેનો અર્થ પણ એવો લાગે છે કે મંદિરના ભગવાન કહે છે કે, 'હનુમાનજીના જેવા બ્રહ્મચારી બનીને મારી પાસે આવો, તો તમે મારાં દર્શન કરી શકશો.'

પતિ—કેટલીક વાર સાચું શું છે તે બરાબર સમજાય છે, પણ તે પ્રમાણે વર્તવાની હિંમત કેમ આવતી નથી? તેનું કારણ સમજાતું નથી, તેથી જીવન ઢંગધડા વગરનું રહે છે.

ઉજી—તેમાં માત્ર દૃઢ સંકલ્પની જરૂર છે. એક વાર વર્તનમાં ખામી આવે, તો ફરીથી દૃઢ સંકલ્પ કરવો કે પ્રાણ જશે તોયે હું મારો ધર્મ ચૂકીશ નહિ. તો બીજી વાર ભૂલ વખતે એવી સૂચના અંતઃકરણમાં મળશે કે ખોટું આચરણ કરવું એ આપણું કામ નથી. એમ કરતાં કરતાં ભૂલોની સંખ્યા ઓછી થઈ જશે.

ઉજીના સસરાને પણ કોઇ કોઇ વાર એમ લાગતું હતું કે વહુમાં જરૂર કોઈ ગયા જન્મના સારા સંસ્કાર છે, તેથી પોતાના મનની કેટલીક વાતો તેની સાથે કરવાની ઇચ્છા થઈ. એક દિવસ અનુકૂળ વખતે તેણે ઉજીને બોલાવી અને કહ્યું કે, 'આટલી નાની ઉંમરમાં ભક્તિ કરવાની શી ઉતાવળ છે? સૌનું થશે તે આપણું થશે.'

ઉજી—જે માણસને ફાંસીની સજા થઈ હોય તેને સારાં સારાં અન્ન, વસ્ત્ર કે સંસારનાં સુખ ગમતાં નથી. જેને એમ લાગે કે સંસારના સંબંધ કાચા છે, સૌને એક દિવસ જુદા પડવાનું છે અને પાછા કોઈ દિવસ મળવાનું નથી, તેણે નાની ઉંમરથી જ ભક્તિની શરૂઆત કરવી જોઇએ. અનેક જન્મની વાસના એકદમ નાશ પામતી નથી, માટે આ કામ જેટલું વહેલું થાય તેટલું કરવાનું છે. ભરતમુનિને તપ કરતાં માત્ર એક હરણમાં પ્રીતિ રહી ગઈ હતી, તેથી તેને હરણનો

જન્મ આવ્યો હતો. વળી આપણું શરીર કેટલો વખત ટકશે તે પણ નક્કી થઈ શકતું નથી. તેથી આ કામ તરત કરવા જેવું છે.

સસરા—પણ આપણા ઘરની પાંજરાપોળની કોણ સંભાળ રાખશે? આટલાં દીકરાદીકરીઓને મોટાં કરવાં અને ઠેકાણે પાડવાં એ સહેલું કામ નથી.

ઉજી—ભક્તિ માટે બધાને સંસારમાં જોઈએ તેવી અનુકૂળતા હોતી નથી. ગયા જન્મોનાં કર્મોને લઈને વિઘ્નો આવ્યા જ કરે છે છતાં ભગવત્સત્તા એવી છે કે તે આપણાં વિઘ્નો દૂર કરી શકે છે અથવા તે સહન કરવા જેટલી શક્તિ આપે છે. તે સત્તાનું શરણ લેવું જોઈએ. મેં માતાજી પાસેથી એમ સાંભળેલ છે કે ભગવાનનું શરણ લેવાથી આપણામાં પણ ઘણી નવી શક્તિઓ આવે છે. પણ શરણભાવ કાયમ રાખવો જોઈએ. થોડી વાર શરણભાવ રાખવાથી યોગક્ષેમ ચાલતો નથી; કારણ કે વ્યવહારની અસર લાગે છે. વ્યવહારમાં મન બહુ જોડવાથી તેમાં આસક્તિ થતી જાય છે, અને એમ લાગે છે કે મારા સિવાય ઘરની કોઈ સંભાળ રાખે તેમ નથી. તેથી ભવિષ્યની ચિંતા રહે છે. પણ જો ભગવાન ઉપર દિવસે દિવસે વધારે શ્રદ્ધા ઉત્પન્ન થાય, તો કદાચ આપણા ઘરના કમાનાર માણસોની આવક વધી જાય અથવા બીજી રીતે ભક્તિ વધે તેવા સંજોગો ઉત્પન્ન થાય. રેલવે ટ્રેનમાં બેઠા પહેલાં કેટલાક ઉતારુઓ પોતાનો સામાન પોતાને માથે રાખે છે, પણ ટ્રેનમાં બેઠા પછી નીચે મૂકી દે છે; કારણ કે, તેમને ખાતરી છે કે ટ્રેનની મોટી સત્તા આગળ તે ભારનું વજન કાંઈ હિસાબમાં નથી. તેમ ભગવાન ઉપર વિશ્વાસ રાખવાની ટેવ પાડવી જોઈએ, એટલે આપણો ભાર ઓછો થઈ જશે.

જેમ ટ્રેન ઉતારુને અને તેના સામાનને બન્નેને લઈ જાય છે, તેમ ભગવત્સત્તાથી જીવ અને તેનું જગત ચાલે છે.

સસરા—આપણી ઉત્પન્ન કરેલી ફરજો તો આપણે બજાવવી જ જોઈએ.

ઉજી—એ બધી ફરજોમાં ભગવાનની ભક્તિ કરવાની ફરજનો પણ સમાવેશ થાય છે. વળી કોઈ કોઈ વખતે બે–ત્રણ ફરજ એક-સાથે ઉત્પન્ન થાય, ત્યારે ઊંચી ફરજ સ્વીકારવાની ટેવ પાડવી જોઈએ. તેમાં મુશ્કેલીઓ તો આવ્યા જ કરશે. આપણા મનમાં કયે વખતે કેવા પ્રકારની પ્રેરણા કયા કારણથી આવે છે તે જાણવું સહેલું નથી, અને મનને ગમે તે સંપ્રદાય મન ગોઠવી લે છે. પણ જેને ભક્તિ-વાળું જીવન ગાળવાની ઇચ્છા હોય, તેને દરેક બાબતમાં હંમેશાં ભગવાન પહેલા રહેવા જોઈએ. બહારના સંજોગો ઉપર બધો આધાર નથી. તે સંજોગો આપણને કેટલી અસર કરે છે તેના ઉપર ખરો આધાર છે.

સસરા—ભગવાન તો બધે ઠેકાણે છે માટે ઘરના માણસોને જ ભગવાન માની તેમની સેવા કરવી જોઈએ. સાસુ, નણંદ, જેઠ, જેઠાણી, છોકરાં વગેરેને ભગવાનનાં રૂપ માની તેમની સેવા કરીએ, તો તે ભગવાનની જ સેવા ગણી શકાય. સંસારમાં સરસો રહે અને મન ભગવાનની પાસ—એ ઉત્તમ ભક્તનું લક્ષણ છે.

ઉજી—ભગવાન બધાંમાં છે એ વાત સાચી છે; પણ બધાં ભગ-વાનમાં રહેતાં નથી અને તેથી દુઃખી થાય છે. વળી જેઓનું મન ભગવાનમાં ટકતું નથી, તે આપણને વ્યવહારની વાતોમાં નાખીને આપણી અંદર ઉત્પન્ન થયેલ થોડો ભગવદ્ભાવ પણ ભુલાવી દે છે. તેથી ઘરનાં સગાંમાં અને બીજાં નજીકનાં સગાંમાં ભગવાનને જોવા એ કામ બહુ મુશ્કેલ છે. તેમાં પણ સ્ત્રીઓનો સંસાર એ તો મોટી ભુલવણી છે. જ્યારે બે–ચાર સ્ત્રીઓ ભેગી થાય, ત્યારે 'તમારે કોણ કોણ સગાં છે? અથવા આજે શું જમ્યાં? અથવા આજે શું પહેરવાનું છે?' એવી ફોતરાં ખાંડવા જેવી વાતો વધુ પ્રમાણમાં ચાલે છે.

જે બહેનો લોકસેવામાં માને છે, તેમને મેં કોઈ વખત પૂછેલું હતું કે, 'તમે ભગવાનને જોયા છે?' તેઓએ જવાબ આપ્યો કે,

'ના.' મેં તેઓને પૂછ્યું કે, 'તમને શાન્તિ મળેલ છે ?' તેઓએ જવાબ આપ્યો કે, 'ના.' ત્યારે મને લાગ્યું કે જેમને પોતાને શાન્તિ મળી નથી, તેઓ બીજાને શાન્તિ શી રીતે આપી શકશે ? ખરી સેવા બે પ્રકારે થાય છેઃ (૧) આપણા જીવનથી કોઈને દુઃખ ન થાય તેવી રીતે રહેવું; અને (૨) પોતાના આત્માની શાન્તિ ગુમાવ્યા વગર બીજાને પ્રભુ માની સેવા કરવી. બન્ને પ્રકારની સેવા માટે પહેલાં પોતાની શાન્તિ સિદ્ધ કરવી જોઈએ. વ્યાવહારિક સેવા કરવામાં જેની સેવા આપણને કરવી પડે છે, તેનું પુણ્ય આપણા કરતાં મોટું છે. સ્ત્રીપુત્રાદિકના પુણ્યથી બંધાયેલાં માણસો ભગવત્પ્રાપ્તિને માર્ગે ચડી શકતાં નથી.

બધાં કર્મનો મુખ્ય હેતુ આપણાં હૃદય, મન અને જીવનને વિશાળ કરવાનો છે. તેથી સમાજસેવા અને દેશસેવામાં જીવન વિશાળ થાય છે. પણ જો તેમાં સાથે રાગદ્વેષ રહી જાય, તો તેવાં કર્મ પણ આપણું જીવન ટૂંકું કરી નાખે છે; અને નાનાં કામ પણ જો રાગદ્વેષ વગર થાય, તો આપણું જીવન વિશાળ થાય છે. કર્મ એ બંધનનું કારણ નથી, પણ રાગદ્વેષ અને "મેં કર્યું" એવી બુદ્ધિ બંધનનું કારણ છે.

આપણે ભક્તિ કરવાનું શરૂ કરીએ અને ખાસ જરૂરી વ્યવહારની વાતો કરતાં તેવી વાતોમાં વધારે રસ લઈએ તો ભગવદ્ભાવ ઉત્પન્ન થતો નથી અને બધે ઠેકાણે ભગવાન દેખાતા નથી. તેથી ભગવાનને બદલે સંસાર મળે છે. છતાં મને એમ લાગે છે કે ઘરનાં કેટલાંક કામ એવાં છે કે તે કરતાં કરતાં ભક્તિ થઈ શકે છે, એટલે કે મન ભગવાનમાં રહી શકે છે. હું દળણું દળું છું, ત્યારે ભજન ગાતાં ગાતાં તે કામ કરી શકું છું. તે વખતે હાથ હાથનું કામ કરે છે અને મન ભજનમાં તલ્લીન થાય છે.

સસરા—મને પણ એ વાત સાચી લાગે છે. વ્યવહારનાં કામ બહુ આવે છે, ત્યારે ભક્તિ માટે નિરાશા ઉત્પન્ન થાય છે.

ઉજી—ભક્તિમાં **अकरणे प्रत्यवाय** જેવો સંબંધ છે.

ભક્તિ કરવામાં આપણે ભગવાનની ખુશામત કરતા નથી પણ આપણું જીવન સ્વાભાવિક દશામાં મૂકીએ છીએ. ભગવાનની ઇચ્છા એવી લાગે છે કે જે તેના ઉપર પ્રેમ રાખે છે, તેને પોતાના સુખ માટે બીજા કોઈ ઉપર આસક્ત થવાની જરૂર રહે નહિ. ભગવાનને ભૂલી જવાથી અસ્વાભાવિક દશા ઉત્પન્ન થાય છે. તે ભૂલ સુધારવા માટે શાસ્ત્રમાં છ પ્રકારે ભગવાન પ્રત્યે શરણભાવ રાખવાનું સમજાવેલ છેઃ—

૧. ભક્તિને અનુકૂળ સંકલ્પ કરવા;
૨. પ્રતિકૂળ સંકલ્પનો ત્યાગ કરવો;
૩. ભગવાન આપણું રક્ષણ કરશે એવો વિશ્વાસ રાખવો;
૪. માત્ર ભગવાનનો જ સ્વીકાર કરવો;
૫. ભગવાનને પોતાનું બધું અર્પણ કરવું; અને
૬. ભગવાન તરફ દીનતા રાખવી.

આ બધા પ્રકાર ધ્યાનમાં રાખીને તે પ્રમાણે વર્તન રાખીએ, તો સાચો શરણભાવ ઉત્પન્ન થાય. ડૉકટર તો હાજર છે, પણ દર્દ ન હોય તો તે શું કામ કરે? માટે ભગવાનને મળવા માટે દર્દ ઉત્પન્ન થવું જોઈએ. તેના સ્મરણ માત્રમાં પણ એટલું સુખ છે કે તે જગતનાં બધાં સુખ કરતાં અધિક છે.

સસરા—હવે આ જિંદગીમાં તો આવું અઘરું કામ થઈ શકે તેમ લાગતું નથી. અમે તો હવે બોધ–પ્રૂફ થઈ ગયા છીએ. બીજા જન્મમાં જોઈ લઈશું! મોક્ષની શી ઉતાવળ છે? એક જન્મમાં કાંઈ બધી ઇચ્છાઓ જીતી શકાય નહિ.

વળી એકદમ આખો દિવસ નિવૃત્તિ લઈએ, તો વખત કેમ કાઢવો? કદાચ આળસ વધી જાય, તેથી બીજો કાંઈ ઉદ્યમ પણ સાથે કરતા રહેવું જોઈએ.

ઉજી—જો સંસારને અનિત્ય સમજતા હો તો અનિત્ય વસ્તુથી કોઈ દિવસ સુખ મળે નહિ; અને જો સંસારથી છૂટવાની ઇચ્છા હોય,

તો હજુ જેટલાં વર્ષ બાકી છે તેટલા વખતમાં હાલ જેવું જીવન છે તે કરતાં વધારે સારું જરૂર કરી શકાય. પછી તો જેવી આપની મરજી. પહેલાં તે કામ ઝેર જેવું લાગશે, પણ તે ઝેર પીવાની તૈયારી કર્યા વગર અમૃત મળશે નહિ:

વળી આત્મા એ કાળનો કાળ છે. તેમાં પ્રીતિ લાગે એટલે આળસ ઉત્પન્ન થશે નહિ. આપણે જ્યારે એક ગામથી બીજે ગામ જતા હોઈએ, ત્યારે ઘણો પંથ કપાઈ ગયા પછી જ્યાં પહોંચવાનું હોય તે ગામના વિચાર આવે છે. તેમ મોટી ઉંમર થયા પછી હવે પછીના જીવનનો વિચાર કરવો જોઈએ અને ભૂતકાળની વાતો ભૂલી જવી જોઇએ.

સસરા—કેટલાક પાપી માણસો સુખી હોય એવું કેમ દેખાય છે?

ઉજી—તેઓ ગયા જન્મના પુણ્યનું ફળ હાલ ભોગવે છે. હાલ જે પાપ તેઓ કરે છે, તેનું ફળ ભવિષ્યમાં તેમને ભોગવવું પડશે.

આટલી વાતચીત થયા પછી ઉજીને ઘરનું બીજું કામ કરવાનું હતું તેથી સસરાની રજા લઈ તે ઘરના કામમાં લાગી ગઈ.

ઉજીની સાસુએ જે દિવસથી સર્પમાંથી ફૂલની માળા થયેલી જોઈ હતી, તે દિવસથી તેને પણ કોઈ કોઈ વખતે ભગવાનની વાતો ગમતી હતી. પણ તેને સંસારમાં મમતા ઘણી હતી, અને પોતાની માન્યતા સાચી છે એવું બીજાની પાસે સાબિત કરવા પ્રયત્ન કરતી હતી.

બીજે દિવસે તેણે ઉજીને બોલાવી અને પૂછયું કે, 'ગઈ કાલે તું તારા સસરા સાથે શી વાતો કરતી હતી ?'

ઉજી—તેમણે ભક્તિ વિષે કેટલાક પ્રશ્ન પૂછ્યા તેના જવાબ હું મારી બુદ્ધિ પ્રમાણે આપતી હતી.

સાસુ—મેં સાંભળેલ છે કે જગત આખું ભગવાનનું સ્વરૂપ છે, તો તેમાં વળી છાંડવું શું ? અને રાખવું શું ?

ઉજી—એવો ભાવ કાયમ રહે, તો બહુ સારી વાત છે. પણ જ્યારે આપણી ડેલીમાં કોઇ પારકી ગાય આવીને તમારી ભેંસને નાખેલું ખડ ખાઈ જાય છે, ત્યારે તમે લાકડી લઇને કેમ દોડો છો ?

સાસુ—આપણું ઘાસ બીજાનાં ઢોર આવીને ખાઈ જાય, તો દેવાળું જ કાઢવું પડેને ?

ઉજી—વ્યવહારદૃષ્ટિએ તમારી વાત સાચી છે. પણ જ્યાં સુધી એવી દૃષ્ટિ છે, ત્યાં સુધી ભગવાનની સર્વવ્યાપકતા કેવી છે તેની ખબર પડશે નહિ. મારા પિયરમાં પાડોસમાં એક બહેન રહે છે. તે હંમેશાં સવારમાં પારકી ગાયોને કપાસિયા ખવરાવે છે; તેટલા પ્રમાણુ-માં તેનામાં પારકાપણું ઓછું છે અને તેને ભજનમાં પ્રીતિ લાગી છે.

તમે કહો છો કે બધાં ભગવાનનાં સ્વરૂપ છે, તો તે હિસાબે તમે પણ ભગવાન થયાં. પણ એ ભગવાનને દેવાળું કાઢવાની અને પૈસા ઓછા થવાની કેમ બીક લાગે છે તે સમજાતું નથી.

સાસુ—મારે તો એવું સ્વર્ગ જોઇએ કે જ્યાં હું અને મારી ભેંસ બન્ને સાથે રહી શકીએ. તેને મૂકીને મને મરવું ગમશે નહિ.

ઉજી—અને છતાં એક દિવસ એવો જરૂર આવશે. જેટલા પ્રમાણુમાં મોહ વધે છે, તેટલા પ્રમાણુમાં ભક્તિ ઘટે છે. હું તો તમારા કલ્યાણની વાત કરું છું. તમને ગમે તો માનો અથવા ન માનો.

સાસુ—તારામાં ક્યાં ઓછી મમતા છે ? તું તારાં સાસરાનાં સગાં કરતાં તારાં પિયરનાં સગાં ઉપર બહુ ભાવ કેમ રાખે છે ?

ઉજી—મને તો બન્ને સરખાં લાગે છે; બન્નેમાંથી કોઈ તરફ ખાસ પક્ષપાત નથી. વળી, ખરી રીતે જોઇએ તો ભગવાન જ સૌના સાચા સગા છે. તે સર્વવ્યાપક હોવાથી બધાં પ્રાણીમાત્ર આપણાં સાચાં સગાં છે. અને સાચા સગાં ઉપર મને હંમેશાં સાચી પ્રીતિ રહે છે. હવે મારે દળણું દળવાનો વખત થયો છે. આપની આજ્ઞા હોય, તો તે કામ કરવા માટે જાઉં.

સાસુ—બહુ સારું.

આજે દળણું દળતાં દળતાં ઉજીએ ભજન ગાવાં શરૂ કર્યાં અને ધીરે ધીરે તેનો ભાવ વધવા લાગ્યો. તેણે ભગવાનને પ્રાર્થના

કરી કે, 'આપ તો આનંદસ્વરૂપ છો, તેથી કદાચ આપને જગતનાં દુઃખોની ખબર પણ નહિ હોય. પણ જો આપ દર્શન આપો, તો અમને આપનાં દર્શનનો લાભ મળે અને ભક્તોને કેવાં દુઃખ પડે છે તેની આપને ખબર પડે. આપને પણ આપના જ્ઞાનમાં એટલો વધારો થશે.' ભગવાને આ પ્રાર્થના સાંભળી અને ઉજીની ઘંટી પાસે પ્રગટ થયા. તેમણે પ્રગટ રીતે ઉજીને કહ્યું કે, 'આજે તું મને ભજન સંભળાવ, હું તારું દળણું દળી આપીશ.' એમ કહી ભગવાને તેની પાસેથી ઘંટી લઈ લીધી અને પોતે તેનું દળણું દળી આપ્યું. તે પછી ભગવાન ત્યાંથી અદૃશ્ય થઈ ગયા. ભગવાને દળેલા લોટને પ્રસાદ તરીકે માની ઉજીએ તેની રસોઈ કરી ઘરનાં બધાં માણસોને જમાડ્યાં.

આ વાતને થોડા દિવસ થયા એટલે એક દિવસ ટપાલમાં એક કાગળ આવ્યો. તે ઉજીના પતિએ વાંચ્યો અને ઉજીને કહ્યું કે, 'મને તારા પિયરના ગામમાં સારા પગારવાળી નોકરી મળી છે, તેના ખુશખબરનો આ કાગળ છે.' ઉજીએ આ વાત તેનાં સાસુસસરાને સંભળાવી અને કહ્યું કે, 'હવે અમે થોડા ખર્ચમાં રહીને અમારા પગારમાંથી અરધો પગાર આપના ખર્ચ માટે મોકલીશું. માટે હવે આપ બન્ને ઘરના ખર્ચની ચિંતા મૂકી ધીરે ધીરે ભક્તિને માર્ગે ચડવાનો વિચાર રાખો, અને કોઈ શાસ્ત્રીને બોલાવી તેની પાસે રોજ ગીતા, રામાયણ, ભાગવત વગેરે સાંભળવાનો વિચાર રાખો.'

નોકરીના ફેરફારને કારણે ઉજીને અને તેના પતિને ઉજીના પિયરને ગામે જવાનું થયું. ઉજીને હવે સાસરાનાં સગાંઓનો સંબંધ ઓછો થયો એટલું જ નહિ પણ માતાજીના સત્સંગનો તેમજ તેના ભાઈ ઉકાના જ્ઞાનનો લાભ પણ તેને કોઈ વખતે મળવા લાગ્યો.

એક દિવસ ઉકાના ગુરુજીની વાતો સાંભળવાની તેની ઇચ્છા થઈ. તેણે ઉકાને આ વાત કરી. ગયા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે જ્યારે પ્રસંગ મળ્યો, ત્યારે ઉજીને ગુરુજી પાસે લઈ જવા ઉકાએ ગુરુજીની આજ્ઞા માગી લીધી હતી, તે વાત ત્યાં કહેવાઈ ગયેલ છે.

## ૯ : તું કોણ ?

આજે ઉકો અને ઉજી બન્ને ગુરુજી પાસે આવ્યાં. બન્નેએ ગુરુજીને પ્રણામ કર્યા. બીજા પણ કેટલાક જિજ્ઞાસુઓ આવવા લાગ્યા અને ગુરુજીને પ્રણામ કરી પોતપોતાની જગ્યાએ બેસવા લાગ્યા. થોડા વખતમાં જ્ઞાનની વાતો શરૂ થઈ એટલે ઉજીએ ગુરુજીને નીચે પ્રમાણે પ્રશ્ન પૂછ્યાઃ—

ઉજી—જગતમાં ઘણા માણસો દુઃખી કેમ જણાય છે ?

ગુરુજી—અજ્ઞાનથી.

ઉજી—અજ્ઞાનનું કારણ શું છે ?

ગુરુજી—અજ્ઞાનનું કારણ પણ અજ્ઞાન છે.

ઉજી—એ વાત સમજાતી નથી

ગુરુજી—આપણે વ્યાવહારિક જ્ઞાનથી જે કાંઈ સમજવાનો પ્રયત્ન કરીએ તેથી સાચું સમજાશે નહિ. હાલના વ્યાવહારિક જ્ઞાનનું કારણ પહેલાંનું વ્યાવહારિક જ્ઞાન છે, અને તેને સાચું માનવું એ અજ્ઞાન છે.

અજ્ઞાન એ કોઈ પદાર્થ નથી. અપૂર્ણ જ્ઞાન એ અજ્ઞાન છે. અખંડ વસ્તુમાંથી થોડું ગ્રહણ કરવું અને બાકીનું છોડી દેવું એ અજ્ઞાન છે. મિથ્યા જ્ઞાન અથવા સંશય જ્ઞાન અથવા જ્ઞાનના અભાવ-

ને પણ કોઈ અજ્ઞાન માને છે.

ઉજી—જેમ સૂર્ય પાસે અંધારું રહી શકે નહિ, તેમ સર્વજ્ઞ અને સર્વવ્યાપક ભગવાનની સૃષ્ટિમાં અજ્ઞાન રહી શકે નહિ.

ગુરુજી—એ વાત તદ્દન સાચી નથી. સૂર્ય હોવા છતાં તેની હાજરીમાં ખોટું અંધારું રહી શકે છે. ઘુવડને દિવસે પણ અંધારું લાગે છે; તેવી જ રીતે જો કે સર્વજ્ઞ પરમાત્માના રાજ્યમાં અજ્ઞાન નથી, છતાં માણસોને ભ્રાંતિથી અજ્ઞાન જોવામાં આવે છે અને તે ખોટું અજ્ઞાન આત્મજ્ઞાનથી નિવૃત્ત થાય છે.

અજ્ઞાન દૂર થાય એટલે આપણા દોષ દૂર થાય છે. દોષ દૂર થાય એટલે ખોટી પ્રવૃત્તિ દૂર થાય છે. તેને પરિણામે જન્મમરણ આવે નહિ, અને જન્મમરણ આવે નહિ એટલે આત્યંતિક દુઃખ-નિવૃત્તિ થાય.

ઉજી—મને એમ લાગે છે કે જો ભગવાનનાં દર્શન થાય તો અજ્ઞાન જતું રહે. માટે ભગવાનનાં દર્શન કેવી રીતે થાય તેનો ઉપાય બતાવવા કૃપા કરો. એક વખત દળણું દળતાં મને ભગવાનનાં દર્શન થયાં હતાં અને તેણે મારી સાથે વાતચીત પણ કરી હતી. પણ ફરીથી મને તેનાં દર્શન થતાં નથી.

ગુરુજી—તમને પહેલાં ભગવાનનાં દર્શન થયાં ત્યારે જેવો ભાવ હતો તેવો ભાવ ફરીથી રાખો, તો ફરીથી પણ ભગવાનનાં દર્શન થાય. તમને જેવાં દર્શન થયાં તેવાં દર્શન કેટલાક સાચા ભક્તોને થાય છે, પણ તેનો મુખ્ય હેતુ ભક્તોની શ્રદ્ધા વધારવામાં રહેલો છે. ભગવાનના સર્વવ્યાપક સ્વરૂપનો પણ અનુભવ કરવા જેવો છે. બરફ, પાણી અને વરાળ એક છે, છતાં વરાળ વધારે વ્યાપક રહે છે. જે વધારે વ્યાપક હોય, તેમાં વધારે શક્તિ રહે છે. તેથી ભગવાનનું જે સ્વરૂપ સર્વવ્યાપક છે, તેમાં વધારે જ્ઞાન, વધારે શક્તિ અને વધારે આનંદ રહે છે.

ઉજી—પણ મને ભગવાનનાં સાક્ષાત્ દર્શન થયાં હતાં?

ગુરુજી—તું કોણ?

ઉજી—હું ઉજી.

ગુરુજી—બરાબર ખાતરી છે?

ઉજી—જરૂર, હું જન્મી ત્યારથી બધા મને ઉજી કહીને બોલાવે છે. તે હું જ છું તે બાબતમાં મને કાંઈ શંકા નથી.

ગુરુજી—જ્યારે ભગવાનના સાચા સ્વરૂપનાં દર્શન થાય છે, ત્યારે આત્મસાક્ષાત્કાર થાય છે. તે વખતે ભગવાનનાં સ્વરૂપ-લક્ષણ ભક્ત-હૃદયમાં પ્રવેશ કરે છે અને જીવનો મિથ્યા અલ્પ ભાવ નાશ પામે છે. તે પછી જેને તું ઉજી કહે છે, તે તું છે એમ લાગશે નહિ. ભક્તિમાં ક્રમસર ત્રણ પ્રકારની દશા ઉત્પન્ન થાય છે. પહેલી દશામાં એમ લાગે છે કે, 'હું ભગવાનનો છું;' બીજી દશામાં એમ લાગે છે કે, 'ભગવાન મારા છે'; અને ત્રીજી દશામાં એમ લાગે છે કે, 'હું અને ભગવાન એક જ છીએ.' સાચા ભગવાન દશ્ય થઈને અદશ્ય થતા નથી; પણ પોતાના અનુગ્રહથી ભક્તને પોતાના જેવો સર્વવ્યાપક કરી દે છે.

પહેલી બે દશાની ભક્તિ વિધિવાળી રહે છે અને ત્રીજી દશા રાગાત્મિકા છે. પહેલી બેમાં જીવને પોતાના સાધન તરફ લક્ષ બહુ રહે છે, ક્રિયા વિશેષ રહે છે અને શાસ્ત્રની મર્યાદા રહે છે. તેને પ્રમાણમાર્ગ પણ કહે છે. ત્રીજી ભક્તિ ફળરૂપ છે. તેમાં ભગવાન સાધનરૂપ છે અને ભગવાન ફળરૂપ છે; તે પ્રમેયમાર્ગ છે, તેને ભાગવતમાર્ગ પણ કહે છે. આવી દશામાં આપણી બધી ક્રિયા એ ભગવાનની ક્રિયા થાય છે. તેથી વ્યવહારનો વખત અને ભગવાનની સેવાનો વખત જુદો રહેતો નથી.

ઉજી—આપણા ઉપર ભગવાનનો અનુગ્રહ થયો છે તેની ખાતરી શી રીતે થાય?

ગુરુજી—જ્યારે કોઈ પણ ભક્ત ઉપર ભગવાનનો અનુગ્રહ થાય છે, ત્યારે તે ભક્તમાં એક પ્રકારની આત્મિક દશા ઉત્પન્ન થાય છે. તે વખતે જડનો અધ્યાસ દૂર થશે, દેહનું અભિમાન રહેશે નહિ અને ઉજીનું નામ પણ રહેશે નહિ. કોઈ મોટા સરોવરમાં પાણી ભરવા

માટે ઘડો નાખીએ, તો જેટલો તે ઘડો મોટો હોય તેટલું પાણી ભરાય છે. તેવી જ રીતે જેટલા પ્રમાણમાં અંતઃકરણ શુદ્ધ હોય તેટલા પ્રમાણમાં ત્યાં પ્રભુતા દાખલ થાય છે. તે અનુગ્રહ છે.

માટે અહંકાર દૂર થાય, તો જે ભગવાન પોતા સિવાય બીજું કાંઈ રહેવા દેતા નથી, તેનો અનુગ્રહ તરત મળે છે.

ઉજી—મને એમ લાગે છે કે ભગવાન પ્રત્યે દાસભાવ રાખીએ, તો અહંકાર દૂર થાય અને તેનો અનુગ્રહ મળે.

ગુરુજી—દાસભાવમાં ભગવાન આપણા કરતાં મોટા લાગે છે. તેથી જોકે તેની સેવાનું સુખ મળે છે પણ મોટાનાનાનો ભેદ રહી જાય છે.

ઉજી—ભગવાન પ્રત્યે મિત્રભાવ રાખીએ, તો મોટાનાનાનો ભેદ રહે નહિ.

ગુરુજી—મિત્રભાવમાં સમાનતા રહે છે, પણ પ્રેમ સાપેક્ષ રહે છે. એક મિત્ર પ્રેમ ન કરે તો બીજો મિત્ર પ્રેમ કરતો નથી. એ સંબંધમાં આપણે ભગવાનની ભક્તિ કરવાનું કોઈ વાર ભૂલી જઈએ, તો તે આપણને યાદ કરે નહિ.

ઉજી—તો પછી ભગવાનને 'મા' માની લઈએ, એટલે આપણે કદાચ પ્રેમ ન રાખી શકીએ તો ભગવાન 'મા'ની માફક આપણા ઉપર પ્રેમ રાખે ?

ગુરુજી—માનો પ્રેમ નિરપેક્ષ છે એ વાત સાચી છે. પણ મા-દીકરીની ઉંમરમાં ફેર રહે છે, તેથી સંકોચ અને મર્યાદા રહે છે, એટલે એકતા થતી નથી.

ઉજી—ત્યારે ભગવાનની પટરાણીની માફક ભગવાનને પતિ માની લઈએ, તો શું ખોટું છે ?

ગુરુજી—પતિની સેવામાં દાસભાવ, સખ્યભાવ, માતૃભાવ અને શૃંગારભાવ પણ સિદ્ધ થાય છે, અને તેથી એ સંબંધ બીજા સંબંધ કરતાં સારો છે. એ પ્રેમમાં મર્યાદા રહેતી નથી. તોપણ એમાં બે બાબતની મુશ્કેલી છેઃ એક તો એવા સંબંધમાં કોઈ વખતે સંસારની

વાતો યાદ આવે તો અનિષ્ટ થાય; બીજું જેમ કોઈ વાર સ્ત્રીને બાળક થાય ત્યારે તેનો પ્રેમ બાળક તરફ વહેંચાઈ જાય છે, તેમ કાંઈ વિઘ્ન આવે તો અનન્યતા રહે નહિ. માટે એ કરતાં પણ એક વધારે સારો સંબંધ થઈ શકે છે.

ઉજી—એવો ઉત્તમ સંબંધ કયો છે ?

ગુરુજી—તે મહાભાવ છે. તેમાં ભગવાન સિવાય અન્ય વસ્તુનું વિસ્મરણ છે.

આ ભાવ સિદ્ધ કરવા માટે ભગવાનની દૃષ્ટિથી વિચાર કરવો જોઇએ. ભગવાન કહે છે કે, 'હું સર્વ છું' તેથી તેમના કહેવા પ્રમાણે આપણે પણ ભગવાન થયા. તેથી 'જે કાંઈ છે તે હું છું' એમ આપણને પણ લાગવું જોઈએ.

ભાવના રાખો તો ઊંચી રાખો. હું જીવ છું, સ્ત્રી છું, અબળા છું, એવી ભાવના રાખવી નહિ; પણ હું આત્મા છું, અજર છું, અમર છું, એવી ભાવના રાખવી.

આ મહાભાવ છે. તેનાથી અનન્યતા નિત્યસિદ્ધ રહે છે. તે જ્ઞાની પુરુષોના અદ્વૈતભાવ જેવો છે, ત્યાં બુદ્ધિ અને હૃદયની એકતા છે.

કેટલેક અંશે આ ભાવ જારના સંબંધ જેવો છે. જાર પોતાના પ્રેમની વસ્તુને ક્ષણ પણ ભૂલતો નથી. તે તેના દોષ જોતો નથી અને તેને મળવાને સતત તડફડાટ તેનામાં રહે છે. તેથી અન્યનું વિસ્મરણ રહે છે અને નિર્વિકલ્પ સમાધિની દશા રહે છે. **स्वस्वरूपानुसंधानं भक्तिरित्यभिधीयते** । આત્મા ઉપર પ્રેમ કરવો એ ખરી ભક્તિ છે. તે સંબંધ થશે ત્યારે એમ લાગશે કે તું અને ભગવાન એક જ છે. માટે ચોવીસ કલાકની જોગણ થવું જોઇએ. જે ભગવાનથી વિભક્ત થતો નથી, તે ખરો ભક્ત છે. સગુણ બ્રહ્મમાં તમને જેટલો નિશ્ચય થયો છે તેટલો નિર્ગુણ બ્રહ્મમાં થાય, તો ભગવાનનાં બન્ને સ્વરૂપનું જ્ઞાન થાય અને કોઈ જાતનું દુઃખ રહે નહિ. કારણ કે તે દશામાં દુઃખ છે જ નહિ, સદા આનંદ જ આનંદ છે.

ઉજી—કેટલાક ભક્તોને સંયોગદશા કરતાં વિરહદશા બહુ ગમે છે—વસ્લ કરતાં ઇંતેજારીમાં બહુ સુખ લાગે છે.

ગુરુજી—વિરહ બે પ્રકારના છે. પહેલા પ્રકારમાં જેને મળવું હોય તે આપણાથી જુદા હોય છતાં કોઈ કારણથી તેને મળી શકાય નહિ. જેમ જ્ઞાનમાર્ગમાં પુરુષ પ્રકૃતિથી નિત્ય અસંગ રહે છે, તેમ વિરહી જીવ નિત્ય અસંગ રહે છે. આ સાંખ્યમાર્ગના જેવો માર્ગ છે. બીજા પ્રકારનો વિરહ વેદાંતના અર્થ જેવો છે. પોતાનાથી ભિન્ન કોઈ વસ્તુ લાગતી નથી, તેથી સંયોગ–સંબંધ બનતો નથી. એક વખત રાધાજીએ શ્રીકૃષ્ણને કહ્યું હતું કે, 'સંયોગમાં તો હું તમને જોઉં છું, પણ વિરહમાં તો આખું જગત હું કૃષ્ણમય જોઉં છું.' તેથી બીજા પ્રકારના વિરહમાં પણ સંયોગ બનતો નથી. એ મહાભાવ છે. એ પ્રકારનો વિરહ પૂર્ણ સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવે છે. આપણે બેઠા હોઈએ ત્યારે ચાલવાની શક્તિ હોય છે, પણ તે દેખાતી નથી. જ્યારે ચાલીએ ત્યારે જ તે શક્તિની ખબર પડે છે. તેમ કર્મ વખતે નિર્ગુણ સગુણ રૂપે અનુભવમાં આવે છે.

માત્ર ભગવાનના સગુણ સ્વરૂપના દર્શનથી બધો શોક દૂર થતો નથી. અર્જુનને ભગવાનનું સગુણ સ્વરૂપ પ્રત્યક્ષ હતું; એટલું જ નહિ પણ ભગવાન તેના સારથિ બન્યા હતા, તોપણ તેનો શોક કે મોહ દૂર થયો નહોતો. પણ જ્યારે ભગવાને તેને પોતાના સાચા સર્વ-વ્યાપક સ્વરૂપનું જ્ઞાન આપ્યું, ત્યારે તેનો શોક દૂર થયો. માટે નિર્ગુણ સ્વરૂપનો પણ સાક્ષાત્કાર કરવો જોઈએ. જ્યારે શ્રીકૃષ્ણે નાની ઉંમર-માં માટી ખાધી એવી ફરિયાદ યશોદાજી પાસે ગઈ. ત્યારે ભગવાને ખાતરી કરી આપી કે, 'મેં માટી ખાધી નથી.' તેનો અર્થ પણ એવો છે કે ભગવાન પાસે માયા રહી શકતી નથી.

ગીતામાં પણ ભગવાને કહેલ છે કે, 'મારી ત્રણ ગુણવાળી માયા ઓળંગવી મુશ્કેલ છે. જે મારે જ શરણે આવે છે, તે તે માયા ઓળંગી જાય છે.' તે ઉપરથી જણાશે કે ભગવાન પાસે માયા નથી.

સંસારની સામાન્ય ભાવનાઓથી ભગવાનને પહોંચી શકાય નહિ. તે ભાવનાઓમાં અનેક ઇચ્છાઓ રહે છે, અને તેથી અનેક વિચારો આવે છે. તેથી ભગવાન આપણને પહોંચે તેમ રહેવું જોઈએ. તેનો પ્રેમ આપણને પ્રાપ્ત થાય એટલે આપણા સાધારણ વિચાર અને સાધારણ લાગણીનું રૂપાંતર થાય છે.

સગુણ ભગવાન ભક્તને સંસારની કેટલીક સગવડો આપે છે અને તેનાં વિઘ્નો દૂર કરે છે. તેથી દેહનું અભિમાન રહેતું હોય અથવા વ્યવહારની અસર લાગતી હોય, ત્યાં સુધી સગુણ ભગવાનના સ્મરણ-થી, તેનો અનુગ્રહ માગવાથી, વ્યવહાર બહુ સારો ચાલે છે. પણ ભગવાનના સ્વરૂપનો ખરો આનંદ લેવો હોય, તો તેના ખરા સ્વરૂપનો અનુભવ લેવો જોઈએ.

ઉજી—આપણાં મન અને વાણી નિર્ગુણ સ્વરૂપને પહોંચી શકતાં નથી અને પહોંચે તો જીવનો લય થઈ જાય છે. તે દશા કરતાં (પ્રેમ–ભક્તિ માટે) જો બે–પણું રહે, તો પ્રેમ બરાબર ઉત્પન્ન થઇ શકે. આપણો પ્રેમ સ્વીકારનાર કોઈ ન હોય, તો આપણે પ્રેમ કર્યો છે એમ લાગે નહિ.

ગુરુજી—ભગવાનનો પ્રેમ સંસારના પ્રેમ જેવો હોતો નથી. તેથી તેને સંસારના પ્રેમ સાથે સરખાવી શકાય નહિ. એટલી વાત સાચી છે કે આપણે કોઈ ઉપર પ્રેમ કરીએ તે કરતાં તે આપણા ઉપર પ્રેમ કરે એવી રીતે સેવાભાવ રાખીએ તો આપણને વધારે સુખ મળે છે. સંસારમાં કોઈ માણસને એકથી વધારે સ્ત્રી હોય ત્યારે જે સ્ત્રી તેના પતિને રીઝવી શકે છે, તેના ઉપર તે માણસને વધારે પ્રેમ થાય છે; અને જે પતિ તેની સ્ત્રીને રીઝવી શકે છે, તે સ્ત્રીને તેના પતિ ઉપર વધારે પ્રેમ થાય છે. કોઈ ઉપર પ્રેમ કરવો તે કરતાં કોઇનો પ્રેમ મેળવવો એમાં વધારે સુખ છે, એ પ્રેમમાર્ગનો મુખ્ય સિદ્ધાંત છે. સંસારના પ્રેમનાં પાત્રો ક્ષણિક જીવનવાળાં છે. તેથી જોકે આપણે પ્રેમને શોધવા પેદા થયા છીએ, તોપણ ઉંમર પૂરી થાય ત્યાં સુધી પ્રેમનું તત્ત્વ

સમજાતું નથી અને મળતું નથી. અનેક જાતની વૃત્તિઓ આપણને પ્રેમ ભુલાવવા પ્રયત્ન કરે છે. હવે ભગવાનની દૃષ્ટિથી વિચાર કરીએ, તો ભગવાન સૌને નિત્યપ્રાપ્ત છે. તેના પ્રેમથી જગત અને આપણે ઉત્પન્ન થયાં છીએ. તેના પ્રેમથી બધાં જીવે છે, એમ વેદમાં પણ કહેલું છે. તેથી આપણને જે ફળ જોઇએ છે, તે પ્રાપ્ત છે. આપણે ભગવાન ઉપર પ્રેમ કરીએ, તેને વૃત્તિવ્યાપ્તિ કહે છે. તેનું ફળ—એટલે ભગવાનનો આપણા ઉપર પ્રેમ—એ વ્યાપ્ત હોવાથી પ્રાપ્ત છે. માટે જે પ્રાપ્ત છે તે પોતાનું કરી લેતાં શીખવાનું છે. જે કન્યા પરણીને સાસરે જાય છે, તેને પતિ પ્રાપ્ત છે. પણ જો તેને પોતાનો કરી લેતાં ન આવડે, તો તેને પતિનું સુખ મળતું નથી. તેવી જ રીતે ભગવાનની વ્યાપ્તિ અને પ્રાપ્તિનું જ્ઞાન સિદ્ધ કરી ભગવાનને પોતાના કરી લેવા જોઇએ.

વળી પ્રેમની શરૂઆતમાં બે-પણું રહે છે. પણ પ્રેમની ખરી અવસ્થામાં મસ્ત દશા રહે છે, અને બે-પણું મટી જાય છે. જેઓ પૂરા પ્રેમીઓ હોય છે, તેઓ ભેદ સહન કરી શકતા નથી. ભક્તની રગે રગે ભગવાનનો પ્રેમ ભરાઈ જાય છે, તેથી તે ભગવાન જ બની જાય છે. જીવભાવ બળતો જાય છે, અને એ બળવામાં એટલું સુખ લાગે છે કે પતંગિયાની માફક ફરી બળવાની ઇચ્છા થાય છે. માટે મનને શંકાવાળું રાખવું નહિ અને હૃદયનું મંથન કરવું.

કોઈ વખત ભગવદ્ભાવ ઉત્પન્ન થતાં વાર લાગે છે અને એમ પણ હોય કે પ્રેમીને બાળવામાં પ્રભુને કાંઇક સુખ લાગે છે, પણ સાચા પ્રેમીને પોતે દાઝવામાં વધારે સુખ લાગે છે.

જે આશકો ભગવાનની ભક્તિમાં મટી ગયા છે, તેઓ જ ખરા દરદી હતા. તેમના જીવનમાં એટલું બધું રૂપાંતર થયું હોય છે કે તેઓ પોતાનું પહેલાંનું દિલ જોવા પ્રયત્ન કરે તો તેમને દેખાતું નથી અને દેહનું મરણ તેમના પ્રેમને કાંઇ અસર કરી શકતું નથી. છેવટે તેમનું દરદ શાંત થાય છે, વિરહનો અંત આવે છે, હુંપણું

નાશ પામે છે અને ઐક્ય ઉત્પન્ન થાય છે. એવા પ્રેમ માટે મુશ્કેલીઓ સહન કરવી એ સહેલું કામ નથી. જે સહન કરે છે, તે જ પામે છે અને તેમાં જ પ્રેમનું પ્રેમપણું છે. આવી ઇશ્કબાજી એ જાનબાજી છે, હુંપણું રાખીને તે બાજી ખેલી શકાતી નથી.

ભક્તો ભગવાનને કહે છે કે, 'અમે માયાથી બીતા નથી પણ તમારો વિયોગ સહન થતો નથી.' આવા ઉદ્‌ગારમાં અભેદદૃષ્ટિની જરૂરિયાત જણાઈ આવે છે.

ઉકો—એવી દશા શી રીતે પ્રાપ્ત કરી શકાય ?

ગુરુજી—તે માટે પહેલાં આત્મા અને અનાત્માનો વિવેક કરતાં શીખવું જોઇએ અને આત્મજ્ઞાની પુરુષોનો માર્ગ સમજવાની ટેવ પાડવી જોઇએ.

ઉકો—તે વિગતવાર સમજાવવાની કૃપા કરો. પરોક્ષ જ્ઞાનથી પ્રત્યક્ષ સંસાર શાંત થતો નથી, માટે પ્રત્યક્ષ જ્ઞાન થાય એવી કોઈ પદ્ધતિ સમજાવવાની કૃપા કરો.

આ પ્રશ્ન ઉજીને બહુ ગમ્યો. તેથી તેનો જવાબ ગુરુજી કેવી રીતે આપે છે, તે તે આતુરતાથી સાંભળવા લાગી.

ગુરુજી—આવી ઊંચી સાધના કરવા માટે પહેલાં મનને બહારની પ્રવૃત્તિમાંથી થોડો વખત રોકવું જોઇએ. અભ્યાસ અને વૈરાગ્યથી મન વશ થાય છે.

રોજ સવારે થોડો વખત પોતાનો વ્યવહાર ભૂલીને બધી વૃત્તિઓને એક વૃત્તિના રૂપમાં ફેરવીને, તેને આત્માના વિચાર તરફ વાળવી જોઈએ. એ મોટામાં મોટી વિદ્યા છે. મોટાં કામ શાંતિથી થાય છે. જ્યારે આપણી અંદર શાંતિ ઉત્પન્ન થાય છે, ત્યારે આત્માનો સ્વભાવ પોતાની મેળે પ્રગટ થવામાં અવકાશ મળે છે. વાણી અને વ્યવહાર એ કામમાં વિઘ્ન કરે છે. સવારે ઊઠતાં જ વ્યવહારના વિચારો ઉત્પન્ન થયા પહેલાં આત્માના વિચાર કરવા માટે સારો વખત હોય છે. પછી ધીરે ધીરે એ વખત વધારવો જોઇએ. જ્યારે બરાબર

ટેવ પડી જશે, ત્યારે હંમેશાં ઊઠતી વખતે આત્માના જ વિચારો આવવા લાગશે. તે ઉપરાંત શરીરને તે વખતે બનતાં સુધી સ્થિર રાખવું, એટલે એક આસને સ્થિર રાખવું. આ કામ માટે એક ઓરડી જુદી રાખવી કે જ્યાં બીજા અવાજ આવતા ન હોય. તે ઓરડીને એક મંદિર જેવી પવિત્ર રાખવી જોઇએ. તેમાં ધૂપ અથવા અગરબત્તી કરવી કે જેથી તેમાં દાખલ થતાં જ પવિત્ર વિચારો આવવા લાગે. આવી જાતની બધી સગવડ ન બને તો જેટલી બને તેટલી મેળવવી જોઇએ.

ઉકો—તે પછી શું કરવું?

ગુરુજી—પહેલાં મનને શાંત કરવું, વિચારોની ગતિ ધીમી કરવી, એક વિચાર ઉપરથી બીજા વિચાર ઉપર એકદમ દોડી જવું નહિ, બધા વિચાર કેવી રીતે ઉત્પન્ન થાય છે તેની તપાસ કરવી, પછી પોતાને પ્રશ્ન પૂછવો કે, 'જે વિચાર કરે છે તે કોણ છે? જે ઊંઘે છે, જે જાગે છે, જેને અનેક જાતની લાગણી થાય છે, જે કામ કરે છે, જે બોલે છે તે કોણ છે?' અભ્યાસનું આ પહેલું પગથિયું છે. તે પ્રશ્નનો જવાબ અંદરથી આવશે. જવાબ ન આવે ત્યાં સુધી ધીરજ રાખવી. ઘણી વાર આત્મા શબ્દથી જવાબ આપતો નથી; પણ આપણી મુશ્કેલીઓ દૂર કરીને જવાબ આપે છે. તે મુશ્કેલીઓ દૂર થવા લાગે ત્યારે જાણવું કે આત્માએ બોલવાનું શરૂ કરેલ છે. બધા વિચારોને જોઈ શકાય એવી તટસ્થ દશા આ વખતે ઉત્પન્ન થશે.

હવે જો તું વિચાર કરીશ તો તને જણાશે કે દેહભાવે દેહને 'હું' એમ માની બેઠો છે, તે તું નથી. તે દેહ માંસ, રુધિર, હાડકાં વગેરેનો બનેલો છે, તે અન્નથી બનેલો છે, અન્નથી જ જીવે છે, તે નિત્યશુદ્ધ આત્મા હોઈ શકે નહિ. દેહનો સ્વભાવ જડ છે, અનિયત છે, નાની ઉંમરનું શરીર મોટી ઉંમરે રહેતું નથી. તેથી તેમાંથી આત્મ-બુદ્ધિ કાઢી નાખવી. જંગલી માણસો જ શરીરને 'હું' માને છે. જ્યારે શરીરને પક્ષઘાત થાય, આંખ, કાન, નાક વગેરે કામ કરતાં ન

હોય, અથવા શરીરના હાથપગ કોઈ કારણથી કપાઈ ગયા હોય, ત્યારે ખરો આત્મા એવોને એવો જ રહે છે. તેથી તે શરીરથી જુદો છે. જેમ ઘડાને જોવાવાળો ઘડાથી જુદો છે, તેમ દેહને જોવાવાળો દેહથી ભિન્ન છે. શરૂઆતના અભ્યાસમાં અને તે પછી આ બાબત બરાબર ધ્યાનમાં રાખવાની છે. તેનો બદલો જરૂર મળશે, તેમાંથી એક પ્રકારની શાંતિ ઉત્પન્ન થશે અને ધારણા બંધાશે. સામાન્ય મન વાંદરાના જેવું છે, પણ જો તેને એક ઠેકાણે બાંધવામાં આવે, તો તે વાંદરાને લાગે છે કે મારો કોઈક ધણી છે; માટે આત્માના વિચાર ઉપર મનને એકાગ્ર કરવું. જેમ માછલીને પાણી ગમે છે, તેમ તે વખતે સંસારના વિચારો કદાચ આવીને તારી શાંતિનો ભંગ કરવા પ્રયત્ન કરશે; કારણ કે, તેં તેને છૂટ આપેલી છે. તે છૂટ ધીરે ધીરે પાછી વાળવી જોઈએ. અર્જુને જેમ મત્સ્યવેધ કર્યો હતો, તેમ ચંચળ મનને કબજે કરતાં શીખવું જોઈએ.

તે પછી અભ્યાસનું બીજું પગથિયું શરૂ થાય છે. આ વખતે પ્રાણમય કોશથી પોતાને જુદો જાણતાં શીખવાનું છે. જે જે વાસના, લાગણી, આશા, બીક, અનુકૂળતા, પ્રતિકૂળતા વગેરે ઉત્પન્ન થાય, તે પોતાનું સ્વરૂપ નથી. જે ભાવ ઉપર કહ્યા પ્રમાણે શરીર પ્રત્યે રાખવાનો છે તેવો જ ભાવ આવી લાગણીઓ પ્રત્યે રાખવાનો છે. તે લાગણીઓ અનિત્ય છે, નિદ્રામાં જતી રહે છે, સમાધિમાં જતી રહે છે, અને જાગ્રતમાં પણ તેમાં ફેરફાર થયા કરે છે, નાની ઉંમરની લાગણીઓ મોટી ઉંમરે રહેતી નથી, અને એક માણસની લાગણી બીજા માણસ જેવી હોતી નથી. આવી અનિત્ય વસ્તુ તે તારું સ્વરૂપ નથી. પ્રાણમય કોશ કર્મેન્દ્રિયમાંથી બનેલો છે. જેમ વાયુ આવે છે અને જાય છે તેમ તે વિકારી છે. આવો અભ્યાસ પાડતાં ઘણા ખોટા વિચારો ઓછા થઈ જશે અને વધારે ધારણા બંધાવા લાગશે.

આ વખતે સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીરથી જુદું થતું હોય તેવો અનુભવ થશે. તે સૂક્ષ્મ શરીર જુદું થઈને બહારના દૂર દેશના ખબર

આપી શકશે અને તે વખતે કેટલીક સિદ્ધિઓ અને નવું સુખ મળશે. પણ તે પોતાનું સ્વરૂપ છે એમ માનવું નહિ.

ધારણાની શરૂઆતમાં કેટલીક મુશ્કેલીઓ ઊભી થાય છે, કેટલાંક ચિત્રો મનમાં આવે છે, કેટલીક ઇચ્છા, બીક, ચિંતા ઇત્યાદિ નડે છે, તોપણ પોતાને તેનાથી અસંગ સમજી તેનાથી અલગ થવાનો અભ્યાસ પાડવો જોઇએ; સાથે સાથે વૈરાગ્ય વધતો જાય, તો અભ્યાસ બહુ સરળ થતો જાય છે.

પાણીની સાધારણ ગતિ નીચે વહેવાની હોય છે, પણ જે પાણી ઝાડને પાવામાં આવે છે તે ઝાડના રસ સાથે ઊંચે ચડે છે. તેવી જ રીતે અભ્યાસ અને વૈરાગ્યદ્વારા બહાર જતી વૃત્તિ અંદર વળવા લાગશે અને ધીરે ધીરે ખરા સ્વરૂપનો પરિચય આપશે.

અભ્યાસને ત્રીજે પગથિયે એવો વિચાર કરવો કે, 'જે વિચાર કરે છે તે શું હું છું?' તેના જવાબ માટે રાહ જોવી, એટલે થોડા વખતમાં અંદર એવું જ્ઞાન ઉત્પન્ન થશે કે મનના વિચારો બહારની પાંચ ઇન્દ્રિયોના વિષયોમાંથી આવે છે. તે આત્માનું સ્વરૂપ નથી. આત્મા એ વિચારનો દ્રષ્ટા છે. જે હેતુથી શરીર અને પ્રાણને અનાત્મ માન્યા, તે જ હેતુથી મનને પણ અનાત્મ માનવાનું છે. જે જેને જુએ તે તેથી જુદો હોય છે. મનને જોનાર મનથી જુદો છે. તે મન તું નથી. જે તું નથી તેના વિચાર છોડી દેવાથી જે તું છે તેની ખબર પડશે. કયો વિચાર કરવો, કયો ન કરવો તેની પસંદગી આપણે કરીએ છીએ. તેથી આપણે વિચારથી જુદા છીએ. ઘણાં વર્ષો સુધી મન, પ્રાણ અને શરીરને ભૂલથી પોતાનું સ્વરૂપ માનેલ છે, તેનાથી જુદા રહી વિચાર કરવાનો અભ્યાસ પાડેલ નથી. તેથી હવે આ કામ કરવાનું છે અને એકલા કરવાનું છે. આ સાથેના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે માત્ર દ્રષ્ટા તરીકે રહેવાનું છે. અહીં નિશાળની માફક બધા શિષ્યોની સાથે રહી પાઠ કરવાનો નથી. સ્વપ્નાની માફક મનથી બધું ઉત્પન્ન થાય છે અને મનનો નાશ થતાં મનનું કલ્પેલ જગત નાશ પામે



છે, તેથી કાંઈ ખોટ જતી નથી. ખોટો રૂપિયો ખિસ્સામાંથી પડી જાય તેથી નિર્ધનતા આવતી નથી, પણ ઊલટું તે સાચવવાની ઉપાધિ ઓછી થાય છે. નિદ્રામાં મન જતું રહે છે, સમાધિમાં જતું રહે છે અને

જાગ્રતમાં જો શાંત રાખ્યું હોય તો તે આત્માના સ્વરૂપ-લક્ષણનો અનુભવ લેવામાં ઉપયોગી થાય છે. વિષયોરૂપી અરણ્યમાં મનરૂપી મહાન વાઘ ઊભેલો છે, તેનાથી ચેતીને ચાલવાનું છે. જરા ભૂલ થાય કે 'હું અને મારું' એવો સન્નિપાત ઉત્પન્ન થવા લાગે છે.

તેથી જો ધ્યાન વખતે મન બહારની વસ્તુઓના સંકલ્પ કરવા લાગે તો મનને સમજાવવું કે, 'હે મન, તું શા પ્રયોજન માટે ભટકે છે? તું પોતે જડ જેવું છે, તેથી તારે માટે કાંઈ પ્રયોજન નથી; બહારના વિષયો અનિત્ય છે, તેથી તેને માટે પણ સંકલ્પ કરવા નકામા છે; અને આત્મા પોતે સુખરૂપ છે તથા અસંગ છે, તેથી તેને માટે પણ દોડાદોડી કરવી નકામી છે.' એવી રીતે મનને સમજાવી તેને શાંત કરવું. તેમ કરવાથી આવરણનો ભંગ થાય છે અને આત્મ-સાક્ષાત્કાર થાય છે.

ઉકો—મનને વશ કરવા માટે કેટલાક પ્રાણાયામનો પ્રયોગ કરે છે, તે માટે આપનો શો અભિપ્રાય છે?

ગુરુજી—મનને વશ કરવામાં જે ઉપાય પોતાને ફાવે તે લેવામાં હરકત નથી. પ્રાણ ધીરે ધીરે બહાર કાઢવો તેને રેચક કહે છે, ધીરે ધીરે અંદર લેવો તેને પૂરક કહે છે, અને થોડો વખત અંદર રાખવો તેને કુંભક કહે છે. તેનાથી મનની વૃત્તિઓ શાંત થાય છે અને કેટલાક રોગ પણ મટે છે. પણ યોગ્ય ગુરુની મદદ વગર આ ક્રિયામાં પડવું એ જોખમભરેલું છે. પોતાની મેળે તે ક્રિયામાં પડવાથી ઘણી ભૂલો થાય છે અને કેટલાક માણસો રોગી અને ગાંડા પણ થાય છે.

પ્રાણની ગતિ ધીરી રહે તો અભ્યાસમાં બહુ અનુકૂળતા થાય છે. તેનો એક ઉપાય એ છે કે ઉપર કહ્યા પ્રમાણે શાંત ચિત્તે વિચાર કરી શરીર, પ્રાણ અને મનથી આત્માને જુદો જોવાનો અભ્યાસ કર્યા પછી તરત તે વખતે પ્રાણની ગતિ ધીમી કરવી હોય, તો તે કામ સહેલાઈથી થઈ શકે છે. આવા અભ્યાસથી આખી પ્રકૃતિ નિયમમાં લાવી શકાશે.

કોઇ પશુને ઘરમાંથી મારીને કાઢવું એ હઠયોગનો માર્ગ છે, અને તેને ઘાસ દેખાડીને દૂર કરવું એ જ્ઞાનમાર્ગની રીત છે.

ઉકો—તે પછી શું કરવું ?

ગુરુજી—અભ્યાસને ચોથે પગથિયે શું કરવું તેનો આધાર પોતાની બહારની પ્રવૃત્તિ ઉપર છે. જો પોતાના પ્રારબ્ધમાં વ્યવહારની પ્રવૃત્તિ વધારે હોય તો માયાની સત્તા કોઈ કોઈ વખતે લાગવા માંડશે. તેથી તે સત્તા દૂર કરવા માટે આત્માને પ્રભુ માની તેની પાસે નવી શક્તિ મેળવવાની પ્રાર્થના કરવી જોઈએ. આ માર્ગ ઉજીને માટે યોગ્ય છે. તારે વ્યવહાર ઓછો છે તેથી તારે માટે બીજો માર્ગ હું આવતી કાલે તને સમજાવીશ. આજે જે માર્ગ સમજાવું છું તે તમને બન્નેને કામ આવે તેવો છે. તેમાં પણ ઉજીની માફક જેમને વ્યવહારમાં રહેવાનું હોય તેમને વધારે ઉપયોગી છે.

હવે ચોથે પગથિયે મન અને પ્રાણને શાંત કર્યા પછી પોતાના આત્માને નીચેનો પ્રશ્ન પૂછવોઃ–

'હું કોણ છું ?'

જવાબ માટે થોડી મિનિટ રાહ જોવી. તે પછી શાંત રીતે મનથી આત્માને પ્રાર્થના કરવી કે 'આપનું સ્વરૂપ ખુલ્લું કરવા કૃપા કરો.' આવી પ્રાર્થના કર્યા પછી થોડો વખત શાંતિથી બેસી રહેવું. આ વખતે ઉતાવળ રાખવી નહિ પણ શ્રદ્ધા અને દીનતા રાખવી. જ્યાં સુધી જીવભાવ દીન નહિ થાય, ત્યાં સુધી ઈશ્વરભાવ પ્રગટ થશે નહિ. આ દશામાં શુદ્ધ સત્ત્વગુણ પ્રગટ કરવાનો છે. બુદ્ધિવાળા માણસોને દીન થતાં આવડતું નથી. તેઓ સમજે છે કે, દીન માણસો જગતમાં બાયલા થઈ જાય છે. પણ અહીં આત્માને પ્રભુ માની તેની પાસે દીન થવાનું છે, કે જેથી તે પોતાની પ્રભુતા આપણામાં ધીરે ધીરે દાખલ કરે.

આ બાબત એક દૃષ્ટાંતથી સરળતાથી સમજાઈ જશે:

ઇયળ(કીડા)માંથી ભમરી થાય છે. તે વાત કેટલાક માણસોના જાણવામાં હોય છે. જ્યારે ઇયળમાંથી ભમરી થાય છે, ત્યારે તેમાં ઇયળ જેવું કાંઈ રહેતું નથી. તેવી જ રીતે જ્યારે જીવમાં આત્માનાં સ્વરૂપ–લક્ષણ આવિર્ભાવ પામે છે ત્યારે તેમાં જીવ જેવું કાંઈ રહેતું નથી. ઇયળમાં આંખ હોતી નથી અને ભમરીમાં આંખ આવે છે. ઇયળમાં પગ વગેરે વ્યક્ત અંગો નથી, ભમરીમાં તે સ્પષ્ટ દેખાય છે. જ્યારે ભમરી ઇયળને પોતાના દરમાં પૂરે છે ત્યારે ત્રણ દિવસ પછી તે ઇયળમાં ફેરફાર થવા લાગે છે. તે પછી જો તે ઇયળને તે દરમાંથી કાઢવામાં આવે તો તેમાંથી આકાર વગરનો એક નરમ પદાર્થ નીકળે છે. તે નરમ પદાર્થ એવો હોય છે કે તેને ઇયળ પણ ન કહેવાય અને ભમરી પણ ન કહેવાય. જીવ જ્યારે પ્રભુમય થવા લાગે છે, ત્યારે તેની વચલી દશા હોય તેના જેવી આ દશા છે. તે વખતે બહારથી જોનારને એમ લાગે છે કે ઇયળ મરી ગઇ છે. છતાં તે નરમ પદાર્થમાંથી થોડા દિવસમાં ભમરી બની જાય છે. તેવી જ રીતે સિદ્ધાંતમાં જીવમાંથી જીવભાવ મરી ગયા જેવો થઈ જાય છે, ત્યારે બાકી રહેલ શુદ્ધ આત્મા પોતાનું સ્વરૂપ તે જગ્યાએ પ્રકટ કરે છે.

માટે નવું જીવન તૈયાર કરવા માટે જૂના જીવનનો નાશ થવો જ જોઈએ. વળી નવી દશા એકદમ ઉત્પન્ન થતી નથી અને વચ્ચે કેટલાંક વર્ષ સુધી કોઈ કોઇ વખતે હલકી દશાનો અનુભવ થયા કરે છે. જો તે દશા સાચી તરીકે સ્વીકારી લેવામાં ન આવે અને તેનાથી બીક પણ ન લાગે, તો તેમાંથી બીજી સારી દશા ઉત્પન્ન થાય છે. પછી એ દશા છોડવી ગમતી નથી. દેડકો પાણી વગર જીવી શકે છે, પણ માછલું પાણી વગર જીવી શકતું નથી. નીચી ભૂમિકાના જીવો ઘણી વાર વ્યવહારમાં ચોંટી જાય છે. પણ આ ભૂમિકાના જીવો એવા આત્મનિષ્ઠ થાય છે કે તેમને પોતાનો અનુભવ છોડવો ગમતો નથી. કીડો ભમરી થાય છે, ત્યારે તેના જીવનમાં ભમરીનો કાળ રહે છે અને ભમરીનું જગત રહે છે—કીડાનો કાળ અને કીડાનું જગત રહેતાં નથી. તેવી જ રીતે જે માણસ મરી જાય છે અથવા સમાધિમાં જાય છે, તેને માટે આવતી કાલ નથી. જે માણસ જન્મે છે, તેને માટે

જન્મદિવસ નથી. સૌનું જગત દરેકના સંસ્કાર પ્રમાણે ઘડાય છે. તે જીવન બીજી પ્રકૃતિના જીવોને સમજાય નહિ.

તેથી અભ્યાસને ચોથે પગથિયે બુદ્ધિની જરૂર નથી પણ શ્રદ્ધાની જરૂર છે. એમાં બાળક જેવું થવાનું છે. અહીં જીવે પોતે કાંઈ ક્રિયા કરવાની નથી, પણ આત્માનો જવાબ સાંભળવાની તૈયારી રાખવાની છે. તરત જવાબ ન મળે તો ફરીથી પ્રાર્થના કરવી. તેને જવાબ આપવા પૂરતો વખત આપવો; કારણ કે આત્માને ખબર છે કે તમારે શું જોઈએ છે અને ક્યારે જોઈએ છે. ભાવ શુદ્ધ રાખવો. થોડો વખત અંધકાર જેવું લાગશે, કાંઈ જવાબ મળતો નથી એવું લાગશે, તોપણ ધીરજ છોડવી નહિ. આત્માની રીત માણસની બુદ્ધિથી સમજાય તેવી નથી. અભ્યાસના પહેલાં ત્રણ પગથિયે લીધેલા ઉપાય ચોથે પગથિયે કામ આવતા નથી, તેથી તે ઉપાય હવે છોડી દેવા જોઈએ. અહીં આત્મા તરફથી અસર લેવાની છે અને તે થોડી આવે તો પણ અમૂલ્ય છે. જે આપણું છે, તે આપણું પાછું મેળવવાનું છે. તેથી નિરાશ થવાનું કારણ નથી.

જે આત્મા જવાબ આપી શકે તેવો છે તેનું કહેવું સાંભળવાની તૈયારી રાખવી, પણ જે મન ક્ષણિક ભાવમાં ભટકે છે તેનું કહેવું સાંભળવું નહિ. મન સ્થિર થાય છે, ત્યારે આત્મજ્ઞાન થાય છે; અને જેમ અંધારા ઓરડામાં દીવો થાય ત્યારે બધું દેખાઈ રહે છે, તેમ આત્મજ્ઞાન થાય છે ત્યારે બધું સમજાઈ જાય છે. એ અનુભવ થયા પહેલાં તેનો ખ્યાલ આવી શકે નહિ. એ પ્રાપ્ત વસ્તુ છે, પણ તેનો ઉપયોગ કરેલો ન હોવાથી ખોટી શંકા ઉત્પન્ન થયા કરે છે.

આ અસર લેવામાં ભક્તોનાં દૃષ્ટાંતો બહુ ઉપયોગી છે, વિરહ-ભાવ બહુ કામ કરે છે. વિરહી જીવ કાંઈ કરતો નથી અને છતાં પોતાના પ્રેમની વસ્તુ ભૂલતો નથી. કેટલીક વાર ધ્યાન થઈ શકશે નહિ, થાક લાગશે, શુષ્કતા આવશે, કંટાળો આવશે; પણ વિરહદશા છોડવી નહિ, બીજું ચિંતન કરવું નહિ, અને અંદરની મનની

પ્રાર્થના ચાલુ રાખવી. તેવી દૃઢતાનું ફળ અંતે સારું મળે છે અને આત્માનાં સ્વરૂપ–લક્ષણ આવિર્ભાવ પામે છે. સદ્‌ગત પ્રો. મણિલાલભાઈ કહે છે કેઃ—

'સદા દિલના તડપવામાં, સનમની રાહ રોશન છે,
તડપ તે તૂટતાં અંદર, ખડી માશૂક સાંઈ છે.'

જેને પોતાની ઇચ્છા પ્રમાણે ચાલવું છે, તેને આ ચોથા પગથિયાની ખબર નથી. અહીં હૃદયની શાંત ક્રિયા છે; અને હૃદયમાં વધારે શુદ્ધિની જરૂર હશે, તો આત્મા તરફથી થોડો વખત કાંઈ જવાબ મળશે નહિ. જ્યારે પ્રાર્થના પણ થઈ ન શકે, ત્યારે જાણવું કે ખરું સુખ નજીક આવેલ છે. આત્મા એમ ઇચ્છે છે કે તારે શ્રદ્ધા અને શાંતિથી આગળ વધવું. આત્મા ભૂલ કરતો નથી. તેના ઉપર વિશ્વાસ રાખવો. તે તારું ભલું કરવા સિવાય બીજું કાંઈ ઇચ્છતો નથી. ધ્યાનમાંથી ઊઠ્યા પછી કાંઈ અનુભવ ન લાગે, તોયે ધીરજ છોડવી નહિ. જે વખતે બી વવાય છે, તે વખત નકામો જતો નથી. તે બી પોતાને વખતે ઊગી નીકળશે. અંદરના કેટલાક મોહ કેમ જીતવા તેની કેટલાકને ખબર હોતી નથી. આત્માને માટે જે માણસ વધારે સહન કરે છે, તેની કદર આત્મા કરે છે. આત્માને એમ કહેવાની જરૂર નથી કે, 'હું તમારી પાસે આવ્યો છું.' તે બધું સમજે છે. શબ્દથી, ઇચ્છાથી અને મનથી મૌન રાખવું. ત્યારે જ તને ખબર પડશે કે તું તને ચાહે છે કે આત્માને ચાહે છે. તારો ભાવ શુદ્ધ જોઈએ. આત્મામાં એટલી ભલાઈ છે કે તે માણસના દોષની ક્ષમા આપે છે, તેને ઠીક પડશે તેમ તે તારો ઉપયોગ કરશે. ગુજરાતના એક સાધુકવિ શ્રીસાગર મહારાજ કહે છે કેઃ—

'જેમ જેમ દરદ આવ્યા કરે, ખૂબ ખૂબ ખુશી તેમ માનવી;
સમજી જવું કે દિલબરે, કંઈ ભેટ આપી નવી નવી.'

જ્યારે આશાની આશા નહિ હોય, ત્યારે શાંતિ ઉત્પન્ન થશે. તે વખતે રડવું આવે તો રડજે, તે રડવું રોકીશ નહિ. આત્માની પ્રેરણા

માટે રડવું એ મહાન ગુણ છે. દરેક આંસુથી તારો કંઈક દોષ દૂર થશે, કાંઈક નવી શાંતિ ઉત્પન્ન થશે.* તેવા આંસુને પ્રભુ ગણી રહ્યા છે.

જેમ કોઈ પાળેલો કૂતરો હોય તે માણસોના ટોળામાં પોતાના ધણીને ઓળખી કાઢે છે, અને બાળક સ્ત્રીઓના ટોળામાં પોતાની માને ઓળખી કાઢે છે, તેમ જ્યારે આપણું મન શાંત હોય ત્યારે તે પોતાના ધણી આત્માને શોધી કાઢે છે. જો તું તારા આત્મા માટે તારો પ્રેમ આપીશ, તો તે તને બદલામાં તેનો પ્રેમ આપશે અને તારી ઉત્પન્ન કરેલી માયા દૂર થવા લાગશે.

ધ્યાનની શરૂઆતમાં આત્મા દૂર લાગે છે; પણ જેમજેમ ધારણા બંધાતી જાય છે તેમતેમ આત્મા નજીક લાગતો જાય છે અને બધી ઇચ્છાઓ પૂરી થતી હોય એવું લાગે છે. પણ આ વખતે બહુ સંભાળ રાખવાની છે. આત્મા પાસે ઘણી માગણીઓ કરવી નહિ. ફક્ત એટલું જ કહેવું કે, ‘ તમારી ઇચ્છા તે જ મારી ઇચ્છા છે.’

અંતે આત્માનો અવાજ સંભળાશે, તારા વિરહની દશામાં આત્માનાં સ્વરૂપલક્ષણ ઉત્પન્ન થશે, ને સત્, ચિત, અને આનંદ પ્રકટ થશે. જેમ દાણા ધૂળમાં મળી જાય છે, ત્યારે તેમાંથી છોડ નીકળે છે, તેમ પહેલાં અંદરની શાંતિ ઉત્પન્ન થશે, પછી આત્મા તરફથી રક્ષણ મળશે. તે બ્રહ્માસ્ત્ર છે. તે પછી તેનાથી દૂર થવું અશક્ય લાગશે. તે ખરી સમાધિદશા છે. આ વખતે આત્માના મહિમાની ખબર પડે છે. આ કીમતી વસ્તુ છેઃ તે તું છે, તું કેવળ સુખની મૂર્તિ છે.

માટે ખરું સુખી જીવન મેળવવું એ પોતાની શક્તિની અંદર છે, કારણ કે તે પાસે જ છે.

આ અનુભવની અસર તારા બહારના વ્યવહારના કામમાં જરૂર લાગશે, બીજા પ્રત્યે સમભાવ રહેશે, જગત પૂજવા લાયક જણાશે, બહારનાં કામ સમતાથી થશે, અને કામ પૂરું થયા પછી હૃદયના

* આવું રડવું ઉકાના ગુરુજીને ઘણીવાર આવતું હતું, અને તેમની મંડળીના ઘણા માણસો તે જોઈ શક્તા હતા.

ઊંડાણુમાં શાંતિ ભોગવવા ઇચ્છા થશે. ત્યાં દિવ્ય સુખ ભરેલું છે. તે તારું ખરું સ્વરૂપ છે. હવે પછી શું કરવું, શું ન કરવું, તે માટે કોઈ ગુરુની જરૂર પડશે નહિ. કયે વખતે શું કરવું તેનો જવાબ આત્મામાંથી મળ્યા કરશે. આ બાબત બધાને સમજાતી નથી, તેથી કેટલાક મહાત્માઓ તે સમજાવવા પ્રયત્ન કરતા નથી.

પાણીના પૂરવેગ સામે માછલી ચાલી શકે છે, કારણ કે તે પાણીની સૂક્ષ્મ ગતિ જાણે છે; પણ હાથી તેમાં ડૂબી જાય છે. તેવી જ રીતે જેઓ જ્ઞાનમાર્ગની આ સૂક્ષ્મ રીત જાણે છે, તેઓ સંસારનાં વિઘ્નોને ઓળંગી શકે છે.

હવે આજે જે વાતો તમને બંનેને કહી સંભળાવી, તે બાબતના સારભૂત એક મહાત્માનું રચેલ ભજન હું તમારી પાસે ગાઇ સંભળાવું છું. તે લખી લઈ તેના ઉપર મનન કરવાની ટેવ પાડજો:—

## અમૂલખ આંખ

(લાવણી—દેશની છાયા)

મને મળી અમૂલખ આંખ, વિવેકવિચારની રે;
અનુભવદ્વારની રે, ગુરુગમ જ્ઞાનની રે, દયા ગુરુદ્વારની રે......ટેક.
બહિરૂમુખે હું બહુ બહુ ભટક્યો, અંધારામાં અહીંતહીં અટક્યો;
જ્યાં પૂછું ત્યાં રાત, ન વાત સવારની રે......મને......૧
ગુરુમંદિરમાં રાત ન ભાસી, જ્ઞાનદિવાકર રહ્યો પ્રકાશી;
તેને શરણે જઈ શોધ કરી, મુજ દ્વારની રે......મને......૨
શરીર વિષે કોણ સત્તાધારી, દેહ કહે સત્તા સૌ મારી;
પણ તે હાડ–માંસ–રુધિર–રૂપ, વાત ચમારની રે......મને......૩
અંદર ધસતી ઇંદ્રિય નારી, કહે શરીર પર સત્તા મારી;
ઘટે ન સત્તા, નાર વ્યભિચારીની રે...........મને......૪
મળ્યો અગાડી મનમહારાણો, કહે માલિકી મારી જાણો;
પંઢ અધિપતિ વાત એ શરમ અપારની રે...........મને......૫

તદનંતર પ્રજ્ઞાપટરાણી, મન–ઇન્દ્રિય–વપુની મહારાણી;
છે શાણી પણ રાણી, વાત વિચારની રે............મને......૬
પ્રજ્ઞાથી પર અગમ્ય પ્રાણી, અવાચ્ય પદ ત્યાં શી કહું કહાણી?
અંતર્યામી સત્તા, આત્મ અપારની રે............મને......૭
ગુરુગમથી હું પોતે આત્મા, દેહ, ઇન્દ્રિય, મન, બુદ્ધિ અનાત્મા;
મુજ સાન્નિધ્ય વડે સત્તા વ્યાપારની રે............મને......૮
વ્યષ્ટિ તણો હું સાક્ષી આત્મા, તેમ સમષ્ટિ વિશે પરમાત્મા;
લક્ષ્ય વડે હું એક જ તત્ત્વ, વિચારથી રે............મને......૯
શુદ્ધ અપાર પૂર્ણ હું વ્યાપક, હું દ્રષ્ટા હું દશ્ય નિયામક;
અકલિત વાત વદું શું, અપરંપારની રે............મને......૧૦
ભવહર ગુરુ ભગવાનકૃપાથી, આ અનુભવ અપરોક્ષ થવાથી;
લિજ્જત રહે રંગીન આ, અનુપમ બહારની રે.........મને...૧૧

આ ભજન ગવાઈ રહ્યું એટલે થોડો વખત સૌ મૌન થઈ ગયાં અને સૌને ધ્યાન લાગી ગયું.

થોડા વખત પછી જ્યારે જાગૃતિ આવી ત્યારે ઉજીએ ફરીથી નીચેના પ્રશ્નો પૂછ્યા.

ઉજી—મેં એમ સાંભળ્યું છે કે યોગીઓને સમાધિમાં નવી દિવ્ય સૃષ્ટિ દેખાય છે.

ગુરુજી—યોગીઓ સામાન્ય રીતે જે સ્થાન પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે, તે શુદ્ધ સત્ત્વગુણવાળું હોય છે. તે પ્રકૃતિના અંશવાળું છે. તે દશામાં સૃષ્ટિ દેખાય છે; પણ જેમાં પોતા સિવાય બીજું કાંઈ દેખાય, તે પૂર્ણ સ્વરૂપ નથી. શુદ્ધ સત્ત્વગુણથી રજોગુણ અને તમોગુણ વશ થાય છે અને તેથી યોગીને કેટલીક સિદ્ધિ મળે છે, પણ ત્યાં પૂર્ણતા નથી. સંસારી માણસોને સંસાર છોડવો સહેલો છે, પણ યોગીઓને યોગસિદ્ધિનો મોહ છોડવો મુશ્કેલ છે. જેઓને થોડી ભક્તિ લાગે છે તેમનાં પણ કેટલાંક કામ સહજ થયા કરે છે અને કેટલાક ચમત્કાર તેમને જણાય છે અને બીજાને બતાવી શકે

છે. પણ તે ચમત્કારના મોહમાં ઘણા સાધક અટકી જાય છે. એક ભજનમાં કહેલું છે કેઃ

‘ તજી વૈભવ સતી નિજ પતિ ભજતી,
કુલટા વૈભવ પ્યાસી. ’

ઉજી—જો બ્રહ્મદશામાં બધું જતું રહે, તો માણસોને એ દશા ગમે નહિ. મારી સાસુ એક વખત કહેતાં હતાં કે ‘ મારે તો એવું વૈકુંઠ જોઇએ કે જ્યાં હું અને મારી ભેંસ બન્ને રહી શકીએ. એવું વૈકુંઠ કોઈ મહાત્મા બતાવે તો ખબર આપજો. ’

ગુરુજી—બ્રહ્મદશામાં લોકાલોકનું સુખ છે. તારી સાસુને કહેવું કે એવા સાધુ હવે મળ્યા છે કે જે તેને માટે અને તેની ભેંસને માટે પણ વૈકુંઠમાં જગ્યા કરી આપશે. લોકાલોકનાં સુખ પણ આત્માના સુખમાં સમાઈ જાય છે, તો ભેંસનું સુખ તો કયા હિસાબમાં છે? જ્યારે કોઈ કન્યાનો વિવાહ થાય છે, ત્યારે તે તેના પતિને પરણે છે, તેના પતિની મિલકતને પરણતી નથી; છતાં તેના પતિની મિલકત તેની થઈ જાય છે. જ્ઞાની પુરુષો આખા જગતને પોતાનું ઘર માને છે; અને તેથી તેમને જગતનું રાજ્ય મળે છે.

હું તમારા ભાઇને જ્ઞાનને માર્ગે ચડાવું છું અને તે તમને તે માર્ગે ચડાવશે. માટે તેના સત્સંગનો લાભ લેતાં રહેજો.

ઉકો—થોડા વખત પહેલાં આપે કહ્યું હતું કે, જેનો વ્યવહાર ઓછો હોય, તેને આપ આત્મજ્ઞાનને માટે નવી પદ્ધતિ બતાવશો. તો આવતી કાલે તે સમજાવવાની કૃપા કરજો. આજે વખત ઘણો થઈ ગયો છે, તેથી આપને તસ્દી આપવાની ઇચ્છા નથી.

ગુરુજી—તે બાબત હું આવતી કાલે સમજાવવાનો પ્રયત્ન કરીશ.

ઉજી—મારા પાડોશમાં એક માતાજી રહે છે. તે ભજનભક્તિ સારાં કરે છે. હાલ તેમની શરીરપ્રકૃતિ અસ્વસ્થ હોવાથી આપની પાસે આવી શકે તેમ નથી. પણ આપ તેમની પાસે પધારો, તો

તેમને આપનાં દર્શનનો લાભ મળે.

ગુરુજી—બહુ સારું, ચાલો હમણાં જ જઈએ.

ગુરુજીનો સ્વભાવ એવો છે કે જ્યાં જાય ત્યાં પહેલાં પોતે બીજાને પગે પડે છે. તેથી જ્યારે માતાજી પાસે ગયા, ત્યારે બન્નેએ એક-બીજાને એકી જ વખતે પ્રણામ કર્યાં. પછી ગુરુજીએ માતાજીને કહ્યું: 'કેમ, આનંદ વર્તે છે ને ?'

માતાજી—જી, હા.

ગુરુજી—કોણ માંદું છે ?

માતાજી હસવા લાગ્યાં.

ગુરુજી—માંદગી વખતે પણ જો સ્વરૂપની એટલે બ્રહ્મની ખુમારી રહે, તો અરધું દરદ ઓછું થઈ જાય છે. 'હું આત્મા છું, મને કોઈ વિઘ્ન નડી શકે નહિ,' એવો ભાવ રાખવાથી વિઘ્નો દૂર થાય છે. અથવા માંદગી આવ્યા પહેલાં માંદગીના વિચારો આવે, ત્યારે તે પરવસ્તુ છે એવો ભાવ ઉત્પન્ન થાય, તો માંદગી ઉત્પન્ન થતી નથી.

માતાજી—એ વાત પણ સાચી છે.

ગુરુજી—જેસલે સમાધિ લીધા પછી, ત્રીજે દિવસે તોરલે તેની સમાધિ આગળ ભજન ગાયું અને જેસલને કહ્યું કે, 'હજુ તું જીવતો છે એવો પરચો આપ, તો જ તને બધા પીર માનશે અને સાકર-નાળિયેર ચડાવશે.' એ સાંભળી જેસલે સમાધિમાંથી 'ૐ' એવો શબ્દ કર્યો. માટે આત્માની જાગૃતિ આગળ શરીરના ધર્મોનું જોર રહેતું નથી.

માતાજી—એ વાત સાચી છે.

ગુરુજી—ઈશ્વરકૃપાથી થોડા રોજમાં આરામ થઈ જશે.

આટલી વાતચીત થયા પછી એક જિજ્ઞાસુએ ગુરુજીને પ્રશ્ન કર્યો કે, 'માયાનું સ્વરૂપ ટૂંકામાં સમજાવવાની કૃપા કરો.'

ગુરુજી—જેમ માટીના ઘડા, કૂંડાં વગેરે વાસણોમાં તરત ઘાટની બુદ્ધિ થઈ જાય છે, તેમ અજ્ઞાની જીવને બ્રહ્મમાં જગતની બુદ્ધિ થઈ જાય છે. દ્રષ્ટાનું ચિત્ત કારણની સ્થિર અવસ્થામાંથી ખસીને કાર્યમાં તદ્દરૂપભાવે પ્રવૃત્ત થતાં, દ્રષ્ટાને થયેલા સ્વભાવના અજ્ઞાનમાં જ રહ્યું છે, અને વિકારનું દૃશ્ય તે દ્રષ્ટાની અવિદ્યાનો અથવા તેના તેવા અજ્ઞાનનો જ પ્રકટભાવ છે; પણ આત્મા સ્વપ્નાની માફક બધી અવસ્થાથી અસંગ છે, અને તેથી જ એક અવસ્થાનું દૃશ્ય બીજી અવસ્થામાં દ્રષ્ટાને ચોટતું નથી. માટે માયાનાં મુખ્ય બે અંગ છે: (૧) બધા પદાર્થ એના સ્વભાવથી વિપરીત અવસ્થાએ દેખાય છે; (૨) તેવું વિપરીત દર્શન તે જોનારાની મિથ્યા જ્ઞાનની અવસ્થાની અપેક્ષાવાળું છે, એટલે કે મિથ્યા જ્ઞાનની અવસ્થાની સાથેસાથે દૃશ્ય પણ ફરતું જ હોય તેવું લાગે છે. મૂળ વસ્તુ એટલે અધિષ્ઠાન ફરતું નથી પણ પહેલાના જ્ઞાનથી (મિથ્યા જ્ઞાનથી) માનેલી વસ્તુનું દૃશ્ય ફરે છે. આવું મર્યાદાવાળું દર્શન અથવા અનુભવ વ્યવહારમાં માયા કહેવાય છે. એવા સાપેક્ષ કાર્યદર્શનને સ્વતંત્ર સત્તા નથી, અને તેથી તે અસત્ હોઈને મિથ્યા છે.

આ બાબત દૃષ્ટાંતથી સ્પષ્ટ સમજવામાં આવશે.

કેટલાક અરીસા એવા ગોળ હોય છે કે તેમાં જોનારાનું શરીર બહુ જ લાંબું થયેલું લાગે છે. કોઈ એક માણસ પોતાના હાથમાં એક ફૂટ રાખીને તે અરીસામાં જુએ તો તેનું શરીર અને ફૂટ બંને બમણાં મોટાં લાગે છે. હવે જો તે અરીસામાં દેખાતા માણસને પૂછે કે, 'તું કેમ મોટો દેખાય છે?' અને સામે દેખાતા માણસમાં જવાબ આપવાની શક્તિ હોય તો તે એમ જવાબ આપે કે, 'હું મોટો થયો નથી. મને મારા હાથમાં રહેલા ફૂટથી માપો, તો તમને જણાશે કે જેમ તમે પા ફૂટ ઊંચા છો, તેમ હું પણ મારા ફૂટના માપવાળા પા ફૂટ ઊંચો છું. તમારી દૃષ્ટિ સાપેક્ષ છે. તમે તમારી દૃષ્ટિથી બધું માપવા જશો તો સત્ય મળશે નહિ.'

આ બાબતમાં બીજાં ઘણાં દૃષ્ટાંત છે. મુંબઈની કેટલીક ટ્રેનોમાં બધા ડબ્બામાં સળંગ આવજા થઈ શકે છે. તે ટ્રેન કલાકના ૬૦ માઈલની ગતિએ ચાલતી હોય છે. હવે જો તે ટ્રેનમાં ટિકિટ જોવાવાળો કલાકના ૫ માઈલની ગતિએ ચાલતો હોય, તો જમીન ઉપર ઊભેલા માણસની દૃષ્ટિએ તે ૬૫ માઈલની ગતિએ ચાલે છે. પણ તે ટિકિટ જોવાવાળાને પોતાને તે ગતિ લાગતી નથી. માટે ગતિ સાપેક્ષ છે. વળી આપણી પૃથ્વી ગોળ હોવાથી અમેરિકામાં ફરતા માણસો આપણી દૃષ્ટિએ ઊંધા ચાલતા હોય તેમ માની શકાય, અને તે માણસો આપણને ઊંધા ચાલતા કલ્પી શકે. પણ જે જગ્યાએ માણસો હોય તે જગ્યાએ તે સીધા ચાલતા હોય છે. જેમ કોઈ ગોળ નારંગીના ફળ ઉપર ચારે તરફ કીડીઓ ચાલતી હોય ત્યારે ઉપરની કીડીઓને નીચેની કીડીઓ ઊંધી લાગે છે પણ નીચેની કીડી પોતે સવળી ચાલતી હોય છે. આ બધા સ્થાનના ધર્મ છે, વસ્તુના ધર્મ નથી. આવા સાપેક્ષ ધર્મનું સ્વરૂપ સમજાય, તો માયાનો સ્વભાવ બરાબર સમજાય છે. ક્ષિતિજમાં આકાશ અને જમીન મળેલાં દૂરથી દેખાય છે, પણ ત્યાં જઈએ તો વળી દૂર મળેલાં દેખાય છે. આ બધાં સાપેક્ષ દૃષ્ટિનાં પરિણામ છે.

કોઈ રાજાની સવારી પોતાના ગામમાં એક રસ્તા ઉપરથી નીકળી બીજા રસ્તા ઉપર જતી હોય, ત્યારે પહેલા રસ્તાનાં માણસો કહે છે કે, 'સવારી ગઈ;' બીજા રસ્તાનાં માણસો કહે છે કે, 'સવારી હમણાં આવશે;' અને પહેલા રસ્તાનો કોઈ માણસ જલદી બીજે રસ્તે પહોંચી જાય, તો તે સવારી ફરીથી જોઈ શકે અને ભૂતકાળનો બનાવ ભવિષ્યમાં આવે. વળી, સવારીની સાથેના માણસો માટે સવારી ગઈ નથી તેમ આવી પણ નથી.

કોઈ માણસનું મૃત્યુ થયું હોય, ત્યારે તેની સ્ત્રીને પર્વત જેટલું દુઃખ લાગે છે, પણ તેનું નાનું બાળક તે વખતે પણ હસતું હોય છે. એક વખત બે વર્ષની છોકરીની મા મરી ગઈ અને તેની માના શરીર-

ને સ્મશાને લઈ જવામાં આવ્યું, ત્યારે તે કહેવા લાગી કે, 'મારે બા પાસે જવું છે.' તે વખતે મરણ શું કહેવાય તેની તેને ખબર હોતી નથી. જે વખતે જગતના સંસ્કાર તેનામાં આવે છે, તે વખતે તેનામાં જન્મમરણની કલ્પના ઉત્પન્ન થાય છે. કોઈ રેલવે ટ્રેનનું મુખ રાત્રે કોઈ જંકશને ફરી જાય છે, તેથી તે ટ્રેનમાં સૂતેલો માણસ સવારે જાગે ત્યારે તે પાછો પોતાને ગામ જતો હોય એમ થોડી વાર લાગે છે. માટે દેશ અને કાળ માયિક છે અને દ્રષ્ટાની સ્થિતિની (લાગણીની) અપેક્ષાવાળા છે.

ચતુઃશ્લોકી ભાગવતમાં કહેલું છે કેઃ—

**ऋतेऽर्थं यत् प्रतीयेत, न प्रतीयेत चात्मनि ।**
**तद्विद्यात् आत्मनो मायां यथाभासो यथा तमः ॥**

એટલે આત્માનું જ્ઞાન ન હોય તો માયા દેખાય છે અને આત્મામાં માયા શોધતાં જડતી નથી. જેમ સૂર્ય પાસે અંધારું રહેલું નથી, તેમ આત્મામાં માયા રહેતી નથી. જ્યારે ચંદ્રની કળા ઉત્પન્ન થાય છે, ત્યારે બીજ, ત્રીજ, ચોથ વગેરે કહેવાય છે. તે વખતે ચંદ્રની જગ્યાએ ચંદ્ર આખો હોય છે; પણ દૂરથી જોતાં આપણને નાનો દેખાય છે અને ધીરે ધીરે તેનું તેજ વધી પૂર્ણમાસે પૂર્ણ કળાવાન દેખાય છે.

હાલ સરકારે એક કલાક ઘડિયાળ આગળ મૂકી દીધેલ છે. તેથી માણસનો વ્યવહાર નવા સમય પ્રમાણે થાય છે. કેટલાકને ભૂખ પણ નવા સમય પ્રમાણે લાગે છે. કેટલાકને ઊંઘ પણ નવા સમય પ્રમાણે આવે છે. આ બધું નવી ટેવનું પરિણામ છે. તેવી જ રીતે જીવ કૂતરાના શરીરમાં કૂતરા જેવો થઈ જાય છે અને માણસના શરીરમાં ટેવથી માણસ જેવો થઈ જાય છે. એ સ્થાનનો ધર્મ છે.

આપણે અરીસામાં આપણું રૂપ જોઈએ છીએ, ત્યારે આપણો જમણો હાથ એ ડાબો હાથ થઈ જાય છે અને ડાબો હાથ જમણો થઈ જાય છે; એ પણ સ્થાનનો ધર્મ છે, વસ્તુનો ધર્મ નથી.

માટે પોતાની અહંકારી દૃષ્ટિને જ સાચી માનવી અને તે પ્રમાણે જેવું જગત દેખાય છે તે જ સાચું છે એમ માનવું, એ એક પ્રકારનો અહંકાર છે. તે અહંકાર આત્મજ્ઞાનથી દૂર થાય છે. છતાં અહંકારનો સ્વભાવ એવો છે કે જ્યારે માણસ માને છે કે તેનો અહંકાર દૂર થયો છે, ત્યારે પણ તે કોઈ જગ્યાએ, કોઈ વખતે પ્રગટી નીકળે છે. માટે સાવધાન રહેવાનું છે.

જે છીપમાં મોતી બંધાય છે, તે છીપ સ્વાતિનક્ષત્રમાં સમુદ્રની સપાટી ઉપર આવી વરસાદનું પાણી પોતાની અંદર લે છે. તે પાણીમાંથી મોતી થાય છે. છીપ સમુદ્રનું પાણી લેતી નથી. સમુદ્રનું પાણી તેની અંદર આવે, તો તે છીપમાં જીવડા પડે છે. તેવી જ રીતે અંતઃકરણમાં ફક્ત આત્માની જ શક્તિ આવે, તો સમભાવ ઉત્પન્ન થાય છે અને સંસારનું પાણી ભરાય તો વિષમતા ઉત્પન્ન થાય છે.

જિજ્ઞાસુ—શાસ્ત્રોમાં કહેલ છે કે ચિત્તશુદ્ધિ માટે કર્મ અને ઉપાસનાની જરૂર છે.

ગુરુજી—એ વાત એક દૃષ્ટિએ સાચી છે; પણ જ્ઞાનદૃષ્ટિએ જોઈએ તો શુદ્ધ વસ્તુ કે જે આત્માનું સ્વરૂપ છે, તેમાં આપણા ચિત્તનો લય કરવો તે જ ખરી ચિત્તશુદ્ધિ છે, અને અનાત્માનું અદર્શન એ ખરી ઉપાસના છે.

આ બાબતમાં ભાણસાહેબ એક જગ્યાએ કહે છે કેઃ—

ભાણ કહે ભટકીશ મા, મથી જોને માંહી,
સમજીને સૂઈ રહે, તો કરવું નથી કાંઈ.
બોલે તે બીજો નહિ, પરમેશ્વર પોતે,
અજ્ઞાની તે આંધળો, અળગો થઈ ગોતે.

માટે સામાન્ય બુદ્ધિમાં પેસી ગયેલું મિથ્યાત્વ જાય છે, એટલે તે બુદ્ધિ બ્રહ્માકાર થઈને બ્રહ્મમય થઈ જાય છે.

આટલી વાતચીત થયા પછી સાંજનો વખત થઈ જવાથી ગુરુજી પોતાને સ્થાને ગયા.

# ૧૦ : જ્ઞાનમાર્ગની ભૂમિકાઓ

બીજે દિવસે ઉકો ગુરુજીની પાસે આવ્યો. ગુરુજીએ ઉકાને કહ્યું કે, 'આજે હું તને જે માર્ગ સમજાવું છું, તે જેના પ્રારબ્ધમાં પ્રવૃત્તિ ઓછી હોય અને વૈરાગ્ય વધારે હોય તેને કામનો છે. આ માર્ગમાં તત્ત્વજ્ઞાન, વાસનાક્ષય અને મનોનાશ ઉપર ભાર મૂકવામાં આવે છે.

માણુસ જ્યારે જન્મે છે, ત્યારથી જ તેને દેહનું અભિમાન હોય છે; તેથી તે પોતાનાં દેહ, પ્રાણ, મન, અને ઇન્દ્રિયોને પોતાનાં માને છે. એટલું જ નહિ પણ તે જ પોતે છે એવું અભિમાન તેનામાં રૂઢ થઈ જાય છે. તેથી જ્યારે દેહનો નાશ થાય ત્યારે પોતાનો નાશ થયો એમ તે સમજે છે. પણ પૂર્વજન્મમાં જો સારા સંસ્કાર પડ્યા હોય, તો આ જન્મમાં તેને અનિત્ય વસ્તુઓ ઉપર વૈરાગ્ય આવે છે, અને માણુસના જીવનનું રહસ્ય જાણવાની અને કલ્યાણ સાધવાની ઇચ્છા થાય છે. આવી ઇચ્છાને શાસ્ત્રોમાં જ્ઞાનમાર્ગની પહેલી ભૂમિકા 'શુભેચ્છા' કહે છે.

## પહેલી ભૂમિકા—શુભેચ્છા

આ ભૂમિકાએ તેનામાં વિવેક, વૈરાગ્ય, ષટ્સંપત્તિ અને મુમુક્ષુતા ઉત્પન્ન થાય છે. સંસારના ક્ષણિક સુખ તરફ અરુચિ થાય છે,

એકાંત ગમે છે. શાસ્ત્ર અને સત્સંગ ગમે છે. કોઇ ઉત્તમ કોટિના સાધુનો સંગ મેળવવાની ઇચ્છા થાય છે અને તે મળે ત્યારે તેમની પાસે શાસ્ત્રનું શ્રવણ કરે છે. જેને સંસારના સુખ ઉપર વૈરાગ્ય હોય છે, તેને સંસારના સુખ માટે થતાં બીજાં કર્મો કરવાની જરૂર નથી. વળી તેની જિજ્ઞાસા દૃઢ હોય, તો ભગવાન તેને ધીરેધીરે સંસારનાં કર્મોથી છોડાવી શાસ્ત્રના અભ્યાસમાં જોડે છે અને કોઇ સારા ગુરુનો મેળાપ કરાવી આપે છે. સંસારનાં કર્મો સંસારનું સુખ આપે છે. આ જન્મમાં સામાન્ય ભાવે બીજાની સેવા કરીએ, દાનપુણ્ય કરીએ, તો બીજા જન્મમાં સંસારમાં સારી સગવડ મળે છે; પણ તેનાથી જન્મમરણરૂપી બીજાં દુઃખોનો અંત આવતો નથી. તેને માટે આત્મજ્ઞાનની જરૂર છે; અને જેને તેની જરૂર લાગે છે, તે શાસ્ત્રના શ્રવણ પછી બીજી ભૂમિકાએ ચડવાની તૈયારી કરે છે.

## બીજી ભૂમિકા—વિચારણા

આ ભૂમિકાએ તે શાસ્ત્રોના સિદ્ધાંતો ઉપર મનન કરે છે. પ્રસ્થાનત્રય એટલે ગીતા, ઉપનિષદ અને બ્રહ્મસૂત્રનો અભ્યાસ કરે છે, અથવા સંસ્કૃત ભાષાનું જ્ઞાન ન હોય તો તે શાસ્ત્રોનો સાર આપેલ હોય તેવાં ગુજરાતી પુસ્તકોનું વાચન કરી તે ઉપર વિચાર કરે છે.

ગીતામાં ૧૬મા અધ્યાયમાં દૈવી પ્રકૃતિના જે ગુણો કહેલા છે. તે પાળવાનો તે પ્રયત્ન કરે છે અને આસુરી પ્રકૃતિનો જે સ્વભાવ તે અધ્યાયમાં કહેલો છે તે છોડવાનો પ્રયત્ન કરે છે. આ પ્રમાણે સ્વભાવ શુદ્ધ થવાથી આત્મસાક્ષાત્કારની ઇચ્છા દૃઢ થાય છે, અને આત્મા છે કે નહિ એવી શંકા થતી નથી. ગુરુના અનુભવની વાતો સાંભળી પોતાને તેવો અનુભવ લેવાનું મન થાય છે. તે ત્રીજી ભૂમિકાની શરૂઆત છે.

## ત્રીજી ભૂમિકા—તનુમાનસા

શાસ્ત્રોમાં જે વાચન કરેલું હોય અને ગુરુની વાણી સાંભળી

હોય તે પ્રમાણે અનુભવ લેવો અને બહાર ભટકતા ચિત્તનો નિરોધ કરવો, એ કામ આ ભૂમિકાએ થાય છે. અહીંથી ધ્યાન શરૂ થાય છે અને ધારણા બંધાય છે. ચિત્તવૃત્તિના નિરોધથી દ્રષ્ટા પોતાના સ્વરૂપ તરફ વળે છે અને મનમાં કેટલીક શાંતિ ઉત્પન્ન થાય છે. આ નિદિધ્યાસનની દશા છે. આ દશામાં વિપરીત ભાવના ઓછી થાય છે. જે જગતને પોતે પહેલાં સામાન્ય દૃષ્ટિથી સાચા તરીકે જોતો હતો, તે જગતને સામાન્ય દૃષ્ટિ ફરી જવાથી હવે તે મિથ્યા-રૂપે જુએ છે અને તેમાં પોતાની વૃત્તિ રોકતો નથી. આ દશાની પરિપાક અવસ્થા થાય છે, ત્યારે સમાધિની શરૂઆત થાય છે. પોતાનું ખરું સ્વરૂપ કેવું છે, તે ચોથી ભૂમિકાએ ખબર પડે છે.

## ચોથી ભૂમિકા—સત્ત્વાપત્તિ

ઉપરની ત્રણ ભૂમિકાના અભ્યાસથી આત્મામાં સ્થિતિ બંધાવા લાગે છે, માનઅપમાન સમાન લાગે છે, મિત્ર અને શત્રુમાં રાગદ્વેષ થતા નથી, જગત મૃગજળ સમાન લાગે છે, અને મન અને વાસનાનો ઉપશમ થાય છે. આત્મા દેહ, પ્રાણ અને મનથી જુદો લાગે છે. આ સ્થિતિ તને પ્રાપ્ત થશે, ત્યારે તને લાગશે કે, જેને તું 'ઉકો' માની બેઠો છે, તે તું નથી. પણ તું શુદ્ધ, બુદ્ધ, નિત્યમુક્ત આત્મા છે. તે આત્માની થોડીક શાંતિ આ ભૂમિકાએ અનુભવમાં આવે છે અને તેથી ધ્યાન છોડવું ગમતું નથી. જ્યારે આવી દશા ઉત્પન્ન થાય, ત્યારે સાચું ધ્યાન કહેવાય છે.

દરેક માણસ સુખ માટે બધી પ્રવૃત્તિ કરે છે. બહારનું સુખ કાયમ રહેતું નથી; પણ અંદરની જે શાંતિ આત્મામાં મળે છે, તે નિત્યપદાર્થનો સ્વભાવ હોવાથી નિત્ય રહે તેવી છે. છતાં ચોથી ભૂમિકાએ બરાબર સ્થિરતા આવતી નથી. અહીં આત્મજ્ઞાન થાય છે, પણ નિષ્ઠા બંધાતી નથી; કારણ કે અહીં સુધીમાં મન અને વાસનાનો પૂરો ક્ષય થયો હોતો નથી.

## પાંચમી ભૂમિકા—અસંસક્તિ

આ ભૂમિકાએ સમાધિનું સુખ વધે છે, શક્તિ વધે છે, મન અને વાસનાનો વધારે ઉપશમ થાય છે, સુખદુઃખમાં સમાનવૃત્તિ રહે છે, ત્યાગ અને વૈરાગ્ય વધે છે, ધીરજ વધે છે, બહારની વેદના થાય છે, પણ સમાધિના સુખના સંસ્કાર પડેલ હોવાથી તે વેદના સહન કરે છે, અને જગત સ્વપ્ન જેવું લાગે છે. આ ભૂમિકાએથી પોતે પોતાની મેળે વ્યુત્થાન થઈ શકે છે અને બીજાને ઉપદેશ આપી શકે છે. બ્રહ્માનંદનાં કિરણો તેને બહુ નજીક લાગે છે, તેથી સુખની જગ્યા હવે તેને આત્મામાં જ જણાય છે. હવે તે પોતાને માણસ માનતો નથી અને માણસના સામાન્ય ધર્મનું બંધન છૂટી જાય છે. અહીં ઉકાનું નામ રહેતું નથી, તેનું રૂપ પણ ફરવા લાગે છે, અને તેના શરીરમાં નવું તેજ અને નવો આનંદ પ્રવેશ કરે છે. અહીંથી ઋતંભરા પ્રજ્ઞા શરૂ થાય છે

## છઠ્ઠી ભૂમિકા—પદાર્થભાવિની

આ ભૂમિકાએ પદાર્થ માત્રનો એટલે પ્રપંચનો એટલે જગતનો અભાવ લાગે છે; તેનો અર્થ એમ નથી કે જગત છે જ નહિ, પણ જગત ભગવાનરૂપે દેખાય છે. પહેલાં ભૂલથી ભગવાનને જગતરૂપે જોતો હતો, તેને બદલે હવે તે જગતને ભગવાનરૂપે જોઈ શકે છે. જગત તો પહેલાં જ ભગવાનમય હતું. પણ આ ભૂમિકાએ નિષ્ઠા એવી દૃઢ થાય છે કે જે વસ્તુ જેવી હોય તેવી દેખાય છે, ભેદબુદ્ધિ નીકળી જાય છે અને તેથી બીજા માણસો ભેદની વાતો કરે ત્યારે ઘણી મહેનતે તેને ભેદની સંજ્ઞા થાય છે. જેમ અજ્ઞાની માણસમાં તરત અભેદબુદ્ધિ આવતી નથી, તેમ છઠ્ઠી ભૂમિકાવાળા જ્ઞાની પુરુષમાં ભેદબુદ્ધિ તરત આવતી નથી. આ દશામાં મન અને વાસનાનો ક્ષય થાય છે, તેથી વ્યુત્થાનદશામાં કર્તવ્ય દેખાતું નથી. તે ગુણોથી ચલાયમાન થતો નથી, ઉદાસી જેવો, સ્તબ્ધ, અને બીજા

માણુસ સમાધિમાંથી ઉઠાડે ત્યારે જ ઊઠે છે. તેને અહં અને ઇદં એકરૂપ લાગે છે, ઇદં અહંરૂપે જણાય છે. તે બીજા જમાડે ત્યારે જમી શકે છે. આ દશાના મહાત્માઓનાં દર્શન થવાં બહુ મુશ્કેલ છે, પણ પાંચમી ભૂમિકાવાળા મહાત્માઓનો મેળાપ કોઈ કોઈ જિજ્ઞાસુઓને થાય છે.

## સાતમી ભૂમિકા—તુર્યા

આ ભૂમિકાએ અતિશય સુખ ઉત્પન્ન થાય છે, તેથી તે પુરુષને શરીરની દરકાર રહેતી નથી. તેના શરીરની સંભાળ બીજા કોઈ રાખે તો તેનું શરીર ટકે છે, નહિતર થોડા દિવસમાં તે પુરુષ બ્રહ્મમાં લીન થઈ જાય છે. તેને આત્મસ્વરૂપમાં નિષ્પ્રકંપ સ્થિતિ થાય છે, તે નિત્ય સમાધિસ્થ રહે છે અને વ્યુત્થાન પામતો નથી. આવી દશાવાળા બ્રહ્મવિદ્‌વરિષ્ઠ કહેવાય છે. તેઓ સાક્ષાત્ પરમાત્મારૂપ છે. આવી દશાવાળા મહાત્મા જીવતાં વિદેહમુક્ત પણ કહેવાય છે, કારણ કે દેહના ધર્મ તેમને અસર કરતા નથી.×

ઉકો—હવે મારે બેત્રણ પ્રશ્ન પૂછવાની ઇચ્છા છે.

ગુરુજી—ખુશીથી.

ઉકો—જીવ ઉત્પન્ન શી રીતે થાય છે ?

ગુરુજી—કોઈ ખાડામાં વરસાદનું પાણી ભરાય એટલે તેની સાથે જ તેમાં સૂર્યના પ્રતિબિંબની ઉત્પત્તિ દેખાય છે. ત્યાં સૂર્ય ઉત્પન્ન થયો નથી, પરંતુ પાણી જ ઉત્પન્ન થયું હોય છે, એટલે કે નવું પાણી આવેલું હોય છે. પરંતુ પાણી આવવાની સાથે જ સૂર્યના પ્રતિબિંબની ઉત્પત્તિનો વ્યવહાર ભાસવા લાગે છે. તેવી જ રીતે જડ (અજ્ઞાનકાર્ય) અંતઃકરણમાં ચેતનનું પ્રતિબિંબ પડે છે, તેને ચિદાભાસ અથવા જીવ કહે છે. દૃષ્ટાંતમાં જોકે પાણીના ચલનથી પ્રતિબિંબ

× આ સાત ભૂમિકાની વધારે વિગત સમજવી હોય તેમણે 'હું કોણ ?' પુસ્તક વાંચવું.

ચાલતું લાગે છે, છતાં તે પ્રતિબિંબ વાસ્તવિક રીતે ચાલતું નથી. તે પ્રમાણે સિદ્ધાંતમાં જીવ પોતે વાસ્તવિક રીતે અકર્તા છે, પણ સંસારી ધર્મો પોતાના માનીને કર્તા બને છે. વળી જો પ્રતિબિંબને કાંઈ થતું નથી, તો બિંબને તો કોઈ પણ સંસારી ધર્મનો સ્પર્શ કેવી રીતે થાય? પાણી સુકાઈ જાય તો પ્રતિબિંબ બિંબમાં મળી જાય છે. તેમ અંતઃકરણની વાસનાઓનો ક્ષય થાય, એટલે ચિદાભાસ બ્રહ્મરૂપ એટલે આનંદરૂપ થઈ જાય. જ્ઞાન થયા પહેલાં પણ તે શુદ્ધ હતો, પણ ભૂલથી સંસારના ધર્મ પોતામાં માની બેઠો હતો. તે ભૂલ આત્મજ્ઞાનથી નીકળી જાય છે, અને પોતે જેવો હતો તેવો થઈને રહે છે.

ઉંકો—મનના સંકલ્પો ઓછા શી રીતે થાય?

ગુરુજી—મનમાં જે કાંઈ વિચાર આવે, તે પોતાનો ગણવો જ નહિ. પરમાત્મા સત્, ચિત્ અને આનંદરૂપ છે. તેથી જ્યારે પોતાના હૃદયમાં જ્ઞાન, વ્યાપકતા, નિત્યતા, આનંદ વગેરે અભિવ્યક્ત થાય, ત્યારે તે પોતાનાં લક્ષણ માનવાં. બીજા વિચારો આવે છે તેનું કારણ એ છે કે તે વિચારોને પોતાના માનેલ છે. જે સગાંઓને અને મિત્રોને પોતાનાં માન્યાં હોય તે આપણે ઘેર આવે છે અને આપણે તેમને ઘેર જવું પડે છે. પણ જેમને આપણે પોતાના માન્યા ન હોય, તે આપણી પાસે આવતા નથી અને આપણે તેમની પાસે જતા નથી. તેવી જ રીતે જો મનના સંકલ્પો, પ્રાણની ઊર્મિઓ, શરીરનાં જન્મમરણ એ અનાત્મ ધર્મોને પોતાનું સ્વરૂપ માનીએ નહિ, તો ધીરે ધીરે આપણે માટે તેમનો અભાવ થાય છે. જ્યારે અનાત્માની ભાવનાઓ દૂર થશે, ત્યારે તે જગ્યાએ દિવ્ય શાંતિ, મૌન, જ્ઞાન, શક્તિ, આનંદ વગેરે નિજસ્વભાવ પ્રગટ થશે. જ્યારે તે ઉત્પન્ન થાય, ત્યારે તે પોતાનું સ્વરૂપ માનવું.

ઉંકો—આ બાબત ઉપર જરા વધારે ખુલાસાની જરૂર લાગે છે.

ગુરુ—દેહ, પ્રાણ અને મનના ધર્મોને પોતાના માનવા નહિ.

કોઈ બાળકને તેની મા ખાવા વખતે કહે છે કે, 'લે તને ખવરાવું,' સૂવા વખતે કહે છે કે, 'લે તને સુવરાવું.' તેમ આપણો દેહ જાણે કે પરવસ્તુ હોય તેમ તેને ખાવા વખતે કહેવું કે, 'લે તને ખવરાવું,' સૂવા વખતે કહેવું કે, 'લે તને સુવરાવું'' વગેરે. આવી ટેવથી દેહ પ્રત્યે પરભાવ ઉત્પન્ન થાય છે. મેં આ દેહને ઘોડા જેવો માનેલ છે, તેથી ઘોડાની માફક મારે તાબે રહી ચાલે છે અને મારે જ્યાં જવું હોય ત્યાં લઈ જાય છે. મનના વિચારો અને પ્રાણની ઊર્મિઓ જ્યારે ખોટી દિશામાં દોડે, ત્યારે તેમને કહેવું કે, 'ઊભા રહો, ક્યાં જાઓ છો? શું જોઇએ છે?' એમ તેમને અટકાવવાથી તેમનું જોર નરમ પડી જશે, તેમનામાં આપણે ભળી જવું ન જોઇએ.

ઉકા—જ્ઞાની પુરુષોનો વ્યવહાર કેવી રીતે ચાલે છે?

ગુરુજી—તેનો આધાર તેમના પ્રારબ્ધ ઉપર છે. જો નિષ્ઠા થઈ ન હોય, તો કોઈ વખતે કોઇને સંસારની વૃત્તિનું સ્ફુરણ થાય છે અને તે વખતે બ્રહ્માકારવૃત્તિ ગૌણ થઈ જાય છે. તોપણ જેમને આત્મજ્ઞાનથી વસ્તુસ્થિતિનો નિશ્ચય બરાબર થયો હોય છે, તેઓને સ્વરૂપનું અનુસંધાન તરત થઈ જાય છે. વ્યુત્થાનદશામાં કોઈ જ્ઞાની પુરુષો જગતની સેવા કરે છે, પણ તેઓ જગતના જેવા બની જતા નથી. નોળિયાને સર્પનું ઝેર ચડે, તો તે તરત નોળવેલનો વેલો સૂંઘી આવે છે, અને તે ઝેર ઊતરી જાય છે. તેવી જ રીતે જ્ઞાની પુરુષો આત્મજ્ઞાનથી ઉપર કહેલ રીતે સંસારી વિચારોનું જોર દૂર કરી શકે છે.

આ પ્રમાણે સત્સંગ કરતાં કરતાં અને મનન કરતાં કરતાં ઉકાનાં કેટલાંક વર્ષ વીતી ગયાં. કોઇ વખતે ગુરુજી હાજર ન હોય, ત્યારે તે એકાંતમાં નિદિધ્યાસન કરતો હતો અને જ્યારે તેમનો મેળાપ થાય ત્યારે પોતાની શંકાનું સમાધાન કરી લેતો હતો.

## ૧૧ : ભૂલની જગ્યા

સામાન્ય માણસ પોતાના સ્વભાવ પ્રમાણે જગતને દેખે છે; તેથી જગત જેવું છે તેવું દેખાતું નથી, પણ જેવું જોવાની ઇચ્છા પોતાના સ્વભાવમાં હોય તેવું દરેકને દેખાય છે અને બાકીનું તેની દૃષ્ટિમાં આવી શકતું નથી. તેથી નાની ઉંમરથી જ લગભગ દરેક માણસ ભૂલમાં પડે છે. આ કાંઈ નાની ભૂલ નથી. ઘણા માણસો ભૂલમાં ને ભૂલમાં મોટા થાય છે અને ભૂલમાં મરે છે. આ બાબત વિષે થોડુંક વિવેચન પહેલાં બે પ્રકરણોમાં કહેવાઈ ગયેલ છે.

સામાન્ય માણસની માફક ઉકો પણ ભૂલના સંસ્કારથી જન્મ્યો હતો, પણ તેનામાં સત્ય જાણવાની જિજ્ઞાસા દિવસેદિવસે વધતી જતી હતી. ગુરુજીના ઉપદેશ પ્રમાણે તે એકાંતમાં અનુભવ લેતો હતો અને તેથી તેનું અંતઃકરણ શુદ્ધ થતું હતું. કેટલાક વખત પછી જ્યારે ગુરુજીનો મેળાપ થયો, ત્યારે તેણે ગુરુજીને પૂછ્યું કે, ' જો આપના કહેવા પ્રમાણે ભૂલથી બ્રહ્મને બદલે જીવ અને જગત દેખાય છે, તો તે ભૂલ કોને થઈ? અને કેવી રીતે થઈ?'

ગુરુજી—પહેલી ભૂલ ઇન્દ્રિયોના સાધનથી જગતને જોવાથી ઉત્પન્ન થાય છે. તેથી જગત જેવું છે તેવું દેખાતું નથી અને જેવું નથી તેવું દેખાય છે. તેથી જગતનું જે સ્વરૂપ ઇન્દ્રિયોથી પકડી શકાતું નથી, તે સમજવા માટે નવી દૃષ્ટિ ખીલવવાની જરૂર પડે છે.

તેને આત્મદષ્ટિ કહે છે. આ દષ્ટિ ઉત્પન્ન થાય છે, ત્યારે જગત જેવું છે તેવું દેખાય છે. આપણને પાંચને બદલે છ ઈંદ્રિયો મળી હોત તો આ જગત હાલ દેખાય છે તે કરતાં નવી જાતનું દેખાત.

એક વખત એક જગ્યાએ સર્વ ધર્મની પરિષદ ભરાઈ હતી. ત્યાં એક ધર્મવાળાએ કહ્યું કે જગત સત્ય છે, બીજા ધર્મવાળાએ કહ્યું કે જગત અસત્ય છે અને ત્રીજા ધર્મવાળાએ કહ્યું કે જગત સત્ય છે તેમજ અસત્ય પણ છે. આ ત્રણે સિદ્ધાંત બરાબર સમજવા માટે પહેલાં એટલું જાણવાની જરૂર છે કે દરેક જગ્યાએ પાંચ તત્વો છે: સત, ચિત્, આનંદ, નામ, અને રૂપ. પહેલાં ત્રણ ભગવાનનાં સ્વરૂપલક્ષણ છે, અને છેલ્લાં બે માયાનાં છે. જ્યારે પહેલાં ત્રણ તરફ દષ્ટિ જાય છે ત્યારે જગત સત્ય લાગે છે. છેલ્લાં બે તરફ દષ્ટિ જાય છે, ત્યારે જગત અસત્ય લાગે છે; અને પાંચે તત્ત્વ તરફ દષ્ટિ જાય છે, ત્યારે જગત સત્ય—અસત્ય ઉભય ધર્મવાળું લાગે છે. માટે કહેનાર માણસ કઈ અપેક્ષાએ પોતાની વાત કહે છે, તે સમજવાની ટેવ પાડવી જોઇએ.*

એ બધી દષ્ટિઓમાં એક જ દષ્ટિ સાચી હોય છે. જેઓ બધે ભગવાનને જોઈ શકે છે તેમની દષ્ટિ જ સાચી છે. તેમને ભગવાનનું વિસ્મરણ કરવામાં મુશ્કેલી આવે છે.

ઉકો—એવી દષ્ટિ ઘણાને કેમ પ્રાપ્ત થતી નથી?

ગુરુજી—જીવ ભૂલથી દેહ વગેરે અનાત્મ વસ્તુના ધર્મોને પોતાના માને છે, તેથી તેની દષ્ટિ અનાત્મા તરફ પહેલી જાય છે. તેથી 'હું જાડો છું, સુખી છું, દુઃખી છું, મરું છું,' વગેરે ખોટા ભાવ ઉત્પન્ન થાય છે. અગ્નિની આસપાસ ઘી, ફૂલ અને દારૂ પડ્યાં હોય છે, ત્યારે ઘી ઓગળી જાય છે, ફૂલ કરમાઈ જાય છે અને દારૂ ફૂટે

* અપેક્ષાની દષ્ટિનો સ્વભાવ કેવો છે તે વિષે પહેલાં બે પ્રકરણમાં થોડીક વાતો આપવામાં આવેલ છે.

છે. તેમાં ઓગળવાનો ધર્મ, કરમાવાનો ધર્મ અને ફૂટવાનો ધર્મ અગ્નિમાં નથી, છતાં અગ્નિમાં આરોપાય છે; તેમ ચૈતન્ય અને જડના ધર્મો પૃથક છે, છતાં ભૂલથી ચૈતન્યમાં જડના ધર્મોનો અધ્યાસ થાય છે. વસ્તુતાએ જડના ધર્મ અનિત્ય હોવાથી અસત્ છે.

જ્યાં જે વસ્તુ કોઈ વખતે અભેદરૂપે હોય અને કોઈ વખતે ન હોય, ત્યાં તે અધ્યસ્ત છે. જેમ રજ્જુમાં સર્પ અને બ્રહ્મમાં જીવ અને જગત. બધા 'હું હું' કરે છે, છતાં એક જગ્યાનો 'હું' બીજી જગ્યાના 'હું'ને 'તું' કહે છે, તે અજ્ઞાનનું પરિણામ છે.

ઉકો—જો દેહ વગેરે અસત્ હોય, તો અસત્ પદાર્થનો અધ્યાસ સતરૂપી આત્મામાં કેવી રીતે થાય?

ગુરુજી—જે વસ્તુનો આરોપ અધિષ્ઠાનમાં થાય છે, તેમાં માત્ર પૂર્વપ્રતીતિની જરૂર હોય છે, પણ તે અધ્યસ્ત વસ્તુમાં પરમાર્થ સત્તા હોવાની જરૂર નથી. પહેલી વાર ભ્રમ થયો હોય તે વારંવાર ભ્રમ ઉત્પન્ન કરે છે. આકાશમાં જે લીલાપીળા દેખાવ દેખાય છે, તે સાચા નથી. તોપણ બીજી વાર આકાશને જોઈએ, ત્યારે આકાશ રંગવાળું લાગે છે. તેવી જ રીતે જેને ભગવાનની જગ્યાએ જગત દેખાય છે, તેનું કારણ પહેલાં તે દશ્યને જગત–બુદ્ધિથી જોયેલા સંસ્કાર છે. તે સંસ્કારના ફળરૂપે ફરીથી પણ ભગવાનની જગ્યાએ જગત દેખાય છે. પહેલાંના વખતનું ભૂલથી જોયેલું દશ્ય સ્મરણમાં રહે છે અને તે સ્મરણ પ્રમાણે પછીનું દશ્ય દેખાય છે; માટે જ્યારે દશ્યમાં જગત–બુદ્ધિ થાય છે ત્યારે જગત દેખાય છે, અને જ્યારે તેમાં ભગવદ્–બુદ્ધિ થાય છે ત્યારે જગત અદશ્ય થાય છે. જો જગત સત્ય હોય તો સમાધિમાં અને નિદ્રામાં પણ દેખાવું જોઈએ.

બહારની વસ્તુઓ કે જે સામાન્ય દષ્ટિથી સામાન્ય માણસને દેખાય છે, તે પોતાની સત્તાથી નભી શકતી નથી. તે સાચી ન હોવાથી તેનું તત્ત્વ સમજવા માટે તત્ત્વજ્ઞાનની જરૂર છે. આત્મિક વિચાર દ્દ

(આ)ને અહં (હું) કરી દે છે. સામાન્ય વિચાર ઇદંને ઇદં તરીકે રાખે છે. તે મુખ્ય ફેર છે.

अविभक्तं विभक्तेषु विभक्तमिव च स्थितम् ॥

એટલે ગીતામાં એમ કહેલું છે કે જુદાજુદા જે પદાર્થો દેખાય છે, તેમાં (જાણે કે ભેદ પામ્યા હોય તેવા પણ ખરેખરા) અભેદ સ્વરૂપ-વાળા પરમાત્મા રહેલા છે. આત્મભાવવાળી દૃષ્ટિવાળો માણસ જગતનો મિત્ર બને છે, જગતનો આત્મા બને છે. સામાન્ય દૃષ્ટિવાળાને જગત પોતાથી જુદું દેખાતું હોવાથી, જગત તેના વિરોધમાં રહે છે. તેથી ઘણા માણસો બીકણ રહે છે. બધી બીકનું કારણ અજ્ઞાન છે.

એક વખત રાત્રી ભગવાન પાસે ફરિયાદે ગઈ. તેણે ભગવાનને કહ્યું કે, 'મને સૂર્ય બહુ હેરાન કરે છે.' એટલે ભગવાને સૂર્યને પુછાવ્યું કે, 'તું રાત્રીને કેમ હેરાન કરે છે?' સૂર્યે કહ્યું કે, 'હું રાત્રીને ઓળખતો જ નથી.' ભગવાને રાત્રીને કહ્યું કે, 'તું અહીં ઊભી રહેજે, હું સૂર્યને બોલાવું છું.' રાત્રી કહે: 'સૂર્ય આવે ત્યારે હું ઊભી રહી શકું નહિ.' આ ઉપરથી સિદ્ધાંત એ લેવાનો છે કે વિરુદ્ધ ધર્મ ભેગા રહી શકે નહિ. જ્યારે આત્માના ધર્મ ઉત્પન્ન થાય છે ત્યારે માયાના ધર્મ દૂર થાય છે.

જેમ મૃગજળ ધીરેધીરે સુકાતું નથી, તેમ માયા ધીરેધીરે દૂર થતી નથી. મૃગજળને મૃગજળ તરીકે જાણવાથી જળનો અભાવ થાય છે, તેમ માયાને બ્રહ્મરૂપે જાણતાં માયાનો અભાવ થાય છે. જ્ઞાન-દશા ઉપાધિનો ગ્રાસ કરે છે. ઉચ્ચ બ્રાહ્મણ ઢેડને અડીને પોતાને ઢેડ માને છે, તો બ્રહ્મના સ્પર્શથી જીવ બ્રહ્મ કેમ ન થાય?

જેને કમળો થયો હોય છે, તે ધોળા શંખને પીળો દેખી કહે છે કે, શંખ પીળો છે. રોગીને ગોળ કડવો લાગે છે, તેથી કહે છે કે, ગોળ કડવો છે. આ બધો ખોટી બુદ્ધિનો પ્રતાપ છે.

ઉકો—પણ આત્મા એ બુદ્ધિનો વિષય નથી.

ગુરુજી—આત્મા તદ્દન અવિષય નથી, તે અસ્મત્ પ્રત્યયનો વિષય છે. 'હું નથી' એવું કોઈને લાગતું નથી. તેમાં દેહ, ઇન્દ્રિયો વગેરે ધર્મોનો અધ્યાસ થાય છે; તેથી જોકે તે વસ્તુતાએ અનવિચ્છિન્ન છે છતાં અવિચ્છિન્ન લાગે છે, અકર્તા છતાં કર્તા લાગે છે, અને અભોક્તા છતાં ભોક્તા લાગે છે. જેમ આકાશમાં ભેદ નથી છતાં ઘટાકાશ, મહાકાશ વગેરે ઉપાધિકૃત ભેદ બોલાય છે, તેમ આ બધો જે અન્યથા ભાવ છે તે અવિદ્યાનો વિલાસ છે. તે અવિદ્યા શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી ઉત્પન્ન થયેલ વિદ્યાદ્વારા દૂર થાય છે.

ઉકો—પણ એ અવિદ્યા દૂર થયા પછી, જગતનાં કામોમાં લાગતાં વળી તે ઉત્પન્ન થઈને નવા અધ્યાસ ઉત્પન્ન કરી, ફરી ભૂલ નહિ કરાવે, તેની શી ખાતરી ?

ગુરુજી—જ્યાં જેનો અધ્યાસ છે, ત્યાં અધ્યસ્ત વસ્તુના ધર્મથી મૂળ વસ્તુને કાંઇ હાનિ થતી નથી. સિદ્ધાંતમાં જોકે દેહ, ઇન્દ્રિયો વગેરેના ધર્મોના અધ્યાસથી આત્માને સુખીદુઃખી માનીએ, તોપણ તેનો સચ્ચિદાનંદરૂપ સ્વભાવ કોઇ વખતે ફરતો નથી. શુદ્ધ બુદ્ધિ તત્ત્વપક્ષપાતી હોય છે. તેથી જો એક વાર જે વસ્તુ જેવી છે તેવી સમજાઇ જાય, તો ફરીથી ભૂલ થતી નથી. જે દોરડી સર્પરૂપે દેખાતી હતી, તેને દોરડીરૂપે જાણી લીધા પછી જોકે પહેલાંની સર્પની બીકની કમકમાટી થોડો વખત રહે છે, તોપણ તે અલ્પકાળ ટકે છે. ફરીથી તે દોરડીમાં સર્પની ભ્રાંતિ થતી નથી. પોતાની આંગળીમાં કોઇને સર્પની ભ્રાંતિ થતી નથી, કારણ કે તે બરાબર જાણી લીધેલ છે. તેમ સિદ્ધાંતમાં જો એક વખત જીવ અને જગતને બ્રહ્મરૂપે બરાબર જાણી લીધેલ હોય, તો ફરીથી તેમાં ભૂલ થતી નથી, સમસ્ત દુઃખનો ઉપશમ થાય છે, અને એક આનંદમાં બ્રહ્મનો અનુભવ કાયમ રહે છે.

ઉકો—જ્યારે રજ્જુમાં સર્પબુદ્ધિ થાય છે, ત્યારે તે માણસે બીજી કોઇ જગ્યાએ પહેલાં સર્પ જોયેલો હોવો જોઇએ અને તે તે

વખતે યાદ આવે છે. તેમ જેને બ્રહ્મમાં જગતની બુદ્ધિ થાય છે, તેણે પણ જગત કોઇ જગ્યાએ પહેલાં જોયેલું હોવું જોઇએ.

ગુરુજી—મેં હમણાં કહ્યું તેમ ભૂલમાં પૂર્વપ્રતીતિની જરૂર છે, પણ તે પ્રતીતિ સાચી છે એવો નિયમ નથી. પહેલાંની ભૂલથી બીજી ભૂલ થાય છે. પહેલાં જગતને બ્રહ્મરૂપે જોયેલ ન હોય, તો ફરીથી પણ જગત બ્રહ્મરૂપે અનુભવમાં આવતું નથી. વળી રજ્જુમાં જેમ સર્પ મિથ્યા છે, તેમ સર્પનું જ્ઞાન તથા સર્પનો વ્યવહાર પણ મિથ્યા છે. તેમ સિદ્ધાંતમાં બ્રહ્મની જગ્યાએ જગત દેખાય ત્યારે જગત મિથ્યા છે એટલું જ નહિ, પણ જગતનું જ્ઞાન પણ મિથ્યા છે અને જગતનો વ્યવહાર પણ મિથ્યા છે. જેણે રજ્જુને સર્પ તરીકે જાણેલ નથી, તેને સર્પના નિષેધની જરૂર નથી. તેમ જેણે સંસારને જાણેલ નથી, તેમને માટે સંસારના નિષેધની જરૂર નથી.

જંગલમાં કોઈ ખેતરમાં ચાડિયો રાખ્યો હોય તેમાં કોઈને પુરુષની ભ્રાંતિ થાય છે. તે ચાડિયો હશે કે પુરુષ હશે એવો સંશય થાય તે પણ સત્ય જ્ઞાન નથી, પણ તે ચાડિયો જ છે એવું જ્ઞાન થાય તે સત્ય જ્ઞાન છે. જગત તે જગત હશે કે બ્રહ્મ હશે એવું સંશય-જ્ઞાન એ સાચું જ્ઞાન નથી, પણ તે બ્રહ્મ જ* છે એવો નિશ્ચય થાય તે સાચું જ્ઞાન છે.

---

* આ પુસ્તકમાં બ્રહ્મ અને ભગવાન એ બે શબ્દો એક જ અર્થમાં વાપરવામાં આવેલ છે. તેનો વિશેષ ખુલાસો નીચે પ્રમાણે છેઃ—

૧. જગતને નિયમિત રીતે ચલાવનાર સર્વજ્ઞ સર્વશક્તિમાન આનંદમય તત્ત્વ ભગવાન કહેવાય છે.

૨. જેમ સર્પરૂપે દેખાતી દોરી દોરીરૂપે દેખાય, તેમ જગતરૂપે દેખાતું બ્રહ્મ જે દશામાં બ્રહ્મરૂપે જ રહે, તે બ્રહ્મદશા કહેવાય છે.

શાસ્ત્રમાં બન્ને સ્વરૂપનું સચ્ચિદાનંદ તરીકે વર્ણન આપેલું છે. જ્યાં સુધી દેહનું અભિમાન જરા પણ હોય અથવા થોડી વાર પણ વ્યવહારની જરૂર પડતી હોય, ત્યાં સુધી પહેલું સ્વરૂપ લક્ષ્યમાં રહે છે. બીજા સ્વરૂપમાં અત્યંત અભેદ છે.

ઉંકા—કોઈ માણસને આત્મજ્ઞાન થયું હોય, તેની ખાતરી શી રીતે થઈ શકે ?

ગુરુજી—કેટલાક માણસો મંત્રશક્તિથી સર્પને વશ કરી શકે છે. તેમને સર્પના ઝેરની અસર થતી નથી. જો ઝેર ચડે, તો તેમની મંત્રશક્તિ ખોટી છે, એમ જાણવું. તેવી જ રીતે આત્મજ્ઞાની પુરુષોને સંસારનું ઝેર ચડતું નથી, એટલે કે તેમને સંસારના ધર્મની અસર થતી નથી. તેમને કોઈ બાબતમાં હર્ષ કે શોક થતો નથી; કારણ કે તે આત્માનો સ્વભાવ નથી. જે માણસને માથે લાકડાનો ભારો હોય, તે રાજા કહેવાય નહિ. રાજાને માથે મુગટ હોય છે. તેમ જ્ઞાની પુરુષો આત્માના સ્વરૂપલક્ષણમાં રમતા હોય છે. તેઓ આંખોથી જુએ છે, છતાં કાંઈ જોતા નથી, અથવા બધું ભગવદ્રૂપ જુએ છે.

માટે લૌકિક રીતે જીવવું, એ દુ:ખકારક છે. લૌકિક રીતે મરવું અને અલૌકિક રીતે જીવવું એ સુખકારક છે.

આટલી વાતચીત પછી સત્સંગનો વખત પૂરો થયો, એટલામાં ટપાલમાં એક કાગળ આવ્યો અને બીજા ગામના કેટલાક જિજ્ઞાસુઓના આમંત્રણથી ગુરુજીને બીજે ગામ જવાનું થયું.

હવે થોડાં વર્ષ સુધી ઉંકાને ગુરુજીનો સાક્ષાત્ ઉપદેશ મળી શક્યો નહિ, પણ જે ઉપદેશ તેણે સાંભળ્યો હતો તેના ઉપર મનન અને નિદિધ્યાસન કરવાનું તેણે ચાલુ રાખ્યું.

## ૧૨ : પત્રરેખા

સતત મનન અને નિદિધ્યાસનને પરિણામે ઉકાને કેટલોક સારો અનુભવ થવા લાગ્યો. પણ પોતાનો અનુભવ સાચો છે કે નહિ તેની ખાતરી કરવા માટે તેને કોઈ અનુભવી માણસને મળવાની ઇચ્છા થઈ. તેના ગુરુજી કોઈ દૂર દેશમાં ચાલ્યા ગયા હતા, તેથી તે તરત મળી શકે તેમ નહોતું. પણ તપાસ કરતાં એક બીજા અનુભવી પુરુષ તેના જાણવામાં આવ્યા. તેમનું નામ સદાનંદ હતું. તેમને પણ ઉકાના ગુરુજી સાથે સારો સંબંધ બંધાઇ ગયો હતો. તેથી ગુરુજીની ગેરહાજરીમાં ઉકાએ સદાનંદજીને કેટલાક કાગળો લખ્યા. તેમના તરફથી ઉકાને સારા જવાબ મળવા લાગ્યા. તે પત્રોનો ટૂંક સાર આ પ્રકરણમાં વાંચનારાઓની જાણ માટે નીચે આપવામાં આવેલ છે.

૧

તમારો પત્ર મળ્યો. ચારિત્રમાં બને તેટલું મૂકવું અને વધારે મૂકી શકાય તેવી જિજ્ઞાસા રાખ્યા કરવી, પણ ખેદ કરવાનું કારણ જ્ઞાનમાર્ગમાં નથી. જ્ઞાનમાર્ગમાં આત્માનો સ્વભાવ યાદ રાખવાનો છે, અને મન, પ્રાણ, ઇન્દ્રિયો અને શરીરના ધર્મોને ભૂલવાના છે. એટલી વાત સાચી છે કે કેટલીકવાર એ ધર્મો આત્માનો સ્વભાવ ભુલાવી દે છે, પણ એ ધર્મો આત્માનો સ્વભાવ બગાડી દેતા નથી. જેને સુધરવાનો માર્ગ લેવો છે, તેણે એ ધર્મો યાદ રાખી ફેરવવા

જોઈએ. પણ સમજવાના માર્ગમાં એટલે જ્ઞાનમાર્ગમાં આરોપિત ધર્મો યાદ રાખવાના નથી.

આપણે ગુસ્સામાં કોઈ વખતે કોઈ માણસને ઢોર કહીએ, ત્યારે તે ઢોર થઈ જતો નથી. તેવી જ રીતે આપણે જે બહાર દેખાય છે, તેને અજ્ઞાનથી જગત કહીએ, તેથી તે જગત થઈ જતું નથી. પણ જ્યાં સુધી અજ્ઞાન હોય, ત્યાં સુધી તે જગતરૂપે દેખાવ આપે છે. જ્યારે આત્મભાવ જાગ્રત થાય ત્યારે તે જગતરૂપે રહેતું નથી, તે આત્મરૂપે અનુભવાય છે.

માત્ર આત્માના અથવા ભગવાનના સ્વરૂપલક્ષણનો જ વિચાર કરવો. ભગવાન આપણને જુદા રાખતા નથી. ભગવાનથી આપણે અલગ થતા નથી, તેથી જગતથી પણ અલગ થતા નથી.

ભગવાનના સ્વભાવમાં બધું એકસાથે ચાલે છે, તે જાણી આનંદ વર્તે છે. જીવભાવે ખોટા ભેદ ઉત્પન્ન થાય છે.

૨

દોરડીમાં સર્પ લાગે, ત્યારે સર્પને મારવા પ્રયત્ન કરવો પડે છે. જ્યારે તેને મારવા જતાં દોરડી દેખાય છે, ત્યારે તે પ્રયત્ન સહજ બંધ કરવો પડે છે. તેવી જ રીતે જ્યાં સુધી આત્મા બંધાયેલો લાગે છે ત્યાં સુધી તેને છોડાવવાનો પ્રયત્ન કરવો પડે છે. પણ જ્યારે એમ લાગે કે તેને બંધન થયું નથી, ત્યારે પ્રયત્ન બંધ થાય છે. તે વખતે નિત્યપ્રાપ્તની પ્રાપ્તિ અને નિત્યનિવૃત્તની નિવૃત્તિ લાગે છે. પણ આવો ભાવ બહુ થોડા રાખી શકે છે, તેથી વ્યાવહારિક માણસોને વ્યાવહારિક દૃષ્ટિથી સમજાવવું પડે છે.

૩

જે વસ્તુ બગડતી નથી, તેને સુધારવાનો પ્રયત્ન થાય નહિ. આત્મા બગડતો નથી તેથી તેને સુધારવાનો નથી. તેનો સ્વભાવ ન સમજાય એવા દોષ અંતઃકરણમાં હોય, તો તે દૂર કરવા જોઈએ અને

તે માટે જરૂરપડતો સત્સંગ રાખવો જોઇએ. સારો સત્સંગ ન મળે, તો સારા શાસ્ત્રનું વાચન રાખી એકાંતમાં મનન કરવું.

૪

જગતમાં કે જીવમાં કાંઈ બગડી ગયું નથી, પણ તેને જોનાર માણસમાં સમભાવ ન હોય, ત્યારે તેની દૃષ્ટિએ જગત રાગદ્વેષવાળું લાગે છે. સમભાવે જ બધા જીવનનું રહસ્ય સમજી શકાશે. જ્યાં સુધી કાંઈ સમજવાનું બાકી રહેશે, ત્યાં સુધી વિક્ષેપ રહેશે અને જન્મ લેવો પડશે; પણ સમભાવે આવરણ દૂર થાય છે, અને તેથી વિક્ષેપ દૂર થાય છે.

૫

અંતે પોતે પોતાના ગુરુ બનવાનું છે. પોતાના મનની અંદર જેટલું અસત્ય દાખલ થાય તેટલું કાઢવા માટે પુરુષાર્થ કરવો પડે છે. ઓછું અસત્ય નાખીએ તો તે કાઢવામાં ઓછી મહેનત પડે. સૂર્ય વાદળાં ઉત્પન્ન કરી પોતે પોતાને ઢાંકતો હોય તેમ દેખાય છે. તેથી અંધારું થાય છે. પણ તે અંધારું સૂર્યમાં છે એમ માનીએ તો ભૂલ થાય. તે આરોપિત ધર્મ છે. સૂર્ય જરા વધારે તપે તો વાદળાં-ને વિખેરી નાખે. તેવી જ રીતે પ્રકૃતિના ગુણદોષથી આત્માને કાંઇ થતું નથી. જગતમાં બધું એક સત્તાથી ચાલે છે. સ્વપ્નમાં બધું એક સત્તાથી ચાલે છે, છતાં ભૂલથી ઘણી સત્તા લાગે છે, તેવું જાગ્રતમાં ભૂલથી લાગે છે. પરવસ્તુમાં રસ આવે, તો તેની કલ્પિત સત્તા ઊભી થાય છે. તે સત્તા પરવસ્તુમાં મૂળથી નથી, પણ માણસ ઉત્પન્ન કરે છે.

૬

ચેતનના ઉપયોગે માણસ ચેતન થાય છે અને જડના ઉપયોગે જડ થાય છે. ચેતનના ઉપયોગે સમાધિ અને આનંદ રહે છે, અને જડના ઉપયોગે સંસાર અને દુઃખ રહે છે. જેને આત્માનો ઉપયોગ કરતાં આવડતું નથી, તેને શાસ્ત્રો કૃપણ કહે છે.

૭

અમુક હદ સુધી બીજાનો અનુભવ આપણને ઉપયોગી થાય છે, પણ અંતે સૌએ પોતે પોતાનો રસ્તો કાઢવાનો છે. કારણ કે બધા માણસોને વિઘ્ન એકસરખાં હોતાં નથી.

કેટલાક દોષ માત્ર અંતઃકરણમાં રહી શકે છે. આત્માના ક્ષેત્રમાં તેની અસર થતી નથી. પણ જ્ઞાન વગર તે દોષ આત્મામાં હોય એમ ઘણી વાર ભૂલથી માણસો માની લે છે. જેનામાં વાસના વધારે પ્રબળ હોય છે, તે આવી ભૂલ કરે છે.

વાસનાનો ઉપશમ વૈરાગ્ય અને અભ્યાસથી થાય છે. પણ તેના સંપૂર્ણ નાશ માટે તત્ત્વજ્ઞાનની જરૂર છે. આત્મામાં સુખ લાગે, ત્યારે પ્રાણની ચંચળતા દૂર થવા લાગે છે. વાસના ઉત્પન્ન થાય એવાં કર્મ કરવાં જ ન જોઇએ. કારણ કે એક ઇચ્છામાંથી અનેક ઉત્પન્ન થાય છે, અને કેટલીક વાર જીવ પરાધીન જેવો થઈ હલકી શક્તિઓને તાબે થઈ જાય છે તથા પોતાની ભૂલ પકડી શકતો નથી.

૮

આત્મા સ્વકાળમાં રહે છે, તેને બીજા કાળથી માપી શકાય નહિ. એક માપથી બધું માપી શકાય નહિ. જે જગ્યાએ જે દશામાં જે વખતે જે માપની જરૂર હોય, તે વખતે તે માપ ઉપયોગમાં લેવું જોઇએ. જે કોઈ જે વાતો કહે તેને તેની દૃષ્ટિથી સમજવાની ટેવ પાડીએ, તો એમ લાગશે કે તેમની દૃષ્ટિથી તેમની વાત તે વખતે સાચી છે. તેથી કોઇની સાથે વિરોધ થતો નથી અને એક જ સ્વરૂપ-ની લીલાના અનુભવથી નિત્ય આનંદ મળે છે.

જ્યારે શ્રીકૃષ્ણ કંસને મારવા માટે માંચડા ઉપર ચઢ્યા, ત્યારે તે મલ્લને મલ્લ જેવા દેખાયા, સ્ત્રીઓને કામદેવરૂપ, ગોવાળિયાને સ્વજન જેવા, વસુદેવ અને દેવકીને બાળક જેવા, કંસને કાળરૂપ અને યોગીઓને પરમ તત્ત્વરૂપે જણાયા. માટે એક જ વસ્તુ જોનારની

ભાવના પ્રમાણે જુદીજુદી દેખાય છે, છતાં જે દેખાય છે તે એક પરમાત્મા જ છે.

૯

આપણી આગળ એક આખા પુસ્તકની વાર્તા પડી હોય. લેખકને તે આખી વાર્તા નજર આગળ રહે છે, પણ વાંચનાર થોડી થોડી વાંચી શકે છે તેથી વાંચવામાં ક્રમ પડી જાય છે. તેવી જ રીતે આત્મજ્ઞાની બધે એકદમ પોતાનું સ્વરૂપ જોઈ શકે છે, પણ અજ્ઞાનીને તે સમજતાં ક્રમ પડી જાય છે. તે વસ્તુનો ધર્મ નથી, પણ સમજનારની પ્રકૃતિનો ધર્મ છે.

૧૦

આત્માના નિજધર્મ એટલે સ્વરૂપલક્ષણ બધા સંપ્રદાયોની સ્તુતિમાં આપેલા છે. તે ધર્મો ઉત્પન્ન થતા નથી, તેના ઉપર આવરણ આવતું નથી, તે નિત્ય નિશ્ચયરૂપ છે. તે પોતે છે એમ લાગે ત્યારે વ્યવહારનો માનેલો ઉકો અને તેના અનિત્ય ધર્મ મિથ્યા લાગે છે.

જેમ નવો રાજા ગાદીએ બેસે ત્યારે બીજાઓ તરફથી મળતી સલામોથી અને સ્તુતિઓથી તેનું રાજત્વ જાગ્રત થાય છે, તેમ આત્માનાં સ્વરૂપલક્ષણ વારંવાર સાંભળવાથી અને યાદ રાખવાથી આત્મસાક્ષાત્કાર થાય છે. જે વખતે જે જગ્યાએ જે મળવાની આશાથી વર્તીએ, તે વખતે તે જગ્યાએ તે મળે છે. બધે ફરતાં નિજધર્મનું સ્મરણ રહે છે, તો બધી જગ્યાએ તેનો અનુભવ ચાલુ રહે છે. પણ બીજી વસ્તુઓની જરૂરિયાત રાખી હોય, તો તે પહેલાંના ધર્મો તેટલો વખત ભુલાવી દે છે.

૧૧

તત્ત્વનું કાયમ અનુસંધાન રાખવામાં જીવનનો પલટો કરવાની જરૂર છે. પહેલાં ફુરસદના વખતનો બરાબર ઉપયોગ કરતાં શીખવું જોઇએ, એટલે વધારે ફુરસદ મળી રહેશે. દરેક નાની નાની ક્રિયાઓ-

માં પણ સમભાવ અને જ્ઞાનનો ઉપયોગ કરતાં આવડે, તો બહારના સંજોગો પણ અનુકૂળ થઈ જશે.

૧૨

જ્ઞાનને ચારિત્ર્યમાં ઉતારવું તેનો અર્થ એ છે કે, ખોટાને ખોટું સમજવું અને સાચાને સાચું સમજવું. સંસારમાં ખોટાને સાચું માનવામાં આવે છે અને સાચાને ખોટું માનવામાં આવે છે. જે વસ્તુ જેવી છે તેવી જાણવી તેને જ્ઞાન કહે છે, અને જેવી છે તેવી ન જાણવી એ અજ્ઞાન છે. અજ્ઞાનથી ઉત્પન્ન થયેલું બંધન જ્ઞાનથી જાય છે, અને અશુભકર્મથી ઉત્પન્ન થયેલું બંધન શુભકર્મથી જાય છે. જ્ઞાન ચિત્તશુદ્ધિ વગર ન થાય, અને ચિત્તશુદ્ધિ શુભકર્મ અને ઉપાસના વગર ન થાય.

૧૩

નાના લાભ માટે દોડાદોડી કરીએ એટલો વખત મોટો લાભ લેવા માટે નકામો જાય, તેથી મોટો લાભ મેળવવા માટે નાનો લાભ જતો કરવો જોઈએ. એ બાબત વેપારીઓ સારી રીતે જાણે છે અને સાધુઓ પણ સારી રીતે જાણે છે.

૧૪

ખોટી ક્રિયામાં જે દોષ રહેલા છે, તે કરતાં ખોટી માન્યતામાં વધારે દોષ રહેલા છે. જ્યારે સાચી માન્યતા ઉત્પન્ન થાય છે, ત્યારે આત્મસાક્ષાત્કાર એ જ આ જિંદગીનું કર્તવ્ય છે એમ લાગે છે. આત્માનાં સ્વરૂપલક્ષણ એટલે સત્, ચિત્, આનંદ વગેરે ભૂલી જવાય અને અનાત્મભાવે સંકલ્પવિકલ્પ ઉત્પન્ન થાય, તો તે આત્માનો અનાદર કરવા બરાબર છે. આત્મસાક્ષાત્કારના માર્ગમાં ગમે તેટલાં વિઘ્નો આવે અને અગવડો આવે, તોપણ તે માર્ગ સત્ય છે તેવી માન્યતા ફરે નહિ, તો નિઃશંક આત્મભાવ પ્રાપ્ત થાય છે.

૧૫

જે માણસ બ્રહ્મચર્ય પાળી શકે છે, તે સંસારસાગરને સહેલા-

ઇથી તરી જાય છે; પણ બ્રહ્મચર્ય પાળવાવાળાઓએ બહુ સંભાળથી રહેવું; કારણ કે ભૂલ થવાનાં નિમિત્ત ઘણાં મળે છે. આઠ પ્રકારે બ્રહ્મચર્યનો ભંગ થાય છે. (૧) સ્મરણથી, (૨) વિષયના કીર્તનથી, (૩) વિષયની વાતોથી, (૪) વિષયોને દેખવાથી, (૫) વિષયો વિષે ગુપ્ત ભાષણોથી, (૬) સંકલ્પથી, (૭) મનનથી, અને (૮) વિષયભોગથી. માટે બ્રહ્મચારીઓએ આ આઠે પ્રકાર ધ્યાનમાં રાખી તેમનાથી બચવું જોઇએ. વિષયો વિષથી પણ વધારે ખરાબ છે. વિષ ખાવાથી ઝેર ચડે છે, પણ વિષયોના સ્મરણમાત્રથી સ્વભાવ બગડે છે અને માણસ ભૂલમાં પડે છે. વિષયોના ભોગથી દેહનું અભિમાન વધે છે તે સૌના અનુભવની વાત છે.

સ્ત્રીપુરુષનો સંબંધ થતાં બંનેના શરીરના પરમાણુમાં વાસના બંધાય છે અને તે પરમાણુમાંથી ફરીથી તેવી જ ઇચ્છા થાય છે. માટે દેહના પરમાણુ શુદ્ધ રહે તેવી કાળજી રાખવી જોઇએ.

૧૬

ભૂતકાળનાં કર્મો ખપાવવા માટે વર્તમાનકાળમાં ચૈતન્યની જાગૃતિથી રહેવું. ભૂતકાળનાં કર્મોનાં ફળનો ઉદય થાય, ત્યારે એ પોતાનું સ્વરૂપ નથી એમ માની આત્મામાં નિષ્ઠા રાખવી. રાગ અને દ્વેષ એ માયાનો સ્વભાવ છે. તે જો આત્માનો સ્વભાવ હોય તો કદાપિ દૂર થાય નહિ. માણસના જીવનમાં અનુકૂળતા આવે અથવા પ્રતિકૂળતા આવે, એ તેનાં પૂર્વકર્મનાં ફળ છે; પણ તે વખતે સમભાવ રાખવો, એ પૂર્વકર્મનું ફળ નથી પણ આત્માનો ધર્મ છે. લોઢાનો કાટ જેમ ઊખડે છે તેમ તેમાં પ્રકાશ ઉત્પન્ન થાય છે. પ્રકાશ માટે જુદી ક્રિયા કરવી પડતી નથી. તેવી જ રીતે રાગદ્વેષ ઓછા થતાં તેના પ્રમાણમાં આત્માની શક્તિ ખીલે છે, આત્માની શક્તિ માટે જુદી ક્રિયાની જરૂર નથી.

૧૭

પોતાનું જીવન સુધારવામાં ઊંચા જીવનવાળા પુરુષોનું દૃષ્ટાંત

લેવું જોઈએ. જેઓ નબળી સ્થિતિમાં પડ્યા હોય તેમની સાથે તુલના કરવાથી પોતાનો પુરુષાર્થ અટકી પડે છે. જે ભાવે સંસાર મળેલ છે, તે ભાવ ચાલુ રાખવાથી સંસાર જ મળશે. તે ભાવ બાળવા માટે ચૈતન્યનો અપૂર્વ ભાવ ઉત્પન્ન થવો જોઈએ. આત્મામાં એટલી બધી સ્વતંત્રતા છે કે, જો કોઈ જિજ્ઞાસુને આત્મામાં નૈસર્ગિક પ્રેમ હોય તો એક સમયે પણ મોક્ષ પામી શકે. એવા પ્રેમને અનન્ય ભક્તિ અથવા પરા ભક્તિ કહે છે. દેહ, પ્રાણ અને મનના ધર્મો પોતાના માની 'હું' અને 'મારું' કર્યાં કરવું એ સન્નિપાત છે.

## ૧૮

ઇન્દ્રિયોથી આત્માને જુદો જોઈ શકે તે જિતેન્દ્રિય છે. પ્રકૃતિ–પુરુષના ધર્મ જુદા છે, એમ સમજ્યા વગર કોઈનો મોક્ષ થયો નથી અને થવાનો નથી. આ સમજણ આત્મજ્ઞાનના પાયારૂપ છે. જેટલા પ્રમાણમાં એમ લાગે કે દેહ, પ્રાણ અને મન વગેરે હું નથી, તેટલા પ્રમાણમાં (કલ્પિત) આવરણ ઓછું થાય છે.

આપણી સામે કોઈ ઝાડ ઉપર એક વાંદરો બેઠો હોય તે ગમે તેટલા ચાળા કરે તોપણ આપણને કાંઈ થતું નથી, કારણ કે આપણે તેને પરવસ્તુ માની છે. તેવી જ રીતે મન ગમે તેટલા સંકલ્પ કરે પણ જો તે આપણું છે એમ માનીએ નહિ પણ તે પરવસ્તુનો ધર્મ છે એમ માનીએ, તો તે સંકલ્પથી આપણને હાનિલાભ નથી અને તે ધીરેધીરે ભૂંસાઈ જશે.

## ૧૯

કર્મમાત્ર અનિત્ય છે; તેથી તે ફળ આપીને જતાં રહે છે. આત્મામાં અનંત શક્તિ હોવાથી અને આત્માને વાસ્તવિક બંધન થતું ન હોવાથી, મહાવાક્યનો બરાબર બોધ થાય, તો એક સમયમાં તે સર્વ બંધન તોડી શકે છે. સ્વપ્નું ગમે તેટલા કાળનું હોય, તોપણ જાગ્યા એટલે જતું રહે છે, તેમ જ્ઞાન થતાં કર્મનું બંધન તૂટી જાય છે.

૨૦

અનાત્મ વસ્તુમાં સત્તા છે એવી ખોટી માન્યતા અનાદિ કાળથી પેસી ગઈ છે, તેથી માણસ નિર્બળ મનવાળો થાય છે. પણ જે માણસને સંસારમાંથી આસક્તિ ઊડી ગઈ છે અને જેણે દેહ અને આત્માને જુદા ગણ્યા છે, તેનો આત્મા નાળિયેરમાં છૂટા પડેલા ટોપરાના ગોટા જેવો છે. જેમ નાળિયેર ભાંગતાં ગોટો છૂટો પડી જાય છે, તેમ આવા પુરુષને સંસારનાં વિઘ્નો આવે અથવા દેહનું મરણ આવે, તે ગોટાને છૂટો પાડવાનાં નિમિત્તરૂપ હોવાથી લાભકારક છે. પણ જે માણસને સંસારમાં આસક્તિ છે, તેનો વ્યવહાર અને પરમાર્થ બન્ને બગડે છે.

૨૧

આત્મદૃષ્ટિથી જોતાં જણાશે કે ભૂલ થઈ જ નથી; કારણ કે આત્મા પોતાનો સ્વભાવ કદી ગુમાવતો નથી. બધું જેમનું તેમ છે. આમ થયું તોયે શું અને તેમ થયું તોયે શું? આત્મામાં દુઃખનો અંશ પણ રહી શકતો નથી. તેના સાક્ષાત્કાર માટે જે સાધનની જરૂર હોય તે સાધન માટે જો અંતઃકરણમાં ના આવે તો તે મોટો દોષ છે. જે આત્મા આનંદઘન છે, તે પોતા સિવાય બીજી વસ્તુને પોતામાં રહેવા દે નહિ. આત્મા અને અનાત્માનો વાસ્તવિક સંબંધ થતો નથી, કારણ કે બન્ને વિરુદ્ધ ધર્મવાળા છે. આત્મજ્ઞાની પુરુષો આત્માનો જ ધર્મ સંભાળે છે. તે તેના કુળનો ધર્મ છે.

૨૨

આત્માના અનુભવમાં માત્ર સત્, ચિત્, આનંદ જેવાં સ્વરૂપલક્ષણો જ મળે. બીજી કાંઈ ક્ષણિક વૃત્તિઓ ઉત્પન્ન થાય, તો તે અજ્ઞાનભાવે પહેલાં કરેલ કર્મનું ફળ હોવાથી અનાત્મારૂપ છે. જ્ઞાનથી તે વૃત્તિઓનો ક્ષય કરી શકાય અને બીજી ક્રિયાની જરૂર પડે નહિ; પણ ઉપરનો ભેદ પાડવાની શક્તિ જેનામાં આવી નથી, તે માણસ બધી વૃત્તિઓ પોતાની માને છે. તેથી તેને કાંઈક ક્રિયાની

જરૂર પડે છે. ક્રિયાની સાથે કર્તાપણું ઉત્પન્ન થાય છે, તેથી જ્ઞાન ઢંકાઈ જાય છે; માટે જ્ઞાનની મદદથી કર્મબંધન તોડતાં શીખવું જોઇએ.

૨૩

જેને આત્મા ઉપર પ્રીતિ છે, તેને આત્મા દરેક કામમાં પહેલો રહે છે. જેને જગત ઉપર પ્રીતિ છે, તેને જગત દરેક કામમાં પહેલું રહે છે. અંદરની વૃત્તિ સારી હોય તો અંદરથી સારી સૂચના મળ્યા કરે છે. બહાર પણ ભગવાનનું જ સ્વરૂપ છે. પણ જેટલે અંશે અંદર વૃત્તિ વળી હોય છે, તેટલા પ્રમાણમાં બહાર ભગવાનનું રૂપ દેખાય છે. જે શુદ્ધ છે, તે સર્વમય થઈ શકે છે. આનંદરૂપ પરમાત્માના સ્વરૂપ-માંથી આનંદ સિવાય બીજું કાંઈ નીકળે નહિ.

૨૪

આખો વખત પોતાના દોષ અને અધમ વૃત્તિઓનું નિરીક્ષણ કરવાથી નિરુત્સાહ આવે છે. તે અંધકાર તરફ જોવાને બદલે આત્મા-ના પ્રકાશ અને આનંદ તરફ નજર રાખવી.

૨૫

જગતના કોઈ પદાર્થમાં પ્રીતિ થવાથી જીવ જાણે કે જગતનો ભાગ બની જાય છે. તેથી તે દશ્ય કોટિમાં આવે છે. તેની તેને તરત ખબર પડતી નથી, પણ સત્સંગ થાય તો આ ભૂલની ખબર પડે છે. કેટલાક સાધુઓ દ્રષ્ટાભાવથી રહે છે છતાં તે દશામાં પણ જગત જુદું રહી જાય છે. તેથી ત્રીજી આત્માની સાચી દશાની જરૂર પડે છે. તે દશામાં દ્રષ્ટા બધાં દશ્ય સાથે સમભાવે એકતાનો અનુભવ લે છે. જે પહેલાં દોરડીને સર્પરૂપે જોતો હતો, તે હવે તેને દોરડી રૂપે જુએ છે; એટલે બ્રહ્મને જે જગતરૂપે જોતો હતો તે હવે બ્રહ્મને બ્રહ્મરૂપે જુએ છે. એ અનુભવ થયા પછી કાંઈ જાણવાનું કે જોવાનું બાકી રહેતું નથી.

## ૨૬

મનનો સ્વભાવ વાંદરા જેવો છે. કોઈ વાંદરાને નિસરણી મળી હોય, તેણે દારૂ પીધો હોય, પછી તેને વીંછી કરડ્યો હોય અને તે પછી તેને ભૂત વળગ્યું હોય, તો તેની બૂરી દશા થાય છે. તેમ મનરૂપી વાંદરાને પાંચ ઇન્દ્રિયો મળવાથી તેની બૂરી દશા થયેલ છે. તેવા મનને વશ કરવાનું એક ઉત્તમ સાધન એ છે કે, મનથી અલગ થઈ નિરંતર મનના સંકલ્પોને જોતા રહેવું. જ્યાં સુધી આપણે મનની સાથે મળી જઈએ છીએ. ત્યાં સુધી મનની ચંચળતા ઓછી થતી નથી. મનના દ્રષ્ટા બનવાથી મનને લાગે છે કે હવે તેના ઉપર કોઈ પોલીસની ચોકી બેઠી છે. વાસ્તવિક રીતે આત્મા મનથી ભિન્ન છે. જો આત્મા મનથી જુદો ન હોય, તો મનના સંકલ્પોને જોઈ શકે નહિ; પણ વ્યવહારમાં આ બાબત ઘણા માણસો ભૂલી જાય છે. માટે મનથી અલગ રહી મનના દ્રષ્ટામાં નિષ્ઠા રાખવી જોઈએ.

## ૨૭

સંગીતમાં જે સૂર એકલો રડે છે તે જુદો આપણને સારો લાગતો નથી. તે જ્યારે બીજા સૂર સાથે મળી જાય છે, ત્યારે મધુર લાગે છે. વળી જેને સંગીતનો શોખ નથી તેને માત્ર અવાજ લાગે છે, પણ સંગીતવાળા તે વખતે ત્યાં રાગ સાંભળી શકે છે. તેવી જ રીતે જગતના કેટલાક બનાવો કે જે ભેદદૃષ્ટિથી જોતાં આપણને સારા લાગતા નથી, તે જ્યારે બીજા બનાવોની સાથે જોવામાં આવે છે, ત્યારે તેમાં ખોટ લાગતી નથી. આપણા હાથની આંગળી કાપીને જુદી કરી જોઈએ, અથવા સ્ત્રીના કોઈ સુંદર લાગતા અંગને કાપીને જુદું કરી જોઈએ તો તે ખરાબ લાગે છે; પણ તે આખા શરીરની સાથે રહેલાં જોતાં સારાં દેખાય છે. તેવી જ રીતે જગતનાં કેટલાંક રૂપ અપૂર્ણ દૃષ્ટિથી જોતાં અપૂર્ણ લાગે છે. પણ પૂર્ણ દૃષ્ટિથી જોતાં તેમાં નવા પ્રકારનું સૌંદર્ય જોવામાં આવે છે. તે વખતે એમ લાગે

છે કે જાણે આપણે જગતને પહેલાં સમજતા જ નહોતા. ઘણા માણસોને પર્વત, નદી, સમુદ્ર, જંગલ, ચંદ્ર, તારા વગેરે જોવા ગમે છે, તેનું કારણ એ છે કે તેઓ તેમની સાથે એકતા કરવા ઇચ્છે છે.

૨૮

જ્યારે સાધુતા બરાબર કેળવાય છે, ત્યારે સંસારના ભાવ યાદ આવતા નથી. તે માટે એક વખત ગુરુજીએ મને એક દૃષ્ટાંત આપ્યું હતું:–

એક વખત એક સાધુ એક જગ્યાએ બેઠા હતા અને ઠાકોરજીની પૂજામાં મસ્ત રહેતા હતા. તેમની જગ્યા પાસેથી એક ચોર હંમેશાં બીજે ગામ ચોરી કરવા જતો હતો અને તે સાધુને ચરણે કોઈ વાર એકબે આના ધરતો હતો. એક દિવસ તે સાધુએ તેને પૂછ્યું કે, 'તું કોણ છે ?' તે ચોરે કહ્યું કે, 'હું ચોર છું'

સાધુ—ચોરી કોને કહેવાય ? ચોરી કાંઈ ખાવા જેવી ચીજ છે ?*

ચોર—ચોરીમાં મીઠાઇ પણ મળી શકે.

સાધુ—મારા ઠાકોરજીને ત્રણ દિવસ થયા ભોગ ધરાવ્યો નથી.

ચોર—ત્યારે મારી સાથે ચાલો.

આ સંકેત પ્રમાણે બન્ને બાજુના ગામમાં એક કંદોઇની દુકાન પાસે ગયા. ત્યાં ચોરે ભીંતમાં મોટું કાણું પાડયું અને બન્ને તેમાં પેઠા. ચોરે મીઠાઈ લઇને સાધુને આપી અને પોતે બીજી ચીજો ચોરવા માટે તપાસ કરવા લાગ્યો. સાધુએ જાણ્યું કે ચોરી તો બહુ મીઠી ચીજ છે, તેથી તેણે પોતાની થેલીમાંથી ઠાકોરજી કાઢયા અને ઠાકોરજીને ભોગ ધરાવ્યો. તેણે અગરબત્તી કરી, પાણી છાંટયું અને ટોકરી વગાડી. એટલામાં તે ટોકરીના અવાજથી કંદોઈ જાગ્યો કંદોઇએ સાધુને પૂછયું: 'તું કોણ છે ?'

સાધુ—હું સાધુ છું.

કંદોઈ—તું શું કરે છે ?

સાધુ—હું ઠાકોરજીને ભોગ ધરાવું છું.

કંદોઈ—તું અહીં કેવી રીતે આવ્યો ?

---

* સાધુના મનમાં કચોરી જેવી કાંઈ બીજી વસ્તુ હતી.

સાધુ—મારો ભાઈ એક સાથે આવેલ છે તેણે આ કાણું પાડ્યું, તેમાંથી અમે બન્ને આવ્યા.

એટલામાં કંદોઇએ પોલીસને બોલાવી બન્નેને પકડાવ્યા. તેમનો કેસ ચાલ્યો. તેમાં સાધુ છૂટી ગયો, કારણ કે તેને ચોરી કેવી હોય તેની ખબર નહોતી અને સાચો ચોર કેદખાનામાં ગયો.

માટે સિદ્ધાંતમાં ખરા સાધુઓ જગતના પ્રપંચ સમજતા નથી અને સમજવાનો પ્રયત્ન પણ કરતા નથી. કર્મમાં ફળ આપવાની શક્તિ છે પણ વિઘ્ન વગેરે બીજાં કારણોથી તે શક્તિ અટકાવી શકાય છે.

૨૯

જે વાત સમજવા માટે જેવી બુદ્ધિની જરૂર હોય, ત્યાં તેવી બુદ્ધિ રાખવી જોઇએ. ભગવાનનું સ્વરૂપ સમજાવવા માટે તેવી બુદ્ધિ જોઇએ.

એક વખત એક ગામનો પંડિત કેટલાંક ગાડાં ભરી બીજા ગામના એક પંડિત સાથે શાસ્ત્રાર્થ કરવા માટે જતો હતો. રસ્તામાં એક નાના ગામની નદીને કાંઠે રેતીમાં કેટલાક છોકરા રમતા હતા. તેમાંથી એક છોકરાએ તે પંડિતને જોઈ કહ્યું કે, 'તમે બહુ મોટા પંડિત લાગો છો, તો મારા એક પ્રશ્નનો ઉત્તર આપતા જાઓ.'

પંડિત—બોલો શો પ્રશ્ન છે ?

તે છોકરાએ એક ખોબો રેતીનો ભરીને પૂછ્યું કે, 'આમાં રેતીના કેટલા કણ છે તે તરત કહી આપો, નહિતર હું કહી આપું.' પંડિત કહે: 'એ બહુ અઘરો પ્રશ્ન છે. અમારાં શાસ્ત્રોમાં તેનું માપ મળતું નથી. માટે તમે જ કહી આપો.'

છોકરો—એમાં શું મૂંઝાઓ છો ? એક ખોબો !

તેવી જ રીતે સિદ્ધાંતમાં જ્યારે સર્વાત્મભાવ પ્રાપ્ત કરવો હોય, ત્યારે ઘણી ચીજોની અને ઘણા જીવો ગણીને એકતા કરવાની નથી. પણ જે એક પરમાત્મા સર્વવ્યાપક છે તેને બદલે આપણે ભૂલથી

અનેકરૂપ જોઇએ છીએ, તે ભૂલ કાઢી બધું પરમાત્મામય છે, એમ એકસાથે જાણવાનું છે.

૩૦

સૌએ આખું જગત પોતાનું કરવાનું છે. જેમને એ કામ આવડે છે, તેમને ભગવાન જુદા પ્રકારનું જીવન આપે છે. જેમને એ કામ નથી આવડતું તેમને પોતાનો દેશ પોતાનો કરવા માટે દેશભક્તિ કરવાની ઇચ્છા થાય છે. જેમને દેશભક્તિ કરતાં પણ આવડતી નથી, તેમને ભગવાન કુટુંબસેવાનું કામ આપે છે કે જેથી તેઓ નાના કુટુંબને પોતાનું કરતાં શીખી શકે. જેમને કુટુંબ ઉપર પણ પ્રેમ થતો નથી, તેઓ બાળક જેવા છે. તેઓ મોટી ઉંમરના થાય છે, તોપણ તે મોટા થતા નથી.

૩૧

ભગવાન આપણને કેમ મળે? એ પ્રશ્ન ખોટો છે. ભગવાન આપણને રોજ શોધે છે, પણ આપણે વિષયોમાં જઇને તેનાથી સંતાઈ જઈએ છીએ. માણસોને ભગવાન જોઈએ છે, પણ ભગવાન આપણું જીવન ફેરવી નાખે એ જોઈતું નથી.

૩૨

આપણે જે અનિત્ય ચીજોને ચાહતા હોઇએ, તેમને છોડી દેવી એનું નામ પશ્ચાત્તાપ છે. પશ્ચાત્તાપ એટલે જીવનનો ફરીથી વિચાર કરવો.

## ૧૩ : દીકરો તો તમારો પણ બકરી તો મારી !

પાછલા પ્રકરણમાં જણાવેલ પત્રોના ઉપદેશ ઉપર ઉકાએ હવે મનન કરવા માંડયું. ફુરસદને વખતે બીજા માણસોની માફક ગામ-ગપાટામાં અથવા ન્યૂસપેપરો વાંચવામાં તે પોતાનો વખત ગાળતો નહોતો, પણ પોતાના આત્માનું સ્વરૂપ શું છે તે વિષે તે મનન અને નિદિધ્યાસન કરતો. તેને પરિણામે તેને કોઈ કોઈ વખતે એમ લાગતું કે પોતે નાની ઉંમરથી જે જે વાતો શીખ્યો હતો તે અજ્ઞાનની વાતો હતી. ફુરસદને વખતે તેણે થોડો અંગ્રેજી અભ્યાસ પણ કરી લીધો હતો, તેથી તે અંગ્રેજી ધાર્મિક પુસ્તકો પણ વાંચી શકતો હતો. આ પ્રમાણે ત્રણ વર્ષ વધારે વીતી ગયાં.

દરેક ગામમાં થોડાક સત્સંગી માણસો હોય છે. તેમની સંખ્યા નાની હોય છે, છતાં તેવા થોડાક માણસોનો સંગ રાખ્યો હોય તો પરસ્પર જ્ઞાનચર્ચાનો લાભ થાય છે. વળી તેમ કરવાથી જ્ઞાનને ચારિત્ર-માં ઉતારવામાં કેવી કેવી ભૂલો થાય છે, એ પણ ખબર પડે છે. આત્મજ્ઞાન મેળવવું મુશ્કેલ છે એટલું જ નહિ પણ તેને આપણા જીવનમાં ઉતારવું એ વધારે મુશ્કેલ છે, જે માણસોને સત્સંગની બહુ જિજ્ઞાસા હોય છે, તેઓને કોઈ વખતે પોતાના ગામમાં સત્સંગ મળી રહે છે, અથવા બીજે ગામ જવાનું થાય છે, અથવા બીજા ગામવાળા સત્સંગી માણસો તેના ગામમાં આવી ચડે છે.

પણ સત્સંગને નામે ઢોંગ પણ ઘણો ચાલે છે. કેટલાક શુષ્ક જ્ઞાની થઈ જાય છે, કેટલાક કમાવા માટે ધાર્મિક આચાર્ય થઈ બેસે છે, તો કેટલાક માન અને મોટાઈ માટે ધાર્મિક હોવાનો દંભ રાખે છે. માટે જ્યાં સત્સંગ મળે તેમ હોય, ત્યાં પણ વિવેકબુદ્ધિ રાખીને તે સત્સંગમાં ભળવું જોઈએ. તે વખતે વ્યવહારની વાતો કરતા હોય તેમને અટકાવવા જોઈએ.

અમથાલાલ નામનો એક માણસ ઉકાના ગુરુ પાસે સત્સંગ માટે કોઈ કોઈ વાર આવતો હતો. ઉકાને પોતાના ગુરુ ઉપર ભાવ હોવાથી અમથાલાલ ઉપર પણ તેને ભાવ થયો હતો. પણ અમથા-લાલના સ્વભાવમાં કેટલોક દંભ અને દેખાવ હતો અને હાલની કેળ-વણીની કેટલીક અસર હતી.

અમથાલાલની બુદ્ધિ વધી હતી, તેણે વેદાંતની કેટલીક વાતો સાંભળી હતી, પણ તે પ્રમાણે તેણે જીવન ફેરવવાનો પ્રયત્ન કર્યો નહોતો. તેની પાડોશમાં એક શેઠ રહેતા હતા. એક વખત તે શેઠનો જુવાન પુત્ર હૃદયના રોગથી એકાએક મરી ગયો અને શેઠ તથા તેના કુટુંબનાં માણસો બહુ રડવા લાગ્યાં. તેથી અમથાલાલ તે શેઠને દિલાસો આપવા ગયો. તેણે શેઠને કહ્યું કે, 'આત્મા જન્મતો નથી કે મરતો નથી. સગાંસંબંધીઓ બધાં સ્વપ્નાનાં સગાંની માફક મિથ્યા છે. માટે મિથ્યા વસ્તુનો શોક કરવો ઉચિત નથી.' શેઠને પણ અમથાલાલનો ઉપદેશ કેટલેક અંશે ઠીક લાગ્યો, અને થોડા દિવસમાં તેનો શોક ઓછો થયો.

અમથાલાલે એક બકરી પાળી હતી. તેના ઉપર તેને બહુ પ્રીતિ હતી. ઉપરના બનાવ પછી તે બકરી ચાર મહિને મરી ગઈ; એટલે અમથાલાલ તેના વિયોગથી બહુ જ રડવા લાગ્યો. પાડોશમાં આવું રડવું સાંભળી પેલા શેઠ અમથાલાલને સાંત્વન દેવા આવ્યા અને કહ્યું કે, 'બકરી મરી ગઈ તેમાં શું થયું? તમે જ કહ્યું હતું કે આત્મા

જન્મતો નથી અને મરતો નથી. મારો દીકરો મરી ગયો ત્યારે તમે જ મને શાંતિ અને જ્ઞાન આપવા આવ્યા હતા. તો આ વખતે તમારું જ્ઞાન ક્યાં ગયું ?' અમથાલાલે જવાબ આપ્યો કે, 'દીકરો તો તમારો પણ બકરી તો મારી !' શેઠે જાણ્યું કે અમથાલાલનું જ્ઞાન માત્ર દેખાવપૂરતું જ હતું.

જે માણસ બીજા પાસે જ્ઞાનની વાતો કરી પોતે પોતાના જીવનમાં ઉતારતો નથી, તે દાંભિક છે. જ્યાં સુધી જ્ઞાન પરિપક્વ થયું ન હોય, ત્યાં સુધી બીજાને ઉપદેશ આપવા કરતાં નીતિ અને સદાચારની વાતો કરવી જોઈએ અને પોતાથી વધારે જ્ઞાનવાળા પુરુષોનો સંગ રાખી જ્ઞાનની સ્થિરતા કરવી જોઈએ.

ઉપરની હકીકત ઉકાના જાણવામાં આવી, એટલે ઉકાએ અમથાલાલને એવી સલાહ આપી કે, 'તમારે હજુ ગુરુ પાસે ઘણું જ્ઞાન લેવાની જરૂર છે.'

અમથાલાલ—મને આત્મસાક્ષાત્કાર કેવી રીતે થાય ? મારા જીવનનો ઘણો ભાગ માત્ર ચર્ચામાં ગયો છે.

ઉકો—કોઈ માણસનો નાનો પુત્ર ગુમ થઈ ગયો હોય, તે પુત્ર ઘણી જગ્યાએ ફરે અને પોતાનું ઘર શોધવા પ્રયત્ન કરે, અને તે પ્રયત્નના ફળરૂપે જો સાંજ સુધીમાં તે પોતાને ઘેર પાછો આવે, તો આખો દિવસ તેનું ભટકવાનું નકામું ગયું નથી; પણ રાત પડી જાય તો ઘર મળવું મુશ્કેલ થાય. તેવી જ રીતે માણસ આત્મસાક્ષાત્કાર માટે ઘણા પ્રયત્ન કરે અને શરીર છૂટ્યા પહેલાં તે કામ કરી શકે, તો પહેલાંનું ભટકવું નિરર્થક નથી; પણ જો દેહનો અંત આવી જાય તો તેનું ખરું સાધન થઈ શકે નહિ. માટે ઉત્સાહ રાખવો અને પ્રમાદ કરવો નહિ. જ્યારે પોતાનું ઘર મળી જાય છે, ત્યારે બીજા ઘર તરફ દૃષ્ટિ જતી નથી.

અમથાલાલ—આજથી કાંઈક પ્રયત્ન શરૂ થાય એવું સાધન મને બતાવો.

ઉકો—આત્મસાક્ષાત્કારમાં જેમ પ્રમાદ કરવો નહિ, તેમ ઉતાવળ કરવી નહિ. ઉતાવળથી કોઈ વાર ખરી વસ્તુને બદલે ખોટી વસ્તુ મળે છે. કોઈ એક બાઈના પતિનું નામ શામળશાહ હોય અને તે દિવસમાં દુકાને વેપાર માટે ગયા હોય, તે વખતે તે બાઈને ઘેર કોઈ માણસ આવીને કહે કે, 'હું શામળશાહ છું,' તો તે બાઈ તેને પતિ તરીકે સ્વીકારે નહિ; અને પતિનાં પ્રત્યક્ષ દર્શન ન હોય ત્યારે પણ જો તે સાંજ સુધી પતિની વાટ જોઇને બેસે, તો સાંજે જ્યારે તેના સાચા પતિ ઘેર આવે ત્યારે તેનાં દર્શન થાય. આવી જ રીતે સિદ્ધાંતમાં આત્મસાક્ષાત્કારની જિજ્ઞાસા બરાબર રાખીએ અને અયોગ્ય સાધન સ્વીકારી ન લઇએ, તો જરૂર સાચું સાધન બતાવનાર મળી રહે છે. માટે હવે જ્યારે ગુરુજી આ ગામમાં અથવા નજીકના ગામમાં આવે, ત્યારે આપણે બંને સાથે મળી તેમની પાસે સત્સંગ માટે જઇશું અને તે પોતે અનુભવી હોવાથી તમને સરળ અને સાચો રસ્તો બતાવશે.

અમથાલાલને પણ ઉકાની સલાહ ગમી. બંને ગુરુજીની રાહ જોઈ રહ્યા હતા, એટલામાં તેમને ખબર મળ્યા કે ગુરુજી પાસેના ગામમાં પધાર્યા છે. તેથી આ બંને મિત્રો ગુરુજીના ઉપદેશ માટે ત્યાં ગયા. બંને જણાએ ગુરુજીને પ્રણામ કર્યા. ઉકાના ચહેરા ઉપરથી ગુરુજીએ જાણ્યું કે, હવે તેના અંતઃકરણમાં વધારે શુદ્ધિ થયેલ છે.

અમથાલાલે ગુરુજીને કહ્યું કે, 'એક વખત મારી બકરી મરી ગઈ ત્યારે મને બહુ શોક થયો હતો અને તે કોઈ રીતે ભુલાતો નહોતો. તેવા સંસ્કાર દૂર કરવાનો કાંઇક ઉપાય બતાવો.'

ગુરુજી—એ શોકનું કારણ ખોટી મમતામાં રહેલું છે. મનનો સ્વભાવ એવો છે કે ઘણીવાર સાચાને ખોટું માની લે છે અને ખોટાને સાચું માની લે છે. માટે તેને સુધારવા માટે શાસ્ત્ર અને સત્સંગની મદદ લેવી જોઇએ.

અમથાલાલ—સંસારમાં રહીને આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકાય કે નહિ?

ગુરુજી—તમારે સંસારમાં રહેવું હોય તો રહો, પણ તમારામાં સંસાર રહેવો જોઇએ નહિ. બધી પ્રવૃત્તિ નિવૃત્તિમાં લાવવા માટે છે. જ્યાં રાગ છે, ત્યાં ત્યાગની જરૂર છે. મહારાષ્ટ્રમાં સંત તુકારામ થઈ ગયા છે. તેઓ સંસારમાં રહ્યા હતા, છતાં તેમનામાં સંસાર રહ્યો નહોતો. તેમની પ્રવૃત્તિ એ નિવૃત્તિરૂપ જ હતી.

સંસારમાં કબીરજીની માફક સ્ત્રીપુત્ર વગેરે અનુકૂળ હોય, તો બહુ સારું કે જેથી ભક્તિ બરાબર થાય અથવા તુકારામના કુટુંબની માફક બહુ પ્રતિકૂળતા હોય, તોપણ બહુ સારું કે જેથી કાયમ વૈરાગ્ય રહે. સંસારમાં રહેવાથી ઘણા માણસો સાથે સંબંધ થાય છે અને માણસપણું ભુલાતું નથી. આથી તે વખતે જો માન અને અહંકાર તજી શકાય, તો જ માયાની અસર લાગતી નથી.

અમથાલાલ—અમને તો સંસાર બહુ મીઠો લાગે છે અને ઠીક લાગે છે.

આ પ્રશ્નનો જવાબ આપવા માટે ગુરુજી વિચાર કરતા હતા; એટલામાં ત્યાં બેઠેલા એક બાળકે એક કાચનો પ્યાલો ફોડી નાખ્યો. તે જોઈ ગુરુજીએ અમથાલાલને કહ્યું કે, "તમે જે સંસારને ઠીક માની રહ્યા છો તે આ કાચના પ્યાલા જેવો ઠીક છે. તેને ભાંગતાં વાર લાગતી નથી. સ્વપ્નનું સુખ સ્વપ્ન વખતે સાચું લાગે છે, પણ તેનો નાશ થતાં વાર લાગતી નથી. માણસ પરણ્યા વગર રહી શકે, તો પરણવાની જરૂર નથી. જે પરણ્યા વગર નથી રહી શકતા, તેમને માટે પરણવાની વિધિ છે. છતાં તે જીવનમાં જ્યાં આશા ત્યાં નિરાશા, અંધારું, નવું દર્દ અને નવા ભડકા દેખાવા લાગે છે. માણસના લગ્નની ગાંઠ કાચા તાંતણાથી બંધાય છે અને હૃદય જોવાનો અરીસો પૂરો વપરાતો નથી તે પહેલાં ફૂટી જાય છે. જેઓ માને છે કે જગત-

ની મધુરતા પરણેલી જિંદગીમાં પૂરી મળે છે, તેઓ મોટી ભૂલ કરે છે. જો માત્ર વિષયો મળવાથી જ આનંદ આવતો હોય, તો બ્રહ્મચારીઓને, સંન્યાસીઓને અને નિષ્કામ પુરુષોને વિષય વગર જે આનંદ આવે છે તે આવે જ નહિ. ઊંઘમાં પણ કોઈ વિષય હોતો નથી, છતાં જાગીને માણસ કહે છે કે, 'હું સુખથી સૂતો હતો.'"

અમથાલાલ—કોઈ વખતે વિષયોમાં અનિત્યતા જાણવામાં આવે છે, છતાં માણસોને વિષયની ઇચ્છા છોડવી કેમ મુશ્કેલ લાગે છે?

ગુરુજી—એક માણસ એક ગામમાં રહેતો હતો. ત્યાં વીંછીનો ઉપદ્રવ ઘણો હતો. તેથી તે તે ગામ છોડી બીજે ગામ રહેવા ગયો. તે બીજા ગામમાં સર્પનો ઉપદ્રવ ઘણો હતો. તેથી નાની અગવડ ન ભોગવી શકવાથી મોટી અગવડમાં આવી પડ્યો. તેવી જ રીતે જો કે વિષયોની ઇચ્છા દાબવામાં પહેલાં કાંઈક મુશ્કેલી નડે છે, પણ તેને છૂટ આપવામાં વધારે વિઘ્નો ઉત્પન્ન થાય છે. હલકા સુખ માટે હલકો સ્વભાવ રાખવો પડે છે અને જીવન કઢંગું બની જાય છે; તેથી મોક્ષના સુખની ઇચ્છા રાખવી જોઇએ.

અમથાલાલ—પણ મોક્ષનું સુખ મળ્યા વગર, તેનો અનુભવ લીધા વગર મોક્ષના સુખની ઇચ્છા શી રીતે થાય?

ગુરુજી—સૌને સુખપ્રાપ્તિની ઇચ્છા અને દુઃખની નિવૃત્તિની ઇચ્છા થાય છે. પણ સંસારનાં સુખ કાયમ રહેતાં નથી અને દુઃખ પણ તદ્દન દૂર થતાં નથી. તેથી નિત્ય સુખની ઇચ્છા અને દુઃખની આત્યંતિક નિવૃત્તિની ઇચ્છા ઉત્પન્ન થાય છે. તે મોક્ષના સુખની ઇચ્છા છે. એવી ઇચ્છા સૌને થાય છે, પણ સૌને તેના સાધનની ખબર નથી. ખરા સુખની શોધ એ ખરી રીતે આત્માની શોધ છે.

અમથાલાલ—પણ વિષયોમાં સુખ લાગે જ નહિ એવી સૃષ્ટિ થઈ હોત, તો શું ખોટું હતું?

ગુરુજી—એવું જીવન એ ખરું ઈશ્વરી જીવન છે. તે સ્વાભાવિક રીતે જ આનંદમય છે. તે સૌને પ્રાપ્ય થાય છે, પણ તેની સૌને ખબર નથી. તેથી ગૌણ પ્રેમદ્વારા વધતાં વધતાં માણસ મુખ્ય પ્રેમમાં પહોંચે છે. ગૌણ પ્રેમનાં સાધન બુદ્ધિ, ઇંદ્રિય, દેહ, પુત્ર, ધન વગેરે છે. ધનથી પુત્ર પ્યારો લાગે છે, તેથી ધન દઈને પુત્રને સંકટમાંથી છોડાવે છે. પુત્રથી વધારે પોતાનો દેહ પ્યારો છે અને દેહથી ઇંદ્રિયો પ્યારી છે. દેહના એક અંગનો નાશ થતો હોય, તો તેમ કરીને પણ ઇંદ્રિયનો બચાવ કરવામાં આવે છે. ઇંદ્રિયોથી પ્રાણ વધારે પ્રિય છે અને પ્રાણથી પોતાનો આત્મા પ્રિય છે. સ્ત્રી, પુત્ર, ધન વગેરે કેમ પ્રિય લાગે છે? કારણ કે તે પોતાને સુખ આપે છે. જો તે દુ:ખ આપતાં હોય, તો પ્રિય લાગતાં નથી. આથી સૌનો ખરો પ્રેમ આત્મામાં છે. પણ જેમ કસ્તૂરીમૃગની પાસે સુગંધ હોવા છતાં તે તેને બહારથી આવતી માની અરણ્યમાં દોડે છે, તેમ માણસ ભૂલથી બીજી વસ્તુઓમાં સુખ મેળવવા દોડે છે. આથી અંતઃકરણ ચંચળ રહે છે, અને તેમાં આત્માના આનંદનું પ્રતિબિંબ પડતું નથી. પણ જો અંતઃકરણ અંતર્મુખ થઈ શાંત થાય છે, તો આત્માનો આનંદ અનુભવમાં આવે છે. લૌકિક સુખ એ બ્રહ્માનંદની માત્રા છે.

કોઈ પુણ્યકર્મને લઈને કોઈવાર જોઈતી વસ્તુ મળે છે, તેથી તેટલી વાર અંત:કરણમાં સત્ત્વગુણ પ્રગટે છે. તેમાં આનંદરૂપ આત્માનું તે વખતે પ્રતિબિંબ પડે છે. તેથી માણસને થોડી વાર સુખ મળે છે. પણ ભૂલથી તે એમ માની લે છે કે તે સુખ વિષયમાંથી મળ્યું.

અમથાલાલ—સંસાર ઉત્પન્ન શી રીતે થાય છે?

ગુરુજી—સૃષ્ટિ માયાથી ઉત્પન્ન થાય છે અને માયા અનિર્વચનીય છે.

અમથાલાલ—અમને તો એમ લાગે છે કે સંસારના સંબંધથી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે.

ગુરુજી—બધી સૃષ્ટિ મૈથુનથી ઉત્પન્ન થતી નથી. એક દોરી ઉપર કેટલીક માખીઓ બેઠી હોય, અને તે દોરી ઉપરનો મેલ કાઢી લઈ તે માટીમાં નાખીએ, તો તેમાંથી ફૂદીનો થાય છે. તે પછી તે ફૂદીનાની એક ડાળી વાવીએ, તો તેમાંથી બીજો ફૂદીનો થાય છે. ગધેડાનું મૂત્ર અને ભેંસનું છાણ ભેગું કરીએ તો તેમાંથી વીંછી ઉત્પન્ન થાય છે. તે પછી તે વીંછીમાંથી બીજા વીંછી ઉત્પન્ન થાય છે. બોરમાં ચારે બાજુ બંધ છાલની અંદર ઇયળ જોવામાં આવે છે.

પથ્થરમાંથી અહલ્યા નીકળી હતી, કાકીડામાંથી નૃગરાજા નીકળ્યા હતા અને હરણના શરીરમાંથી જે જીવ નીકળ્યો તે બીજા જન્મમાં જડભરત નામના જ્ઞાની પુરુષ થયા હતા.

આ બધી સૃષ્ટિ વિચિત્ર પ્રકારની છે. એ માયા સમજી શકાય તેવી નથી. એ માયામાંથી મનને પાછું વાળવું જોઇએ.

અમથાલાલ—મન વશ શી રીતે થાય?

ગુરુજી—અભ્યાસ અને વૈરાગ્યથી મન વશ કરી શકાય છે. અમુક વખતની અંદર સો વિચાર આવતા હોય, તો થોડા વૈરાગ્ય અને અભ્યાસ પછી તેટલા વખતમાં પંચોતેર આવશે. તે પછી જેમજેમ અભ્યાસ અને વૈરાગ્ય વધશે તેમતેમ વિચારો ઓછા થઈ જશે. માટે ધ્યાન સિવાયના વખતમાં પણ રાગદ્વેષમાં પડવું નહિ, અને આપણી શક્તિ નકામી દિશામાં વહી ન જાય તે માટે ધ્યાન રાખવું.

અમથાલાલ—આવા અભ્યાસ માટે કોઈ ભક્તો કહે છે કે, ભગવાન પ્રત્યે દીનતા રાખવી જોઇએ. ભગવાન દીનબંધુ કહેવાય છે, શેઠબંધુ કહેવાતા નથી.

ગુરુજી—દીનતા ભગવાન તરફ રહે તો બહુ સારું ફળ આવે છે, પણ તે દીનતા વિષયો તરફ ન વળે તેની સંભાળ રાખવી જોઇએ. જ્યાં સુધી બધા વિષયોમાંથી અત્યંત ઉપરામતા આવતી નથી, ત્યાં

સુધી ભગવાનમાં સાચો પ્રેમ થઈ શકતો નથી અને પ્રેમ વગર જ્ઞાન થઈ શકતું નથી.

અમથાલાલ—કોઈ કહે છે કે, **તત્ત્વમસિ** વગેરે મહાવાક્યોનો ઉપદેશ સાંભળવાથી જ મન વશ થાય છે. મેં તે ઉપદેશ ઘણી જગ્યાએ સાંભળેલ છે. છતાં મારામાંથી સંસારીપણું કેમ ઓછું થતું નથી ?

ગુરુજી—**તત્ત્વમસિ**નો ઉપદેશ જેવી રીતે સાંભળવો જોઇએ, તેવી રીતે માણસો સાંભળતા નથી. વિવેક, વૈરાગ્ય, ષટ્‌સંપત્તિ અને મુમુક્ષુતા એ ચાર સાધન પ્રાપ્ત કર્યા પછી જે તે ઉપદેશ સાંભળે છે, તેમને તે બરાબર લાગે છે. ઘણા માણસો શાસ્ત્રો વાંચી તત્ત્વની વાતચીત બહુ સારી કરી શકે છે, પણ તેમની સુખબુદ્ધિ વિષયોમાંથી હઠી હોતી નથી, તેથી તેમને પ્રત્યક્ષ ફળ મળતું નથી. માટે જડ વસ્તુના ક્ષણિક સુખમાંથી મનને પાછું વાળવું જોઇએ. હંસ પક્ષી દૂધ પીતી વખતે દૂધ અને પાણી જુદાં કરી ફક્ત દૂધનું જ ગ્રહણ કરે છે. તેની ચાંચ દૂધમાં પડે કે તરત જ દૂધનું દહીં થઈ જાય છે. તેથી ખરી રીતે તે દહીં ખાય છે. તેવી જ રીતે સાધનસંપન્ન પુરુષોમાં અપૂર્વ ચેતન સાધનદ્વારા આવેલું હોય છે, તેથી તેમની દૃષ્ટિમાં જગત ચેતનરૂપ લાગે છે. તેઓ બીજી વાર જન્મેલા કહેવાય છે, તેથી શાસ્ત્રો તેમને દ્વિજ કહે છે.

અમથાલાલ—એવી વિવેકબુદ્ધિ શી રીતે ઉત્પન્ન થઈ શકે ?

ગુરુજી—જે વસ્તુ જેવી છે તેવી જાણવામાં આવે, ત્યારે ભાવનામાં પલટો થાય છે અને ભાવનાનો પલટો થાય ત્યારે જીવનમાં પલટો થાય છે. તે વાત એક દૃષ્ટાંતથી તને બરાબર સમજવામાં આવશે.

કોઈ એક ગામમાં કોઈ વિધવાને દુઃસંગથી ગર્ભ રહ્યો. એટલે પોતાની આબરૂ સાચવવા માટે તે ગામબહાર જઇને કોઈ એકાંત સ્થળે રહી. જ્યારે તેને બાળક અવતર્યો ત્યારે તે બાળકને બાજુના ગામના પાદરમાં

એક ઝાડની નીચે મૂકીને પોતે દૂર દેશમાં જતી રહી. જે ગામમાં તેણે બાળક મૂક્યો હતો, તે ગામના શેઠને કાંઈ સંતતિ નહોતી. એક દિવસ ફરતા ફરતા તે શેઠ તે ઝાડ નીચે આવ્યા અને તે બાળક તેની દૃષ્ટિએ પડ્યો. તેને જોઈ તે પુત્ર પ્રભુએ આપ્યો એમ માની તે શેઠે તેને પોતાને ઘેર લાવી પોતાના પુત્ર તરીકે મોટો કર્યો. પેલી વિધવા બાઇએ દૂર દેશમાં એક શહેરમાં જઈ વેશ્યાનો ધંધો શરૂ કર્યો. અહીં શેઠનો દીકરો જ્યારે ૨૦ વર્ષની ઉંમરનો થયો ત્યારે વેપારની તાલીમ માટે શેઠે તેને બહારગામ મોકલવા લાગ્યા. એવી રીતે એક વખત ફરતાં ફરતાં તે શેઠનો પુત્ર જ્યાં પેલી વિધવા બાઈ વેશ્યાનો ધંધો કરતી હતી તે ગામમાં જઈ ચડ્યો. તેના મકાન પાસેથી નીકળતાં તેણે તે બાઇને જોઈ, અને તેને તેના ઉપર મોહ થયો. તે જુવાન શેઠ બાઇને જોઈ મેડી ઉપર ગયો. જ્યારે એકાંતમાં મળવાનો વખત થયો ત્યારે તે શેઠના પુત્રે તે બાઇને કહ્યું કે, 'મારા માથામાં જરા દુખાવો થયો છે. માટે તેલ નાખ.' તે બાઇએ તેના માથામાં તેલ ઘસવું શરૂ કર્યું. એટલામાં તેના માથામાં તેના દીકરાના માથામાં હતી તેવી લાખ જોવામાં આવી. તે જોઈને તે બાઈ રડવા લાગી. શેઠના દીકરાએ કહ્યું: 'કેમ રડે છે? હું તારું બધું દુઃખ ભાંગવા તૈયાર છું.' તે બાઇએ કહ્યું: 'તે કામ તારાથી બનશે નહિ, પણ ઊલટું જો તું મારા રડવાનું કારણ સાંભળીશ તો તારે અને મારે મરવું પડશે.'

શેઠના દીકરાએ તેની હકીકત જાણવાનો બહુ જ આગ્રહ કર્યો, ત્યારે તે બાઈએ કહ્યું કે, 'તું મારો પુત્ર છે.' તે સાંભળી તે શેઠનો દીકરો બહુ જ દિલગીર થયો. તે બાઈએ વધારે પ્રમાણ માટે કહ્યું કે, 'તારા બંને પગની બે જાંઘ ઉપર બે તલ છે અને ડાબે પગે એક આંગળી વધારે છે.' તેનું કહેવું સાચું પડ્યું અને શેઠના પુત્રની વિપરીત ભાવના નીકળી ગઈ. પણ તેની વાત સાચી હશે કે નહિ એવી અસંભાવના રહી ગઈ. તેથી તે શેઠનો પુત્ર તરત પોતાને ગામ પોતાનાં માબાપ પાસે આવ્યો અને પોતાનાં ખરાં માબાપ કોણ છે તે જાણવાનો આગ્રહ કર્યો. ત્યારે તે શેઠે કહ્યું કે, 'તું અમને અમુક દિવસે અમુક ઝાડ નીચેથી મળ્યો છે.' તે હકીકત સાંભળી તે પુત્ર તરત પાછો તે બાઇ પાસે ગયો, અને જે હકીકત શેઠે આપી હતી તે તે બાઇની હકીકત સાથે મળતી આવવાથી તેની ભાવનામાં એકદમ પલટો થયો. તેની અસંભાવના નીકળી

ગઈ, તે બાઇ ઉપર તેને માતૃભાવ જાગ્રત થયો, અને માતૃભાવ જાગ્રત થતાં તેનો વિકાર એકદમ શાંત થઇ ગયો.

માટે ભાવનાનો પલટો થાય છે, ત્યારે જ્ઞાન દૃઢ થાય છે; અને જ્ઞાન દૃઢ થાય છે, ત્યારે પ્રમાણ, પ્રમેય અને પ્રમાતાના દોષ નીકળી જાય છે. આ બન્નેને પરસ્પર સંબંધ છે. વીજળીની શોધ કરનાર એડિસન પરણ્યા પછી પોતે તે વાત છ મહિના સુધી ભૂલી ગયા હતા, અને કેટલાંક વર્ષો સુધી પોતાની સ્ત્રીને બોલાવી નહોતી. 'શ્રીબ્રહ્મસૂત્ર' ઉપરના શાંકરભાષ્ય ઉપર 'ભામતી'ની ટીકા લખનાર વાચસ્પતિ મિશ્ર પણ પરણ્યા પછી પોતે તે બનાવ ભૂલી ગયા હતા: અને જ્યારે ઘડપણ આવ્યું, ત્યારે કોઈ કામ માટે તેમની સ્ત્રીએ તેમની પાસે આવી દીવો સમો કર્યો ત્યારે તેમણે ઊંચું જોયું અને તેમને યાદ આવ્યું કે પોતે પરણ્યા છે. શ્રીરામકૃષ્ણ પરમહંસ પરણ્યા પછી પોતાની સ્ત્રી સાથે રહેતા હતા, પણ તેને હંમેશાં માતા તરીકે દેખતા. આ બધા ભાવનાના પલટાના નમૂના છે. ભાવનાનો પલટો થાય, ત્યારે કેટલાંક વિઘ્નો પ્રયત્ન વગર દૂર થાય છે અને આત્મજ્ઞાન માટે સગવડ મળે છે.

જ્યારે ભાવનાનો પલટો થાય છે, ત્યારે પહેલી ભાવનાનું જગત પણ તે સાથે જ ફરી જાય છે.

જેમ પેલા શેઠના દીકરાએ પોતાની માને સ્ત્રી માની લીધી હતી, તેમ અજ્ઞાની માણસો ભૂલથી બ્રહ્મને જગત માની લે છે. પણ બ્રહ્મજ્ઞાની પુરુષો અથવા ખરા ભક્તો જીવ અને જગતને સામાન્ય માણસની પેઠે જોતા નથી. માણસ પોતે ઇશ્વર જ છે; પણ ઘણો વખત સામાન્ય માણસોની વચ્ચે રહી, માણસની ક્ષુદ્ર ભાવનાના અભ્યાસથી પોતાને માણસ માની બેઠો છે. તેથી સાચી ભાવના કેળવવામાં પુરુષાર્થ સમાયેલો છે.

અમથાલાલ—હું જ્યારે ધ્યાન કરવા બેસું છું, ત્યારે અંદર અંધારું દેખાય છે; અને ધ્યાન છોડું છું, ત્યારે બહારના જગતના

સંકલ્પ આવે છે. ધ્યાનમાં બ્રહ્મ કેમ દેખાતું નથી?

ગુરુજી—બ્રહ્મ એ દશ્ય વસ્તુ નથી, તે સ્વસંવેદ્ય છે. તે જ્ઞાન-સ્વરૂપ છે. તેનો અનુભવ થશે ત્યારે કોઇને પૂછવાની જરૂર પડશે નહિ. બ્રહ્મ અનુભવમાં આવશે, ત્યારે તું જ રહીશ નહિ. અંધારાને જોનાર કોઈ ન હોય, તો અંધારું દેખાતું નથી. તેથી અંધારું કોણ જુએ છે તેનો વિચાર કર.

પાણીમાં મીઠાનો ગાંગડો નાખ્યો હોય તો તે ઓગળીને પાણી-મય થઇ જાય છે. તે ગાંગડો આંખથી દેખાતો નથી, હાથથી પકડી શકાતો નથી, પણ પાણી ચાખવાથી તેના અસ્તિત્વની ખાતરી થાય છે. તેવી જ રીતે જીવ બ્રહ્મમય થાય છે, ત્યારે બ્રહ્મ બીજી વસ્તુની માફક જોઈ શકાતું નથી પણ વૃત્તિવ્યાપ્તિથી અનુભવમાં આવી શકે છે. વૃત્તિ બ્રહ્માકાર થાય, ત્યારે બધું બ્રહ્મમય લાગે છે, તેનાથી તારું હૃદય ભરાઈ જશે. તે વખતે નવું દિવ્ય સુખ ઉત્પન્ન થશે. તેને આનંદ કહે, પ્રેમ કહે, પ્રભુ કહે, બ્રહ્મ કહે, જે કહેવું હોય તે કહે. નામમાં કાંઇ નથી, લાગણીમાં બધું છે.

આત્મજ્ઞાન ઉત્પન્ન થાય એવી રીતે જ્યાં સુધી વિચાર કરવાની ટેવ પાડી હોતી નથી, ત્યાં સુધી વિચાર ઉપર અંકુશ રહેતો નથી અને જીવન અપૂર્ણ રહે છે. એટલું જ નહિ પણ નામ અને રૂપ ઉપર ખોટો મોહ રહે છે. ખોટું જીવન મનમાં ઘણા નકામા સંકલ્પો ઉત્પન્ન કરે છે. જ્યાં સુધી તેવી વસ્તુઓમાં સુખબુદ્ધિ છે, ત્યાં સુધી તે બાબતના સંકલ્પો દૂર થશે નહિ. જે સંકલ્પો ઇચ્છા અને બીકથી ઉત્પન્ન થાય છે, તે ઇચ્છા અને બીક ઉત્પન્ન કરશે. તેમને આત્મવિચારથી હઠા-વવા જોઈએ.

આવા ઉપદેશ ઉપર મનન કરવાથી ઘણા સંકલ્પો ઓછા થઇ જાય છે અને સારું ધ્યાન લાગે છે. તે વખતે નિદિધ્યાસનની દશા શરૂ થાય છે.

અમથાલાલ—નિદિધ્યાસન કોને કહેવું ?

ગુરુજી—સજાતીય પ્રત્યયનો પ્રવાહ ચાલે અને વિજાતીય પ્રત્યય દૂર થવા લાગે, તેને નિદિધ્યાસન કહે છે. સચ્ચિદાનંદનો પ્રવાહ ચાલે અને નામ તથા રૂપના સંકલ્પો દૂર થાય, તેને નિદિધ્યાસન કહે છે. તેવી દશા ઉત્પન્ન થાય ત્યારે અંતરાત્મામાં ઊંડા ઊતરવું. ત્યાં ઘણું જ્ઞાન, ઘણી શક્તિ અને ઘણું સુખ ભરેલાં છે. જેઓ બહુ ઊંડા ઊતરી શકે છે, તેઓને જીવ અને જગતનું સત્ય સમજાય છે. જે ધર્મગુરુઓમાં કેટલોક મતભેદ જણાય છે, તે ઓછી ઊંડી અથવા વધારે ઊંડી દશાનું પરિણામ છે. જેઓ વધારે ઊંડા ઊતર્યા હોય તેમના અભિપ્રાય ઓછા ઊંડા ઊતરેલાને મળતા આવતા નથી.

અમથાલાલ—જ્ઞાન કોને થાય છે ? આપે કહ્યું કે આત્મા તો જ્ઞાનરૂપ છે.

ગુરુજી—મનમાં આત્માનો આભાસ પડવાથી તેમાં સાપેક્ષ ચેતન આવે છે, તેથી જ્ઞાન મનને થાય છે. મનનો સત્ત્વગુણ મનના રજોગુણને અને તમોગુણને વશ કરે છે. વળી જ્ઞાન બે પ્રકારનું હોય છે: ચિદ્‌રૂપ જ્ઞાન અને વૃત્તિરૂપ જ્ઞાન. ચિદ્‌રૂપ જ્ઞાન એ આત્માનો સ્વભાવ છે. તે ઉત્પન્ન થતું નથી. વૃત્તિરૂપ જ્ઞાન અંતઃકરણમાં અંતઃકરણને થાય છે. માટે શાસ્ત્ર અને સત્સંગથી અંતઃકરણને જ્ઞાન લેવાને યોગ્ય બનાવતા જવું.

અમથાલાલ—આપની પાસે સત્સંગ માટે જે માણસો આવે છે, તેમાં કેટલાકે તો પોતાના જીવનમાં કાંઈ પલટો કર્યો નથી.

ગુરુજી—જેને પોતાને પરમાર્થને માર્ગે ચડવું છે, તેણે બીજાના દોષ જોવામાં વખત કાઢવો જોઈએ નહિ. બીજાના દોષ જોવાથી તે દોષથી કેટલીક વાર પોતે બચી શકે છે પણ તે માણસ આગળ વધી શકતો નથી. વળી સાધનદશામાં બધાની પાસે પૂર્ણતાની આશા રાખી શકાય નહિ.

એક વખત કોઇ ચાર ગામના ચાર રાજાઓને કોઈ કારણથી સંસાર ઉપર વૈરાગ્ય આવ્યો. એટલે તેઓ રાજ્ય છોડી દૂર દેશમાં ચાલી નીકળ્યા. કેટલેક દિવસે તેઓ એક ગામમાં ભેગા થયા. એક રાજાને પગે ખરજવું હોવાથી એક લાકડાનો કટકો લઇ તેણે તે કટકાથી ખરજવું ખણવા માંડયું; કારણ કે તે વખતે તે ખોદવામાં જરા સુખ લાગે છે. બીજા રાજાએ પહેલા રાજાને કહ્યું: 'તેં રાજ્ય છોડયું, તોયે એક લાકડાના કટકામાં તારી મમતા રહી ગઈ?' તે સાંભળી ત્રીજા રાજાએ બીજા રાજાને કહ્યું: 'તેં પણ રાજ્ય છોડયું છે, તો પહેલો રાજા ગમે તે કરે તે તરફ તારે જોવાની શી જરૂર છે?' એ સાંભળી ચોથા રાજાએ ત્રીજા રાજાને કહ્યું કે, 'તેં પણ રાજ્ય છોડયું છે તો હવે પહેલા બે રાજાઓની વાતચીતની વચ્ચે આપણે શા માટે પડવું જોઈએ?'

એટલી વાતચીત થઇ એટલામાં પહેલા રાજાએ ખરજવું ખોદવું પૂરું કર્યું અને તેણે લાકડાનો કટકો દૂર ફેંકી દીધો.

માટે સિદ્ધાંતમાં એમ સમજવું કે બીજા માણસો શું કરે છે તેની ચિંતા કરવાથી પોતાની સાધના બગડે છે. શાસ્ત્રોમાં કહ્યું છે કે:—

**उत्तमा आत्मचिंता च मोहचिंता च मध्यमा ।**
**कनिष्टा कामचिंता च परचिंताऽधमाऽधमा ॥**

આત્માનું ચિંતવન ઉત્તમ છે, મોહનું ચિંતવન મધ્યમ છે, કામનું ચિંતવન કનિષ્ટ છે અને બીજાઓની ચિંતા કરવી એ અધમમાં અધમ છે.

બીજાને ખરાબ કરીને પોતે સારા થઈ શકાય નહિ, કારણ કે બીજા પણ પોતાના રૂપ છે.

તેથી બીજા કોઈને પોતાના કરતાં હલકા માનવા નહિ. બીજાને હલકા માનવાથી પોતાને પણ હલકા થવું પડે છે.

એક વખત માથેરાનમાં એક અંગ્રેજ અમલદાર જંગલનો ઉપરી હતો. તેણે એક વખત ત્યાંના જંગલમાં બે વાઘ માર્યા હતા. પોતાની એ બહાદુરી પોતાના મુંબઇના મિત્રોને બતાવવા માટે તે બે વાઘનાં શરીર બે મોટા કોથળામાં નાખી માથેરાનથી મુંબઇ જવા નીકળ્યો. રસ્તામાં નેરલ

જંકશન આવે છે, ત્યાં નાની ટ્રેનમાંથી મોટી ટ્રેનમાં સામાન ફેરવવો પડે છે. મુંબઇ જવાની ટ્રેન હજુ આવી નહોતી. એટલામાં જંગલખાતાના તે અંગ્રેજ અમલદારે નેરલના સ્ટેશન માસ્તરને કહ્યું કે, "સ્ટેશન માસ્તર ! મારો લગેજ (સામાન) મુંબઇ સુધી બુક કરવાનો (લઇ જવાનો) છે." સ્ટેશન માસ્તરે કહ્યું કે, "હજુ ટ્રેન આવવાને ઘણી વાર છે," તે અમલદારે કહ્યું કે "હું જંગલખાતાનો અમલદાર છું, માટે મારો લગેજ તરત જોખી આપવો જોઈએ." સ્ટેશન માસ્તરે કહ્યું કે, "હું પણ અહીંના સ્ટેશનનો અમલદાર છું, માટે કાયદા પ્રમાણે હમણાં લગેજ જોખી શકાશે નહિ." થોડી વાર પછી મુંબઈની ટ્રેન આવવાનો વખત થયો, એટલે સ્ટેશન માસ્તર જંગલખાતાના અમલદાર પાસે ગયો અને પૂછયું કે "આપનું નામ શું?" અમલદારને ગુસ્સો બહુ ચડ્યો હતો અને વિવેક વગરની સ્ટેશન માસ્તરની વાણીમાં 'પ્લીઝ' (કૃપા કરીને) શબ્દ વાપર્યો નહોતો તેથી તેનો ક્રોધ વધ્યો. સ્ટેશન માસ્તરની વાણીમાં તેને સભ્યતા લાગી નહિ. તેથી તેણે કહ્યું, 'સ્ટુપિડ ! (મૂર્ખ)' સ્ટેશન માસ્તરે લગેજ ક્લાર્ક (સામાન જોખનાર કારકુન)ને બોલાવી તેને કહ્યું: "એ કોથળા 'સ્ટુપિડ' ના નામ ઉપર મુંબઇ બુક કરવાના છે. તે અમલદારે સ્ટેશન માસ્તરને સ્ટુપિડ કહ્યો હતો, પણ સ્ટેશન માસ્તરે તેનું નામ પૂછ્યું ત્યારે તે શબ્દ વાપર્યો હોવાથી તેણે તે અમલદારનું નામ 'સ્ટુપિડ' લખી લીધું. જ્યારે કોથળા મુંબઈ સ્ટેશને પહોંચ્યા ત્યારે મુંબઇના સ્ટેશનનો લગેજ કારકુન 'સ્ટુપિડ' નામના માણસને શોધવા લાગ્યો; અને જ્યારે તે (મુસાફર) અમલદારે કહ્યું કે, 'હું સ્ટુપિડ છું' ત્યારે જ તેને તેનો સામાન સ્વાધીન કરવામાં આવ્યો.

માટે બીજાને હલકા માનવામાં પોતાને હલકા થવું પડે છે. જગતમાં કીડાની પેઠે નિરભિમાનપણે વર્તવું જોઇએ; નહિતર માયાની અસર લાગતાં વાર લાગશે નહિ.

અમથાલાલ—કોઈ શાસ્ત્રમાં એમ લખેલું જોવામાં આવે છે કે, માયા ભગવાનના સ્વરૂપને પણ આવરણ કરી દે છે.

ગુરુજી—એ માત્ર સમજાવવા માટે છે. માયાને સાચી માનીએ તોપણ તે થોડા પ્રદેશમાં રહે છે, અને જે થોડા પ્રદેશમાં રહે છે તે સર્વવ્યાપક પરમાત્માને ઢાંકી શકે નહિ. કોઈ લક્ષાધિપતિના ખિસ્સા-

માંથી એક રૂપિયો પડી જાય તો તેથી કાંઈ નુકસાન થયું એમ તેને લાગતું નથી.

વળી જ્ઞાની પુરુષો બધા બનાવમાં અધિષ્ઠાનની દૃષ્ટિ રાખે છે અને માયાને મિથ્યા સમજે છે. જેમ શુદ્ધ સો ટચના સોનામાંથી ઘાટ બનતો નથી, તેમ પરમાત્માના શુદ્ધ નિર્વિકાર સ્વરૂપમાંથી જગત બનતું નથી; પણ જીવોના કર્મનું ફળ દેવા માટે, જીવની બુદ્ધિની અપેક્ષાએ અચિંત્ય માયાવિશિષ્ટ સ્વરૂપનો સ્વીકાર કરવામાં આવે છે.

અમથાલાલ—માયા જો ખોટી હોય તો તેનાથી કાર્ય કેમ થાય છે?

ગુરુજી—એક બુઢ્ઢા માણસને સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં તેને પરણવાની ઇચ્છા થઈ, એટલે તેને કોઇ યોગ્ય કન્યા મળી આવી અને સ્વપ્નામાં વિવાહ થયા. તે પછી તેની સ્ત્રીએ સ્વપ્નામાં તેને પૂછ્યું કે, 'હવે છોકરું થશે, તો ક્યાં સુવાડશો?' તેણે કહ્યું: 'આ બાજુ.' એમ કહી તે ખાટલાની એક બાજુ જરા ખસી ગયો. એટલે તેની સ્ત્રીએ ફરીથી પૂછ્યું કે 'બીજું છોકરું થશે તો તેને ક્યાં સુવડાવશો?' તેણે કહ્યું: 'આ બાજુ.' એમ કહી તે વધારે ખસ્યો, એટલે ખાટલામાંથી પડી ગયો; તેનો હાથ ભાંગ્યો, તે જાગી ગયો અને રોવા લાગ્યો. તે સાંભળી બહારના માણસો ભેગા થયા અને તેને પૂછવા લાગ્યા કે, 'તારો હાથ કોણે ભાંગ્યો?' પેલા માણસે કહ્યું કે, 'મારે છોકરે ભાંગ્યો.' બીજા માણસે પૂછ્યું: 'મૂર્ખ! તું પરણ્યો નથી, તો તારે છોકરો ક્યાંથી હોય અને હાથ કેમ ભાંગે?'

પહેલો—મને સ્વપ્નામાં છોકરો થયો હતો, અને તેને સુવાડતાં હાથ ભાંગ્યો.

બીજો—સ્વપ્નાનો છોકરો હાથ ભાંગે નહિ.

પહેલો—હાથ જુઓ તો તમને ખાતરી થશે

બીજાએ પહેલાનો હાથ જોયો, તો ભાંગેલો માલૂમ પડ્યો.

માટે સિદ્ધાંતમાં જેમ છોકરો ખોટો, સ્વપ્નું ખોટું, પણ હાથ ભાંગ્યો તે વાત સાચી; તેમ જાગ્રત અવસ્થાનું ખોટું દુઃખ પણ સ્વપ્નાની માફક અભિમાનથી સાચું થઈ જાય છે. કોઈ માણસ કહે છે કે મને માથામાં દુખે છે, કોઈ કહે છે મને પગમાં દુખે છે. તેથી

તેમના કહેવા પ્રમાણે પણ દુઃખ શરીરમાં છે, અને 'શરીર એ હું' એવી માન્યતા લાંબા વખતથી દઢ થયેલ હોવાથી શરીરમાં રહેલું દુઃખ ભૂલથી પોતામાં લાગે છે.

માટે માયા છે પણ ખરી અને નથી પણ ખરી. તેના તરફ લક્ષ આપીએ, તો તેની અસર લાગે છે; અને ખોટી છે છતાં સાચી માનીએ, તો સ્વપ્નાની માફક અનેક જાતના અનર્થ કરાવે છે.

અમથાલાલ—પણ માયા દૂર થાય ત્યારે સુખ મળશે, તેની ખાતરી શી ?

ગુરુજી—નાના માણસોને પોતાના ઘરનું સુખ હોય છે, રાજાને રાજનું સુખ હોય છે, સમ્રાટને આખી પૃથ્વીનું સુખ હોય છે, અને આત્મજ્ઞાનીને વિશ્વનું સુખ મળે છે. તે આખું વિશ્વ પોતાનું માને છે અને તેમાં વિશ્વનાં બધાં સુખ સમાઈ જાય છે. જેને વિશ્વ પોતાથી જુદું લાગે છે, તેને ગુરુ મળેલ નથી. તે આત્મામાં સ્થિતિ કરી શકશે નહિ.

અમથાલાલ—આપના સત્સંગથી અમને ઘણું જાણવાનું મળે છે.

ગુરુજી—મારે આવતી કાલે બહારગામ જવાનું છે, અને મારે પાછા આવવાનું થાય ત્યાં સુધી તારે હવે ઉકાનો સત્સંગ રાખવો. તેનું અંતઃકરણ હવે ઠીક પ્રકારે શુદ્ધ થયું છે. જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ, જ્યાં ન પહોંચે કવિ ત્યાં પહોંચે અનુભવી, અને જ્યાં ન પહોંચે અનુભવી ત્યાં પહોંચે ગુરુગમી. એ સિદ્ધાંત પ્રમાણે જેનામાં પોતાના કરતાં વધારે જ્ઞાન હોય, તેનો સંગ રાખવો જોઈએ.

અમથાલાલે ગુરુજીની આજ્ઞા પ્રમાણે જીવન ઘડવાનો વિચાર કર્યો અને કોઈ કોઈ વખતે ઉકાના સત્સંગનો લાભ લીધો, તોપણ તેની લાગણી અને ઊર્મિઓમાંથી દંભ અને દેખાવ દૂર થતાં નહોતાં. જે ખોટો જ્ઞાની હોય તેની ભાષા જુદા પ્રકારની હોય છે, અને જે

સાચો જ્ઞાની હોય તેની ભાષા પણ જુદા પ્રકારની હોય છે.

એક વખત અમથાલાલના ઘરમાંથી એક પિત્તળનો કળશિયો ગુમ થયો. એટલે તેની સ્ત્રી બહુ તપાસ કરવા લાગી. અમથાલાલે કહ્યું: 'કળશિયો તો પિત્તળનો હતો, આપણો ક્યાં હતો?' બીજી વખત જ્યારે રૂમાલ ખોવાઇ ગયો, ત્યારે તેણે કહ્યું કે, 'રૂમાલ તો કપડાનો હતો, આપણો નહોતો તેથી આપણો રહ્યો નહિ.' આ બાબત તેની પાડોશમાં રહેતા શેઠના નોકરના જાણવામાં આવી. એટલે એક દિવસ અનુકૂળ વખત જોઇને તે નોકર અમથાલાલના ઘરમાંથી સો રૂપિયાની નોટો ચોરી ગયો. મોટી રકમની ચોરી થયેલ હોવાથી અમથાલાલે તેની તપાસ કરવા માંડી, પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. અમથાલાલે આ વાત એક માણસને કહી, એટલે તેણે જવાબ આપ્યો કે, 'નોટો તો કાગળની હતી, તે ક્યાં તમારી હતી? કાગળના કટકા ઉપર તમારા જેવા જ્ઞાની માણસોએ મમત્વ રાખવું જોઈએ નહિ.'

આ જવાબ સાંભળીને અમથાલાલને લાગ્યું કે, હજુ તેનું જ્ઞાન બહુ કાચું રહી ગયેલ છે. થોડી મમતા દૂર થાય તેથી જ્ઞાન થતું નથી. માટે મમતાનું મૂળ શોધી કાઢવું જોઇએ. જ્યાં સુધી વિચાર, લાગણી અને કર્મની એકસૂરતા ન થાય, ત્યાં સુધી જીવન અપૂર્ણ રહે છે. તેથી એક વખત જ્યારે તે ઉકાને મળ્યો, ત્યારે તેણે નીચે પ્રમાણે પ્રશ્ન પૂછ્યો.

અમથાલાલ—પ્રપંચોમાંથી મનને દૂર કેમ કરવું?

ઉકો—કાચબાને મારવો હોય તો તેની પીઠ ઉપર ગમે તેટલા તલવારના ઘા પડે તોયે તલવાર ભાંગી જાય છે, પણ કાચબો મરતો નથી. પણ જો તેને ઊલટો કરી નાખીએ તો તેનું અંદરનું શરીર એવું પોચું હોય છે કે તે એક સોય ભોંકવાથી પણ મરી જાય છે. તેવી જ રીતે જ્યાં સુધી મન સંસારમાં લાગી રહેલું હોય છે અને સંસારની સગવડો વધાર્યા કરે છે, ત્યાં સુધી તેને મારી શકાતું નથી.

પણ જો તેને સંસારના સુખથી વિમુખ કર્યું હોય અને વૈરાગ્ય-દ્વારા થોડી થોડી અગવડો ભોગવવાની ટેવ પાડી હોય, તો મનના સંકલ્પોનો નાશ કરવો સહેલો થઈ પડે છે. જે પાપની શરૂઆતમાં ઇશ્વરની બીક અને અંતે ઇશ્વરની પ્રાર્થના રહે છે, તે પાપ પણ ઇશ્વરની નજીક પહોંચાડે છે; પણ જે તપની શરૂઆતમાં અહંભાવ અને અંતે અભિમાન રહે છે, તે તપ પણ ઇશ્વરથી દૂર લઈ જાય છે. ભગવાન બધું માફ કરે છે, પણ અહંકાર માફ કરતા નથી.

અમથાલાલ—પણ એક સંજોગોમાં કરેલા નિશ્ચય બીજા સંજોગો-માં ફરી જાય છે. સત્સંગની વાતો ચાલતી હોય, ત્યારે આત્માની જાગૃતિ સારી રહે છે; પણ ઘેર જઈએ એટલે પાછો સંસાર યાદ આવે છે અને એમ વિચાર આવે છે, કે આ સાચું કે તે સાચું ?

ઉકો—તેનું કારણ એ છે કે ઘેર જઈને ખોટી રમત કરવાનું સુઝે છે અને સત્સંગની વાતો ભૂલી જવામાં આવે છે.

એક વખત એક સુતાર લાકડું કાપતો હતો. તેણે થોડું લાકડું વહેરીને તેમાં એક લાકડાની ફાડ ભરાવીને પછી તે જમવા ગયો. એટલા-માં એક વાંદરો ત્યાં આવ્યો. તેણે તે ફાડની પોલાણમાં પોતાનું પૂછડું રાખ્યું અને ઉપરથી લાકડાનો કટકો કાઢી નાખ્યો એટલે પૂછડું તેમાં દબાઇ ગયું અને પોતે બંધાઈ ગયો.

ખોટી રમતથી આવું નુકસાન થાય છે. કેટલાક માણસો સત્સંગ-માંથી ઊઠ્યા પછી વ્યવહારની વાતોમાં બહુ રસ લે છે, તેથી તેમને સત્સંગની અસર લાગતી નથી. સત્સંગ પૂરો થયા પછી એક કલાક સુધી કોઈની સાથે વાતચીત કરવી નહિ, એટલે સારી એકાગ્રતા ઉત્પન્ન થશે. ત્યારે જે કામ કરવા ધારશો તે બરાબર થઈ શકશે.

જો વિદ્વાન પુરુષ પણ રાગદ્વેષમાં રહે, તો તેને વિષયોનું ધ્યાન થાય છે, બ્રહ્મનું ધ્યાન થતું નથી. સાંભળેલું જ્ઞાન અર્થગોચર થાય છે, પણ વસ્તુગોચર થતું નથી. જેનામાં બ્રહ્મભાવ ઉત્પન્ન થતો નથી, તેને

બ્રહ્મસુખ મળતું નથી. માટે જે જ્ઞાન સાંભળેલું હોય તેને પોતાનું બનાવવું જોઇએ. પોતાની વસ્તુ સાથે વ્યવહાર થઇ શકે છે.

આત્મસાક્ષાત્કારના માર્ગમાં વારંવાર સાધન ફેરવવાની જરૂર નથી. જેમજેમ આત્મામાં એકાગ્રતા વધતી જાય, તેમતેમ તેમાં ઊંડા ઊતરવું અને વધારે ઊંડા ઊતરવું એટલે અનાત્મભાવ દૂર થશે.

કેટલાંક ગામડાંમાં હુડતતુની રમત રમાય છે, તેને આટાપાટા પણ કહે છે. તેમાં એક પક્ષની મંડળીવાળાનો એક માણુસ સામા પક્ષની મંડળીવાળાના એક માણસને અડવા જાય છે. તેને અડીને જો તે પાછો પોતાની મંડળીમાં આવી જાય, તો સામા પક્ષનો માણુસ રમતમાંથી કમી થાય છે. તેવી જ રીતે સિદ્ધાંતમાં જ્યારે આપણે સંસારના માણસો સાથે સંબંધ કરવો પડે, ત્યારે તેટલો વખત સાવચેત રહી તરત પાછા પોતાના સ્વરૂપમાં વળી જઇએ, તો તેમના સંસારની અસર લાગતી નથી, પણ તેમના સંસારમાં પકડાઈ જઇએ તો મરણ જેવી દશા ઉત્પન્ન થાય છે.

અમથાલાલ—જો કર્મ પ્રમાણે ફળ મળે છે એમ માનીએ, તો ઇશ્વરની સત્તાનો કાંઇ અર્થ રહે નહિ; અને ઇશ્વર ફળ આપે છે એમ માનીએ, તો કર્મ ગમે તેવાં કરીએ તેનો નિયમ રહે નહિ. તેથી આ બાબત મને સમજાતી નથી.

ઉકા—જો તમારે ભવિષ્યમાં સંસાર તરફ લક્ષ રાખવું હોય, તો ભગવાન તમને તમારાં કર્મ પ્રમાણે ફળ આપશે; અને જો તમારે ભવિષ્યમાં ભગવાન તરફ લક્ષ રાખવું હોય, તો તમારાં બધાં કર્મથી અને બધાં પાપથી તે તમને છોડાવશે. તે વખતે કર્મની સત્તા ઘટવા માંડશે. માટે તમારું લક્ષ્ય શું છે તે પહેલાં બરાબર નક્કી કરવું જોઇએ.

અમથાલાલ—પણ ભગવાને માયા ઉત્પન્ન કરી ન હોત, તો ઘણી ખટપટ ઓછી થઈ જાત.

ઉકા—કોઈ પણ ક્રિયા કરતી વખતે માયાનો ઉપયોગ કરવો પડે છે. કોઇને કાગળ લખવો હોય તો પહેલાં તારીખ અને ગામનું નામ લખવું પડે છે. સોનાની કસોટી કરવી હોય તો કાળા પથ્થરની જરૂર પડે છે. કોઇને મળવા જવું હોય તો તેના ઘરની શેરી પૂછવી પડે છે. તે શેરી અથવા પથ્થર સાથે મુખ્ય પ્રયોજન નથી, છતાં તેમને ઉપયોગમાં લેવાં પડે છે. દાળ ખાવી હોય તો હાથ બગાડવો પડે છે, પણ તે કામ ખરાબ છે એમ કોઈ કહેતું નથી. છતાં માયાનું સુખ અલ્પ છે. તેથી ક્રિયા ઉપર ક્રિયા વધારવી નહિ. સાધારણ પ્રવૃત્તિવાળો માણસ માયાથી છૂટવા ધારે તો છૂટી શકે નહિ. તેથી એવી પ્રવૃત્તિ કરવી જોઇએ કે જે ભગવાનમાં પ્રીતિ ઉત્પન્ન કરે.

અમથાલાલ—મને તો એમ લાગે છે કે ભગવાન આખું જગત ઉત્પન્ન કરવામાં થાકી ગયા નથી, પણ જો તે મારા દોષ ગણવા માંડશે તો થાકી જશે.

ઉકા—પોતાના દોષનું જ્ઞાન થાય એ પોતાના દોષ દૂર કરવામાં બહુ સાધનભૂત થાય છે, માટે ચિંતા રાખવી નહિ અને સત્સંગ કરતા રહેવું. સંસાર જેવો સડેલો—બગડેલો છે તેવો જ રાખવો, એ કંગાલપણું કહેવાય. તેને સુધારવો એ મર્દપણું છે. જે પોતાનો સંસાર સુધારી શકે છે, તે એક જન્મમાં અનેક જન્મ પૂરા કરી શકે છે. પશ્ચાત્તાપ એટલે જીવનનો ફરીથી વિચાર કરવો; માટે લક્ષ્ય બરાબર રાખીને હૃદયને ખીલવતાં આવડે, તો હૃદય ઘણું કામ આપી શકે છે, નહિતર નકામું બળી જાય છે.

આ પ્રમાણે સત્સંગની વાતો માટે બન્ને મિત્રો કોઈ કોઈ વખતે મળતા હતા અને બન્ને વચ્ચે સારી વાતો થતી હતી. તેમાં કેટલોક કાળ વીતી ગયો.

## ૧૪: મુંબઈની મુસાફરી

ઉકાના અંતઃકરણમાં હવે જ્ઞાનની અસર લાગી હતી; તેથી તે આત્માનાં સ્વરૂપલક્ષણના અનુભવની ધૂનમાં ધૂણતો હતો.

બે વર્ષ પછી મુંબઈથી ઉકાના એક મિત્રનો કાગળ આવ્યો. તેમાં તે મિત્રે ઉકાને લખ્યું હતું કે, 'જે મહાત્મા તમને એકવાર નાસિકના કુંભમેળામાં મળ્યા હતા, તે હાલ મુંબઇ પધાર્યા છે અને તમને યાદ કરે છે. માટે જો થોડા દિવસ માટે અહીં આવી શકો, તો તમને તેમના સત્સંગનો લાભ મળશે અને વળી તમે મુંબઈ જોયેલું નથી તેથી તમને અહીંની નવી જાતની સૃષ્ટિ જોવાનો પણ લાભ મળશે.' ઉકાએ જવાબ લખ્યો કે, 'તે મહાત્માને મારા નમસ્કાર કહેજો અને હું બેત્રણ દિવસ પછી તમારી તરફ આવીશ.'

આ સંકેત પ્રમાણે ઉકો મુંબઈ જવા માટે કાઠિયાવાડ મેલમાં રવાના થયો. વિરમગામ સ્ટેશન આવ્યું એટલે તેને નાની ગાડીમાંથી મોટી ગાડીમાં બદલવાનું હતું. ત્યાં જકાતવાળા પોલીસના માણસો ઉતારુઓનો સામાન તપાસવા લાગ્યા. તેમાંથી એક પોલીસના માણસે ઉકાને પૂછ્યું કે, 'તમારી પાસે જકાતવાળી કાંઈ વસ્તુ છે?'

ઉકો—મારી પાસે મારી વિદ્યા સિવાય બીજું કાંઇ નથી, તમે શાના ઉપર જકાત નાખો છો?

પોલીસ—તમારી પાસે કોઈ પરદેશી વસ્તુ છે?

ઉકો—મને મારી વસ્તુ જ રાખવાની ધૂન લાગી છે, તોપણ પૂર્વજન્મનાં કેટલાંક કર્મના પરિણામે શરીર જેવી પરવસ્તુ રાખવી પડે છે અને તેને ખાવાપીવાનું આપવામાં ઘણી મહેનત પડે છે.

પોલીસ—તમે શું ભણેલા છો? તમારી વાતો સમજાતી નથી.

ઉકો—મારા ગુરુએ મને એકડે એક શિખડાવેલ છે. તે એકમાં બધું સમાઈ જાય છે.

આ જવાબ સાંભળી પોલીસના માણસને હસવું આવ્યું. ઉકાએ કોઇની સામું જોયું નહિ અને તે મુંબઇની ટ્રેનમાં બેઠો. આ ટ્રેનમાં બહુ ભીડ હતી, વાતો ઘણી થતી હતી, ટ્રેનની ઝડપ પણ વધારે હતી, તેની અસરથી તેમાં બેઠેલા માણસોની વાતોની ઝડપ પણ વધી હતી. કોઇવાર જરા શાંતિ મળે, એટલામાં દવાની જાહેરખબરોવાળા જુદે-જુદે સ્ટેશને તેના ડબામાં દાખલ થઇને ઘોંઘાટ કરી મૂકતા હતા અને ઉતારુઓ પોતાનાં સગાં અને મિત્રોને શોધતા હતા. તેથી ઉકાને એવી શંકા થવા લાગી કે મુંબઇની ટ્રેનમાં શાંતિથી બેસી શકાતું નથી તો મુંબઈમાં કેવી શાંતિ મળશે?

સવાર પડી એટલે મુંબઈના પરાનાં સ્ટેશનો આવવા લાગ્યાં. ઉકાના ડબામાં જે માણસો બેઠા હતા તેમાંથી ઉકાએ એકને પૂછ્યું કે, 'તમે મુંબઇ જોયું છે?'

મુંબઈવાળા ઉતારુ—હા.

ઉકો—મુંબઈમાં મોટું મંદિર કયા દેવનું છે?

ઉતારુ—અહીં દેવ પૂજાતા નથી, પણ દેવી પૂજાય છે. અહીં મોટું મંદિર મહાલક્ષ્મીનું છે.

ઉકો—તેનું કારણ શું?

ઉતારુ—આ શહેરના ઘણા માણસોને માયા બહુ ગમે છે, તેથી મહાલક્ષ્મી માટે મોટું મંદિર બંધાવેલ છે.

ઉકા—મુંબઈનાં ઘણાં માણસો મહાલક્ષ્મીનાં દર્શન કરવા માટે જતાં હશે ?

ઉતારુ—શરૂઆતમાં તો ઘણા તે મંદિરે જતા હતા, પણ હવે તો ઘણા ત્યાં ઘોડાની શરત જોવા અને જુગાર ખેલવા જાય છે. અંગ્રેજી રાજ્ય આવ્યા પછી એ નવી રમત શરૂ થઈ છે, અને તે રમત રમવા માટે નવા પ્રકારનાં પ્રાણી ઉત્પન્ન થયેલાં છે. તેમનાં મોઢાં હાર વખતે લાંબાં થઈ જાય છે અને જીત વખતે પહોળાં થાય છે

આ જવાબ સાંભળી ઉકાને લાગ્યું કે આ શહેરમાં હરવાફરવામાં બહુ સંભાળ રાખવી પડશે. થોડી વારમાં અંધેરી અને વાંદરાનાં નામવાળાં સ્ટેશનો જોવામાં આવ્યાં, એટલે વળી ઉકાના સંકલ્પ વધવા લાગ્યા. તે પછી થોડી વારે સેંટ્રલ સ્ટેશન આવ્યું. ત્યાં તેનો મિત્ર તેને લેવા માટે આવ્યો હતો. બન્ને મિત્રો ગાડી ભાડે કરી ઘેર ગયા.

મુંબઈના પ્રવૃત્તિમય જીવનમાં ઉકાને નવી જ દુનિયા દેખાવા લાગી. મોટરો, વીજળીની ટ્રેનો, વીજળીની ટ્રામો, રેડિયો, ગ્રામોફોન, એરોપ્લેન, સિનેમાટૉકીઝ, નાટકો, જાહેરખબરો, ન્યૂસપેપરો, હોટેલો, ફેરીવાળા, ટપાલવાળા વગેરેના અવાજ વધી ગયા હતા. એ સગવડોને લોકો સુધારો માની બેઠા હતા, પણ તેનાથી લોકોના જીવનમાં સંયમ ઓછો થઈ ગયો હતો અને સંયમ શિખડાવવા માટે કમિટીઓ અને કૉન્ફરન્સો ભરાતી હતી. આ બધો દેખાવ જોઇ ઉકાએ તેના મિત્રને કહ્યું: 'સો વર્ષ પહેલાંના મુંબઈનું ચિત્ર તમારી પાસે છે ?' તેના મિત્રે તેવું એક ચિત્ર શોધી કાઢયું, એટલે તે જોઈ ઉકાએ તેને કહ્યું: 'જુઓ હાલના મુંબઈમાં અને સો વર્ષ પહેલાંના મુંબઈમાં કેટલો ફેરફાર છે ! મેં એમ સાંભળ્યું છે કે ઈ. સ. ૧૮૩૬માં હિંદી સરકારના એક અંગ્રેજ અમલદાર લૉર્ડ મેકોલેએ રાજનીતિમાં એક એવી નોંધ કરેલ છે કે, 'અહીંના લોકોને એવા પ્રકારની અંગ્રેજી કેળવણી આપવી કે જેથી તેઓ બહાર દેશી જેવા દેખાય પણ વિચારમાં અને આચારમાં અંગ્રેજી સંસ્કારને જ

પસંદ કરે.' સો વર્ષની કેળવણીનું આ ફળ આ શહેરમાં વધારે સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. પૈસાદાર માણસોને ઘણો વખત મોટરકારનાં ચાર પૈડાં ઉપર જાય છે અને તેથી ઉતાવળા સ્વભાવવાળા થાય છે, ગરીબ માણસો મિલો અને કારખાનાની વચ્ચે રહી તેના સંગથી સંચા જેવા થાય છે, અને મધ્યમ વર્ગના માણસો ચકલાના માળાની પેઠે માણસોના બનાવેલા માળામાં, ઉપરાઉપર નાની ઓરડીઓમાં, માળા જેટલી જગ્યામાં રહી, ચકલાની માફક માત્ર પોતાના કુટુંબનું પોષણ કરવાની ચિંતામાં જીવન ગાળે છે. સંચાથી ઉત્પન્ન થતી ચીજોથી ભૂખ અને ચિંતા વધી છે અને સંયમ અને સ્વતંત્રતા ઓછાં થયાં છે. સવારમાં ઊઠતાં જે શાંતિ ભગવાનના ધ્યાન માટે કુદરતી રીતે મળે છે, તે ચા અને ન્યૂસપેપરના ધ્યાનમાં ભંગ થાય છે. બહારનું જગત કેવું લાગે છે તે જાણવાની ઇચ્છા થાય છે; પણ પોતાના હૃદયમાં રોજ શું શું બને છે, તેના ઉપર વિચાર કરવાની ફુરસદ મળતી નથી. આથી હાલમાં જાણે નવી જ જાતનાં પ્રાણી જન્મ્યાં હોય તેવું જણાય છે.

આવાં માણસોને પૂછીએ કે, તમારા જીવનનું ધ્યેય શું છે અથવા તમારે શું જોઇએ છે ? તો તેઓ તે પ્રશ્નનો જવાબ તરત આપી શકશે નહિ, અથવા કોઈ હલકા સુખની માગણી કરશે.

આ પ્રવૃત્તિઓ તરફ વધારે ધ્યાન આપવા જેવું ન લાગવાથી ઉકાએ કોઈ કોઈ વખતે નાસિકવાળા મહાત્મા પાસે સત્સંગ માટે જવાનું રાખ્યું.

એક વખત બન્ને મિત્રો તે મહાત્મા પાસે ગયા હતા. ત્યાં સત્સંગની વાતો થતી હતી. બન્નેએ તે મહાત્માને નમસ્કાર કર્યા. તે મહાત્માએ આશીર્વાદ આપ્યા અને કહ્યું કે, 'આવા પ્રવૃત્તિમય જીવનવાળા શહેરમાં તમારા જેવા સત્સંગીઓનો સહવાસ અમને બહુ પ્રિય લાગે છે. કાંઈ પ્રશ્ન હોય તો ખુશીથી પૂછજો.'

મિત્ર—આ શહેરમાં નિષ્કામકર્મનો અર્થ ઘણા માણસો જુદી-જુદી રીતે કરે છે. માટે તેનો ખરો અર્થ શો છે?

મહાત્મા—આ બાબત વિષે મેં એક વખત ઉકાને નાસિકમાં સમજણ આપી હતી, પણ ફરીથી ટૂંકમાં કહું છું. આપણે જે જે કર્મ કરીએ, તેનાં ફળ ઈશ્વરને અર્પણ કરવાં, અથવા તેના ફળ તરીકે ઈશ્વર આપણને ભક્તિ આપે તેવી ઇચ્છા રાખવી, તેને નિષ્કામકર્મ કહે છે. જે કર્મના ફળ તરીકે આપણે સંસારના લાભની આશા રાખીએ, તે સકામકર્મ છે. પોતે 'અકર્તા' છે એમ માનવું, એ પણ નિષ્કામકર્મનું ખાસ અંગ છે, પણ તે આગળ વધેલા માટે છે.

મિત્ર—નિષ્કામભાવે કર્મ કરવાનું પરિણામ શું આવે છે?

મહાત્મા—જો નિષ્કામકર્મ બરાબર રીતે કરવામાં આવે, તો કર્મનાં ફળ જેને આપણે અર્પણ કરીએ તેને જાણવાની જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે. જેમ કોઈ બેંકમાં રૂપિયા મૂકવા હોય તો બેંકની સ્થિતિ જાણવાની ઇચ્છા થાય છે, તેમ ઈશ્વર કેવા હશે તે જાણવાની વૃત્તિ ઉત્પન્ન થાય છે. વળી, શાસ્ત્રોમાં કર્તાપણાનો ભાવ છોડવાનું કહેલ છે, તેથી કર્મનો કર્તા કોણ? હું કોણ? વગેરે જાતના વિચાર પણ આવે છે, અને તેને પરિણામે આત્મસાક્ષાત્કાર થાય છે.

મિત્ર—તેવી ઇચ્છા થાય છે, તોયે આત્મસાક્ષાત્કાર થતો નથી.

મહાત્મા—ખરી જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે, ત્યારે તે પોતાનું ફળ ઉત્પન્ન કરે છે. જે માણસને ખરી ભૂખ લાગી હોય છે, તે કોઈ પણ પ્રકારે ખાવાનું મેળવી લે છે. રસોઈનાં સાધન ન હોય, તો સાધન મેળવી લે છે; ખાવાના પદાર્થ લેવા માટે પૈસા ન હોય, તો દેવું કરીને પણ ખાવાનું મેળવી લે છે. તેમ જેને આત્માને જાણવાની ખરી જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે, તેને સાધન મળી રહે છે અથવા તે મેળવવાની તેનામાં શક્તિ આવે છે; તેને તે સિવાય બીજું કાંઈ ગમતું જ નથી.

મિત્ર—અહીંના પ્રવૃત્તિવાળા જીવનમાં તો ઘણા એમ માને છે કે એવો નિષ્કામભાવ રાખીએ, તો નિષ્ક્રિયતા ઉત્પન્ન થાય અને તેને પરિણામે આળસ વધે; તે કરતાં માનવજાતિની સેવા કરવામાં જ જીવનની ઉન્નતિ થાય છે.

મહાત્મા—આત્મજ્ઞાન થયા પહેલાંની સેવા જુદા પ્રકારની હોય છે અને આત્મજ્ઞાન થયા પછીની સેવા જુદા પ્રકારની હોય છે. જ્યારે આત્મજ્ઞાન થાય છે, ત્યારે ભગવાનની સેવાનો વખત અને વ્યવહારના કામનો વખત જુદો હોતો નથી. આત્મજ્ઞાનીનું દરેક કામ સેવારૂપ થાય છે. જો નિષ્ક્રિયતાથી આળસ વધતું હોય, તો વ્યાસ અને વસિષ્ટ પણ આળસુ થવા જોઇએ. આપણું મન જ્યારે નિષ્કામ થાય, ત્યારે તે કયા હેતુ માટે નિષ્ક્રિય રહે છે તે તપાસવું જોઇએ. જો તે આત્માનું સત્ય, તેની શક્તિ, તેનો આનંદ લેવા પૂરતું નિષ્ક્રિય રહે, તો જ ખરો ફાયદો થાય છે. જો તેવી દશામાં આળસ આવતું હોય તોપણ જો આત્માનું લક્ષ્ય ચૂકી નહિ જવાય તો તે આળસ જતું રહેશે. માનવ-જાતિની સેવાનો હિસાબ એવો છે કે, સામાન્ય રીતે જે માણસો સમાજ પાસેથી સંસારનું સુખ લે છે અથવા જેમને સંસારનું સુખ ગમે છે, તેઓ તે પ્રકારનું સુખ વધે તેવી સેવામાં તેમના સ્વભાવ પ્રમાણે જોડાશે. તેવી સેવાથી પુણ્ય બંધાય છે અને તેના ફળ તરીકે બીજા જન્મમાં સંસારના સુખની સારી સગવડ મળે છે. જે કર્મની શરૂઆતમાં ઈશ્વરનું લક્ષ્ય રહેતું નથી તેના પરિણામમાં ઈશ્વરની ભક્તિ સૂઝતી નથી. તેથી નિષ્કામ કર્મની મેં જે વ્યાખ્યા કહી, તે બરા-બર યાદ રાખવી. તેને પરિણામે ચેતનાની અંદર અનુભૂતિ વખતે અને બહારનાં કર્મ કરતી વખતે એક જ ચેતના અનુભવમાં આવશે.

આપણું જીવન સરળ અને સાદું રાખવું જોઇએ અને વિચાર ઊંચા રાખવા જોઇએ. જીવન સાદું કરવા માટે છેલ્લાં વીશ વર્ષ થયાં લોકોને બોધ મળતો જાય છે; પણ વિચાર ઊંચા રાખવાનું શિક્ષણ લેવું અને દેવું એ ઘણું મુશ્કેલ કામ છે. આગલા વખતમાં

તે કામ માટે એક બ્રાહ્મણજાતિ જુદી જ રાખવામાં આવેલી હતી. હાલના ઘણા બ્રાહ્મણોએ સંજોગો પ્રમાણે એ કામ છોડી દીધું છે. જ્યારે લોકોમાં આત્મજ્ઞાનની તૃષા ઉત્પન્ન થશે ત્યારે ફરી એવી દેવ-જાતિ ઉત્પન્ન થશે. સમાજમાં આવી એક જાતિ હોય, તો બીજે જન્મ સારે ઠેકાણે ક્યાં લેવો તે જાણવાની બહુ સગવડ પડે છે. સંયમી માબાપનાં બાળકો વગરપ્રયત્ને સંયમી થઈ શકે છે.

મિત્ર—હું ધ્યાનમાં બેસું છું તે વખતે મનમાં ઘણા વિચારો ઉત્પન્ન થાય છે. દાખલા તરીકે, પહેલાં મુંબઈનો કોઈ રસ્તો યાદ આવે છે, પછી બાઈસિકલ યાદ આવે છે, પછી મોટર, પછી ટ્રેન, પછી સ્ટેશન, પછી દરિયો, પછી તરવાનું, પછી કોઈનું મરણ, પછી તેની ગરીબાઈ, પછી પૈસો, પછી શેરબજાર, સ્વરાજ, જર્મની, લડાઈ, અને પછી નિરાશા. ત્યારે વળી એમ લાગશે કે હું તો ભગવાનનું ધ્યાન કરવા બેઠો છું કે જે બધી આશા પૂરી કરવાવાળા છે, તો મારે એ વિચારોનું શું કામ છે? છતાં થોડીવાર પછી વળી બીજા કોઈ એવા સંકલ્પોની ધારા છૂટે છે.

મહાત્મા—તેનું એક મુખ્ય કારણ એ છે કે, તમને ધ્યાન સિવાય-નો વખત બરાબર ગાળતાં આવડતો નથી. તે વખતે રાગદ્વેષવાળી પ્રવૃત્તિઓથી ઘણા વિચારો કરવાની ટેવ પડી જાય છે. તે ટેવને લઈને ધ્યાન વખતે પણ તેવા જ વિચાર આવે છે. વૈરાગ્ય વગર આત્મામાં અથવા પરમાત્મામાં નિષ્કામ પ્રેમ રહી શકતો નથી. મુંબઈનાં માણસો-ને આ કામ અઘરું લાગે છે. ઘણા નકામા વિચારો અહીંના માણસોને ગુલામ કરી દે છે. જે ઘરમાં વ્યવહારની ઘણી ચીજો પડી હોય, જેમને બહુ ફરવાની ટેવ હોય, જેમને ન્યૂસપેપરો વાંચવાનું વ્યસન હોય, જે મોટા શહેરમાં બહુ રહેતા હોય, જેને બહુ વાતો કરવાની ટેવ હોય, તેમનું ધ્યાન ઘણી બાબતો ઉપર જાય છે. તેઓ ઘડીવાર પણ પોતાના મનને શાંત રાખી શકતા નથી. મોટર જોઈને મોટરની ઇચ્છા થાય છે, લક્ષ્મી જોઈને લક્ષ્મીની ઇચ્છા થાય છે અને બીજું કાંઈ જોઈને

બીજું કાંઈ ભોગવવાની ઇચ્છા થાય છે. ખરા જિજ્ઞાસુએ પોતાનું જીવન સુધારવા માટે, થોડા દિવસ કોઈ શાંત જગ્યામાં જઈ પોતાના સંકલ્પોના કારણની તપાસ કરવી જોઇએ.

સામાન્ય માણુસનો સ્વભાવ એવો રહે છે કે, બધા ભેગા મળી કમાવું, ભેગા મળી રમવું અને ભેગા મળી મંદિરે જવું. પણ તેઓ ભૂલી જાય છે કે ભેગા થઈને મરાતું નથી. લોકોની વચમાં રહેવાથી તેમના જેવા વિચારો આવે છે. એકલા રહેવાની ટેવ રાખવાથી ખોટા સંકલ્પો ઓછા થશે, પોતાની ભૂલોની ખબર પડશે અને આત્માના વિચાર ઉત્પન્ન થશે. ઝાડ જીવે છે ત્યાં સુધી ઊગે છે, તેથી તેનામાં મનનો વિકાસ થતો નથી. માણુસનું શરીર વધવાનું કામ બંધ થાય છે, ત્યારે મનનો વિકાસ થાય છે અને મહાત્માઓનાં જીવનમાં શરીર અને મન બન્નેને વધવાનું કામ જલદી પૂરું થાય છે. એટલે પ્રજ્ઞા (ઇન્ટયુઇશન) જાગ્રત થાય છે અને એકતાનો અનુભવ થવાનો વખત મળી શકે છે. માત્ર દીવાનું નામ લેવાથી જેમ અંધારું દૂર થતું નથી, તેમ અજ્ઞાન દૂર કરવા માટે અંતરાત્મામાં પ્રકાશ થવો જોઇએ.

એક વખત કોઇના વિવાહ થતા હતા, ત્યારે જાનમાં એક અજાણ્યો માણુસ લાડુ ખાવાની ખાતર પોતે વરનો સગો છે એમ કહીને ઘૂસી ગયો હતો. એકબે દિવસ સુધી કોઇને તેની ખબર પડી નહિ, પણ ત્રીજે દિવસે કોઇને વહેમ પડ્યો કે આ માણુસ આપણો સગો નથી. આથી તપાસ શરૂ થઈ. તેની ખબર તે અજાણ્યા માણુસને પડી ગઈ, એટલે તે પોતે ન પકડાઈ જવા ખાતર ત્યાંથી નાસી ગયો. માટે સિદ્ધાંતમાં અહંકાર એ એક એવું તત્ત્વ છે, કે જે આપણા જીવનની જાનમાં આત્માના સગા તરીકે ઘૂસી ગયેલ છે, પણ તે પારકો માણુસ છે. તે ક્યાંથી આવ્યો તેની તપાસ એકાંતમાં જઈ કરશો, તો તે તમારા જીવનમાંથી નાસી જશે, અને તે જશે એટલે તેણે ઉત્પન્ન કરેલા સંકલ્પો પણ દૂર થશે.

ઉકો—ભક્તિ અને જ્ઞાનમાં શો ફેર છે?

મહાત્મા—ભક્તિ અને જ્ઞાન એક જ વસ્તુ છે. જ્યાં સુધી જગતનું સ્મરણ જરાવાર પણ રહે છે, ત્યાં સુધી તેટલીવાર ભગવાનનું સ્મરણ થઈ શકતું નથી. ઈશ્વરથી ભિન્ન જગતના સદ્ભાવમાં જેને શ્રદ્ધા છે, તે જગતના સંસ્કારનો અને સ્મરણનો અભાવ કરી શકશે નહિ, તેથી વિઘ્નો ઉત્પન્ન થાય છે.

જો સંસારને સાચો માનશો, તો સંસાર એજ સુખનું સાધન લાગશે; અને જો સંસારને મિથ્યા માનવાનો પ્રયત્ન નહિ કરો, તો તે દિવસેદિવસે વધારે સાચો લાગતો જશે. સંસાર સત્ય માનો તોપણ તે નિરપેક્ષ વસ્તુ નથી, તેનો આધાર મન ઉપર છે. તે મનની અપેક્ષા રાખે છે, તેથી સંસાર અને મનને અભિન્ન સંબંધ છે. જો મન છે, તો સંસાર છે. નિદ્રામાં અને સમાધિમાં મન નથી, તો સંસાર નથી. સ્વપ્નમાં પણ મન છે, તો સંસાર છે.

ભક્તો વિઘ્નોની સત્તા માનીને તેનાથી બચવા માટે ભગવાનનું શરણ લે છે, ભગવાનનો અનુગ્રહ માગે છે અને વિઘ્નોમાં પણ કોઈ વખત ભગવાનની ઇચ્છા દેખે છે. જ્ઞાની પુરુષો વિઘ્નોની સત્તા જ માનતા નથી. વિઘ્નોનું કારણ દેહનું અભિમાન છે અને દેહ એ પોતે નથી, પોતે આત્મા છે, અને આત્મા સદા નિર્લેપ છે; આવી ભાવનાથી પણ વિઘ્નોનો પરાભવ થાય છે. ભક્તો જગતને ભગવાનનું રૂપ માનીને ભગવાનનું સ્મરણ રાખવાનો પ્રયત્ન કરે છે અને જ્ઞાની પુરુષો જગતની સત્તાને માનતા નથી. તેથી તે દૃષ્ટિએ જોતાં જ્ઞાની પુરુષોનો માર્ગ વધારે સરળ રહે છે. ભક્તોને જગતનું ભાન અવશ્ય રહે છે અને જ્યારેજ્યારે તેમને જગત યાદ આવે છે, ત્યારેત્યારે ભગવાનનું અનન્ય સ્મરણ રહી શકતું નથી.

ભક્તને કેટલીક વાર એમ લાગે છે કે ભગવાને મને છોડી દીધેલ છે. જ્ઞાનીને એમ લાગે છે કે ભગવાનથી કોઈ જુદું થઈ શકે જ નહિ. જો ભગવાનથી કોઈ જુદું રહી શકે, તો ભગવાન અપૂર્ણ થઈ જાય.

છતાં, જ્ઞાની પુરુષોમાં પણ સાચા ભક્તોના જેવો પ્રેમ ન હોય, તો તેઓ પણ જગતને ભૂલી શકતા નથી. માટે અધિકારીભેદે બે માર્ગ છે; પણ બન્ને માર્ગે નિષ્ઠા એક જ પ્રકારની થાય છે. જ્યારે નિષ્ઠા બંધાય છે, ત્યારે સદા રહે તેવો સર્વાત્મભાવ ઉત્પન્ન થાય છે.

એકનિષ્ઠાવાળો જ્ઞાની પુરુષ ખોટા ભક્તને હરાવી દેશે, અને એકનિષ્ઠાવાળો ભક્ત ખોટા જ્ઞાનીને હરાવી દેશે.

આટલી વાત થઈ એટલામાં બે જુવાન માણસ તે મહાત્માની કીર્તિ સાંભળી તેમને જોવા આવ્યા. તેમાંથી એકને તે મહાત્માએ પૂછ્યું: 'કેમ આવ્યા છો?'

જુવાન—આપને જોવા.

મહાત્મા—હું માંદો નથી.

જુવાન—આપનાં દર્શન માટે આવેલ છું.

મહાત્મા—દર્શન તો થઈ ગયાં.

આટલો જવાબ આપ્યો એટલે બન્ને ચાલવા લાગ્યા. ત્યારે બીજા-ને તે મહાત્માએ પૂછ્યું: 'તમે કેમ આવ્યા હતા?'

બીજો જુવાન—આપને મળવા માટે.

મહાત્મા—મને તમે બરાબર મળ્યા? જેને મળ્યા પછી જેનાથી પાછું કોઈ દિવસ જુદું ન થઈ શકાય, તેને આપણે મળ્યા છીએ એમ કહી શકાય; એવી રીતે તમે મને મળ્યા છો?

બીજો જુવાન—એવી રીતે કેમ મળાય?

મહાત્મા—મારા આત્માને મળતાં શીખવું જોઈએ.

આ જવાબ સાંભળી બન્ને ફરીથી ત્યાં સત્સંગ માટે બેઠા. બીજા જુવાને પ્રશ્ન કર્યો કે, 'મેં ત્રણ વર્ષ સુધી શાસ્ત્રોનો અભ્યાસ કરેલ છે અને હું સિદ્ધ કરી શકું છું કે દ્વૈત જ સાચું છે.'

આ પ્રશ્ન સાંભળી ત્યાં બેઠેલા એક ધોબીને તે મહાત્માએ પૂછ્યું કે, 'તું બ્રહ્મ છે?' ધોબીએ કહ્યું: 'નાજી, હું તો સાધારણ માણસ

છું. હું અને ભગવાન એક કેમ હોઈએ ?' આ જવાબ સાંભળી તે મહાત્માએ બીજા જુવાનને કહ્યું કે, 'જુઓ, આ ધોબીએ વગર-અભ્યાસે દ્વૈત સિદ્ધ કરેલ છે અને તમે ત્રણ વર્ષ ભણીને દ્વૈત સિદ્ધ કરેલ છે. માટે પહેલું ઇનામ આ ધોબીને આપવું જોઇએ. જે વાત આપણે જાણતા હોઈએ તે જ વાત જો શાસ્ત્રથી સિદ્ધ થાય, તો વિદ્યાનું ફળ કાંઈ નથી. શાસ્ત્રો અપૂર્વ ભાવ સમજાવે છે, અને યોગ્ય ગુરુ પાસેથી સાંભળેલ હોય તો અદ્વૈતનો અનુભવ થાય છે. કરોડ કામ કરવાં બાકી રહી જાય, પણ જો મોક્ષ સિદ્ધ થાય તો ઘણો લાભ છે. પણ જો મોક્ષ સિદ્ધ ન થાય, તો ગમે તેટલાં કામ પૂરાં કર્યાં હોય તોપણ તે અલ્પ જીવન છે.'

આટલી વાતચીત થયા પછી, એક ૮૦ વર્ષની વિધવા ડોશીએ તે મહાત્માને પૂછ્યું કે, 'મારે સંસારમાં સર્વ પ્રકારે સગવડ છે. દીકરાને ઘેર દીકરા છે, પૈસો છે, કુટુંબમાં સંપ છે, આબરૂ છે; છતાં જ્યારે હું પૂજા કરવા બેસું છું, ત્યારે મને મનમાં ઘણા સંકલ્પો કેમ ઉત્પન્ન થાય છે, તેનું કારણ સમજાતું નથી.

મહાત્મા—તમને કોઈ વખતે પરણવાનો સંકલ્પ આવે છે ?

વૃદ્ધ સ્ત્રી—હું ૪૦ વર્ષની ઉંમરે વિધવા થઈ અને હાલ ૮૦ વર્ષની ડોશી થઈ. હવે એ સંકલ્પ તો સ્વપ્નામાં પણ આવતો નથી.

મહાત્મા—એ સંકલ્પ છૂટી ગયો છે, તેનું કારણ એ છે કે હવે તેની જરૂર નથી. તેવી જ રીતે જે સંકલ્પ આવતા હોય તેનું મૂળ શોધી તે વસ્તુની જરૂરિયાત તમારા જીવનમાંથી કાઢી નાખો, તો તે સંકલ્પો બંધ થઈ જશે.

વૃદ્ધ સ્ત્રી—તમારી વાત સાચી લાગે છે. હવે તો આપ એવો આશીર્વાદ આપો કે જેવી પ્રીતિ અજ્ઞાની માણસોને વિષયોમાં રહે છે, તેવી પ્રીતિ મને ભગવાન ઉપર રહે.

મહાત્મા—તથાસ્તુ.

આટલી વાતચીત થયા પછી તે વૃદ્ધ સ્ત્રીએ એક નવી ધાબળી તે મહાત્માને આપી અને કહ્યું કે, 'હાલ ઠંડીનો વખત છે, તેથી આ ધાબળી આપને માટે લાવી છું. તે આપના ઉપયોગમાં રાખજો.'

મહાત્મા—હું તે ખુશીથી સ્વીકારું છું. પણ જે મારું છે તે જગતનું છે, તેથી જો મારી નજરે કોઈ ગરીબ માણસ ઠંડીથી ધ્રૂજતો આવે અને તેની પાસે કાંઈ સાધન ન હોય, તો હું મારી ધાબળી જરૂર તેને તરત આપી દઉં. તે વખતે મારા શરીરની મને પરવા રહે નહિ. અમે સંસારના હિસાબથી જુદે પ્રકારે રહીએ છીએ. જ્યાં સુધી અમારું તે જગતનું છે એમ ન કરીએ, ત્યાં સુધી જગત અમારું થતું નથી.

હવે સત્સંગનો વખત પૂરો થવાથી બન્ને મિત્રો તે મહાત્માની રજા લઈ ઘેર આવ્યા. મુંબઈ જેવા સ્થળમાં સત્સંગની આવી ઊંચી વાતો ઉપર બરાબર મનન કરવાનો વખત બહુ રહેતો નથી અને સત્સંગી માણસોને પણ બીજા માણસો પોતાની વાતોમાં ભેળવી દે છે.

બીજે દિવસે ભૂલેશ્વરમાં રામબાગમાં એક કપોળ વણિકના પુત્રનો વિવાહ થવાનો હતો. તે પ્રસંગે સગાં, મહેમાનો અને મિત્રોને ખુશી કરવા માટે તે વણિક શેઠે એક નૃત્યસમારંભ ગોઠવેલો હતો. તે માટે કલકત્તાથી એક નટીને રોજના એકહજાર રૂપિયાના પગારથી બોલાવવામાં આવી હતી. આ પ્રસંગે ઉકાના મિત્રને, મિત્રમંડળ સહિત આવવાનું આમંત્રણ આવ્યું, એટલે મિત્રે ઉકાને બધી વાત કહી અને ત્યાં જઈશું કે નહિ તે બાબત પૂછ્યું.

ઉકો—ગઈ કાલના સત્સંગની વાતો એટલી વારમાં ભૂલી ગયા ? ભૂલેશ્વરમાં શું જોવાનું છે, બાયડીની કિંમત બે પૈસા !

મિત્ર—એ વાત તો જંગલમાં રહેતા સાધુઓ માને, પણ આ શહેરમાં તો તમારી વાત કોઈ માને તેમ નથી. જો બાયડીની કિંમત બે પૈસા હોય તો કોઈ પરણે જ નહિ.

ઉકો—શાસ્ત્રકારોએ સ્ત્રીને ખરાબ કહેલ નથી, પણ વિષયસુખને ખોટું સુખ કહેલ છે, અને તેની કિંમત ઘણી ઓછી આંકેલ છે. જીવન એ એક કળા છે અને કળાનો મહિમા ઘણો મોટો છે. કેટલીકવાર ખોટી કળા પણ આપણા જીવનમાં ઊંચી ભાવના ખડી કરી શકે છે. ભક્તચરિત્રોનાં નાટક–સિનેમાઓ ખોટાં હોય છે, તોપણ ભક્તિ ઉત્પન્ન કરે છે અને તમે કહ્યું તેવા નાચની સાચી કળા જોવામાં સાવધાન ન રહેવાય તો આપણામાં હલકી વૃત્તિ જાગ્રત કરે છે. તેથી કેવા પ્રકારની કળાથી કેવા પ્રકારની લાગણી ઉત્પન્ન થાય છે, તે તરફ ખાસ ધ્યાન રાખવું જોઈએ. જે વસ્તુ સારી હોય તે ગમે છે એવો નિયમ નથી, પણ જે ગમે છે તે સારી લાગે છે. આથી આપણને જે વસ્તુ ગમે, તે નિત્ય રહે તેવી હોય તો ખરું સુખ મળે છે.

ગયા જન્મોમાં માત્ર સ્ત્રી સાથે જ એકતા કરેલી હોવાથી આ જન્મમાં તેમાં જ સૌંદર્ય અને કળા દેખાય છે, પણ તે ભૂલ છે.

સારી કળા માણસનો આત્મા જાગ્રત કરે છે. આથી કેટલીક જગ્યાએ વિવાહ વખતે પણ હરિકથા થાય છે અને સ્ત્રીઓ પણ એવાં ગીત ગાય છે કે, 'યાદવકુળની છે જાન, હરિનાં સામૈયાં થાય' પણ તેનો ખરો અર્થ થોડા માણસો સમજે છે. ખરા ભોક્તા વગર કળાની ખરી કિંમત અનુભવમાં આવતી નથી. સામાન્ય જીવ ભોક્તા થવાને બદલે ભોજ્ય બની જાય છે અને કામ, ક્રોધ વગેરે તેના ભોક્તા થાય છે.

ખરો ભોક્તા કળામાં પોતાના આત્માને જોઈ શકે છે અને ખોટો ભોક્તા કળા પાસે પશુ બની જાય છે.

કળામાં પોતાના આત્માને જોવો એ સારા ભોક્તાનું મુખ્ય લક્ષણ છે. એટલે જ્યારે આપણો આત્મા બહારની વસ્તુઓમાં, બીજાનાં શરીરોમાં દેખાય છે, ત્યારે આપણને ખરું સુખ અને સૌંદર્ય

મળે છે. બાળકોને માની અંદર, મિત્રને મિત્રની અંદર, વેપારીને ગ્રાહકની અંદર, સ્ત્રીને પુરુષની અંદર, અને પુરુષને સ્ત્રીની અંદર કંઇક અંશે પોતાના આત્માનો અનુભવ થાય છે; અને તેથી ઘણા માણસોને કુટુંબનું સુખ બહુ ગમે છે. પણ ત્યાં માત્ર પ્રેમની શરૂઆત છે અને પ્રેમની ભુલવણી છે. મને પણ મારી શરૂઆતની પરણેલી જિંદગીમાં અમૃતમાં જગત દેખાતું હતું, પણ હવે જગતમાં અમૃત દેખાય છે. પહેલાં એક જગ્યાએ મારો આત્મા કંઇક અંશે દેખાતો હતો, હવે બધે મારું સ્વરૂપ દેખાય છે. એ નવો અનુભવ છે અને બરાબર કહી શકાતો નથી. પ્રેમની વાતોથી પ્રેમ સમજી શકાતો નથી, પણ તેવી લાગણીથી તે સમજી શકાય છે.

ખરી કળામાં મુખ્ય ત્રણ લક્ષણો રહેલાં હોય છે: એકસૂરતા, અખંડપણું, અને સુખ. આ ત્રણે ગુણોના ભોગ માટે ભોક્તામાં પણ એ ત્રણે ગુણો હોવા જોઇએ. જ્યારે ભોક્તામાં એ ત્રણ ગુણ ન હોય, ત્યારે તે બહારનું જગત પોતાનું કરી શકતો નથી. જે જીવન આપણું લાગતું નથી, તે વારંવાર આપણા વિરોધમાં ઊભું રહે છે, અને તેથી જ્યાં સુખની આશા રાખીએ છીએ ત્યાં દુઃખનો અનુભવ થાય છે. નાની ઉંમરમાં ઘણું જગત આપણા વિરોધમાં રહે છે. પરણ્યા પછી થોડાક માણસો પોતાના લાગે છે. કુટુંબની અને નાતની સેવા કરવાથી વધારે માણસો આપણા મિત્ર બને છે. દેશસેવા કરવાથી તેથી વધારે, અને માણસજાતની સેવા કરવાથી ઘણું જગત આપણું સગું થાય છે. છતાં, સર્પની—વાઘની બીક રહે છે. તેઓ આપણા વિરોધમાં રહે છે. તેથી બધાને આપણા આત્મારૂપ માનતાં શીખીએ અને તે પ્રમાણે વર્તીએ ત્યારે જ આપણા વિરોધમાં કોઈ રહેતું નથી. એ ખરી કળા છે. એ પ્રાપ્ત કરવા માટે ખરી વિદ્યા પ્રાપ્ત કરવી જોઇએ. બધા સાથે એકતા કરવાની વિદ્યા નિશાળો અને કૉલેજોમાં સંપૂર્ણ રીતે આપવામાં આવતી નથી, પણ જેમણે તે દશા પ્રાપ્ત કરી હોય તેમની પાસેથી તે પ્રાપ્ત થાય છે. મહાત્માઓમાં અસાધારણ પ્રેમ હોય છે. સંસારમાં

માત્ર સ્ત્રીમાં જ બધું સૌન્દર્ય જોવાની ટેવ પડી જાય છે. તે ટેવ છોડવી જોઇએ. જે આત્મા ચિન્મય છે તે શરીર ધારણ કરી જમીન ઉપર ચાલી શકે છે, એ જોવું એમાં કેટલું સૌન્દર્ય અને આશ્ચર્ય છે? જેઓ પ્રેમને સમજ્યા વગર સંસારમાં પડે છે અથવા પ્રેમને સમજ્યા વગર સંસારથી બીને સંસારનો ત્યાગ કરે છે, તે બન્ને પ્રકારના માણસો પ્રેમથી હારી જાય છે. તેથી જ પ્રાચીનકાળમાં બ્રહ્મચર્ય અવસ્થામાં જ આત્મજ્ઞાન આપવામાં આવતું હતું.

જે પ્રેમથી અજાણ્યા કુટંબનાં સ્ત્રીપુરુષો એકદમ એક થઈ જાય છે, તેનું રહસ્ય બરાબર સમજવામાં આવે તો આખું વિશ્વ આપણું કુટુંબ બની જાય. ખરા પ્રેમ પાસે તેનું જગત અભિન્ન થઈ રહે છે. એક ઠેકાણે કહેલ છે કેઃ—

**यस्य सौन्दर्यलेशेन सकलं सुंदरीकृतम् ।**
**स सौन्दर्यनिधिर्ज्ञेयो, भगवान् सर्वसुंदरः ॥**

એટલે આ જગતમાં જે જે સુંદર વસ્તુઓ દેખાય છે, તે ભગવાનના લેશ માત્ર સૌન્દર્યથી ઉત્પન્ન થયેલ છે. ભગવાન પોતે સૌન્દર્યના નિધિ છે, અને તેથી સર્વથી અધિક સુંદર છે.

મિત્ર—હાલના કાળમાં તો મોટી ઉંમર સુધી પણ ખરું સૌન્દર્ય અનુભવમાં આવતું નથી.

ઉકો—ભગવાન આખા જગતના ખરા ભોક્તા છે. આપણે પણ તેવા થઇ શકીએ, તો બધી કળા આપણી સેવા કરવા લાગી જાય છે. જ્યારે કોઈ સ્ત્રી પોતાના પ્રિય પતિનો સાદ સાંભળે છે અથવા તેને જુએ છે, ત્યારે તે પોતાના શરીરમાં સમાઈ શકતી નથી અને તેના મુખ ઉપર સુરખી છવાઈ રહે છે. તેમ જ્યારે જગત પોતાના સ્વામીને જુએ છે, ત્યારે તે તેને માટે એક અમૃતનું સરોવર બની જાય છે. જેણે પરમાત્માનો સાક્ષાત્કાર કરેલ છે, તેને માટે જગત એ નંદનવન છે, બધાં વૃક્ષ એ કલ્પવૃક્ષ છે, સર્વ જળ ગંગા-

જળ છે, તેની બધી ક્રિયા પવિત્ર રહે છે, તેની વાણી એ વેદનો સાર છે, તેને માટે આખી પૃથ્વી એ તીર્થ છે, અને તેની બધી ચેષ્ટા પરમાત્મામય છે. એક વખત અમેરિકામાં બાયબલના એક વિષય ઉપર નિબંધ લખવા માટે ઇનામ જાહેર થયું હતું. તે માટે પરીક્ષા લેવામાં આવી હતી. વિષયનું નામ 'ક્રાઇસ્ટને દેખીને પાણીમાંથી અમૃત થયું' એ હતું. તે વિષય ઉપર ઘણા વિદ્યાર્થીઓએ ઘણું વિવેચન લખ્યું; પણ એક બાયરન નામના લેખકે માત્ર એટલું જ લખ્યું કે, 'જળદેવીએ પોતાના સ્વામીને જોયો અને તેના મુખ ઉપર સુરખી છવાઈ રહી!' શ્રીરામ અને શ્રીકૃષ્ણ વગેરે અવતારી પુરુષોના જીવનમાં આવા ઘણા બનાવ બનેલા છે. માટે સિદ્ધાંતમાં જ્યારે આત્મજ્ઞાની પુરુષો જગતમાં ફરે છે ત્યારે જગતને એમ લાગે છે કે, અમારા પતિ અમારી આસપાસ ફરે છે; અને અજ્ઞાની પુરુષો જગતમાં ફરે છે ત્યારે જગતને એમ લાગે છે કે, અમારા નોકરો અમારી આસપાસ ફરે છે. ભગવાન કહે છે કે, મારો ભક્ત જગતને પવિત્ર બનાવે છે. કોઈ વસ્તુમાં ખાસ સૌંદર્ય નથી, પણ તેને આપણે કેવું સૌંદર્ય આપીએ છીએ તેના ઉપર બધો આધાર છે. કોઈ સ્ત્રીને પોતાનું રૂપ અથવા પોતે પહેરેલા દાગીના પોતાના દેખાતા નથી, પણ બીજા કોઈ પોતામાં ખામી ન કાઢે તેટલા માટે પોતાને શણગારે છે; તેથી સ્ત્રીનું સૌંદર્ય સ્ત્રીમાં નથી પણ જોનારની દૃષ્ટિમાં છે. સ્ત્રીને ક્યાં ખબર છે કે જે પુરુષ તેને જુએ છે તેની ભાવનામાં તે કેવી છે? બાળકને ક્યાં ખબર છે કે તેની માને તે કેવો લાગે છે? આશકના પ્રેમમાં જે સૌંદર્ય છે તે કંઈ માશુકના ચહેરા ઉપર છે? માણસ પોતાની કલ્પનાનું સૌંદર્ય પોતાની માશુકમાં દાખલ કરે છે.

એક બ્રહ્મચારી સાધુને કોઈએ પૂછયું કે, 'તમે કેમ પરણ્યા નથી?' ત્યારે તેણે જવાબ આપ્યો કે, 'મારી દૃષ્ટિમાં સ્ત્રી નથી.' પુરુષ સ્ત્રી પાસે પશુ થઇને જાય તો તેને પશુ થવું પડે છે અને તેને પોતાનું સ્વરૂપ જોવાનો અરીસો માને તો તેમાં પોતાનું સ્વરૂપ દેખાય

છે. સંસારનું સૌંદર્ય માત્ર ચામડી સુધીનું છે. તેમાં રૂપ દેખાય છે, પણ ગુણ દેખાતા નથી. તેથી સામાન્ય પ્રકૃતિના ક્ષેત્રમાં પૂર્ણતા મળતી નથી. ભકતો જગતની મદદથી સુંદર બનતા નથી પણ જગતને સુંદર બનાવે છે. જડ શરીરમાં જે સુંદરતા દેખાય છે, તે ખરી રીતે આત્માની છે. જેઓ દેહવિલાસને મુખ્ય ગણે છે, તેઓ આત્માના સૌંદર્યની હિંસા કરે છે. સંસારના પ્રેમમાં કાંઈક અંશે હૃદય લૂંટાય છે પણ પૂરું દલવાતું નથી, તેથી પ્રેમ પૂરો થતો નથી. રડવાની ઇચ્છાવાળા પૂરું રડી શકતા નથી. અને હસવાની ઇચ્છાવાળા પૂરું હસી શકતા નથી. રોવાનું છોડવું હોય, તો ખોટું હસવું પહેલાં છોડવું જોઇએ.

ખરા ભક્તો પાસે, ખરા જ્ઞાની પુરુષો પાસે, વિષયસુખ હોતું નથી; છતાં તેઓ સંસારના સુખ કરતાં વધારે આનંદ લઈ શકે છે તેનું કારણ હવે તમારા સમજવામાં આવશે. માટે જ્યાં હલકા સુખના પ્રસંગો હોય ત્યાં પ્રેમની ભુલવણી છે, તેવા પ્રસંગોથી દૂર રહેતાં શીખવું જોઇએ. યોગવાસિષ્ઠના પ્રખ્યાત ગ્રંથમાં એક જગ્યાએ લખેલ છે કે, એક વખત એક સાધક એક જગ્યાએ બેઠા હતા. ત્યાં કોઈ રાજાની સવારી નીકળી. તે જોઈ તેને રાજા થવાનું મન થયું, તેથી તેને બીજા જન્મમાં રાજાની પદવી મળી, પણ તેથી તે પોતાનું બ્રહ્મપદ ભૂલી ગયા. જ્યાં સુધી કોઈ વખતે આત્મા સિવાય બીજું યાદ આવે છે, ત્યાં સુધી અલ્પ દૃષ્ટિ રહે છે; અને અલ્પમાં સુખ નથી, તેથી ત્યાં સુધી આપણા દરેક કર્મ ઉપર ચોકી રાખવી જોઇએ.

જેમ સાચું સુખ ભોગવવામાં કળા રહેલી છે, તેમ ખોટું સુખ છોડવામાં અને તે માટે અગવડો ભોગવવામાં પણ કળા રહેલી છે. બન્ને પ્રકારની કળા સમજવી જોઇએ. ખરું સૌંદર્ય પૂર્ણતામાં છે, પૂર્ણ બની પૂર્ણ બનાવવામાં છે. જ્યાં જેવી કળા રહે છે, ત્યાં તેવો ભોક્તા પ્રગટ થાય છે. ફૂલ ખીલે છે, ત્યારે તેના ભોગ માટે ભ્રમરો આવે છે; કન્યા ઉંમરલાયક થાય છે, ત્યારે તેનો ભોક્તા મળી રહે છે;

ભક્ત લાયક થાય છે, ત્યારે તેને ભગવાન મળી રહે છે. જ્યાં સુધી ભક્તિ પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી સાવધ રહી જીવન સુધારવું અને તે માટે જેટલું સહન કરવું પડે તેટલું સહન કરવું.

આ જવાબ સાંભળી તેના મિત્રે ભૂલેશ્વરની મિજલસમાં જવાનું બંધ રાખ્યું. બીજે દિવસે ઉકો તેના મિત્ર સાથે મુંબઈમાં ફરવા ગયો. ત્યાં ચારે બાજુથી સંભળાતા અવાજો અને તેમની દૃષ્ટિ આગળ આવતાં જાહેરખબરોનાં અસંખ્ય પાટિયાં વાંચતાં ઉકાના મનના સંકલ્પ વધવા લાગ્યા. વળી ઘણી જાહેરખબરોમાં માણુસોનું ધ્યાન ખેંચવા માટે સ્ત્રીઓનાં ચિત્રો પણ મૂકેલાં હતાં. તે જોઈ ઉકાએ તેના મિત્રને કહ્યું: 'સ્ત્રીઓ જગતની માતા છે, તેમનો ઉપયોગ જાહેરખબરમાં થાય એ આપણી સમાજની હલકી દશા બતાવે છે. આપણી મા અથવા બહેનનું ચિત્ર એવી જાહેરખબરોમાં હોય તો આપણને કેવું લાગે! હાલ નબળા મનવાળા માણસોની સંખ્યા વધી ગયેલ છે અને તેથી જાહેરખબરવાળા ફાવી જાય છે. જેમ રાજદ્રોહ ઉત્પન્ન કરે તેવાં પુસ્તકો અને જાહેરખબરો સરકાર જપ્ત કરે છે, તેમ અનીતિ વધારે તેવાં, વ્યભિચાર વધારે તેવાં પુસ્તકો, જાહેરખબરો અને નાટકસિનેમા સરકારે બંધ કરવાં જોઈએ.'

મિત્ર—એ બાબત સમાજસેવકોએ ઉપાડી લેવા જેવી લાગે છે.

થોડે આગળ ચાલતાં તેમને એક પટેલ મળ્યો. પટેલે ઉકાના મિત્રને પૂછ્યું: 'શાહ બળદની દુકાન ક્યાં છે?'

મિત્ર—તમારે શું જોઈએ છે?

પટેલ—મારા દીકરા માટે એક ટોપી વેચાતી લેવી છે.

મિત્ર—તે 'શાહ બ્રધર્સ'ની દુકાને મળે છે. જમણા હાથ તરફ ચાર દુકાન મૂકીને પાંચમી દુકાન તેની છે. પણ બોલવામાં સંભાળ રાખજો. શાહ બ્રધર્સને બદલે 'શાહ બળદ', કહેશો તો કોઈનો માર ખાશો. તમારે ટોપી શા માટે લેવી છે?

પટેલ—અહીં થોડા દિવસમાં એક 'વાછડો' આવવાનો છે. તેણે અમને મળવા માટે બોલાવેલ છે.

મિત્ર—તે 'વાછડો' ક્યાંથી આવવાનો છે?

પટેલ—દિલ્હીથી.

મિત્ર—દિલ્હીથી 'વાછડો' નહિ પણ વાઇસરૉય આવવાના છે, તે રાજાની જગ્યાએ છે, તેને 'વાછડો' કહેવાય નહિ.

પટેલ—ત્યારે એમ કહોને કે તે હિંદના બાદશાહના આડતિયા છે. એવાં અંગ્રેજી નામ ન વાપરતા હોય તો અમને કેટલી સગવડ પડે!

મિત્ર—તમે એમને માટે કાંઈ ભેટ લાવેલા છો?

પટેલ—મારા વાડમાંથી થોડીક તાજી શેરડી લાવેલો છું.

મિત્ર—વાઇસરૉયની સાથે મેમસાહેબ આવવાનાં છે. તેમને શેરડી ભેટ તરીકે આપશો તો તે ખુશી થશે.

પટેલ—તે શેરડી મેમસાહેબને આપું કે મેમસાહેબની વહુને આપું?

મિત્ર—મેમસાહેબ એટલે વાઇસરૉયનાં વહુ!

પટેલ—તમે ઠીક ખુલાસો કર્યો. હું તો એમ સમજતો હતો કે તેમની સાથે બીજા કોઈ સાહેબ આવતા હશે. મારે કોઈ કોઈ વખતે તમારી સલાહની જરૂર પડશે. તમે ક્યાં રહો છો?

મિત્ર—તારદેવ આગળ કન્યાશાળા છે ત્યાં આગળ મારું ઘર છે.

પટેલ—તમે કહ્યું તે કન્યાશાળા છોકરાની છે કે છોકરીઓની છે?

મિત્ર—કન્યાશાળા કન્યાઓની જ હોય, કન્યા એટલે છોકરી. છોકરાની કન્યાશાળા ન હોય. તમારો અભ્યાસ બહુ કાચો લાગે છે.

પટેલ—મને એમ લાગે છે કે હવે અમારે વધારે ભણવું પડશે. હાલના આગેવાનો ગામડાની ગરીબાઈ દૂર કરવા પ્રયત્ન કરે છે, પણ જેટલું જ્ઞાન તમે શહેરમાં રહી એક વર્ષમાં મેળવી લો છો, તેટલું જ્ઞાન અમને ગામડામાં રહીને દશ વર્ષ સુધી પણ મળતું નથી.

આ જવાબ સાંભળી ઉકાએ તે પટેલને કહ્યું કે, 'તમારે એમ ન સમજવું કે શહેરના માણસો તમારા કરતાં વધારે જ્ઞાની થઈ ગયા છે. ભગવાને ગીતામાં જ્ઞાનના ત્રણ પ્રકાર સમજાવેલા છેઃ—

૧. જગતના પદાર્થો અને જીવ બધું એક પરમાત્મામાં અવિભક્ત એટલે એકસાથે, ભેદ પામ્યા વગર, રહેલું છે, એવું જે જ્ઞાનથી જણાય તેને સાત્ત્વિક જ્ઞાન કહે છે;
૨. જે જ્ઞાનથી તે બધા જુદાજુદા જોવામાં આવે, તેને રાજસ-જ્ઞાન કહે છે; અને
૩. જે જ્ઞાનથી જીવનનો હેતુ જાણી ન શકાય અને સંસારના ક્ષણિક સુખમાં આસક્તિ વધે, તેને તામસજ્ઞાન કહે છે.

માટે સાત્ત્વિક જ્ઞાન એ સાચું જ્ઞાન છે. એ જ્ઞાન ગામડામાં પણ કોઈ સાચા સાધુ પાસેથી મળી શકે તેમ છે. અહીંના માણસોને કોઈ એવું જ્ઞાન આપે, તોયે અહીંની પ્રવૃત્તિમાં ભેદભાવ અને રજો-ગુણ એટલો બધો રહે છે અને અહીં શેર–સટ્ટા એટલા બધા ચાલે છે, કે તે જ્ઞાન અહીં ટકે તેવું નથી.'

આટલી વાતચીત પછી બન્ને મિત્રો પટેલથી જુદા પડી જે. જે. હૉસ્પિટલ આગળ આવ્યા. ત્યાં પગે પાટા બાંધેલો એક લંગડો ભિખારી ત્રણ વર્ષ થયાં લોકો પાસે ભીખ માગતો હતો, અને તે જગ્યાએ ચાર રસ્તા ભેગા થતા હોવાથી જે જે મોટર અથવા ટ્રામ ઊભી રહે, તેમાં બેઠેલા માણસો પાસે વારંવાર ભીખ માગીને તેમને પજવતો હતો. હૉસ્પિટલના દાક્તરો પણ વારંવાર આવતાંજતાં આ દેખાવ જોતા હતા. ઉકાને તે ભિખારી ઉપર દયા આવી, અને તેથી તેણે ત્યાંના એક દાક્તરને કહ્યું કે, 'આ ગરીબ માણસના પગનું ઑપરેશન કરી આપો તો તેનું લંગડાપણું મટી જાય અને તે કમાવાને શક્તિમાન થાય. તે ઉપરથી તે દાક્તર તે ભિખારીને હૉસ્પિ-તાલમાં લઈ ગયો અને તેને વાઢકાપના ઓરડામાં સુવાડવામાં આવ્યો. ઉકો અને તેનો મિત્ર સાથે હતા. દાક્તરે તે ભિખારીના પાટા છોડ્યા.

જ્યારે બધા પાટા છૂટી ગયા ત્યારે દાક્તરે જોયું તો પગમાં કાંઇ જખમ અથવા રોગ નહોતો, પણ ભીખ માગવા ખાતર તે ભિખારીએ પગે પાટા બાંધ્યા હતા. તે જોઈ બધાને હસવું આવ્યું. દાક્તરે તે ભિખારીને તેની લુચ્ચાઇ માટે બે તમાચા મારી કાઢી મૂક્યો. ઉકાને તે દેખાવ જોઇ આશ્ચર્ય થયું. તેણે તેના મિત્રને કહ્યું: 'આ મુંબઇ શહેર તો બહુ વિચિત્ર લાગે છે! પ્રામાણિકતા એ પૈસા કરતાં મોંઘી વસ્તુ છે એ વાત ઘણા માણસોને સમજાતી નથી. આગલા વખતના ભિખારીઓ તો બહુ થોડું માગતા. એક ટંક પેટ ભરવા જેટલું જ લેતા અને બદલામાં કેટલાંક ભજન સમાજને સંભળાવી જતા હતા, તેથી દાન દેનારને પણ ફાયદો થતો હતો.'

મિત્ર—કેટલાક વેપારીઓ અને ધનવાનો પણ પ્રામાણિકતા રાખી શકતા નથી. પૈસો એ તેમનો પરમેશ્વર છે. ઘણા તો જરૂર કરતાં વધારે પૈસાની ઇચ્છા રાખે છે, અને તે મેળવવા ખાતર ગમે તેટલું અસત્ય અથવા પાપ કરવું પડે તો તેઓ કરે છે, પણ તેનું પરિણામ સારું આવતું નથી. હાલના કાળમાં તો સરકારી અમલદારોમાં કેટલાક મોટી પદવીવાળા પણ લાંચરુશ્વત લેતા શરમાતા નથી. મોટાનું અનુકરણ નાના કરે છે. જો મોટા પ્રામાણિક રહે, તો નાના અપ્રામાણિક થાય નહિ. તેથી મોટા ઉપર ઘણી જવાબદારી રહેલી છે.

ઉકો—સંચાની શોધ થયા પછી આપણી આર્થિક સ્થિતિ ફરી ગઈ છે. આર્થિક સ્થિતિ ફરી જવાથી સામાજિક સ્થિતિ ફરી ગયેલ છે, અને બધા ગુણ પૈસામાં સમાઇ જવા લાગ્યા છે. સામાજિક સ્થિતિ ફરી જવાથી નીતિના સિદ્ધાંતો ફરી ગયા છે, અને નીતિના સિદ્ધાંતો ફરી જવાથી ધર્મ તરફ રુચિ ઊઠી ગઈ છે. શ્રીસત્યનારાયણની કથામાં કહેલું છે કે એક શેઠ વહાણમાં પોતાનો માલ ભરી જતા હતા. એટલામાં તેની પરીક્ષા કરવા માટે ભગવાન સાધુરૂપે તેમને સામા મળ્યા અને પૂછ્યું કે, 'તારા વહાણમાં શું છે?' શેઠે કહ્યું કે,

'મારા વહાણમાં તો ઝાડનાં સૂકાં પાંદડાં છે.' તેથી થોડીવારમાં તે વહાણમાં પાંદડાં થઈ ગયાં અને વહાણ હલકું થઈ ડોલવા લાગ્યું. એટલે તેણે ભગવાનની પ્રાર્થના કરી જૂઠું બોલવા માટે માફી માગી. તે ઉપરથી ભગવાને અનુગ્રહ કર્યો અને તેની મિલકત પહેલાં હતી તેવી ફરી થઈ ગઈ.

વ્યવહારમાં પણ જો સાચું બોલતાં આવડે, તો સાચા ઉપર પ્રેમ થાય છે અને અંતે સાચું શું તે ખબર પડે છે. ખોટા ચારિત્ર્ય-વાળો થોડીવાર ફાવી જાય છે અને કીર્તિ મેળવી જાય છે, પણ તેની પોલ લાંબો વખત ચાલતી નથી. સંચાના સંગથી માણસો સંચા જેવાં થયાં છે, તેથી તેમની સામે (સંચા ઓછા કરવા માટે) ખાદી-ભક્તો તૈયાર થયા છે. સંચાની મદદથી કેટલોક વખત બચે છે, પણ તે વખતનો કેમ ઉપયોગ કરવો તે ઘણાને સૂઝતું નથી.

અહીંથી બન્ને મિત્રો ટ્રામમાં બેસી શેરબજાર આગળ આવ્યા. ત્યાં ઘણો અવાજ થઈ રહ્યો હતો. ઉકાએ તેના મિત્રને પૂછ્યું કે, 'અહીં કજિયા જેવું કેમ લાગે છે ?'

મિત્ર—આ શેરબજાર છે. અહીં બૂમ પાડીને સોદા થાય છે અને ઘણાની બૂમો એકસામટી ભેગી થાય છે, ત્યારે કજિયા જેવું લાગે છે. અહીંના સોદા કરવાવાળા એ હાલના કાળમાં જન્મેલાં નવાં પ્રાણીઓ છે, અને આ ક્ષેત્ર અંગ્રેજી રાજ્ય આવ્યા પછી ઉત્પન્ન થયેલ છે. આવા માણસોને ભક્તિ શી રીતે લાગે ?

ઉકો—જે બાબતનું સ્મરણ આખી જિંદગી કર્યું હોય, તેના સંસ્કાર છેલ્લી વખતે ઊગી નીકળે છે. પોપટને રોજ 'રામ રામ' બોલતાં શિખવાડીએ પણ જ્યારે બિલાડી તેને પકડે, ત્યારે 'કીકી' કરી મૂકે છે, તે વખતે રામ યાદ આવતા નથી. તેમ આવા કેટલાક માણસો ઉતાવળથી થોડીવાર રામનામની માળા ફેરવી લે છે, પણ તેઓ રામને પોતાના કરતા નથી પણ પૈસાને પોતાનો કરે છે. આથી

જ્યારે મરણ પાસે આવે છે, ત્યારે રામ કામમાં આવતા નથી અને સન્નિપાતની અસર લાગે છે ત્યારે તેઓ બોલી ઊઠે છે કે, 'આજે ૫૦ તાતાના ખરીદજો અથવા ૨૫ ઇમ્પિરિયલના વેચજો.' જેઓ ભગવાનને પોતાના કરી લેતા નથી, તેઓના પ્રાણ ધમણની પેઠે સમજણ વગર ચાલ્યા કરે છે. આવી રીતે પૈસો મેળવવામાં કામ, ક્રોધ, લોભ અને સ્વાર્થ વગેરે વધી જાય છે અને બીજાનું કેટલું અનિષ્ટ થાય છે તેનું ધ્યાન રહેતું નથી.

માણસના વ્યવહાર માટે જરૂરપડતો પૈસો કમાવાની જરૂર છે. પણ બધો વખત એ કામમાં ચાલ્યો જાય તો મનુષ્યજીવનનું રહસ્ય સમજવાનો વખત મળે નહિ. એક વખત બે મિત્રો કાશી જોવા ગયા. ત્યાં તેમને એક જ દિવસ રોકાવાનું હતું. એક મિત્રે સારી રસોઈ કરી જમીને પછી કાશી જોવાનો વિચાર રાખ્યો, પણ તેમાં સાંજ પડી ગઈ. બીજા મિત્રે નાસ્તો કરી લઈ કાશી જોઈ લીધું. માટે મનુષ્યજીવનમાં થોડી અગવડ ભોગવી લઇને પણ જીવનનું રહસ્ય જાણી લેવું જોઇએ.

હવે વખત થઈ જવાથી બન્ને મિત્રો ઘેર પાછા આવ્યા. બીજે દિવસે તેઓ નાસિકવાળા મહાત્મા પાસે સત્સંગ માટે ગયા. ત્યાં કેટલોક ઉપદેશ લઈ પાછા આવ્યા. આવી રીતે થોડા દિવસ રોજ તેઓએ સત્સંગનો લાભ લીધો અને ફરીથી એકવાર તેઓ મુંબઈમાં ફરવા નીકળ્યા અને એક તારઑફિસ આગળ આવ્યા. તે તાર ઑફિસ કેટલીક દુકાનોની વચ્ચે સગવડ ખાતર (એક દુકાન ભાડે કરી) સરકારે રાખી હતી. ત્યાં તેઓએ પહેલાં મળેલ પટેલને તારમાસ્તર સાથે કાંઇક વાતચીત કરતાં જોયો. એટલે ઉકાનો મિત્ર તેની નજીક જઈ તેની વાત સાંભળવા લાગ્યો. પટેલે તારમાસ્તરને કહ્યું: 'અહીં શું વેચાય છે?'

તારમાસ્તર—અહીં મૂરખા વેચાય છે!

પટેલ—બધા મૂરખા વેચાઈ ગયા અને તું કેમ રહી ગયો?

આ વાત સાંભળી ઉકાના મિત્રે તે પટેલને કહ્યું કે, 'મુંબઈમાં ફરતાંફરતાં હવે તમે મુંબઈના માણસો જેવા થતા જાઓ છો.'

પટેલ—તમારા જેવાની સોબતથી કાંઈક બુદ્ધિ તો આવેને?

આટલી વાતચીત પછી તેઓ 'સર કાવસજી જહાંગીર હોલ' આગળ આવ્યા. ત્યાં સંસારસુધારા માટે એક સભા ભરાઈ હતી. તે જોઈ ઉકાએ તેના મિત્રને પૂછ્યું કે, 'અહીં આટલા બધા માણસો શા માટે ભેગા થયા છે?'

મિત્ર—સમાજમાંથી ખોટા રિવાજો દૂર કરવા માટે અને દેશમાં સંઘશક્તિ વધારવા માટે. પણ તેમાં કેટલાક તો એવા છે કે જે પોતા સિવાય બીજા બધાને સુધારવા માગે છે.

જેમ કેટલીક સ્ત્રીઓ બીજી સ્ત્રીઓ પાસે સારી દેખાવા પ્રયત્ન કરે છે, તેમ પુરુષો પણ બીજા પુરુષો પાસે સારા દેખાવા પ્રયત્ન કરે છે. જેમ કેટલાક વેપારીઓ પોતાના માલની જાહેરખબર આપે છે, તેમ કેટલાક માણસો પોતાની જાહેરખબર આપે છે અને પોતાનાથી નાના હોય તેમનાં વખાણ મેળવી તેમનું સર્ટિફિકેટ મેળવે છે; પણ ખરો સુધારો કોને કહેવાય તે જાણવાનો પ્રયત્ન થતો નથી.

ઉકો—આપણા દેશના ઋષિમુનિઓનું લક્ષ્ય ધર્મ તરફ વધારે હતું, તેથી સમાજના ભલા માટે વર્ણાશ્રમધર્મની પદ્ધતિ તેઓ ગોઠવી ગયેલ છે. તે પદ્ધતિમાં માત્ર ખાવાની જરૂરિયાત અને પશુવૃત્તિને સંતોષવાની જરૂરિયાતને સુખ તરીકે માનેલ નથી. તેમાં આત્માની જાગૃતિ કરવાના સાધનનો પણ સમાવેશ થાય છે. તે પદ્ધતિમાં ઘણાં સારાં તત્ત્વો છે, પણ તે અધિકાર ઉપર રચાયેલી હોવાથી નવા સુધારાવાળાને જે પ્રકારનું ઐક્ય જોઈએ છે તેવું તેમાંથી મળતું નથી. તેથી હાલના સંજોગોમાં તે પદ્ધતિ બરાબર કેમ ગોઠવવી તે ઘણા વિદ્વાનોને સૂઝતું નથી. વર્ણધર્મ કરતાં આશ્રમધર્મ ઉપર બહુ ધ્યાન અપાય, તો તે પદ્ધતિ હજુ કામ આવી શકે તેવી છે.

પણ જો વર્ણ ઉપર બહુ ધ્યાન આપીએ, તો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર જાતિમાંથી ફક્ત ક્ષત્રિયોને જ લડવાનું કામ રહે, અને બીજા દેશોમાં બધી જાતના જુવાન માણસો લડવાનું કામ શીખે છે તેથી હિન્દુસ્તાન કોઇ દિવસ સ્વતંત્ર દેશ તરીકે રહી શકે નહિ. બીજા કેટલાક દેશો તો હવે સ્ત્રીઓને પણ લડવાનું કામ શિખવાડે છે. આવી દશામાં માત્ર ક્ષત્રિયોને લડવાનું કામ સોંપવામાં આવે તો ઘણી મુશ્કેલી ઊભી થાય.

મિત્ર—આ બાબતમાં તમને ભવિષ્ય કેવું લાગે છે ?

ઉકો—હજુ એકબે મોટી લડાઇ થયા પછી બીજા દેશોને પણ એમ લાગશે કે માત્ર પોતાના દેશનું રક્ષણ કરવું, એવી ભાવના બધા દેશવાળા રાખે તોપણ લડાઈ અટકતી નથી. તેથી બધા દેશોનું ભલું કેમ થાય તેનો વિચાર બધા દેશના જ્ઞાની પુરુષો કરશે. તેઓ પ્રાચીન કાળના બ્રાહ્મણોની જગ્યા લેશે. તે પછી બધા દેશના લડાયક માણસો ભેગા થશે. તે પ્રાચીનકાળના ક્ષત્રિયોની જગ્યા લેશે. તે સાથે જ બધા દેશોના વેપારી ભેગા થશે, અને તે પ્રાચીનકાળના વૈશ્યોની જગ્યા લેશે; અને બધા દેશના મજૂરો ભેગા થઇ પ્રાચીનકાળના શૂદ્રોની જગ્યા લેશે. કેટલેક અંશે આવી હિલચાલ શરૂ પણ થયેલ છે. પહેલા કામ માટે એટલે જગતના બ્રાહ્મણો માટે 'ધી વર્લ્ડ ફેડરેશન ઓફ ફેઇથ્સ' સ્થપાયેલ છે; ક્ષત્રિયો માટે 'લીગ ઓફ નેશન્સ' છે; વૈશ્યો માટે 'વર્લ્ડ ઇકોનોમિક કૉન્ફરન્સ' ભરાય છે; અને મજૂરો માટે 'ઇન્ટરનૅશનલ લેબર કૉન્ફરન્સ' જીનીવામાં સ્થાપવામાં આવેલ છે. ભગવાન ગીતામાં કહે છે કે, 'ગુણકર્મ પ્રમાણે મેં ચાર વર્ણ કરેલા છે.' મહાભારતના કાળમાં આ પ્રમાણે વ્યવસ્થા હતી. તે વખતે યુરોપ જંગલી સ્થિતિમાં હતો. તેથી ત્યાં એવી વ્યવસ્થા થઈ શકે તેમ નહોતું. પણ હવે તેઓ જંગલી સ્થિતિમાંથી આગળ વધ્યા છે, તેથી ભગવાને ત્યાં ગુણકર્મ પ્રમાણે વર્ણવ્યવસ્થા કરવાની તૈયારી કરી હોય તેમ જણાય છે.

વર્ણાશ્રમધર્મની પદ્ધતિ દરેક માણસને પ્રભુ બનાવવાના હેતુથી રચાયેલી છે, અને તે પ્રમાણે જીવનની વ્યવસ્થા કરવામાં આવે, તો સમાજમાં ઘણા મહાત્માઓ ઉત્પન્ન થાય તેવું છે. પણ તેના પૂર્વ-પક્ષમાં હાલની નવી કેળવણી ઉત્પન્ન થઇ છે, એટલું જ નહિ પણ કમાવાની ચિંતા વધી છે, તેથી કોઈ પણ પ્રકારે સંઘશક્તિ વધારવાની જરૂર નવા માણસોને લાગે છે. યુરોપની છેલ્લી લડાઈ પહેલાં માણસો સુખેથી સૂતા હતા, પણ હવે કાલે શું બનશે તેની સૌને ચિંતા રહે છે. આવી કૉન્ફરન્સો સંઘશક્તિ વધારે છે અને તેથી માણસમાં હિંમત આવે છે; પણ તે હિંમત બધા સાથે હોય ત્યાં સુધી રહે છે; માણસ એકલો પડે ત્યારે નાહિંમત થઈ જાય છે. વર્ણાશ્રમધર્મની પદ્ધતિ એકલાને પણ હિંમતવાન બનાવે છે. મહાભારતના યુદ્ધ વખતે કૌરવોની સંઘશક્તિ સારી હતી, છતાં હથિયાર વગરના શ્રીકૃષ્ણની એકની સત્તા સામે તે સંઘશક્તિ હારી ગઈ હતી.

શ્રીકૃષ્ણે પાંડવોને સમજાવી રાખ્યું હતું કે, 'આત્મા જન્મતો નથી અને મરતો નથી; માટે કોઇએ યુદ્ધમાંથી પાછા હઠવાનું નથી.' આવી હિંમતથી પાંડવોની જીત થઈ હતી.

ભવિષ્યમાં પણ નવા જગતનો નવો મહાત્મા હાલના એક હજાર કુશળ રાજદ્વારી માણસોને હરાવી શકશે, અને તેની ન સમજાય તેવી અદ્દ્ભુત વાણીથી નવું જીવન ઘડાશે. તેના મુખમાંથી નીકળતા થોડા શબ્દો ન્યૂસપેપરોમાં મોટા અક્ષરે છપાશે.

આગળ ચાલતાં તેઓ સાયન્સ ઇન્સ્ટીટયૂટ આગળ આવ્યા. ત્યાં તેમને એક વિદ્યાર્થી મળ્યો. તેને ઉકાએ પૂછયું કે, 'તમે શું ભણો છો ?'

વિદ્યાર્થી—હું સાયન્સનો અભ્યાસ કરું છું.

ઉકો—તેમાં શું શીખવાનું આવે છે ?

વિદ્યાર્થી—તમે અમારી બધી વાત સમજી શકશો નહિ, પણ

ટૂંકામાં દૃષ્ટાંત આપી સમજાવું છું. અમે કેટલાક સંચા ભેગા કરીને બે ભાગ હાઇડ્રોજન અને એક ભાગ ઑક્સિજન મેળવીને પાણી બનાવી શકીએ છીએ.

ઉકો—ભગવાને નદી, તળાવ, કૂવા, સમુદ્ર વગેરે પાણીથી ભરી આપ્યા, તેમાં તેને કોઈ સંચાની જરૂર પડી નહિ અને તમારે થોડાં ટીપાં પાણી બનાવવામાં સંચાની જરૂર પડે છે! હું તમને પ્રશ્ન પૂછું?

વિદ્યાર્થી—ખુશીથી.

ઉકો—પૃથ્વી મોટી કે પગ?

વિદ્યાર્થી—પૃથ્વી મોટી.

ઉકો—આપણે પૃથ્વી ઉપર ચાલીએ તો પૃથ્વીનો અંત આવી જાય છે, પણ પગનો અંત આવતો નથી. હવે બીજા પ્રશ્નનો ઉત્તર આપો. આંખ મોટી કે હાથી?

વિદ્યાર્થી—હાથી.

ઉકો—હાથી આપણી આંખમાં સમાઇ જાય છે તેથી આંખ મોટી છે. તે જ હિસાબે રેડિયો કરતાં કાન મોટા છે; કારણ કે રેડિયો બંધ થાય તોયે સાંભળવાની શક્તિ રહે છે.

વિદ્યાર્થી—હું બધું જાણું છું, ફક્ત તમે જે પૂછો છો તે આવડતું નથી. તમે જીવને મોટો માનો છો, અમે જગતને મોટું માનીએ છીએ. તમે વિદ્યાનો અર્થ શો કરો છો?

ઉકો—તમે જગતનો વિચાર કરવામાં જીવનો વિચાર કરતા નથી, તેથી તમને સત્ય મળતું નથી. **तत्कर्म हरितोषं यत् सा विद्या तन्मतिर्यया ।** તે જ કર્મ છે કે જેથી હરિ સંતોષ પામે, તે જ વિદ્યા છે કે જેથી હરિમાં મન રહે. આવી વિદ્યા શીખવા માટે જીવ કોણ છે તેનો વિચાર કરવો જોઇએ. જેઓને પોતાની ખબર નથી તે બીજાની શી ખબર લઈ શકશે?

ન્યૂટને તમને શિખવાડ્યું કે આપણા હાથમાં રહેલું ફળ પડે તો પૃથ્વી ઉપર નીચે પડે છે. પણ જો હું કોઈ 'લિફ્ટ'માં મેડી ઉપર ચડતો હોઉં અને તે વખતે મારા હાથમાંથી ફળ પડે તો પૃથ્વી ઉપર ઊભેલા માણસને તે ફળ ઊંચું જતું લાગશે. આ નવા સિદ્ધાંતને સાપેક્ષવાદ કહે છે. તેમાં દ્રષ્ટાની ભૂમિકાનો વિચાર કરવો પડે છે. તે દૃષ્ટિએ જ્યારે વિચાર કરતાં આવડશે, ત્યારે તમને જીવ, જગત અને ઈશ્વરનાં તત્ત્વો બરાબર સમજાશે અને આપણું આર્યોનું સાયન્સ સમજવામાં આવશે. આર્યોનાં ઉપનિષદોમાં એમ સમજાવેલું છે કે, **एकविज्ञानेन सर्वं विज्ञातं भवति ॥** એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે. તમારા ઇતિહાસમાં ઘણાં રાજ્યોની ઘણી સત્તાઓનો વિચાર કરવો પડે છે. અમારી વિદ્યામાં આખું જગત એકસત્તાથી ચાલે છે એમ શિખવાડવામાં આવે છે. તમારી ભૂગોળમાં ઘણા દેશોની વાતો શીખવી પડે છે, અમારી ભૂગોળમાં એક અખંડ દેશ છે. એવું શિક્ષણ તમારી કૉલેજમાં તમને કોઈ આપી શકે તેમ નથી. ઇદં અહંરૂપે જોઈ શકાશે ત્યારે વિદ્યા પૂર્ણ થશે. **सा विद्या या विमुक्तये ॥**

વિદ્યાર્થી—જીવ અને ઈશ્વરમાં શો ફેર છે?

ઉકો--ઈશ્વરને પોતાના સ્વરૂપનું સુખ છે, જીવ બીજી વસ્તુઓમાંથી સુખ શોધે છે. જ્યારે જીવને પણ પોતાના સ્વરૂપનું સુખ મળે છે, ત્યારે તે ઈશ્વર છે.

વિદ્યાર્થી—તે સુખ કેવી રીતે મળે?

ઉકો—જેને એવું સુખ મળ્યું હોય તેનો સત્સંગ કરવાથી. એવાનો સત્સંગ કરવાથી પોતાની વિચારસૃષ્ટિમાં કેટલી ભૂલો છે તેની ખબર પડે છે.

વિદ્યાર્થી—અમે તો એમ સમજીએ છીએ કે નીતિમાં રહેવું અને બીજાની સેવા કરવી એમાં મનુષ્યજીવનનું કર્તવ્ય સમાપ્ત થાય છે.

ઉકો—એ રીતે રહેવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે પણ કર્તવ્ય

સમાપ્ત થતું નથી. પરોપકારમાં—સેવાભાવમાં માણસ દેશ અને કાળને અધીન રહે છે. તે થોડા વખતના સુખદુઃખની કલ્પનાથી છૂટતો નથી અને માણસનું ખરું નિત્ય અખંડ જીવન કેવું છે તે સમજી શકતો નથી. આપણા કુટુંબની સેવા આપણે કરીએ છીએ ત્યારે આપણું કર્તવ્ય સમજી કરીએ છીએ. તેમાં પરોપકાર કર્યો એમ આપણે માનતા નથી. તેવી જ રીતે આખું જગત આપણું કુટુંબ લાગશે, તો તેની સેવા પરોપકારની બુદ્ધિ વગર, આપણું કર્તવ્ય સમજી, થયા જ કરશે. માટે પહેલાં આપણું કુટુંબ—આપણો દેશ કેટલો છે તે સમજવું જોઈએ. તેમાં વધઘટ બહુ થયા કરે છે.

વિદ્યાર્થી—જે માણસોને નોકરી મળતી નથી, જેઓનો સંસાર ક્લેશમય છે, જેઓને સ્વરાજ જોઇએ છે, જે સ્ત્રીઓને પોતાનાં બચ્ચાં મોટાં કરવાની ફિકર છે, જે દંપતીઓનો પ્રેમ નિષ્ફળ ગયો છે અને જેઓ પ્રેમની પૂર્ણતા શોધે છે, તેઓને આત્મજ્ઞાનથી શો ફાયદો થવાનો છે? કેટલા માણસો કેટલી જાતનાં દુઃખ ભોગવે છે?

ઉકો—હું માણસોનાં દુઃખ જોઇ જેટલો દુઃખી થાઉં છું, તે કરતાં તેમના સુખ જોઇ વધારે દુઃખી થાઉં છું. હાલના ઘણા માણસોને સુખ લેતાં આવડતું નથી. જેઓ હલકા સુખમાં પડ્યા છે, તેઓમાંથી ઉત્તમ સુખ લેવાની શક્તિ ક્ષીણ થાય છે. તેમને ખરું સુખ લેતાં શિખવાડવું એ પણ એક સેવા છે. કોઇના ઘરમાં ખજાનો દાટેલ હોય પણ તેને તેની ખબર ન હોય, તો તે એક પૈસાની કિંમત પણ વધારે આંકે છે. જ્ઞાની પુરુષો સામાન્ય લોકોને તે ખજાનો બતાવે છે. જે મુશ્કેલીઓમાં સામાન્ય માણસ મૂંઝાઈ જાય છે, તેને આત્મજ્ઞાની ઓળંગી જાય છે. આત્મશ્રદ્ધાવાળાને નોકરી વહેલી મળે છે અથવા તે બરાબર કરી શકે છે. આત્મશ્રદ્ધાથી ગરીબ માણસો પૈસાદાર થયા છે. અંગ્રેજી રાજ્યથી બીનારા આ દેશના માણસો નીડર થયા છે, બગડેલો સંસાર સુધારી શક્યા છે. ગમે તેવું મુશ્કેલ કામ પાર પાડવામાં હિંમત, નીતિ, સંયમ, બ્રહ્મચર્ય, શ્રદ્ધા વગેરેની જરૂર

પડે છે. તેની કિંમત જેવીતેવી નથી. આ સદ્‌ગુણો લડાઈનાં બીજાં સાધન કરતાં વધારે ઉપયોગી છે. એક સત્યાગ્રહી અનેકનાં હૃદય ફેરવી શકે છે. પણ આ સદ્‌ગુણો કેળવ્યા વગર જેઓ લોકસેવામાં પડે છે, તે થોડા વખતમાં લોકસેવાથી કંટાળી જાય છે અને સત્યાગ્રહને બદલે દુરાગ્રહ વધે છે. સ્ત્રીઓને માટે પણ સત્ય, નીતિ, હિંમત, વગેરે જરૂરનાં છે; કારણ કે તેમનાં બાળકોમાં તેમના ગુણ આવે છે. જન્મ લીધા પછી માણસોને મોટી ઉંમરે ઘણા પ્રકારના મોહ અને માયા વચ્ચે રહેવું પડે છે અને જો નાની ઉંમરથી માબાપ તથા મિત્રો તરફથી સારા સંસ્કાર મળ્યા ન હોય, તો કામ, ક્રોધ અને મોહમાં ફસી જવાય છે અને નાની બાબતોમાં પરવશ થઈ જવાય છે. જેઓ પોતાને વશ રાખી શકતા નથી, તેમને બીજા વશ કરી લે છે. કમાવામાં, પરણેલી જિંદગી બરાબર ગાળવામાં, સારા મિત્રો શોધવામાં, રાજ કરવામાં અને વેપારમાં, ઘણા સદ્‌ગુણોની જરૂર છે. વળી આ સદ્‌ગુણો સતને એટલે આત્માને જાણ્યા વગર ઉત્પન્ન થતા નથી અને થાય છે તો ટકતા નથી. આ સદ્‌ગુણો સાધુઓ અને આત્મજ્ઞાની પુરુષો બતાવી શકે છે. યુરોપ અને અમેરિકાની વિદ્યાપીઠોમાં શરીરના આરોગ્ય માટે, મનની કેળવણી માટે અને દેશભક્તિ માટે શિક્ષણ આપવામાં આવે છે; પણ આત્મજ્ઞાન માટે અને બધાં પ્રાણીઓ પ્રત્યે સમભાવ રાખવા માટે જ્યાં સુધી શિક્ષણ નહિ અપાય, ત્યાં સુધી તેમની સમાજમાંથી પશુભાવ દૂર થશે નહિ. તેઓ એમ શિક્ષણ આપે છે કે જે કામ કરવું તે દિલ દઈને કરવું, પણ દિલમાં પશુભાવ છે કે પરમાત્મા છે, તે પહેલાં શોધી કાઢવું જોઈએ.

વિદ્યાર્થી—એ કેવી રીતે શોધી શકાય ?

ડોકો—આપણને ખરી ભૂખ લાગી હોય તો જમવાનું ઠીક પડે છે, તેમ તત્ત્વ માટે ખરી જિજ્ઞાસા ઉત્પન્ન થવી જોઈએ; અને જેમ ભૂખ લાગી હોય ત્યારે બીજું કાંઈ ન મળે તો વિષ્ઠા જેવી ચીજ ભૂખ મટાડવા માટે ખાઈ લેતા નથી, તેમ વિદ્યા જોઈએ. માટે અમે તે

વિદ્યા લેવામાં ફસાઈ ન જઈએ તો સાચી વિદ્યા આપનાર મળી રહે છે. ઘણા અજ્ઞાની ભેગા કરવાથી આવા સિદ્ધાંત સમજાતા નથી, પણ એક જ્ઞાની પાસેથી મળી શકે છે. પશ્ચિમની વિદ્યા માણસને સારો માણસ બનાવવા પ્રયત્ન કરે છે, કારણ કે નહિતર તે પશુ જેવો બની જાય તેવું હાલનું વાતાવરણ છે. આપણી વિદ્યા માણસ પશુ જેવો જન્મે નહિ તેની સંભાળ વિવાહની શરૂઆતથી રાખે છે અને જન્મ પછી તેને સારા સંસ્કાર આપી પ્રભુ બનાવવા પ્રયત્ન કરે છે.

વિદ્યાર્થી—અમે આવી ધાર્મિક વાતો વિષે બહુ ઓછું જાણીએ છીએ, છતાં અમે કેળવાયેલા કહેવાઈએ છીએ.

ઉકો—એ હાલના કાળનું વાતાવરણ છે. આગલા વખતમાં પણ એવું કોઈકોઈ વાર બનતું હતું. એક વાર નારદજી સનત્કુમાર પાસે આત્માનો ઉપદેશ લેવા ગયા, ત્યારે સનત્કુમારે તેમને પૂછ્યું કે, 'તમે શું જાણો છો, તે કહો.' તેના જવાબમાં નારદજીએ કહ્યું કે, 'હું ચારે વેદ જાણું છું. ઈતિહાસ, પુરાણ, ભૂગોળ, ખગોળ, ન્યાય, દેવવિદ્યા, જ્યોતિષ વગેરે ઘણી વિદ્યા જાણું છું, છતાં મારો શોક ગયો નથી. અને મેં આપ જેવા પાસેથી સાંભળેલ છે કે જેઓને આત્મજ્ઞાન થાય છે તેઓની આત્યંતિક દુઃખનિવૃત્તિ થાય છે. માટે મને આત્મ-જ્ઞાન આપો.' તે ઉપરથી સનત્કુમારે કહ્યું કે, 'તમે જે જ્ઞાન લીધું છે તે નામ માત્ર છે.' તે પછી વધારે ઉપદેશ આપીને છેવટે સનત્કુમારે કહ્યું કે, 'પૂર્ણ વસ્તુમાં સુખ છે, અલ્પમાં સુખ નથી; માટે પૂર્ણ વસ્તુને જાણવી. જ્યાં પરમાત્મા સિવાય બીજું કાંઈ દેખાતું નથી, સંભળાતું નથી, જણાતું નથી તે પૂર્ણ વસ્તુ છે, અને તે સિવાય બીજું અલ્પ છે. જે અલ્પ છે તે મરણધર્મવાળું છે, તેમાં સુખ નથી. જે પૂર્ણને જાણે છે તેની બધી ઈચ્છા પૂરી થાય છે, તે સ્વરાટ થાય છે. જગતમાં બધી ચીજોનો સરવાળો એક કરતાં વધારે થતો નથી.'

વિદ્યાર્થી—એમ હોય તો ભગવાને બીજું નકામું જ્ઞાન શા માટે દુનિયામાં રાખેલ છે? અને કેટલીક નકામી અગવડો કેમ આવે છે?

ઉકો—કોઈ મા પોતાના દીકરાના શરીરને કસરત આપવા માટે તેને દડાથી રમાડે છે, તેનો હેતુ તે બાળક સમજતો નથી, પણ મા સમજે છે; તેવી જ રીતે અંતઃકરણની શુદ્ધિ માટે અને હૃદય અને બુદ્ધિને જાગ્રત કરવા માટે નિષ્કામકર્મ, ઉપાસના વગેરે જરૂરનાં છે. રેડિયોના ઉપયોગ માટે પહેલાં તેને ગરમ કરવો પડે છે, તેમ આ બાબતમાં પણ સમજી લેવું. એક નાટકમાં બધાં પાત્રો રામ થાય અથવા બધાં રાવણ થાય, તો તે નાટક કોઇને જોવું ગમે નહિ. તેથી ભગવાને પોતાની લીલા માટે અનેક રૂપ અને અનેક નામ ધારણ કરેલ છે. આત્મજ્ઞાન થયા વગર એ લીલા સમજાય તેવી નથી.

વિદ્યાર્થી—અમે મોટી ઉંમરે આત્મજ્ઞાન પ્રાપ્ત કરીએ તો શું ખોટું છે ?

ઉકો—પહેલાં મીંડાં શીખો અને પછી એકડો શીખો, તો ૦૦૦૦૦૦૧ જેવી દશા ઉત્પન્ન થાય. તેમાં એકની કિંમત ઘટી જાય છે. પહેલાં એકડો શીખો અને પછી મીંડાં શીખો, તો ૧૦૦૦૦૦૦ જેવી દશા થાય. તેમાં એક (આત્મા)ની કિંમત વધતી રહે છે. આ કારણને લઇને આપણા દેશમાં બ્રહ્મચર્ય અવસ્થામાં જ આત્મજ્ઞાન આપવામાં આવતું હતું. એ આશ્રમ જ્ઞાન માટે છે અને ગૃહસ્થાશ્રમ એ જ્ઞાનને ક્રિયામાં લાવવા માટે છે.

વિદ્યાર્થી—પણ બીજા વિદ્યાર્થીઓ તમારા કહેવા પ્રમાણે શિક્ષણ લેતા નથી.

ઉકો—તમારી પરીક્ષા વખતે તમારું મન તમને આપેલા ત્રણ કલાકમાં એટલું એકાગ્ર થઈ જાય છે કે, બીજા શું કરે છે તે જાણવા-ની તમે દરકાર કરતા નથી અને દરકાર કરો તો તમારો વખત નકામો જાય છે. તેમ આ મનુષ્યજીવન પરમાત્માને જાણવા માટે છે. બીજા શું કરે છે તે જોવા બેસીએ, તો આપણને મળેલો થોડો વખત નકામો જાય છે. પરીક્ષા તો ત્રણ કલાક ચાલે છે, પણ માણસના દેહનો તો જરા વાર પણ ભરોસો નથી.

આટલી વાતચીત કરી બન્ને મિત્રો 'હેંગિંગ ગાર્ડન' જોવા ગયા. ત્યાં ફરતાં ફરતાં એક બાંકડા ઉપર બન્ને મિત્રો બેઠા. ઉકાને ત્યાં એવો વિચાર આવ્યો કે, 'હેંગિંગ ગાર્ડન' તો ઝૂલતો હશે. માટે તે ક્યાં આવ્યો તે માટે તેણે તેના મિત્રને પૂછ્યું.

મિત્ર—આપણે જ્યાં બેઠા છીએ તેને 'હેંગિંગ ગાર્ડન' કહે છે.

ઉકો—કેવી વિચિત્ર વાત! અને છતાં કેવી સહેલી!

મિત્ર—હાલમાં આ બગીચાને 'સર ફિરોજશાહ ગાર્ડન' કહે છે.

ઉકો—આ દૃષ્ટાંત ઉપર હું તમને એક સિદ્ધાંત સમજાવું છું. આપણે બધા ભગવાનના સ્વરૂપમાં રહીએ છીએ અને તેમાં જ ફરીએ છીએ. પણ તેને બધા માણસોએ જગત નામ આપ્યું છે. તેથી બધા કહે છે કે, 'અમે જગતને ઓળખીએ છીએ પણ ભગવાનને ઓળખતા નથી.' જેવી 'હેંગિંગ ગાર્ડન' ની વાત છે, તેવી જ આ વાત છે. જો કોઈ મહાત્મા સમજાવી દે કે જેને માણસો જગત કહે છે તે ભગવાન જ છે અને સમજનારમાં બુદ્ધિ અને શુદ્ધિ સારી હોય તો તે તરત સમજી જાય છે. જેમ મેં 'હેંગિંગ ગાર્ડન'ને જોયો છતાં મેં જોયો નથી તેમ લાગ્યું, તેમ ભગવાન આપણી આસપાસ હોવાથી આપણે તેને જોઇએ છીએ, પણ લોકો તેને 'જગત' નામથી બોલાવે છે તેથી ભૂલમાં પડીએ છીએ.

કોઈ માણસ કહે કે મેં ઘડાને જોયો છે, પણ માટીને જોઈ નથી; વીંટી જોઈ છે, પણ સોનું જોયું નથી; ચાકુ જોયું છે, પણ લોઢું જોયું નથી. તે જેમ યુક્તિવિરુદ્ધ છે, તેમ જેઓ કહે છે કે, મેં જગત જોયું છે પણ ઈશ્વર જોયા નથી, તે પણ યુક્તિવિરુદ્ધ છે. અહીં બેઠેલો કોઈ માણસ કહે કે, 'મેં સર ફિરોઝશાહ ગાર્ડન' જોયો છે, પણ 'હેંગિંગ ગાર્ડન' જોયો નથી, તેના જેવું એ છે. શાસ્ત્રો કહે છે કે ઈશ્વર સર્વત્ર છે, તેથી ખરી રીતે બધા ઈશ્વરને જ દેખે એ છે; પણ જ્યાં સુધી તે જ્ઞાન દૃઢ ન થાય, ત્યાં સુધી ઈશ્વરને જોવાની ઇચ્છા રહે છે

અને તેને માટે કાંઈક કર્મ કરવાની પણ ઇચ્છા રહે છે. પણ જેમ હૅંગિંગ ગાર્ડન જાણી લીધા પછી તેને શોધવાની પ્રવૃત્તિ બંધ પડે છે, તેમ આપણે ઇશ્વરને જ જોઇએ છીએ એ જ્ઞાન થઈ જાય તો જ્ઞાનમાત્રથી ખોટી પ્રવૃત્તિ બંધ થઈ જાય છે. માટે ઇશ્વરના દર્શન માટે જ્ઞાન સિવાય બીજો કોઈ ઉપાય નથી.

મિત્ર—જો જગત એ ભગવાન હોય, તો જીવમાં દુઃખ કેમ ઉત્પન્ન થાય છે ?

ઉકો—એ પ્રશ્ન તમે ભગવાન થઇને પૂછો છો કે જીવ થઇને ? જો ભગવાન થઇને પૂછશો, તો પ્રશ્ન રહેશે નહિ, કારણ કે ભગવાન પાસે આનંદ જ છે; અને જીવ થઇને પૂછશો, તો અજ્ઞાનથી પૂછો છો અને અજ્ઞાનનું પરિણામ દુઃખ છે.

કોઈ માણસનો પુત્ર મરી ગયો હોય ત્યારે તેનો બાપ કહે છે કે, 'હું મરી ગયો.' આવી દશા જેમ મોહથી ઉત્પન્ન થાય છે, તેમ બધું દુઃખ મોહથી લાગે છે. દુઃખ એ અનાત્માનું સ્વરૂપ છે. માણસને જેવું જગત દેખાય છે તેવું ભગવાનને દેખાય નહિ. આપણું જગત ભગવાનને જોવું હોય તો તેણે માણસ બનવું જોઇએ અને ભગવાનને આ જગત કેવું દેખાય છે તે સમજવું હોય તો માણસે ભગવાન બનવું જોઇએ.

આટલી વાતચીત કરી બન્ને મિત્રો ઘર તરફ પાછા વળ્યા. તેમના ઘરની નજીક એક વૈદનું દવાખાનું હતું. ત્યાં તેઓ આવ્યા ત્યારે કેટલાક દરદીઓ દવા લેવા આવ્યા હતા. તે તરફ બન્ને મિત્રોની નજર ગઈ. ત્યાં એક માંદી સ્ત્રી પોતાના એક માંદા બાળકને લઇને દવા લેવા માટે આવી હતી. વૈદે તે બાઇને દવા આપી અને કહ્યું કે, 'બહેન, આ દવાથી તમને બન્નેને આરામ થશે, પણ તમારી અને તમારા બાળકની હાલત જોતાં મને એમ લાગે છે કે તમારે હવે બેત્રણ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવાની જરૂર છે, નહિ-

તર તમને ક્ષયનો રોગ લાગુ પડશે. જેઓ બ્રહ્મચર્ય પાળતા નથી તેમની પાચનશક્તિ બહુ મંદ થઈ જાય છે અને પછી કોઈ દવા લાગુ પડતી નથી.' તે બાઈ હવે શો જવાબ આપે છે તે સાંભળવા માટે બન્ને મિત્રો જરા વાર ત્યાં ઊભા રહ્યા. બાઈએ વૈદને કહ્યું કે, 'જ્યારે પુરુષો પશુ જેવા થાય ત્યારે સ્ત્રીઓ કેટલી હિંમત રાખી શકે?' આ જવાબ સાંભળી ઉકાને તેના ઉપર દયા આવી. તેણે તે બાઈને કહ્યું કે, 'બહેન, આ વૈદરાજ ઠીક સલાહ આપે છે. તમે અને તમારા પતિ રોજ સત્સંગમાં થોડો વખત ગાળતા રહો અને મહાત્માઓ અને બ્રહ્મચારીઓનાં જીવનચરિત્રો વાંચતા રહો, તો તમારાં બન્નેનાં મન ધીરે ધીરે મજબૂત થાય. જેમ શરીરના રોગ દૂર કરવા માટે વૈદની જરૂર છે, તેમ મનના રોગ દૂર કરવા માટે સત્સંગની જરૂર છે. વળી સત્સંગથી તમને જીવ, જગત અને ઈશ્વર-નાં તત્ત્વો પણ સમજવામાં આવશે.'

બાઈ—આવા પ્રવૃત્તિવાળા શહેરમાં પુરુષોને એવા કામ માટે રુચિ થતી નથી અને રુચિ થાય તો ફુરસદ મળતી નથી. આથી અમારા પ્રારબ્ધમાં જીવ, જગત અને ઈશ્વરને બદલે ગગલો, ગોદડી અને બાળોતિયું રહે છે. તોપણ આપની કીમતી સલાહ માટે હું આજે મારા પતિ સાથે વાતચીત કરીશ.

આ વાતચીત સાંભળી તે વૈદે ઉકાને પૂછ્યું કે, 'ભગવાને આ સૃષ્ટિમાં આટલું દુઃખ શા માટે ઉત્પન્ન કર્યું હશે?'

ઉકો—તમારી પાસે રોજ દુઃખિયા માણસ બહુ આવે છે, તેથી તમને એમ લાગે છે કે જગત દુઃખમય છે; પણ જો મારા જેવા સુખિયા તમારી નજરે બહુ આવતા હોય તો તમને ખરા સુખની ખબર પડે. વળી તમારું ધ્યાન બધાનાં શરીર તરફ બહુ જાય છે, તેમના આત્મા તરફ જતું નથી. ભગવાને કોઈને માંદો પાડવા માટે ઉત્પન્ન કરેલ નથી, પણ જીવની ભૂલથી માંદગી આવે છે. દુઃખ

એ આત્માનો સ્વભાવ નથી. કોઈ માણસને તાવ આવ્યો હોય ત્યારે આપણે તેને પૂછીએ છીએ કે, 'આજે કેમ તાવ આવ્યો છે?' તેને ઠીક હોય ત્યારે આપણે તેને પૂછતા નથી કે 'આજે કેમ સુખથી બેઠા છો?' કારણ કે ઠીક રહેવું અથવા સુખથી રહેવું એ તો આત્માનો સ્વભાવ છે. ખરો માણસ જન્મતો જ નથી. તે સ્ત્રીના શરીરમાં આવતો નથી, દુઃખી થતો નથી, અને મરતો નથી. અજ્ઞાનથી માણસ ભૂલમાં પડે છે, અને જડ વસ્તુના ધર્મનો પોતામાં આરોપ કરી લે છે.

વૈદ—મને હજુ સુધી એવો કોઇ માણસ મળ્યો નથી કે જે છાતી ઉપર હાથ મૂકીને કહી શકે કે હું સુખી છું.

ઉકો—હવે તમે એમ માનજો કે આજે તમને એવો માણસ મળેલ છે.

વૈદ—ભગવાન માણસનાં દુઃખ દૂર કેમ કરતા નથી?

ઉકો—ભગવાને જીવને સ્વતંત્રતા આપી છે, તેથી જીવ પોતાની મેળે પોતાની ભૂલોથી દુઃખી થાય છે અને પોતાની મેળે સુખી થાય છે. છતાં એક દૃષ્ટિથી જોઇએ તો જીવ જેટલી ભૂલો કરે છે અને અનીતિ કરે છે, તેના પ્રમાણમાં તેને ઓછું દુઃખ આવે છે. એક વકીલ મને એક વખત એમ કહેતા હતા કે, જેટલું જૂઠું અને અનીતિ જગતમાં ચાલે છે, તેના પ્રમાણમાં માણસોને ફળ મળતું નથી. શાસ્ત્રમાં પણ કહેલું છે કે, ભગવાને જીવને સ્વરૂપે આનંદમય બનાવ્યો છે, પણ તે જીવલોકમાં જીવ જેવો બની ગયો છે અને પોતાનો અલ્પ ભાવ છોડતો નથી.

વૈદ—જીવ જો આનંદમય હોય, તો તેને આનંદ કેમ લાગતો નથી?

ઉકો—તમારી પાસે જે દરદીઓ આવે તેમની સારવાર તમે રાગદ્વેષ વગર કરી શકો છો, પણ તમારા ઘરમાં કોઈ માંદું પડે તો વિહ્વળ થઈ જાઓ છો. ત્યાં માયા પ્રત્યક્ષ દેખાય છે.

એક વખત કીડીઓ ન ચડે એટલા માટે એક માણસે એક શીકામાં સાકર રાખી હતી. તે શીકું જમીનથી બહુ ઊંચું નહોતું, તેથી નીચે

કીડીઓને સાકરની ગંધ આવતી હતી અને તે કેમ મેળવવી તેનો વિચાર કરતી હતી. એક કીડીને એવી બુદ્ધિ સૂઝી કે હું ઉપર ચડું તો સાકર કદાચ મળે. તેણે બીજી એક કીડીને તે વાત કરી. બીજી કીડીએ પણ તે વાત કબૂલ કરી. પણ તેને શંકા આવી કે કદાચ ત્યાં સાકર ન હોય, તો ભૂખે મરવું પડે. તેથી તેણે મોઢામાં એક ચોખાની કણી નાખી લીધી. બન્ને કીડીઓ ઉપર ગઇ, બન્ને સાકર સુધી પહોંચી અને સાકર ઉપર ફરવા લાગી. પહેલી કીડી સાકરનો સ્વાદ લેવા માંડી પણ બીજી સ્વાદ લઈ શકતી નહોતી. તેથી તેણે પહેલી કીડીને કહ્યું કે, 'અહીં' તો કાંઇ સ્વાદ આવતો નથી.' પહેલી કીડીને શંકા થઈ એટલે તેણે બીજીનું મોઢું તપાસ્યું અને તેમાંથી ચોખાનો દાણો કાઢી નાખ્યો. હવે બન્ને કીડીઓ સાકરનો સ્વાદ લેવા લાગી.

માટે સિદ્ધાંતમાં, જો કે જીવ પોતે આનંદમાં જ ડૂબેલો છે, પણ માણસોના સંગથી તે માણસનો સ્વભાવ છોડતો નથી, અને તેથી તેને આત્માનો સ્વભાવ અનુભવમાં આવતો નથી.

વૈદ—કેટલાક માણસોનો સ્વભાવ મોટી ઉંમરે ખરાબ કેમ થઈ જાય છે? કેટલાક મોટી ઉંમરે વધારે કામી થઈ જાય છે, કેટલાક વધારે ક્રોધી અને લોભી થઈ જાય છે, તેનું કારણ શું છે? કેટલાક પરણેલા સ્ત્રી પુરુષોને પણ મોટી ઉંમરે બનતું નથી અને એક-બીજા તરફ લાંબાં મોઢાં કરે છે.

ઉકા—મોટી ઉંમર પછી નવો જન્મ આવવાનો હોય છે અને નવા જન્મ માટે કેટલેક અંશે હલકા સ્વભાવની જરૂર પડે છે. સામાન્ય રીતે જેમ સવારના વિચાર સવારે સ્ફુરે છે, રાતના રાત્રિએ સ્ફુરે છે, તેમ કેટલીક વાર આપણા આ જન્મની શરૂઆતમાં જેવા વિચાર હોય તેવા ફરીથી મોટી ઉંમરે સ્ફુરવા લાગે છે. તે બીજા જન્મની તૈયારી છે. પણ આ જન્મમાં ભક્તિ કરી હોય અને આત્મજ્ઞાન મેળવ્યું હોય, તો સ્વભાવમાં સારો ફેરફાર થાય છે અને નવો જન્મ સારો આવે છે અથવા જન્મમરણથી છૂટી જવાય છે. આત્મજ્ઞાન થાય ત્યારે દેહના ધર્મ, પ્રાણના ધર્મ, મનના ધર્મ એ પોતાના લાગતા નથી. આપણી

નાની ઉંમરનું શરીર નાશ પામ્યું તોયે આપણે મરી ગયા નથી, તેમ આપણું મોટી ઉંમરનું શરીર જવાથી મરણ થતું નથી. તે વખતે દેહનું અભિમાન હોય તો ફરી દેહ મળે છે, અને દેહનું અભિમાન ન હોય અને આત્મનિષ્ઠા થઇ હોય તો ફરી જન્મ આવતો નથી.

આટલી વાતચીત કરી બન્ને મિત્રો ઘેર પહોંચ્યા. રાત્રે જમ્યા પછી મિત્રે ઉકાને નીચે પ્રમાણે એક પ્રશ્ન પૂછ્યોઃ—

'હાલના જુવાન છોકરાઓમાં સ્વતંત્રતાને નામે ઘણી સ્વચ્છંદતા આવી ગયેલ છે, તેનું કારણ સમજાતું નથી. હાલની ગુલામી મનોદશામાં, આર્ય સંસ્કૃતિના તેજસ્વી મુખ્ય સિદ્ધાંતોને સમાજના મનમાં સરળ રીતે ઠસાવવાની આવશ્યકતા ઘણી જ છે. આપણો જુવાન વર્ગ ધર્મહીન જીવન તરફ વધારે ઝૂકતો જાય છે અને દેહાત્મભાવ દૃઢ થવાથી શરીરપોષક પ્રવૃત્તિને મુખ્ય ગણે છે. આ પ્રવાહને રોકવો જોઇએ. આગલા કાળના દીકરાઓ એવા સદ્‌ગુણી થતા હતા કે તેમની ૭૧ પેઢી તરી જતી હતી. હાલમાં તો એક પેઢીને પણ તેમના વર્તનથી સંતોષ થતો નથી.

ઉકો—વીશ વર્ષ પહેલાં થયેલી લડાઇમાં મરેલા માણસોનો પુનર્જન્મ એ હાલના જુવાનો છે. બધા દેશોમાં તેમનો વિક્ષેપ અનુભવમાં આવે છે. અહીં પણ સત્યાગ્રહ માટે આગળના વખતમાં ભોગ આપી મરેલ માણસોએ ફરીથી દેશસેવા માટે જન્મ લીધો હોય તેમ જણાય છે. તેથી હાલમાં નાનાની સેવા કરવાનું અને દેશની સેવા કરવાનું વાતાવરણ વધી ગયેલ છે. હાલના જુવાનિયાઓને યુદ્ધ ગમે છે, તેથી કોઇ રાજ્ય સામે, કોઇ સમાજ સામે, કોઇ અનીતિ સામે, તો કોઇ ધર્મ સામે લડે છે અને કાંઇક ભૂલો દૂર કરી શકે છે. આ રીતે સુખ વધશે એમ તેઓ માને છે. તેમને સાચું સુખ અને સાચું જ્ઞાન આપવાવાળા મહાત્માઓ ઓછા થઇ ગયા છે, તેથી તેમની મનોવૃત્તિ બહુ ચંચળ થઇ ગયેલ છે. સ્વતંત્રતાના નામથી મોટી

રાજ્યસભાઓ ધ્રુજાવનારા નેતાઓ પણ મૃત્યુ અને પ્રેમની સત્તા આગળ પરતંત્ર બને છે. હાલના જુવાનો બીજું બહુ ભણે છે, પણ મૃત્યુ શું અને પ્રેમ શું છે તે જાણતા નથી. માણસનું જીવન બરાબર ચલાવવામાં આ બે તત્ત્વોનું રહસ્ય જાણવાની બહુ જરૂર છે, તે માટે સત્સંગની જરૂર રહે છે.

જુવાનિયાઓનો તરફડાટ એ નવા જીવનની શરૂઆત છે. તે સહન ન થઇ શકે તેવો વખત છે. તેથી કેટલાક દોષ નજરે પડશે. આગળના વખતના જુવાન માણસો પરસ્ત્રી નજરે આવે ત્યારે તેના પગ સામું જોતા. હાલના જુવાનોની દૃષ્ટિ ઘણે અંશે ફરી ગઇ છે. આગળના વખતમાં સ્નાન વગર પ્રાર્થના થતી નહિ અને પ્રાર્થના વગર જમવાનું થતું નહિ. હાલ બ્રાહ્મણના કેટલાક પુત્રો જનોઈ પણ પહેરતા નથી અને જુવાન કન્યાઓ રજસ્વલાનો ધર્મ પણ પાળતી નથી. કમાવાની ચિંતામાં ધાર્મિક ક્રિયાઓ ઓછી થઇ છે, પણ જ્યારે ધર્મની જરૂરિયાત લાગશે, એટલે જેમ ખાદી ફરીથી સમાજમાં દાખલ થઈ તેમ ધાર્મિક ક્રિયાઓ પણ દાખલ થશે. જુવાનોમાં તમોગુણ આવે તે કરતાં રજોગુણ આવે તે વધારે સારું છે. રજોગુણ વધે ત્યારે અહંકાર વધે છે અને પોતાના હક માગવા તરફ વધારે ધ્યાન રહે છે. જેમ મીણબત્તી બળે છે ત્યારે તેજ આપે છે, તેમ તેમના તરફડાટમાંથી થોડા વખતમાં સત્ત્વગુણનો ઉદય થશે અને તેમને લાગશે કે આપણી જવાબદારી પૂરી કર્યા વગર હક ભોગવી શકાય નહિ. હાલનું શિક્ષણ એવું છે કે માણસને એમ લાગે છે કે આપણે ધનવાન થઈએ, સ્ત્રી, પુત્ર વગેરે મળે અને બીજા આપણને સારા તરીકે ઓળખે તો આપણે ભાગ્યશાળી થયા. પણ જ્યાં સુધી ચિંતા, ભય, શોક, રોગ, રાગ, વિયોગ અને મૃત્યુ માથા ઉપર ભમે છે, ત્યાં સુધી તેઓ ભાગ્યશાળી શી રીતે રહી શકે? હાલના જુવાનો જૂના રિવાજો તોડવામાં મોટાઇ માને છે, કારણ કે તે કામ સહેલું છે; પણ નવું સારું જીવન કેમ ઘડવું એ સમજવામાં ખરી વિદ્યાની

જરૂર છે. જુવાનોને પોતાના પ્રશ્નોના ખુલાસા જોઈએ છે, પણ પોતાના પ્રશ્ન સાચા છે કે નહિ તેની તપાસ તેઓ કરતા નથી. જૂનું બધું ખરાબ નથી અને નવું બધું સારું નથી. માટે સાચું સમજાવનાર મહાત્માઓની જરૂર છે. જ્યારે તેમની જરૂરિયાત બહુ લાગશે, ત્યારે તેવા મહાત્માઓ જન્મ લેશે અથવા ગુપ્તપણે રહેતા હશે ત્યાંથી પ્રસિદ્ધિમાં આવશે. તે વખતે મોટાની સેવા કરી મોટા થવામાં લાભ છે એવું શિક્ષણ ચાલશે. જુવાન છોકરાઓને મોટા થવું બહુ ગમે છે, પણ મોટા થવાનો ખરો ઉપાય તેમને મળતો નથી. પોતાનાથી જે મોટા હોય, જેમનામાં બુદ્ધિ વધારે હોય, નિર્મળતા વધારે હોય, જ્ઞાન વધારે હોય, તેમની સેવા કર્યા વગર અને તેમની કૃપા મેળવ્યા વગર કોઈ મોટા થઈ શકતા નથી. ભગવાન સૌના પિતા છે એ વાત સમજાય, તો મોટાનાં (પિતાનાં) છોકરાં મોટાં થઇ શકે. આગલા વખતમાં ઘણા ઘરમાં એક પૂજાની ઓરડી અથવા સાધુ માટે ઓરડી અલગ રાખવામાં આવતી હતી. ત્યાં કોઈ સાધુ ફરતા ફરતા આવી ચડતા અને તે કુટુંબને સત્સંગનો લાભ મળતો. પંજાબમાં હજુ પણ એવી પ્રથા ઘણી જગ્યાએ છે. જે દીવો સળગતો હોય તેની મદદથી બીજો દીવો સળગાવી શકાય છે. ખરા સાધુઓ ઘણા જિજ્ઞાસુઓનો આત્મભાવ જાગ્રત કરી આપે છે. મોટા મોટાઈ ભૂલીને નાનાની સેવા કરે તેને શીલ કહે છે, અને નાના મોટાની સેવા કરે તેને વિનય કહે છે.

હાલ ઘણા એમ ઇચ્છે છે કે, કોઈ રાજાને વારસાથી મળેલ હક પ્રમાણે અથવા લડાઈમાં મેળવેલ જીત પ્રમાણે રાજ કરવાનો હક નથી. પણ જેનામાં ડહાપણ વધારે હોય, દયા અને નિઃસ્વાર્થતા હોય તેવા મહાપુરુષને ચૂંટીને રાજગાદી ઉપર નીમવા જોઇએ. જ્યારે આવા મહાપુરુષની જરૂરિયાત બહુ લાગશે, ત્યારે તેવા મહાપુરુષો જન્મ લેશે અને જુવાનોને તેના જેવા થવાનું મન થશે.

આવી કેટલીક વાતો કરી રાત્રીનો વખત થઈ જવાથી બન્ને

આરામ લેવા ગયા.

બીજે દિવસે લોકોમાં સ્વરાજ્યની ભાવના જાગ્રત કરવા માટે મહાત્મા ગાંધીજીની આજ્ઞા પ્રમાણે મુંબઈ શહેરમાં હડતાલ પાડવાનું જાહેર થયું હતું. તેથી આખું શહેર વેપારરોજગારમાંથી નિવૃત્ત થયું હતું. પણ ઉકાના મિત્રને સરકારી નોકરી હોવાથી ઓફિસે જવું પડયું હતું. જ્યારે તે ઓફિસે ગયો, ત્યારે તેના અંગ્રેજ અમલદાર ઓફિસમાં ધોળી ટોપીવાળા કેટલા આવ્યા છે તેની સંખ્યા ગણવા લાગ્યા. તે પછી તે પોતાના ઓરડામાં સહીના કાગળો ઉપર સહી કરવા લાગ્યા. થોડી વાર પછી ઉકાનો મિત્ર તેમની પાસે સહીના કાગળો લઈને ગયો. ત્યાં જુએ છે તો તે અમલદાર ખુરશી ઉપર બેઠા બેઠા પોતાના ટેબલમાંથી નીકળતા માંકડ ટાંકણીથી મારતા હતા. મિત્રે તેને કહ્યું: 'આપ માંકડને શા માટે મારો છો?'

અમલદાર—તે મારું લોહી પીએ છે.

મિત્ર—તમે પણ જોઈએ તો તેનું લોહી પીઓ, પણ તમારે તેને મારવા જોઈએ નહિ.

અમલદાર—મને તેનું લોહી હાથમાં આવતું નથી. તમે લોકો નાના જીવોને બચાવો છો, પણ અમારા જેવા મોટા જીવને હેરાન કરવા તૈયાર થાઓ છો. તમે ગાંડીને ઓળખો છો?

મિત્ર—ગાંડી?

અમલદાર—જેણે આજે મુંબઈમાં હડતાલ પડાવી છે તે.

મિત્ર—ગાંધીજી? હું તેને ઓળખું છું, તેને ઘણા ઓળખે છે.

અમલદાર—તે અમને એટલા બધા ગભરાવી મૂકે છે કે કાંઈ કહેવાની વાત નહિ. મારે કાલે રજા ઉપર જવું છે અને મારી બહેન બંગલે એકલી રહેવાની છે, તેથી અમને બીક લાગે છે કે રખેને કોઈ ધોળી ટોપીવાળા કાંઈ તોફાન કરે.

મિત્ર—ગાંધીજી અહિંસામાં માને છે અને તેમણે કોઇના શરીર-ને જરા પણ નુકસાન કરવાની બધાને મના કરેલ છે. માટે તમારે નિશ્ચિંત રહેવું. કોઈનું લોહી લીધા વગર પોતાનું લોહી આપવું અને દુશ્મનના હૃદયને ફેરવી તેનો પ્રેમ મેળવવો એ તેમનો ધર્મ છે.

અમલદાર—પણ અમારી ચિંતા દિવસેદિવસે વધતી જાય છે.

મિત્ર—અમારા દેશમાં એવી કહેવત છે કે 'જર, જમીન અને જોરુ એ ત્રણ કજિયાના ભેરુ.' જેઓ બીજાનો પૈસો રાખે છે, બીજાની જમીન લઈ લે છે અને બીજાની સ્ત્રી ઉપર નજર કરે છે, તેમની ચિંતા વધતી જાય છે. તમે જે કાંઈ જેમની પાસેથી લીધું હોય તે પાછું આપી દો, તો તમારે કાંઈ ચિંતા રહે નહિ. નહિતર જેવી રીતે તમે રાજ્ય લીધું તેવી રીતે તે ખોઈ બેસશો. તમે પહેલાં ધોળી ટોપી પહેરીને આવ્યા તેથી અહીં હવે ધોળી ટોપી શરૂ થઈ. તમે સુરતમાં પહેલી કોઠી નાખી એટલે અહીં પહેલી લડત સુરત જિલ્લામાં (બારડોલીમાં) થઈ. તમે કાપડનો વેપાર એકહાથ કર્યો, એટલે અહીં ખાદી શરૂ થઈ. પહેલાં કોઈ ધૂળ ઉડાડે અને પછી તે કહે કે તેને કાંઈ દેખાતું નથી તે કેવી વાત ! તમે અહીં આવી વાણિયાના જેવું રાજ્ય શરૂ કર્યું એટલે ભગવાને તમારી સામે એક નીતિવાળો વાણિયો+ મૂક્યો. વણિક સાથે કેમ વર્તવું એ વણિક બરાબર સમજે છે. તમે વકીલબારિસ્ટરો ઉત્પન્ન કરીને તેમને તમારા પક્ષમાં લીધા, એટલે ભગવાને તમારી સામે એક બારિસ્ટરને મૂક્યો.

તમે અમારા દેશમાં ઘણા ભેદ ઉત્પન્ન કર્યા તેથી તમારા યુરોપ-માં પણ ભેદ ઉત્પન્ન થવા લાગ્યા છે. તમે બીજા દેશોના માણસોને મારીને તમારી જગ્યા કરી છે, તેના બદલામાં તેવી જ હિંસકવૃત્તિ-થી તમારા દેશમાં લડાઇઓ આવ્યા કરે છે અને ક્રિશ્ચિયનો વચ્ચે પણ મારામારી થાય છે.

---

+ મહાત્મા ગાંધીજી.

અમલદાર—અમારા દેશનાં હવાપાણી એવાં છે કે અમે થોડા ખરચમાં રહી શકતા નથી. વળી અમારા દેશમાં ફક્ત લોઢું અને કોલસો ઉત્પન્ન થાય છે.

મિત્ર—તો પછી તમે આ દેશમાં જ રહેવાનું રાખો. આ દેશનાં હવાપાણી એવાં છે કે તમારે થોડી ચીજોથી ચાલી શકે તેવું છે. મુસલમાનો અને પારસીઓ પરદેશથી આવી અહીં અમારા જેવા થઈને રહ્યા છે.

અમલદાર—ઈંગ્લેંડમાં અમારી મડમો ઘરનું કામ હાથે કરી લે છે, પણ અહીં તેઓ પોતાનું મન વશ રાખી શકતી નથી અને ઘરમાં જરૂર કરતાં વધારે નોકરોને રાખવા પડે છે.

મિત્ર—તમે તેમને થોડું થોડું સાદાઈનું અને ધર્મનું શિક્ષણ આપતા રહો, તો તમારો ગૃહસ્થાશ્રમ સાદાઈથી ચાલી શકે.

અમલદાર—અમે બહુ સંભાળ રાખીએ તો રવિવારે ભગવાનને યાદ કરી શકીએ છીએ, પણ સોમવારની સવાર પડે એટલે ભગવાનને ભૂલી જઈએ છીએ, તેથી અમારા જીવનમાંથી સંયમ ઓછો થઈ ગયેલ છે.

મિત્ર—તમને ૪૫ વર્ષ થયા છતાં તમે હજુ કેમ પરણ્યા નથી?

અમલદાર—હું પોતે જ મૂર્ખ જેવો છું, અને હું પરણું તો અમારા ઘરમાં બે મૂર્ખ ભેગાં થાય.

મિત્ર—પણ એ બાબતમાં ધ્યાન નહિ રહે તો ઘણા મૂર્ખનો સંબંધ કરવો પડશે. અમારા આર્યોની સમાજમાં આવી સ્થિતિ ઉત્પન્ન ન થાય તેટલા માટે બ્રહ્મચર્ય અવસ્થામાં જ સાદાઈ, સંયમ અને ધર્મનું શિક્ષણ આપવામાં આવતું હતું. હવે અમારા સંગથી તમારી સમાજમાં એવું શિક્ષણ દાખલ થશે.

અમલદાર—એ વાત કેટલેક અંશે સાચી લાગે છે, તોપણ હાલ અમારા તરફ બધા દેશો માનની નજરથી જુએ છે.

મિત્ર—તેનું કારણ એ છે કે તમારી પાસે પૈસો અને લશ્કરી સત્તા છે. એક વખત અમારી પાસે પણ ઘણો પૈસો હતો અને તેથી ઘણાની નજર અમારા તરફ વળી હતી. છેલ્લાં બસો વર્ષમાં તમને જે સત્તા અને પૈસો મળેલ છે, તેનો તમે સદુપયોગ કરેલ નથી. હવે જગતમાં નીતિના સિદ્ધાંતો શરૂ થયા છે અને ભવિષ્યમાં જે પ્રજામાં નીતિ હશે, સાધુતા હશે, સત્ય હશે, તે પ્રજાને બીજી પ્રજા માન આપશે, માત્ર પૈસાવાળાને માન મળશે નહિ. તમે તમને સિંહ માનો છો, પણ અમારા આર્યરાજા દુષ્યંતના પુત્ર ભરત સિંહનું બચ્ચું બગલમાં રાખી સિંહણને ડરાવતા હતા. એવી નીડરતા આર્યોના સંસ્કારમાં છે. સુધારાનો અંત લાવે એવો કોઈ સુધારો હોય, તો તે આત્મજ્ઞાન છે. પણ જ્યારે અહંકાર ઊઠે છે, ત્યારે આત્માનું સુખ જતું રહે છે. તમે જડ વસ્તુઓ ઉપર પ્રેમ કરવામાં જીવતા માણસો ઉપર પ્રેમ કરવાનું ભૂલી ગયા છો, તે વાત હવે અહીંના મહાત્માઓ તમારી સમાજને ધીરે ધીરે શિખવાડશે. જેઓ ચોરી કરે છે, તે જેટલું નુકસાન બીજાને કરે છે તે કરતાં વધારે નુકસાન પોતાને કરે છે; કારણ કે તે પોતાનો સ્વભાવ બગાડે છે. તમે એમ માનો છો કે તમારા બાપદાદા વાંદરા હતા. તેમનામાં બુદ્ધિ આવી એટલે માણસ થયા. અમે એમ માનીએ છીએ કે અમારા બાપદાદા ઋષિમુનિઓ હતા અને અમે તેમનું જ્ઞાન બરાબર ગ્રહણ ન કરી શક્યા અને તમારી વિદ્યા શીખવા લાગ્યા, એટલે તમારા જેવા બનવા લાગ્યા. પણ હવે અમને અમારી ભૂલ જડી છે.

આટલી વાતચીત થયા પછી મિત્ર પોતાના ટેબલ ઉપર આવ્યો અને ઑફિસનો ટાઇમ પૂરો થતાં પાછો ઘેર આવ્યો. તેણે ઑફિસ-માં થયેલી વાત ઉકાને કહી.

ઉકા—યુરોપની વિદ્યાકળાનો પાયો મજબૂત નથી. તેમની શ્રદ્ધા સંચા ઉપર છે, આત્મા ઉપર નથી. તેમની સમાજ બીકથી જીવે છે. યુરોપિયનોના જીવનમાં મુખ્યત્વે અર્થ અને કામ એ બે પુરુષાર્થ રહે

છે, અને આપણા જીવનમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ રહે છે. તેથી તેઓ વેપારીને પૂજે છે અને આપણે સાધુને પૂજીએ છીએ. તેઓએ વેપારના લાભ માટે અંદરઅંદર કુસંપનાં બી રોપેલાં છે અને પ્રજાને ભગવાન વગરની કરેલ છે. યુરોપમાં જેને સુધારો કહે છે, તે એક પ્રકારનું જંગલીપણું છે. ખરા સુધારામાં ચારે પુરુષાર્થ કરવાવાળા માટે સગવડો જોઈએ. જે કાળે જે દેશમાં જેવા માણસો હોય ત્યાં તેવું રાજ્ય ઉત્પન્ન થાય છે. બધા પોતાની ફરજ બરાબર બજાવતા રહે તો રાજાની પણ જરૂર પડે નહિ.

બીજે દિવસે ઉકાએ તેના મિત્રને કહ્યું કે, 'આપણે મુંબઈમાં જે સ્થળો જોયાં તેવાં જોવા કરતાં નાસિકવાળા મહાત્મા પાસે સત્સંગ કરવામાં વધારે લાભ લાગે છે. સંસાર તો એવો ને એવો રહેશે, તેને વારંવાર જોવાથી આપણું જ્ઞાન વધતું નથી.'

આ સંકેત પ્રમાણે બન્ને મિત્રો તે મહાત્મા પાસે ગયા. ત્યાં થોડીક સત્સંગમંડળી ભેગી થઇ હતી અને સત્સંગની વાતો ચાલતી હતી. તે બન્ને સાંભળવા લાગ્યા. ત્યાં બેઠેલ કોઈ શેઠની સ્ત્રીએ પોતાની કોઇ બાબત કાગળમાં લખીને તે મહાત્માને આપી, એટલે તે મહાત્માએ તેનો જવાબ બીજા કાગળમાં લખી, તે કાગળને બેત્રણ ગડી કરીને તેને પાછો આપ્યો અને કહ્યું કે, 'આ કાગળ વાંચ્યા વગર તેનું માદળિયું કરીને પહેરજો એટલે તમારી ઇચ્છા પૂર્ણ થશે.' તે શેઠાણી ત્યાંથી ગઈ એટલે ઉકાએ તે મહાત્માને પૂછયું કે, 'આપે તેને શું લખી આપ્યું?'

મહાત્મા—આ શહેરમાં કેટલાંક માણસો અહીં આવી અમને નકામી વાતોમાં નાખે છે; તેથી અમારે કેટલીક યુક્તિ વાપરવી પડે છે. તે શેઠાણીને તેના પતિ સાથે બનતું નથી તેથી શેઠને વશ કરવાની તેની ઇચ્છા છે, તેનો ઉપાય બતાવવા માટે પૂછવા આવી હતી.

ઉકો—આપે તેના માદળિયાના કાગળમાં શો જવાબ લખી આપ્યો?

મહાત્મા—મેં એમ લખી આપ્યું કે, 'તારો શેઠ તારે વશ રહે તો અમારે શું? અને તારે વશ ન રહે તોપણ અમારે શું?'

એ જવાબ સાંભળી બધાને હસવું આવ્યું.

મહાત્મા—સંસારી માણસો એમ સમજે છે કે અમે નવરા બેઠા છીએ એટલે અમારી પાસે ગમે તે વાત થઈ શકે, પણ અમારા અંતરાત્મામાં ઘણું કામ ચાલતું હોય છે. અમે પરમાત્માનો આનંદ એટલો બધો લઈએ છીએ કે અમને ફુરસદ રહેતી નથી. માણસો વકીલ પાસે જાય ત્યારે વકીલનો વખત લેવા માટે ખુશીથી તેમની ફી આપે છે અને અમે ફક્ત ભિક્ષા માગવા જઈએ ત્યારે બારણાં બંધ કરી દે છે. ઊંચી કેળવણી માટે તેઓ યુરોપ અને અમેરિકા સુધી બહુ ખર્ચ કરીને જાય છે, પણ સૌથી ઊંચી કેળવણી, અમે ફક્ત એક લંગોટી અને એક રોટીના બદલામાં આપીએ છીએ, તે તે લઈ શકતા નથી.

ઉકો—સમાધિ અને જ્ઞાનમાં શો ફેર છે?

મહાત્મા—સમાધિ કર્તાને અધીન છે, જ્ઞાન કર્તાને અધીન નથી. સાધનદશામાં ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરી સમાધિની ટેવ પાડવી પડે છે; પણ ફલદશામાં સ્વરૂપનું અનુસંધાન વગરપ્રયત્ને રહી શકે છે અને બહારનું જગત પણ પોતાનું સ્વરૂપ બની જાય છે, તે તુરીયા દશા કહેવાય છે. તે દશામાં માત્ર 'તું' રહે છે. જ્યારે આવી દશા ઉત્પન્ન થાય ત્યારે જ બહારનાં દ્વંદ્વો અસર કરતાં નથી. જેમ અજ્ઞાનભાવે વિચાર કરવાની ટેવ પડી જાય તો દેહનો અધ્યાસ વધી જાય છે, તેમ તેથી ઊલટું જ્ઞાનદૃષ્ટિએ રહેવાની ટેવ પડી જાય તો અનંત શક્તિ અને અખંડ આનંદ અનુભવમાં આવે છે.

ઉકો—તે પછી સૃષ્ટિ જોવામાં આવે છે કે નહિ?

મહાત્મા—બાપ જેમ દીકરાને જન્મ આપે છે અને દીકરો બાપથી જુદો પડી જાય છે, તેમ જગત ભગવાનથી જુદું પડી ગયું

નથી. તેથી ભગવાનની દૃષ્ટિથી સૃષ્ટિની ઉત્પત્તિ નથી. માણસની દૃષ્ટિથી જે પરિણામ દેખાય છે તેને માણસ જગત કહે છે. જ્યારે ક્રિયા પહેલાં દેખાય છે અને પછી તેની પાછળ રહેલ સત્તાનો વિચાર આવે છે, ત્યારે પરિણામ દેખાય છે, કારણ કે ક્રિયા પૂરી જોઈ શકાતી નથી. પણ જ્યારે સત્તા(અધિષ્ઠાન)ના વિચાર પછી ક્રિયાનો વિચાર આવે છે ત્યારે પરિણામ જણાતું નથી; કારણ કે સત્તા પૂરી જોઈ શકાય છે. સોનાનાં ઘરેણાં ભાંગે છે અને નવાં થાય છે, ત્યારે તેમાં જેને સોનાની દૃષ્ટિ છે તેને પરિણામ દેખાતું નથી; પણ જેની દૃષ્ટિ ઘાટમાં જાય છે તેને પરિણામ દેખાય છે. માટે આત્મામાં એટલે સર્વના અધિષ્ઠાનમાં જ ચિત્તવૃત્તિને સ્થિર રાખવી અને શરીરને તેનું પ્રારબ્ધ ભોગવવા દેવું.

ઉકાનો મિત્ર—જો આપણું જીવન પ્રારબ્ધ પ્રમાણે ચાલવા દઈએ, તો પુરુષાર્થની કિંમત રહે નહિ અને શાસ્ત્રોનો ઉપદેશ નકામો થઈ જાય.

મહાત્મા—જે કર્મ પહેલાંના જીવનમાં કર્યાં હોય તેમાં જે ફળ દેવાને તૈયાર થયાં હોય તેનાથી આ જન્મનું શરીર બંધાયેલ છે. તે સુખદુઃખ તો જરૂર આપશે, પણ તે કેવી રીતે ભોગવવાં તેમાં જ પુરુષાર્થ સમાયેલો છે. એમ માનો કે કોઈ એક માણસના પ્રારબ્ધમાં એક મણ સુખ અને એક મણ દુઃખ છે. તે તેને ભોગવ્યા વગર છૂટકો નથી. હવે આ જિંદગીમાં જોઈએ તો અનીતિથી સુખ ભોગવી શકાય છે અને નીતિથી પણ ભોગવી શકાય છે. તેથી જે એક મણ સુખ તેના પ્રારબ્ધમાં છે, તે જો નીતિને રસ્તે ભોગવતાં આવડે તો નવાં પુણ્ય બંધાય છે અને ફરીથી સુખ મળે છે; અને અનીતિને રસ્તે તેનો ભોગવટો થાય તો પ્રારબ્ધ પ્રમાણે સુખ તો મળશે પણ ભવિષ્ય માટે પાપની ગાંઠડી બંધાશે, તેથી ભવિષ્યમાં દુઃખ ઉત્પન્ન થશે. તેવી જ રીતે જો પ્રારબ્ધમાં એક મણ દુઃખ હશે, તો તે

અવશ્ય ભોગવવું પડશે. પણ ભોગવવામાં વિવેકબુદ્ધિ રાખવામાં આવે અને ભક્તિ કરવામાં, તપ કરવામાં અને સત્સંગ કરવામાં જે અગવડો આવે તે સહન કરવામાં તે દુ:ખનો ભોગવટો થાય, તો તેમાંથી પુણ્ય ઉત્પન્ન થાય અથવા આત્મજ્ઞાન થાય. આ હેતુ લક્ષ્યમાં રહે, તો પુરુષાર્થ બરાબર થાય અને પ્રારબ્ધ પણ બરાબર ભોગવી શકાય. તેથી જે જે સત્કર્મ કરવામાં વિઘ્નો આવે તેનાથી પાછા હઠવું જોઇએ નહિ, પણ ખોટે રસ્તે સુખ મળતું હોય તો તે છોડી દેવું જોઇએ.

મિત્ર—શું પ્રારબ્ધના ભોગવટાનાં સાધન પણ નક્કી થયેલાં નથી?

મહાત્મા—તેમ હોય તો પુરુષાર્થને માટે જગ્યા રહે નહિ. અને વૈદકશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર નકામાં થઈ જાય. માટે એ વાત સાચી નથી. શાસ્ત્ર અને ગુરુના ઉપદેશથી સંસ્કાર સુધરે છે અને કુસંગથી બગડે છે. તેથી જો કે પ્રારબ્ધ પ્રમાણે સુખદુ:ખ આવે છે, પણ તેનો ઉપયોગ સાચી દિશામાં કરવામાં પુરુષાર્થ રહેલો છે.

એક વખત એક દૂધના હાંડામાં બે ઉંદર પડી ગયા. એક ઉંદરને એમ લાગ્યું કે હવે આમાંથી નીકળી શકાશે નહિ અને બચવાનો કાંઈ ઉપાય નથી. તેથી તે થોડીવારમાં દૂધમાં ડૂબી મરી ગયો. બીજા ઉંદરને લાગ્યું કે પ્રારબ્ધ પ્રમાણે દુ:ખ તો આવ્યું, પણ તરવાની મહેનત તો કરવી જોઇએ. તેથી તેણે તરવાના પ્રયત્ન કરવા શરૂ કર્યા. તેને પરિણામે તે દૂધમાં માખણનો પિંડો બંધાણો; એટલે તે ઉંદર તે પિંડા ઉપર બેસી સહીસલામત નીકળી ગયો. માટે પ્રારબ્ધનો ભોગવટો જ્ઞાનપૂર્વક થાય તો ઘણી મુશ્કેલીઓ ઓછી થાય છે.

આટલી વાતચીત થયા પછી ધોબી ભગતે પૂછયું કે, 'મેં ચારપાંચ વર્ષ થયાં દારૂ પીવાનું છોડી દીધેલ છે, છતાં હું હજુ સ્વપ્નામાં દારૂ કેમ પીઉં છું તેનું કારણ સમજાતું નથી.

મહાત્મા—તમે દારૂ કેવા સંજોગોમાં છોડ્યો હતો?

ધોબી—એક વખત હું આંટરોડથી અંધેરી જતો હતો. હું આંટરોડ સ્ટેશને ટિકિટ લેવા ગયો, ત્યાં એક દારૂ પીધેલ માણસ મારા

જોવામાં આવ્યો. તેને હું ઓળખતો હતો. તેણે ટિકિટમાસ્તર પાસે પૂનાની ટિકિટ માગી. એટલે ટિકિટમાસ્તરે કહ્યું કે, 'આ ગ્રાંટરોડ સ્ટેશન છે, અહીં પૂનાની ટિકિટ મળે નહિ, આ તો બી. બી. સી. આઈ. રેલવે છે.' એટલે તે દારૂ પીધેલ માણસે ગ્રાંટરોડની ટિકિટ માગી, એટલે ટિકિટમાસ્તરે કહ્યું કે, 'ગ્રાંટરોડ સ્ટેશને ગ્રાંટરોડની ટિકિટ મળે નહિ.' એટલે તે માણસે કહ્યું કે, 'ત્યારે તમારી ટોપી આપો.' એ સાંભળી મેં તે ટિકિટમાસ્તરને કહ્યું કે, 'તેને અંધેરી જવું છે, માટે અંધેરીની ટિકિટ આપો. તે ઉપરથી અંધેરીની ટિકિટ લઈ મેં તેને ટ્રેનમાં બેસાડ્યો. ટ્રેનમાં દારૂના નશામાં કોઈ બાઈને જોઈને તે બોલવા લાગ્યો કેઃ—

'પાઉસ આલા, કીચડ-ઝાલા, નદી આલા પૂર;
આતાં કૂટે જાયાચા, માઝા ઈકડે બાયકા,
આણી ઈકડે પોરા......................'

થોડીવાર પછી તેને નશો બહુ ચડ્યો અને અંધેરી સ્ટેશન આવ્યું ત્યારે તેને શરીરનું ભાન રહ્યું નહિ. તેથી બેત્રણ માણસ ભેગા કરીને મારે તેને ઉપાડીને ગાડીમાંથી બહાર કાઢવો પડ્યો. તે દિવસથી મને દારૂ ઉપર એટલો બધો અભાવ આવ્યો કે મેં દારૂ પીવાનું છોડી દીધું છે, અને કોઈને પીતાં દેખું તોપણ અણગમો આવે છે. છતાં હું સ્વપ્નામાં દારૂ કેમ પીઉં છું તેનું કારણ સમજાતું નથી.

મહાત્મા—તેનું એક કારણ એ છે કે, દારૂ પીનારના શરીરની અને કામી માણસોની કેટલીક નાડીઓ ઉશ્કેરાયેલી રહે છે. તે નાડી જ્યારે નિદ્રામાં દબાય છે ત્યારે દારૂ પીવાનાં અને વિષયોનાં સ્વપ્નાં આવે છે. બીજું કારણ એ છે કે, તમારે દારૂ પીવાવાળાનો સંગ કરવો નહિ કે જેથી તે બાબત યાદ આવે નહિ. થોડો અગ્નિ હોય પણ સંભાળ ન રહે તો આખું ઘર સળગાવી દે છે.

ધોબી—એ કામ તો અમારા જેવા માણસો માટે બહુ મુશ્કેલ લાગે છે. મારે કેટલાક યુરોપિયનનાં કપડાં ધોવાં પડે છે. એક યુરોપિ-

યન અમલદારનાં કપડાં દેવા મારે જવું પડે છે. તેને દારૂ પીવાની બહુ ટેવ છે. ઑફિસમાંથી તે જિમખાને જાય છે, ત્યાં દારૂ પીને ભાડૂતી મોટરમાં ઘેર જાય છે. ઘેર પહોંચે ત્યાં સુધીમાં તેને એટલો નશો ચડે છે કે, તેના નોકરો તેને મોટરમાંથી ઉપાડીને ઘરમાં મૂકે છે. તેની ૪૫ વર્ષની ઉંમર થઇ છે તોયે તે હજુ પરણ્યા નથી. મેં તેમને એક વખત પૂછ્યું કે, 'તમે કેમ પરણ્યા નથી ?' ત્યારે તેણે કહ્યું કે, 'જ્યાં દૂધ સસ્તું મળતું હોય ત્યાં ગાય રાખવાની કોણ મહેનત કરે ?' અમારે આવા માણસો સાથે વ્યવહાર રાખવો પડે છે. દારૂ પીનારા કેટલાક બહારથી રાજા જેવા દેખાય છે, પણ સ્ત્રીઓ પાસે, સત્ય પાસે અને શૂરવીર પાસે બકરી જેવા બની જાય છે.

મહાત્મા—દારૂની અસરથી કેટલાક ગાંડા થાય છે, કેટલાક આપઘાત કરે છે અને કેટલાકને ક્ષય પણ થાય છે. માટે એ દુર્ગુણ અટકાવવાની બહુ જરૂર છે. જેઓ પોતાને વશ રાખી શકતા નથી, તેઓને બીજા વશ કરી લે છે. નાનાં બાળકોને પૈસો શું કહેવાય તેની ખબર હોતી નથી, પણ ધીરે ધીરે ખોટી રીતે પણ પૈસો ભેગો કરવાની ટેવ પડી જાય છે. દારૂનું વ્યસન પણ એવી રીતે થઈ દઢ જાય છે. અંગ્રેજી રાજ્ય આવ્યા પછી આ દેશમાં દારૂ, અનીતિ અને સટ્ટો ઘણાં વધી ગયાં છે. તે પહેલાંના વખતમાં આ ત્રણ દુર્ગુણ માટે માણસોને પૂરી સગવડ મળતી નહોતી. આવા સંજોગોમાં અમારા ઉપદેશની અસર લાગતી નથી અને પથ્થર ઉપર પાણી રેડવા જેવું થાય છે. એટલું જ નહિ પણ કેટલાક જુવાનિયાઓ એમ સમજે છે કે, સાધુઓ કાંઇ કામના નથી અને તેઓ અમારા ગુરુ થઈ બેસે છે. પણ તેઓ ભૂલી જાય છે કે જે વિદ્યા અમે આપી શકીએ તે તેમની કૉલેજોમાં મળી શકે તેમ નથી. સાધુઓ પ્રજામાં ઘણા સારા સંસ્કાર રેડે છે. જ્યારે સાધુઓ જગતમાં ફરે છે, ત્યારે તેમના ચારિત્રની અસર સેંકડો વર્ષ સુધી રહે છે. કૃષ્ણ, મહાવીર, બુદ્ધ, ક્રાઇસ્ટ, જરથોસ્ત વગેરેનાં ઉત્તમ જીવનની અસર હજુ ચાલ્યા કરે છે. હવે

મૂળ વાત ઉપર આવીએ. તમને સ્વમામાં દારૂ પીવાનું મન થાય છે તેનું કારણ એ છે કે, તમને હજુ દારૂમાં કાંઈક રસ રહી ગયેલ છે. તમે દારૂ સિવાય બીજી કેટલીક ખોટી ટેવ દૂર કરી છે, તે એમ બતાવે છે કે તમારામાં શક્તિ છે, પણ તે શક્તિ દારૂનું વ્યસન છોડવામાં પૂરેપૂરી વાપરી નથી. તેથી હવે તે કામ ધ્યાન રાખીને બરાબર કરવું. મનને સંસારનું ક્ષણિક સુખ બહુ કીમતી લાગે છે અને છોડવું ગમતું નથી. માટે મનનું કહેવું માનવું નહિ અને સત્સંગ તથા ભગવાનનું સ્મરણ વધારવાં. ગીતામાં ભગવાન કહે છે કેઃ—

**विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।**
**रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥**

એટલે જેઓ વિષયોને છોડી દે છે તેમને વિષયો છોડી દે છે, છતાં વિષયોમાં રસવૃત્તિ રહી જાય છે. તે વૃત્તિ પરમાત્માના દર્શનથી મળતા નવા રસના આનંદથી જ દૂર થઈ શકે છે.

હવે સત્સંગનો વખત પૂરો થતાં ઉકાએ તે મહાત્માને પ્રણામ કર્યા અને બીજે દિવસે પોતાને મુંબઈથી રવાના થવાનું હતું, તેથી તેમની રજા માગી.

મહાત્મા—તમે પહેલાં મને નાસિકમાં મળ્યા હતા તે કરતાં હાલ તમારા સ્વભાવમાં ઘણું સારું પરિવર્તન લાગે છે. તમને કોઈ સારા ગુરુ મળેલા હોય તેમ લાગે છે.

ઉકો—એ વાત સાચી છે, અને મારામાં જે કાંઈ સારું જીવન જોવામાં આવ્યું હોય તે તેમની કૃપાનું ફળ છે.

બન્ને મિત્રો ફરી મહાત્માને પ્રણામ કરી ઘેર આવ્યા. ઉકાએ તેના મિત્રને કહ્યું કે, 'આ શહેરમાં કોઈકોઈ જિજ્ઞાસુઓના આમંત્રણથી કોઈ કોઈ વખતે સારા મહાત્માઓ આવી ચડે છે એમ લાગે છે. માટે જ્યારે જ્યારે ખબર પડે, ત્યારે ત્યારે તેમના સત્સંગનો લાભ લેતા રહેવું.

# ૧૫ : અમૃતબાઇનો પુનર્જન્મ

બીજે દિવસે ઉકાએ પોતાને ગામ જવાની તૈયારી કરી, અને સવારે ટ્રેનનો વખત થયો ત્યારે તે અને તેનો મિત્ર સેંટ્રલ સ્ટેશને ગયા. ત્યાં ટિકિટ લઈ, ઉકાએ ટ્રેનમાં પોતાની જગ્યા સંભાળી લીધી. ટ્રેન ચાલ્યા પછી થોડી વારે એક ઉતારુએ ઉકાને પૂછ્યું કે 'તમારું નામ શું? તમે ક્યાંના રહેવાસી છો?' પણ ઉકાએ તેને કાંઈ જવાબ આપ્યો નહિ. મુંબઇની પ્રવૃત્તિમાંથી નીકળ્યા પછી તેને મૌન રહેવાની બહુ ઇચ્છા હતી; પણ ટ્રેનમાં મૌન રાખવું બહુ મુશ્કેલ થઈ પડે છે. જાહેરખબરોવાળા, ચાવાળા, નાસ્તાવાળા, ફ્રૂટવાળા અને ઉતારુઓ કાંઈ ને કાંઈ પૂછ્યા જ કરે છે.

વળી એક કલાક પછી બીજા કોઇ ઉતારુએ પૂછ્યું: 'આપનું નામ શું?' ઉકાને લાગ્યું કે ટ્રેનમાં મૌન રાખી શકાશે નહિ. તેથી જ્યારે વાતચીતનો પ્રસંગ આવે, ત્યારે તેણે જ્ઞાનની વાતો કરવાનો વિચાર રાખ્યો. તેથી તેણે જવાબ આપ્યો કે:—

'નામ જનમતાં મારું નહોતું, આ તો ફોઇએ ફંદ મચાવ્યો.'

આવા પ્રકારનો જવાબ સાંભળી ઘણા ઉતારુઓનું ધ્યાન તેના તરફ ગયું. જ્ઞાનની વાતો કરવામાં પણ મુશ્કેલી આવી પડે છે એવો અનુભવ હવે ઉકાને થવા લાગ્યો.

બીજો ઉતારુ—તમે મુસાફરીમાં કેમ કાંઈ બોલતા નથી?

ઉકો—મને એવી ટેવ પડી ગઈ છે. મૌન રહીને હું આખા જગતને જીતી શકું છું.

ઉતારુ—આપ શો ધંધો કરો છો ?

ઉકો—હું કોણ છું તે તમને કહીશ, તોપણ તમે સમજી શકશો નહિ; અને હું કોણ છું એ તમને નહિ કહું, તોપણ તમે મને સમજી શકશો નહિ. હું ભગવાનું સ્મરણ કરું છું.

ઉતારુ—એ ધંધો તો બહુ વિચિત્ર કહેવાય. આપણે ભગવાનની એટલી બધી શી જરૂરિયાત પડી છે ? જે માણસો તેનું સ્મરણ નથી કરતા તેમનો વ્યવહાર પણ બરાબર ચાલ્યો જાય છે. ભગવાનને કોણે જોયા છે ?

ઉકો—ભગવાનના સ્મરણ વગરનો વ્યવહાર હંમેશાં બરાબર ચાલતો નથી. વળી તમે શા ઉપરથી નક્કી કર્યું કે ભગવાન નથી ? તમે ભગવાનને માટે બરાબર તપાસ કરી છે ? તમે તપાસ કરી હોય અને ભગવાન ન મળે, તો તમે કહી શકો કે ભગવાન નથી.

ઉતારુ—ભગવાનની તપાસ શી રીતે થાય ?

ઉકો—ભગવાન ઉપર સાચો પ્રેમ ઉત્પન્ન કરો એટલે તમારે તેની શોધ કરવી નહિ પડે. ભગવાન માણસને શોધે છે, પણ માણસ અનેક બાબતમાં સંતાઈ જાય છે તેથી માણસ ભગવાનના હાથમાં આવતા નથી. કોઈ કહે કે ભગવાન નથી, તોપણ ભગવાન છે એમ માનવામાં લાભ છે.

ઉતારુ—તમે હંમેશાં ક્યાં રહો છો ?

ઉકો—ભગવાનમાં.

ઉતારુ—હું એમ પૂછું છું કે તમે મૂળ ક્યાંના રહીશ છો ?

ઉકો—ભગવાનના ધામનો.

ઉતારુ—નહિ, સાચું કહો.

ઉકો—મેં સાચું જ કહેલ છે, હવે કહો તો ખોટું કહું.

ઉતારુ—તમારા જવાબ બરાબર સમજાતા નથી.

થોડા વખત પછી નર્મદાનો પુલ આવ્યો. એટલે કેટલાક માણસ તે જોવા માટે ઊભા થયા. એક માણસે કહ્યું: 'અહા, આ કેવો મોટો અને સારો છે!' એ સાંભળી ઉકાએ કહ્યું: 'એમાં ખુશી થવા જેવું શું છે? શું તમને ભગવાન મળી ગયા? ભગવાન જ મોટામાં મોટું અને સારામાં સારું તત્ત્વ છે; અને તે મળે ત્યારે સારામાં સારી વસ્તુ જોઈ છે એમ કહી શકાય, ત્યારે જ ખુશી થવા જેવું છે.'

ઉતારુ—ભગવાનના રાજ્યની આવી વિભૂતિઓ જોવામાં આનંદ કેમ ન આવે?

ઉકો—તમે ભગવાનની વિભૂતિઓ જોવામાં રોકાઈ જશો, તો ભગવાનને જોઈ શકશો નહિ. જ્યાં સુધી ભગવાનનાં દર્શન ન થાય, ત્યાં સુધી જગતને ખોટું માનવામાં લાભ છે. જ્યારે ભગવાનનાં દર્શન થશે, ત્યારે દરેક જગ્યાએ તેમની વિભૂતિ દેખાશે. કોઈ કન્યાનો વિવાહ થતો હોય, ત્યારે તેના સાસરાના સંબંધના ઘણા માણસો જાનમાં આવે છે. તે બધાને તે કન્યા ઓળખતી નથી અને તેમને ઓળખવાની જરૂર પણ નથી. તે જાણે છે કે આ બધું મારે માટે છે. તેમ સિદ્ધાંતમાં જ્યારે ભગવાન મળશે, ત્યારે એમ લાગશે કે આ આખું જગત આપણા માટે છે.

ઉતારુ—ભગવાન કેવી રીતે મળે?

ઉકો—ભગવાન સૌને પ્રાપ્ત છે, પણ યોગ્ય ગુરુ પાસેથી જ્ઞાન લીધા સિવાય જોઈ શકાય તેમ નથી. જેમ કોઈ કુંભારને ઘડો બનાવવો હોય, તો ઘડાનું આકાશ કોઈ જગ્યાએથી લાવવું પડતું નથી અને કૂવો ગાળવો હોય તો તેમાં જળ કોઈ જગ્યાએથી લાવવું પડતું નથી, તેમ આપણો પ્રેમ ભગવાન ઉપર લાગે એટલે તે આપણા હૃદયમાં ભરાઈ જાય છે.

ઉતારુ—આવી કેટલીક વાતો સમજાય છે, છતાં ચારિત્રમાં કેમ લાવી શકાતી નથી?

ઉકા—કારણ કે તમે ભગવાનને પોતાના કરેલ નથી, પણ સ્ત્રી, પુત્ર, ધન વગેરેને પોતાનાં કરેલ છે. જે વસ્તુ, ઘર, અથવા માણસ આપણાં પોતાનાં કરેલ છે, તેમની સાથે બરાબર વ્યવહાર થઇ શકે છે, તેમ ભગવાનને પોતાના કરશો ત્યારે તે તમારા ઉપયોગમાં આવી શકશે; એટલે કે ચારિત્રમાં લાવી શકાશે. જેઓ દેહને આત્મા સમજે છે, તેઓ સંસારનું જે ભજન કરે છે તે ભગવાનનું ભજન નથી.

ઉતારુ—એમ એકલપેટા થઈ ભક્તિ કરવામાં માત્ર પોતાનું ભલું થાય છે, તેમાં બીજાનું ભલું થતું નથી. તે કરતાં બીજાની સેવા કરવામાં બીજાનું પણ ભલું થાય છે.

ઉકા—ભક્તિ કરનારમાં તમને અહંકાર લાગતો હોય, તો સેવા કરનારમાં ઓછો અહંકાર રહે છે એમ કહી શકાય નહિ. અહંકાર ઓછો કરવો હોય તો મોટાની સેવા કરવી જોઈએ, જાગતા નરની—એટલે મહાત્માની સેવા કરવી જોઈએ. તેની સેવાથી આત્મભાવ જાગે છે અને આખું જગત આપણું લાગે છે. સાધારણ સેવાથી થોડાંક દુઃખ દૂર થાય છે. આત્મજ્ઞાનથી દુઃખનું કારણ એટલે જન્મમરણ મટે છે. માત્ર સંસારના લાભ તરફ લક્ષ રહે, તો તે માણસ આગળ વધી શકતો નથી અને જગત આખું એકસત્તાથી ચાલે છે તેનો અનુભવ થશે નહિ. જેમ ઝાડના મૂળમાં પાણી નાખીએ તો ડાળીને અને પાંદડાંને પહોંચે છે, તેમ જેઓ ભગવાનમાં પ્રીતિ રાખે છે, તેમના ચારિત્રની સારી અસર આખી સમાજ ઉપર પડે છે.

ઉતારુ—પણ આપણે પરોપકારવૃત્તિ તો રાખવી જોઈએ.

ઉકા—પરોપકારવૃત્તિ ઓછી કરવા માટે પરોપકારવૃત્તિ ઉત્પન્ન થાય છે. દૃષ્ટાંત તરીકે, આપણા કુટુંબના જે માણસોને આપણે આપણા પોતાના માનેલ છે, તેમની સેવા કરીએ ત્યારે આપણે પરોપકાર કરીએ છીએ એમ આપણને લાગતું નથી. કોઈ પારકા ઘરની કન્યાને પરણીને પોતાની સ્ત્રી બનાવીને લાવ્યા પછી તેને માટે ગમે તેટલો પૈસો ખરચવામાં પરોપકાર લાગતો નથી; પણ બીજા કોઈ માટે એક આનો

ખર્ચવામાં પણ પરોપકાર લાગે છે. કોઈના પુત્રને દત્તક પુત્ર તરીકે સ્વીકાર્યા પછી, તેને વારસામાં બધો પૈસો આપી દેવામાં પરોપકાર લાગતો નથી, પણ કોઈ ગરીબના છોકરાને એ પૈસા આપવામાં પરોપકાર લાગે છે. તેનું કારણ એ છે કે જોકે ખરી રીતે પ્રાણી માત્ર આપણાં નજીકનાં સગાં છે, છતાં અજ્ઞાનથી આપણે થોડાંકને પોતાનાં સગાં માનીએ છીએ અને બાકીનાંને પારકાં માનીએ છીએ. પારકાને માટે જે કરીએ તે પરોપકાર મનાય છે, પણ આત્મજ્ઞાનથી અથવા ભક્તિથી અથવા સેવાથી પારકાને પોતાના કરવા પડશે. કેટલાક માણસો વાતચીતમાં છાતી ઉપર હાથ મૂકી બીજાને કહે છે કે, 'આ ભાયડાને જોયો છે?' તેનો અર્થ એ છે કે એક પુરુષોત્તમ સૌના હૃદયમાં છે, તેનો સંબંધ બરાબર થવો જોઈએ. તે વખતે બધા પોતાના લાગશે. જ્યારે આત્મજ્ઞાન થાય છે, ત્યારે જેને આપણે ચાહતા ન હતા તેના ઉપર પ્રેમ કરવાની ઇચ્છા થાય છે. જ્યારે બધા પોતાના લાગે છે, ત્યારે પોતાના કુટુંબની માફક બને તેટલી સેવા થઈ શકે છે, પણ તેમાં પરોપકારવૃત્તિ ઉત્પન્ન થતી નથી.

જ્યાં બધું એક જ તત્ત્વથી, એક જ સત્તાથી, એક જ આનંદથી ચાલી રહેલું છે, ત્યાં બીજા ઉપર ઉપકાર કરવાની ભાવના ખોટી છે. જેમ સામાન્ય માણસને પોતાનું ઘર પોતાનું લાગે છે, તેમ આત્મજ્ઞાનીને આખું બ્રહ્માંડ પોતાનું લાગે છે; પણ તે બ્રહ્માંડ એક જ વ્યક્તિએ પાળવું જોઈએ એવો નિયમ નથી.

જે માણસને એમ લાગે છે કે બીજાં શરીરોમાં પણ હું છું, તેને એમ પણ લાગે છે કે બીજાં શરીરોમાં પણ હું કામ કરું છું. તમે બધાં પ્રાણીમાત્રને તમારા ભાવથી સમજાવી શકો કે હું તમારો છું, તો બધાં પ્રાણીમાત્ર તમને તેમના ભાવથી જણાવશે કે અમે તમારા છીએ. તે વખતે તમારી મિલકત ઉપર આખા જગતનો હક રહેશે અને જગત તમને પોતાના માની તમારે માટે જોઈતી થોડી સગવડો પૂરી પાડશે.

જે જે મહાપુરુષોએ જગતમાં મોટા ફેરફાર કર્યા છે, તે બધા ધાર્મિક વૃત્તિવાળા હતા. તેઓ ઘણાને અથવા બધાને પોતાના માનતા હતા. ધર્મ વગરનો માણસ ધીરે ધીરે ખોટા સુખમાં પડે છે અને પશુ જેવો થઈ જાય છે.

ઉતારુ—તમે કહો છો તેમ ખોટું સુખ એ પતનનું કારણ છે, અને ત્યાગ એ સાધારણ માણસને માટે શક્ય નથી તો શું કરવું?

ઉકો—પોતાનું લક્ષ્ય બરાબર ધ્યાનમાં રાખીને, સંસારમાં રહેતાં છતાં, થોડોથોડો સંયમ અને તપ પાળવાં જોઇએ અને ધીરે ધીરે વધારવાં જોઇએ. જેમ રેડિયોને તપાવ્યા પછી તેમાં ગમે તે વેવ-લૅંગ્થ (મોજાની લંબાઈ) મૂકી શકાય છે, તેમ આપણું અંતઃકરણ તપથી શુદ્ધ કર્યું હોય તો પછી તેનાથી જે કામ લેવું હોય તે લઈ શકાય છે. પ્રેમીનું હૃદય તપે છે ત્યારે તેને પ્રેમ કરતાં આવડે છે અને તે વખતે તેને જે પ્રકારનો પ્રેમ કરતાં શિખડાવીએ તે શીખવા તે તૈયાર રહે છે.

આપણા મનરૂપી રેડિયોને બહુ થોડી વેવ-લૅંગ્થ આપેલી હોવાથી જગતની થોડી વસ્તુઓ જ તે સમજી શકે છે અને તેથી તે બ્રહ્મદૃષ્ટિ પ્રાપ્ત કરી શકતું નથી. તેને 'ઑલ-વેવ રેડિયો' (જેમાં મોજાની હરકોઈ લંબાઈથી સાંભળી શકાય) બનાવવા માટે પહેલાં બહુ શાંત કરવું જોઇએ, કે જેથી તેમાં બીજા અવાજ દાખલ થાય નહિ. તે શાંત થશે ત્યારે શુદ્ધ થશે, અને જે શુદ્ધ થશે તે સર્વમય થઈ શકશે. મનને શાંત રાખવા માટે ઘણા તપની જરૂર છે.

ઉકાના ડબામાં અમદાવાદના રહીશ છોટુભાઈ નામના એક નાની ઉંમરના ગૃહસ્થ બેઠા હતા. તેમણે ઉપરની જ્ઞાનની વાતો સાંભળી ઉકાની સાથે નીચે પ્રમાણે વાતચીત શરૂ કરી.

છોટુભાઈ—ઘરમાં બૈરાંછોકરાંનાં મન સાચવવામાં જેટલું તપ થાય છે, તેટલું તપ સાધુઓને પણ કરવું પડતું નહિ હોય; માટે મને તો એમ લાગે છે કે અમને ભગવાન વહેલા મળશે.

ઉકો—આપણે જે હેતુ માટે જે દુઃખ સહન કરીએ, તે દુઃખથી તે હેતુ સિદ્ધ થાય છે. સંસારની સગવડો માટે દુઃખ સહન કરીએ તો સંસારની સગવડો મળે છે, દેશસેવા માટે પોતાનો ભોગ આપીએ તો દેશનાં કેટલાંક દુઃખ દૂર થાય છે અને આપણું પુણ્ય બંધાય છે; અને આત્મસાક્ષાત્કાર માટે જે અગવડો આવે તે સહન કરીને આપણું લક્ષ્ય ચૂકીએ નહિ, તો આત્મસાક્ષાત્કાર થાય છે તથા જન્મ-મરણના ફેરામાંથી છુટાય છે અને તેથી બધાં દુઃખ દૂર થાય છે. આત્માને માટે આપણે કેટલું સહન કરીએ છીએ તેની કદર આત્મા કરે છે. જેટલી જગ્યા આપણી તરીકે લઈ શકીએ, તેટલી આપણી થાય છે. આત્મજ્ઞાનથી બધી જગ્યા આપણી થાય છે. હાલમાં રેલેટી-વીટી (સાપેક્ષવાદ)ના સાયન્સવાળા પણ કહે છે કે દેશ અને કાળ એ નિયત વસ્તુ નથી, તેનો આધાર દ્રષ્ટાની ભૂમિકા ઉપર છે. તેથી આપણો દેશ એટલો વધારી શકાય કે આખા જગતમાં આપણે વ્યાપી શકીએ અને આપણો કાળ એટલો વધારી શકાય કે આપણ-ને જન્મ કે મરણ પણ લાગે નહિ.

છોટુભાઈ—પણ માણસોને સંસારનું સુખ સાચું કેમ લાગે છે?

ઉકો—કોઈ માણસને ખરજવું થયું હોય, તો તે ખોદતી વખતે થોડી વાર સુખ લાગે છે; પણ તે રોગ છે, તે સુખ નથી. તેવી જ રીતે મનના રોગીને વિષયસુખની ઇચ્છા થાય છે અને તેમાં થોડી વાર સુખ મળે છે, પણ તે મનનો રોગ છે.

છોટુભાઈને એમ લાગ્યું કે આ કોઈ ધોળાં કપડાંમાં રહેતા મહાત્મા છે, તેથી તેનો સત્સંગ વધારે થાય તો સારું. આમ વિચાર કરી ઉકાને પૂછ્યું: 'આપને ક્યાં સુધી જવું છે?'

ઉકો—કાઠિયાવાડ તરફ.

છોટુભાઈ—કાઠિયાવાડની ટ્રેન માટે તમારે રાત્રે ૧૧ વાગે વિરમગામ સ્ટેશને આ ટ્રેન બદલવી પડશે અને ત્યાંથી રાતની મુસા-

ફરીમાં ઉજાગરો થશે. તે કરતાં જો તમે એક દિવસ અમદાવાદમાં મારે ઘેર રોકાઈને પરમ દિવસે સવારે મેલમાં જવાનું રાખો, તો અમને તમારા સત્સંગનો લાભ મળે.

ઉકો—અમદાવાદમાં કોઈ ભજનાનંદી સંતપુરુષ તમારા જાણવામાં છે? મારે ઊંચી કોટિનાં ભજનો સાંભળવાની ઇચ્છા છે.

છોટુભાઈ—તેવા ભજન ગાવાવાળા એક સંતપુરુષ અમદાવાદથી ૯ માઇલ દૂર સરખેજ ગામમાં રહે છે. તેમનો ભજન ગાવાનો વખત રાતનો ૧૧ થી ૫ નો ઑફિસ ટાઇમ છે. તે બધાને ૐ પ્રભુજી કહીને બોલાવે છે. આપણે તેમને સવારે ખબર આપીશું.

ઉકો—તમારે ઘેર હું ખુશીથી આવીશ અને કાલે રાત્રે આપણે તે સંતનાં ભજન સાંભળવા જઇશું.

છોટુભાઈ—મને લાગે છે કે તમારી ફોઇએ તમારું નામ પાડવામાં ભૂલ કરી છે. તમારું નામ અખા ભગત જોઈએ. હું તમને અખા ભગત કહીને બોલાવીશ. અમારા શહેરમાં એક એવા ભગત થઈ ગયા છે. વળી તે શબ્દનો ખરો અર્થ ' અક્ષર ' છે, અને તે પરમાત્માનું નામ છે.

ઉકો—તમને ઠીક પડે તેમ કહેજો. જ્યારથી શરીર ગ્રહણ કર્યું ત્યારથી વ્યવહાર માટે કાંઇક નામ રાખવું પડે છે.

છોટુભાઇ—તમારી પાસે સામાનમાં શું છે?

અખો—લોટો, લાકડી અને અખો. મુસાફરીમાં એ ત્રણેને ગણીને સંભાળી લઉં છું.

આ જવાબ સાંભળી ઉતારુઓને હસવું આવ્યું.

રાતના ૯ વાગે અમદાવાદ સ્ટેશન આવ્યું. છોટુભાઈ અને અખા ભગત બન્ને ત્યાં ઊતર્યા. તે વખતે એક ઉતારુએ અખાને કહ્યું: ' અમને કોઇ દિવસ સંભારતા રહેજો, માયા છોડી દેતા નહિ.'

અખો—ભગવાનને યાદ કરવાનું છોડીએ, ત્યારે તમે યાદ આવો અને તે કામ મારાથી બની શકે તેવું નથી.

આટલો જવાબ આપી તે સ્ટેશનબહાર નીકળ્યા.

છોટુભાઈએ ગાડી ભાડે કરી અને બન્ને ઘેર ગયા.

છોટુભાઇની પત્નીનું નામ નવલબહેન હતું. તેની ઉંમર લગભગ ૧૭ વર્ષની હતી અને તેને એક નાનું બાળક હતું. રાત્રે એક ઓરડામાં અખા ભગત અને છોટુભાઇ સુતા અને બીજા ઓરડામાં નવલ બહેન અને તેનો નાનો પુત્ર સૂતાં. રાત્રે નાનો બાળક કોઈ કારણથી રડવા લાગ્યો એટલે બધાંની નિદ્રા ઊડી ગઈ. છોટુભાઇએ અખાને કહ્યું: 'જોયો અમારો સંસાર? રાત્રે પણ અમને શાંતિ મળતી નથી.'

અખો—નિશાળના માસ્તર શિખવાડે છે કે એક અને એક બે. પણ પરણ્યા પછી એક ને એક બે રહેતાં નથી, પણ ત્રણ, ચાર કે વધારે થઇ જાય છે અને નિશાળનો હિસાબ ખોટો પડે છે! મોટી ઉંમરના હક ભોગવતાં ન આવડે તો જવાબદારી વધી પડે છે. હજુ એક બાળક છે ત્યાં સુધી બહુ હરકત જેવું નથી, પણ વધારે થશે તો ઉત્તમ જીવન પ્રાપ્ત કરવું બહુ મુશ્કેલ પડશે અને ખર્ચ પણ વધશે. શરૂઆતના જીવનમાં થોડા ખર્ચમાં સારી રીતે રહી શકાય છે, પણ પ્રજા વધ્યાં પછી કમાણી વધે તોયે પૂરી થતી નથી. પરણેલા માણસો જાણે છે કે અમે પ્રેમને શોધી કાઢેલ છે, પણ પ્રેમ સમજે છે કે મેં માણસની નબળાઇ શોધી કાઢેલ છે. સંસારના પ્રેમમાં ખુમારી ચડે તે પહેલાં ખુવારી શરૂ થાય છે.

છોટુભાઇ—ત્યારે ખરો પ્રેમ કેવી રીતે શોધી શકાય?

અખો—ખરા પ્રેમની શોધ એ ખરી રીતે આત્માની શોધ છે. જે પ્રેમ વિકાર પામતો નથી એ ખરો પ્રેમ છે. ખરા પ્રેમમાં ભેદ પડતો નથી. જ્યાં પડદો છે, ત્યાં પ્રેમ નથી.

બીજે દિવસે અખાએ સ્નાનસંધ્યા કરી પોતાનું નિત્યકર્મ

પૂરું કર્યું અને નવ વાગ્યા એટલે છોટુભાઈ તેમને માટે ચા લાવ્યા.

અખો—હું ચા પીતો નથી. કોઇ વખતે દૂધ અથવા સોયાબીનની* કાપી પીઉં છું. છોટુભાઇએ તેને માટે દૂધ મંગાવ્યું અને અખાએ તેનો સ્વીકાર કર્યો.

થોડી વાર પછી છોટુભાઇ બજારમાં શાક લેવા માટે જવા તૈયાર થયા અને મહેમાનને પાનસોપારી આપવા માટે તેમની સ્ત્રીને કહેતા ગયા. આ આજ્ઞા પ્રમાણે નવલબહેન અખા ભગતને પાનસોપારી દેવા આવ્યાં. તે વખતે ત્યાં બીજું કોઇ નહોતું. નવલબહેનની દૃષ્ટિ અખા ઉપર પડી અને અખાની દૃષ્ટિ પણ કોઈ પ્રારબ્ધયોગે નવલ-બહેન ઉપર પડી અને તેના ઉપર ટકી રહી. એટલામાં નવલબહેને અખાને પૂછ્યું: 'કેમ કાંઈ ઓળખાણ પડે છે?'

અખો—મને સમજાતું નથી કે મારા દિલમાં આ વખતે શું બને છે!

નવલબહેન—મને આ વખતે જાતિ-સ્મરણવાળું જ્ઞાન થયું છે અને મારો ગયો જન્મ યાદ આવે છે.× હું ગયા જન્મમાં તમારી સ્ત્રી અમૃત હતી. તમે મને એક વખત પૂછ્યું હતું કે, 'માણસ મરીને ક્યાં જાય છે?' અને મેં જવાબ આપ્યો હતો કે, 'લુહારની દુકાને જાય છે.' તે વાત તમને યાદ હશે. મેં ગયા જન્મમાં તમારી સલાહ પ્રમાણે ભક્તિમાં મન રાખ્યું નહિ અને સંસારમાં પ્રીતિ રાખી, તેથી મને ફરીથી સ્ત્રીનો જન્મ આવેલ છે અને પરણીને હું આ ઘેર આવેલ છું. મેં મરણ અને ગર્ભવાસનાં દુઃખ જોયાં છે. તે વખતે એટલું કષ્ટ થાય છે કે કહી શકાતું નથી. હવે તો એમ

* આ અનાજ સસ્તું અને શક્તિવાળું છે, અને ચાને બદલે ચાલી શકે છે. થોડા વખત થયાં આ દેશમાં તેનો પ્રચાર શરૂ થયો છે.

× આ યુગમાં આવા બનાવ બહુ થોડા બને છે; તોપણ આ બનાવ થોડા વખત પહેલાં ગુજરાતમાં બનેલ છે.

થાય છે કે જન્મમરણના ચક્કરમાંથી કેવી રીતે છૂટી શકાય? હું તો બાળકનાં મળમૂત્ર ધોવામાંથી નવરી થતી નથી. દિવસે બાળક હેરાન કરે છે અને રાતે પતિ હેરાન કરે છે, અને ઘણી વાર એમ પણ લાગે છે કે આ બધું શા માટે જોઇએ? તમે જગતના પ્રભુ સાથે ખેલો છો અને અમે જગતના સ્વાર્થી કીડા બની ગયાં છીએ. તમારા જેવા ભક્ત પાસે અમારું દુઃખ રોવામાં પણ મધુરતા લાગે છે. તમે તો ભક્તિને માર્ગે ચડીને એક જ જન્મમાં તમારા જીવનનું કલ્યાણ કરી શક્યા છો. હવે તો મારે તમારો આશીર્વાદ માગવા જેટલો જ હક્ક રહેલો છે.

અખો—મને પણ તમારી વાત સાચી લાગે છે. મેં તમને કહ્યું હતું કે માણસના સંસ્કાર પ્રમાણે નવો જન્મ આવે છે, તેથી માણસો ખરી રીતે મરતા નથી પણ પાછા થાય છે. માણસનું જીવન ઘોડિયામાં શરૂ થતું નથી અને શ્મશાને પૂરું થતું નથી; પણ અજ્ઞાનથી શરૂ થાય છે અને જ્ઞાનથી સમ–આપ્ત થાય છે. જેઓ સંસારમાં રચ્યાપચ્યા રહે છે, તેમનું સંસારીપણું દેહના નાશની સાથે નાશ પામતું નથી. મારે તો બધા પ્રકારનાં કર્મનાં બંધનમાંથી છૂટવું હતું, તેથી મને આ જન્મમાં જ સારા ગુરુ મળ્યા છે; બીજો પણ સારો સત્સંગ મળ્યો છે અને કેટલોક સારો અનુભવ પણ થયો છે.

નવલબહેન—મારે તો તેથી ઊલટું બન્યું છે, અને એક પતિ જીવતાં છતાં બીજો પતિ કરવાનો વખત આવ્યો છે.

અખો—જ્યારે ગોપીઓ રાસલીલા વખતે શ્રીકૃષ્ણ પાસે ગઈ ત્યારે શ્રીકૃષ્ણે તેમને કહ્યું હતું કે, ‘અહીંથી પાછી જાઓ અને પતિસેવા કરો.’ ત્યારે તેઓએ શ્રીકૃષ્ણને કહ્યું કે, ‘સંસારના પતિ અમે જીવીએ ત્યાં સુધી જીવતા નથી અને અમે પહેલાં મરી જઇએ તો અમારે બીજા જન્મમાં બીજો પતિ કરવો પડે છે; માટે અમને દરેક જન્મમાં એક જ પતિ મળે તેવો અનુગ્રહ કરો. તેથી શ્રીકૃષ્ણે તેમની ભક્તિ જોઇને તેમને જન્મમરણના ચક્કરમાંથી છોડાવી હતી.

તમારે પણ આ જન્મમાં તેવું ફળ જોઇએ તો તમે અને છોટુભાઈ બન્ને ભક્તિને માર્ગે ચડો. જેઓ ભક્તિમાં વધી શકતા નથી તેઓ પાછા પડે છે. વળી ભગવાન પ્રત્યે આપણો અનુરાગ દિવસેદિવસે વધે છે કે નહિ તે જોતાં રહેવું જોઇએ. મળેલ સંજોગોમાં ભક્તિ દૃઢ રાખવાથી સંજોગો સુધરી જશે.

સાધારણ માણસના જીવનથી વિલક્ષણ જીવન કરવું જ પડશે એ નિશ્ચય રાખવો. ભક્તોને ભક્તિ લાગ્યા પછી પોતાનું પાછલું વ્યાવહારિક જીવન યાદ રાખવાની જરૂર નથી. નાની ઉંમરના વિચારો મોટી ઉંમરે રહેતા નથી. જેને ઉન્માદ થયો હોય તેને ઉન્માદ ઊતરી ગયા પછી ઉન્માદ અવસ્થાનું જગત યાદ રાખવાની જરૂર નથી. સંસારના પ્રેમમાં ભાન રહેતું નથી અને ભટકવાનું રહે છે; પ્રભુના પ્રેમમાં ભાન રહે છે અને ભટકવાનું રહેતું નથી. જેમ ગયા જન્મ-ની વાતો સ્વપ્ના જેવી થઈ ગઈ છે, તેમ આ જન્મની વાતો પણ સ્વપ્ના જેવી માનવી. પતિપત્નીનો સંબંધ થોડો વખત રહે છે, તોયે માણસો તે સંબંધ સાચો માની નિશ્ચય બાંધી લે છે. પણ જે ભગવાન હંમેશાં સૌની પાસે છે, તેનો સંબંધ સાચો માની તેઓ નિશ્ચય બાંધી શકતા નથી.

નવલબહેન—ભગવાન ક્યાં છે?

અખો—આપણે ધારીએ છીએ તે કરતાં વધારે નજીક છે.

નવલબહેન—ભગવાન બહુ નજીક હોય તો દેખાતા કેમ નથી?

અખો—આપણી આંખમાં કણું પડ્યું હોય, તો તે આંખની બહુ નજીક છે છતાં દેખાતું નથી; તેમ જે વસ્તુ બહુ નજીક હોય તે દેખી શકાય નહિ. તોપણ ભગવાન સર્વશક્તિમાન હોવાથી, તમારામાં સાચી ભક્તિ ઉત્પન્ન થશે, તો તમારે જે રૂપે જોવાની ઇચ્છા હશે તે રૂપ ધારણ કરીને તે દર્શન આપે તેવા છે. પહેલાં ભગવાનને એમ ન કહેવું કે 'મને દર્શન આપો,' પણ એમ કહેવું કે, 'મારું હૃદય

પવિત્ર કરો.' હૃદય પવિત્ર થશે એટલે ભગવાનને દર્શન માટે કહેવું નહિ પડે. આપણે શું જોઇએ છે તેની તેને ખબર છે. ભગવાનને રોજ રાત્રે એમ કહેવું કે, 'મારું મન લઈ લો, અને જ્યારે સવારે મને તે તમે પાછું આપો; ત્યારે મને એમ લાગવું જોઈએ કે તમારું મન છે.' વળી કહેવું કે, 'મારા કાન, આંખ, હાથ પગ વગેરે લઈ લો; અને તે મને પાછાં આપો, ત્યારે તે તમારાં છે એમ મને લાગે, તે મારાં છે એમ મને લાગે નહિ.' આવા ભાવથી હૃદયની શુદ્ધિ સારી થાય છે.

નવલબહેન—તમને કુટુંબના સુખની ઇચ્છા થતી નથી?

અખો—સ્ત્રીઓને કુટુંબના સુખની વાતો બહુ યાદ આવે છે, પણ મેં આખા જગતને મારું કુટુંબ માનેલ છે.

નવલબહેન—પણ જગત તમને પોતાના કુટુંબીજન માને છે કે નહિ?

અખો—ઘણા અજાણ્યા કુટુંબનાં દીકરા અને દીકરીઓ મને બાપુજી કહીને બોલાવે છે. જેટલા પ્રમાણમાં મારી ભાવના વિશાળ થઈ છે, તેટલા પ્રમાણમાં જગત મારું કુટુંબ થયું છે. સાધુઓને વારસામાં આખું જગત મળે છે અને નવી આંખે નવી સિજ્જત દેખાય છે.

નવલબહેન—તમને કોઈ દિવસ કોઈ પ્રકારની ચિંતા થાય છે?

અખો—હવે ચિંતા જરા સ્પર્શ કરી દૂર થઇ જાય છે. તેથી હું ભગવાનને ઘણી વાર એમ કહું છું કે 'થોડી વાર ચિંતા આપી પાછી તરત લઈ લો છો. એવી રમત શા માટે રમો છો?

નવલબહેન—તમે એમને કાંઇક ઉપદેશ આપતા જજો.

અખો—હું તે મારી ફરજ સમજું છું. દરેક જન્મમાં કોઇ ને કોઈ પહેલાંની ભૂલો સુધરે છે, પણ જો સાવધાન ન રહીએ તો બીજી નવી ભૂલો થાય છે. ભક્તિનો મૂળ પાયો બ્રહ્મચર્ય ઉપર છે. જેમને પોતાને જન્મમરણમાંથી છૂટવું હોય, તેમણે બીજાને જન્મ આપવો

જોઇએ નહિ. હું તે બાબતમાં છોટુભાઇને કેટલીક સૂચના આપીશ. તમારે હંમેશાં રાત્રે સૂતી વખતે ભગવાનની પ્રાર્થના કરવી. સાચા દિલથી કરેલી પ્રાર્થના નિષ્ફળ જતી નથી. તે તમને અને તમારા પતિને નવી શક્તિ આપશે અને તમારા વ્રતની રક્ષા કરશે. વળી, આ મોટા શહેરમાં તપાસ કરશો તો કોઈ કોઈ વખતે સારો સત્સંગ પણ મળી રહેશે. તમે તમારા પુત્રની જશોદા બનજો, તેનામાં શ્રીકૃષ્ણની ભાવના રાખજો. એટલે કદાચ શ્રીકૃષ્ણની માફક તે જ તમને મોટી ઉંમરે જ્ઞાન આપશે. સંસારમાં રહીને ભક્તિ કરવી એ ઉઘાડા મેદાનમાં લડવા જેવું છે; અને જંગલમાં જઇને ભક્તિ કરવી, અથવા સંન્યાસ લઇને ભક્તિ કરવી એ કિલ્લામાં રહીને લડવા જેવું છે. માટે હિંમત રાખજો અને તમારા પતિને હિંમત આપજો. જો કોઇ સ્ત્રી તેના પતિને ભક્તિમાં અનુકૂળતા કરી આપે, તો બન્નેનું જીવન સારું ચાલે છે અને સંસારમાં સ્વર્ગ દેખાય છે. એટલી સગવડ કેટલાક સંન્યાસીઓને પણ મળતી નથી. ગૃહસ્થાશ્રમી જો ગૃહમાં આસક્ત ન થાય તો ઘણી ભક્તિ કરી શકે છે. જેઓ ભગવાનનો આશ્રય લે છે, તેમને તે આશ્રય મળે છે. તેઓ જ સનાથ છે, બાકીના અનાથ છે. દરેક કામ કરતી વખતે એમ યાદ રાખવું કે તે ઇશ્વર દેખે છે. જે જે બોલીએ તે ઇશ્વર સાંભળે છે. સંસારમાં સ્ત્રી પોતાના પતિને એવી રીતે યાદ કરે છે કે ફરીથી વારંવાર યાદ કરવાની જરૂર પડતી નથી. તેમ ઇશ્વરને એવી રીતે યાદ કરો કે તેને વારંવાર યાદ કર્યા વગર તે યાદ રહે.

આટલી વાતચીત થયા પછી નવલબહેન ઘરના કામમાં લાગી ગયાં. થોડી વારમાં છોટુભાઈ શાક લઇને આવ્યા. તેમણે અખા ભગતને જમાડ્યા અને પછી થોડી વાર આરામ લીધા પછી બન્ને વચ્ચે જ્ઞાનની કેટલીક વાતચીત શરૂ થઈ. અખાએ છોટુભાઈને કહ્યું: 'જ્ઞાનની વાતોથી વૈરાગ્ય બરાબર સમજવામાં આવશે નહિ, માટે હમણાં ભક્તિની વાતો સમજવાનો પ્રયત્ન કરો.

છોટુભાઇ—જીવ ભગવાનને કેવી રીતે ભૂલી જાય છે?

અખો—કોઇ નાનો બાળક રાતના નવ વાગે સૂઇ ગયો હોય, તેને અગિયાર વાગે ઉઠાડી તેની મા દૂધ પાય છે. દૂધ પીને બાળક ફરી ઊંઘી જાય છે. સવારે જાગીને તેની માને કહે છે કે, 'તેં મને રાત્રે દૂધ પાયું નહિ તેથી ભૂખ લાગી છે.' તેની મા કહે છે કે, 'મેં રાત્રે તને દૂધ પાયું હતું.' બાળક કહે છે કે, 'તે વાત મને યાદ નથી.' જીવનો સ્વભાવ આવો છે. મોટી ઉંમરે પણ કેટલીક વાર આવો સ્વભાવ રહે છે. હવે માનો સ્વભાવ કેવો છે તે જુઓ. કોઈ મા પોતાના નાના બાળકની સાથે એક પથારીમાં નિદ્રા લેતી હોય, તેના ઘરની પાસેથી કોઈનો વરઘોડો નીકળે, ઢોલત્રાંસાં વગેરે જોરથી વાગતાં હોય, પણ તે પોતાની નિદ્રામાંથી જાગી જતી નથી; છતાં તેનું બાળક જરા પણ અવાજ કરે તો તે તરત જાગી જાય છે. તેવી જ રીતે જો કે ભગવાને જીવને આનંદમાં રાખેલો છે, પણ જીવ અવિદ્યાથી તેને ભૂલી જાય છે; છતાં ભગવાન તેને ભૂલી જતા નથી અને જીવ જરા તેને યાદ કરે કે તરત તેની મદદે આવે છે.

છોટુભાઇ—આ સંસારની ગરબડ સમજવામાં આવતી નથી. ભગવાને જગત શા માટે ઉત્પન્ન કર્યું હશે, અને આટલી ખટપટ કરવાનું કારણ શું? ઘરની બૈરી કે છોકરાનું માથું દુખવા આવે કે તરત મારું માથું દુખવા આવે છે.

અખો—પહેલાં તમે કેટલી ખટપટ કરી છે તેની તપાસ કરો અને તે દૂર કરો, એટલે ભગવાન કેવા છે તેની ખબર પડશે. તમે તમારા સસરાને ઘેર ગયા ન હોત તો તમારું માથું દુખવાનું કારણ મળત નહિ; પણ નાની ઉંમરમાં આ બાબત સમજવામાં આવતી નથી અને એવી ખોટી ભૂલ થાય છે કે બૈરાંછોકરાંના કર્મની જવાબદારી પણ આપણા ઉપર આવી પડે છે.

કોઈ માબાપે ઘણા વર્ષ સુધી મહેનત લઈ મોટી કરેલ કન્યા

તમને તેટલી મહેનત કર્યા વગર મળે છે. તે તમને પરમેશ્વર માનીને અને તમારા ઘરને મંદિર માનીને તમારી પાસે આવે છે. તેના બદલામાં તેની અને તેનાં બાળકોની સંભાળ રાખવાની જવાબદારી તમારે માથે તમે લો છો. વળી તમે જગતને જોતી વખતે એકદમ તમારી માન્યતા જગત ઉપર નાખી દો છો અને તમારી ઇચ્છા પૂરી કરવા દોડો છો. આથી તમે પરમેશ્વર મટી જાઓ છો અને જગત જેવું છે તેવું તમને સમજાતું નથી.

છોટુભાઈ—એ ભૂલ કેવી રીતે સુધરે ?

અખો—સત્સંગથી સુધરે. સત્સંગ કરશો એટલે ગૃહસ્થાશ્રમ બરાબર કેમ ચલાવવો તેની ખબર પડશે.

છોટુભાઇ—સત્સંગમાં તો ઘણા માણસો જાય છે અને ઘણા શાસ્ત્રો સાંભળે છે, છતાં તેમનો ગૃહસ્થાશ્રમ તો એવો ને એવો જ રહે છે.

અખો—તેઓ શ્રવણ કરે છે પણ મનન અને નિદિધ્યાસન કરતાં નથી, તેથી તેઓના મનના સંકલ્પો ફરતા નથી. મન વશ કરવા માટે મારા ગુરુજીએ મને એક વખત એક દૃષ્ટાંત આપ્યું હતું:—

એક માણુસ પાસે એક પાળેલી બકરી હતી. તેણે કેટલાક માણસોને કહ્યું કે, 'જે કોઇ મારી બકરીને ચરાવીને, એટલે બરાબર ધરાવીને લાવે, તેને હું દશ રૂપિયા ઇનામ આપીશ.' એક માણસે તે કામ માથે લીધું. તે બકરીને તે ગામબહાર લઈ ગયો. ત્યાં આખો દિવસ તેને ખૂબ ખવરાવ્યું અને સાંજે તેના માલિકને પાછી આપવા આવ્યો. તે માલિકે પરીક્ષા કરવા માટે તે બકરી પાસે ઝાડનાં લીલાં પાન મૂક્યાં, એટલે તે બકરી તરત ખાવા લાગી ગઈ. આથી તેણે તે ચરાવનાર માણસને કહ્યું કે, 'તું મારી બકરીને બરાબર ધરાવી લાવ્યો નથી.' બીજે દિવસે બીજા એક માણસે તે કામ કરવાનું માથે લીધું. તે તે બકરીને જંગલમાં લઇ ગયો. જંગલમાં જેવી બકરી ખાવા લાગી કે તરત તેણે તેને એક દંડો માર્યો. બીજી વાર ખાવા ગઈ કે તરત બીજો દંડો માર્યો. એવી રીતે જ્યારે જ્યારે બકરી ખાવા લાગી, ત્યારે ત્યારે તેણે બકરીને દંડો દેખાડી આખા દિવસમાં કાંઈ ખાવાનું આપ્યું નહિ. સાંજે તે બકરીને ઘેર લાવ્યો અને તેના માલિકને

કહ્યું કે, 'હું આજે તમારી બકરીને ખૂબ ધરાવીને લાવ્યો છું.' તેની પરીક્ષા કરવા માટે તેના માલિકે તે બકરી પાસે લીલાં પાન મૂક્યાં એટલે પેલા માણસે તરત હાથમાં દંડો લીધો. તે દંડો જોઈ બકરીને એટલી બધી બીક લાગી કે તે તે પાન ખાઈ શકી નહિ.

માટે સિદ્ધાંતમાં, ખરા જિજ્ઞાસુએ યમ, નિયમ, બ્રહ્મચર્ય અને તપ વગેરેરૂપી દંડ નિત્ય પાસે જ રાખવો જોઈએ, અને સત્સંગ પૂરો થયા પછી જ્યારે મન વિષયો તરફ દોડે ત્યારે તેને તે દંડ બતાવવો જોઈએ. એટલે ધીરે ધીરે બકરીની માફક તેને એવી ટેવ પડી જશે કે વિષયોની હાજરીમાં પણ તે વિષયો તરફ લક્ષ રાખશે નહિ. જે સુખને પરિણામે દુઃખ આવે, તેવા સુખમાં ચિત્તને જવા દેવું નહિ. સૂતરના દડાનો દોરો ઉપયોગમાં લેવો હોય, તો જે પ્રમાણે તેને પહેલાં વીંટચો હોય તેથી ઊલટી રીતે તેને વાળવો જોઈએ, તેમ મનને પણ ઊલટું કરવું જોઈએ અને પરમાત્મા તરફ વાળવું જોઈએ.

છોટુભાઈ—પણ સંસારમાં સંસારી માણસોને શૃંગારરસ બહુ ગમે છે. અમને તો એવું લાગે છે કે, જાણે અમે તે વખતે મોક્ષનું સુખ અનુભવીએ છીએ.

તે સમય કેવા મીઠા સુખનો હોય છે, છતાં તે કેટલી થોડી વાર ટકે છે! ભગવાને માણસને પ્રેમી બનાવીને થોડું આયુષ્ય શા માટે આપ્યું હશે? એટલા ટૂંકા આયુષ્યમાં કાંઈ રસના ઘડા પી શકાય નહિ.

અમે—જેને આપણે પ્રિયતમ માનીએ છીએ તેનાથી એકદમ જુદું થવું પડે છે. તેનો હેતુ એ છે કે, ભગવાન કહે છે કે હજુ તમને સાચો પ્રેમ મળેલ નથી માટે વધારે શોધ કરો. ભગવાને માણસમાં પ્રેમ રાખેલ છે તેથી જ તે જીવી શકે છે; પણ તે પ્રેમનું સ્વરૂપ તેને સમજાતું નથી, તેથી તે રસના ઘડા પી શકતો નથી. સૂતેલા માણસની પાસે સર્પ પડ્યો હોય ત્યારે તે જાણે કે હું નિર્ભય છું, પણ તે માન્યતા સાચી નથી. સામાન્ય જીવનમાં સુખ માનવાની વૃત્તિ સાચી

નથી, કારણ કે હર્ષનાં આંસુ પૂરાં થયા પહેલાં દુઃખનાં આંસુ શરૂ થાય છે, છોકરાં વધે છે, રડવા લાગે છે, ખર્ચ વધે છે, કમાવાની ચિંતા વધે છે, વધારે કમાણી માટે અનીતિ પણ કરવી પડે છે, દાક્તરોનાં બિલ ચડતાં જાય છે અને ધોળા વાળ જલદી આવે છે. માટે જે પ્રિય સર્વદા રહે છે, તે શોધી લેવું જોઈએ; ઝબકતી વીજળી જેવા જીવનમાં ઝટ મોતી પરોવી લેવું જોઈએ; કારણ કે હાલનું તમારું માનેલું તમારું રહેવાનું નથી. છતાં સ્ત્રી તરફ બેદરકાર રહેવું ન જોઇએ. તેને જ્ઞાન આપી સહધર્મિણી બનાવવી જોઇએ. ભવિષ્યમાં જન્મ લેનાર મહાત્મા પુરુષો સાધ્વી સ્ત્રીઓના શરીરમાં જન્મ લેવાના છે. તેથી સ્ત્રીઓનાં મન સુધારવાં જોઈએ.

છોટુભાઈ—પણ માણસો શૃંગારરસના ચિંતનમાં આવી ઊંચી વાતો ભૂલી જાય છે.

અમો—શૃંગારરસ બહારની વસ્તુમાંથી આવતો નથી, પણ માણસની તેવી વૃત્તિમાંથી ઉત્પન્ન થાય છે. મડદાને અથવા બાળકને અથવા પશુને સુંદર સ્ત્રીમાં કાંઈ આકર્ષણ થતું નથી. ભૂખ્યા માણસને ભોજનમાં સૌન્દર્ય દેખાય છે. તેથી પોતાની ઇચ્છા બહારની કળાના ભોગમાં મુખ્ય કારણ છે. ભોક્તાની ઇચ્છા સૌંદર્યને ઉત્પન્ન કરે છે, પણ મોટા સહવાસથી એવી ટેવ પડી જાય છે કે, જાણે સૌંદર્યથી ઇચ્છા ઉત્પન્ન થતી હોય. સૌંદર્યમાં વધારે જીવન જરૂર જણાય છે. ભક્તિથી તે કરતાં પણ વધારે જીવન દેખાય છે. સંસારનાં પ્રેમીઓને સંસારના પ્રેમમાં જે સુખ દેખાય છે, તે ભક્તની ઊંચી દશાના પ્રેમની કાંઈક ઓળખાણ આપે છે. જે જાતનું સૌંદર્ય જે વસ્તુમાં માણસ જુએ છે, તેમાં બીજું વધારાનું સૌંદર્ય ઘણું રહેલું હોય છે કે જે સાધારણ દૃષ્ટિથી અનુભવમાં આવતું નથી. ખોટું સૌંદર્ય આપણામાં વિકાર ઉત્પન્ન કરે છે, તે થોડો વખત ટકે છે, અને આપણને નાના બનાવે છે. ખરું સૌંદર્ય આપણા વિકાસને અંકુશમાં રાખે છે, તેની અસર કાયમ રહે છે, અને આપણને મોટા બનાવે છે. નાની ઉંમરમાં

ભૂલમાં પડેલો માણસ ખરું સૌંદર્ય અનુભવી શકતો નથી. ગયા જન્મમાં જેટલા જીવ સાથે એકતા કરેલી હોય છે, તે જાતના જીવ સાથે એકતા કરવાનું ફરી મન થાય છે; પણ પહેલાંની એકતા ખરી એકતા ન હોવાથી આ જન્મમાં પણ તે ભૂલ ચાલી આવે છે. કોઇ ઝાડનું એક પાંદડું તે ઝાડના બીજા પાંદડાને જુએ અથવા સ્પર્શ કરે, તેનાથી ખરી એકતા થતી નથી. પણ જો તે પોતાનું મૂળ જાણે અને તે મૂળને આધારે તેની એકતામાં બધાં પાન રહેલાં જોઇ શકે, તો ખરી એકતા પ્રાપ્ત થાય. માટે જગત સાથે આપણો સંબંધ કેવો છે તે સમજવું જોઇએ. તેનું મૂળ સમજાશે તો માત્ર એક જ વસ્તુમાં સૌંદર્ય નહિ લાગે પણ બધે શૃંગારરસ દેખાશે. જો બે પ્રાણ ભેગા થવાથી સુખ લાગે તો ઘણા પ્રાણ ભેગાં થવાથી કેટલું સુખ લાગે ? માટે જ્ઞાનદૃષ્ટિએ દરેક માણસમાં, બાળકમાં, પશુમાં, પક્ષીમાં, વૃક્ષમાં, સૂર્ય, ચંદ્ર, તારા અને સમુદ્ર વગેરેમાં નવું અલૌકિક સૌંદર્ય દેખાશે. આવો ભાવ ઉત્પન્ન થવા માટે ચિત્તને આત્મામાં એકાગ્ર કરવું જોઇએ. કોઇ રેલવે ટ્રેનનો ડ્રાઇવર એન્જિનમાંથી નીચે ઊતરીને એન્જિનનાં પૈડાં ચલાવતો નથી, પણ એન્જિન ઉપર એક જગ્યાએ બેઠાંબેઠાં એકબે લીવર ફેરવીને આખી ટ્રેનને ગતિમાં મૂકી શકે છે. આવી જ રીતે એક માણસના આત્મિક વિચાર અને તેની આત્મિક લાગણી આખા જગતના પ્રાણને અસર કરી શકે છે.

છોટુભાઇ—સંસારનાં પ્રેમી માણસો પોતાનાં દિલ એકબીજા પાસે એવાં ખુલ્લાં મૂકે છે કે કયું દિલ પોતાનું છે અને કયું પારકું છે એની ખબર રહેતી નથી. તે વખતે પારકાપણું રહેતું જ નથી, અને ઘડિયાળ અટકી જાય અને સવાર ન પડે તો ઠીક, એવું પ્રેમી માણસો ઘણી વાર ઇચ્છે છે.

અખો—પ્રેમ એ એવી આકર્ષણ કરનાર વસ્તુ છે, કે તે લાકડાંને જીવતાં કરે છે. પણ પ્રેમનું તત્ત્વ ન સમજાય તો જીવતાંને લાકડાં જેવાં કરે છે. પ્રેમ એ એકતા કરનાર તત્ત્વ છે. તેથી જેટલો પ્રેમ

પ્રજા ઉત્પન્ન કરવામાં જરૂરનો છે, તે કરતાં વધારે પ્રેમ ઈશ્વરે માણસમાં મૂકેલ છે. સ્ત્રી પોતાના પતિનું નામ લેતી નથી અને પુરુષ પોતાની સ્ત્રીનું નામ લેતો નથી; તેનું કારણ પણ એ છે કે બન્ને વચ્ચે એકતા છે. જેમ આપણા હાથનું નામ અને આપણા પગનું નામ જુદું હોતું નથી, તેમ પતિ–પત્ની પોતાને જુદા નામથી ઓળખાવા માગતાં નથી તેથી નામ આપતાં નથી. આટલો પ્રેમ સંસારમાં હોવા છતાં તેનાથી ઇચ્છા પૂરી થતી નથી, ઘડિયાળ ચાલતી રહે છે, આયુષ્ય પૂરું થાય છે, અને પ્રિયમુખ પ્રિય લાગે ત્યાં જ રોવાનું શરૂ થાય છે. પણ આત્માનો પ્રેમ નિત્ય હોવાથી નિત્ય રહે છે. તે દશામાં ઘડિયાળ અટકી જાય છે, અને જેમ સૂર્યમાં સવાર પડતી નથી તેમ આત્માના આનંદમાં સવાર પડતી નથી. તે દૃષ્ટિએ વિશ્વ એવું સુંદર અને ભગવદ્રૂપ લાગે છે કે જાણે તેને પી જઈએ કે ચાટી જઈએ. તે વખતે પારકાપણું રહેતું નથી અને ખરી એકતાનો અનુભવ થાય છે. જ્યારે જગત સાથે એકતા થાય છે, ત્યારે જગત જેવું કાંઈ રહેતું નથી; કારણ કે તે આપણું અંગ બની જાય છે.

આ વખતે કળામાં ભોક્તા પોતાનો આત્મા જુએ છે, અને કળા બોલે છે કે:—

"હું શું જાણું કે વહાલે મુજમાં શું દીઠું ?
વારે વારે સામું ભાળે, મુખ લાગે મીઠું !"

ભગવાન સર્વપ્રેમરૂપ છે. પણ બધા પ્રકારના પ્રેમ એ ભગવાનનાં રૂપ નથી. સ્ત્રી વગેરે મિથ્યા કલ્પિત અનિત્ય વસ્તુનો ભોગ એ અસતની ઉપાસના છે. તેનાથી જીવ ભયંકર સંસારમાં પડે છે. તેવું અનિત્ય સુખ જતું રહે તો ખોટ જતી નથી. મૃગજળ જોવાનો આનંદ નષ્ટ થાય, તો તેનો શોક જ્ઞાની પુરુષો કરતા નથી. સત્ય દૃષ્ટિએ જોતાં આપણી બહાર કાંઈ નથી. છતાં એ વાત સંસારમાં ક્ષણેક્ષણે ભૂલી જવામાં આવે છે. સમુદ્રમાં એક ટીપું હોય તેવા

આપણે નથી. પણ આપણે એવાં ટીપાં જેવા છીએ કે જેમાં આખો સમુદ્ર સમાઈ જાય છે.

હલકું સુખ હલકા લોકમાં છે. વાંદરાને વાંદરી સારી લાગે, પણ તે તેના સંસ્કારનું પરિણામ છે. જેમજેમ જીવ હલકા લોકમાં જાય છે, તેમતેમ ઇંદ્રિયોનું સુખ વધારે રહે છે. ઉત્તમ લોકમાં વિદ્યા, કળા અને ભાવનાનું સુખ હોય છે. કૂતરો પોતાનો ખોરાક વધારે રસથી ખાઇ શકે છે, અને તેને પરણવાની જરૂર પડતી નથી. તેને એક જ કૂતરીથી બંધાઇ રહેવાની ફરજ નથી. તે ગમે તેટલી કૂતરી સાથે સંબંધ રાખી શકે છે. તેથી જે માણસ માણસના જીવનમાં પણ એક સ્ત્રીથી સંતોષ પામી શકતા નથી, તેમને સગવડ આપવા માટે બીજા જન્મમાં તેમને કૂતરાનું શરીર મળે છે. પણ જેઓ સંયમથી રહે છે અને વિદ્યાનું સુખ ભોગવી શકે છે, તેમને બીજે જન્મ આવે તોયે કોઈ પવિત્ર કુટુંબમાં જન્મ આવે છે. વળી હાલની કેળવણીથી વિદ્યાર્થીઓમાં એટલી બધી સ્વચ્છંદતા આવી ગયેલ છે કે કાકાની દીકરી સાથે પણ તેનો ભાઈ પરણે છે. ઊંચી નાતની કન્યા હલકી નાતના પુરુષ સાથે પરણે છે, અને એવાં લગ્ન માટે દેશનેતાઓ ટેકો આપે છે. તેમના ટેકાથી વિદ્યાર્થીઓ વધારે છૂટ લે છે. જે લગ્ન-સંબંધથી ભવિષ્યની પ્રજા થવાની છે, તે પવિત્ર રાખવા માટે ઋષિ-મુનિઓએ ઘણા ઉપાય બતાવેલ છે. તે પ્રમાણે લગ્ન થાય તો તેમાંથી વ્યાસ અને વાલ્મિકી જેવા સત્પુરુષો ઉત્પન્ન થાય. હાલ જે સ્વચ્છંદી લગ્ન થાય છે, તેમાંથી મહાત્માઓ જન્મે એવી આશા રાખી શકાય તેવું નથી. હાલના ઘણા વિદ્યાર્થીએ ખરી રીતે વિદ્યા—અર્થી નથી, પણ કામ—અર્થી છે, અથવા અર્થ—અર્થી છે. ખરા વિદ્યાર્થીને તો સત્સંગ ગમે છે. સત્સંગ વગર આપણા જીવનની ભૂલોની ખબર પડતી નથી. કોઈ ખાબોચિયાનું પાણી હોય, તે ગંદું થઈ ગયું હોય, પણ જો તે પાણી કોઈ કારણથી કોઈ વહેતા ઝરામાં મળી જાય, તો તે પોતાની મેળે સારું થઈ જાય છે. તેમ જીવ જ્યારે ઈશ્વરની ભક્તિ

કરી તેની નજીક જવા લાગે, ત્યારે તે સુંદર અને સુખી થવા લાગે છે. જ્યારે જ્યારે કોઈ નવું સુખ, સૌંદર્ય, શક્તિ, એકતા અનુભવમાં આવે છે, ત્યારે આપણને ઈશ્વરના એક અંગનો સ્પર્શ થાય છે, પણ ઈશ્વરે માણસમાં મૂકેલ પ્રેમ જ્યાં સુધી આખા જગત સાથે એકતા નહિ કરે, ત્યાં સુધી તેને પૂરો સંતોષ થશે નહિ.

છોટુભાઈ—જો ભગવાન દર્દીના દર્દની પીડા જાણતા હોય, તો પહેલાં દર્દ આપીને પછી ઔષધ કેમ આપે છે? પહેલાંથી જ એકતાનો રસ આપવો જોઈએ, તેને બદલે મૃત્યુ અને ભેદ બતાવી ઝેર કેમ પાય છે?

અખો—તે ખરા પ્રેમ માટે ખરી કિંમત માગે છે. પતંગિયું દીવામાં પડતાં દાઝે છે, તોયે ફરી પડે છે. પ્રેમીને પાયમાલીમાં જ પ્રેમના ગુણ દેખાય છે. પ્રેમી પ્રેમમાં મરેલાંની કદર કરે છે. આથી જ ભગવાને ગીતામાં સુખના ત્રણ વિભાગ પાડેલા છેઃ—

૧. સાત્ત્વિક સુખ માટે શરૂઆતમાં બહુ મુશ્કેલી વેઠવી પડે છે, જ્ઞાન, વૈરાગ્ય, ધ્યાન, અભ્યાસ, નિયમ વગેરે પાળવાં પડે છે. તે પરિપૂર્ણ થાય ત્યારે સમાધિનું સાત્ત્વિક સુખ મળે છે. આથી શરૂઆતની ભક્તિ ઘણાને ભઠ્ઠી જેવી લાગે છે, પણ અંતે તેમાંથી અમૃત નીકળે છે.
૨. વિષયસુખમાં મન અથવા ઇન્દ્રિયનો સંયમ કરવો પડતો નથી, તેથી તે સુખ માટે મહેનત કરવી પડતી નથી. શરૂઆતમાં તે સારું લાગે છે, પણ પરિણામે તે ઝેર જેવું નીવડે છે. તેનાથી દેહનું અભિમાન વધે છે અને તે સુખ વધારે મેળવવા માટે મરણ પછી હલકાં શરીર લેવાં પડે છે. તે રાજસિક સુખ છે.
૩. જે સુખ શરૂઆતમાં અને પરિણામે મોહ, અવિવેક, નિદ્રા અને આળસ ઉત્પન્ન કરે, તેને તામસસુખ કહે છે.

આ બાબતમાં ઘણા માણસો વિવેકબુદ્ધિ રાખી શકતા નથી અને પાછળથી પસ્તાય છે. ડાહ્યા માણસો બીજા માણસોને પસ્તાવામાં પડેલા જોઈ પોતે તે ખાડામાં પડતા નથી.

છોટુભાઈ—તમને કોઈ વખતે ચમત્કાર જોવામાં આવેલ છે ?

અખો—જેનામાં સાચી ભક્તિ હોય છે અને જો તે સાવધાન રહે, તો તેના જીવનમાં હંમેશાં કાંઈ ને કાંઈ ચમત્કાર જોવામાં આવે છે. પહેલો મોટો ચમત્કાર તો એ છે કે, ભક્તિને માટે જોઈએ તેટલી સગવડ મળતી જાય છે. ઘણા સામાન્ય માણસોના સંબંધમાં આવવા છતાં તેમના સંસારની અસર થતી નથી, કાંઈક અંશે પૂર્વજન્મમાં કેટલી ભક્તિ કરી હતી તે યાદ આવે છે. ડાકોરજીમાં શ્રીરણછોડરાયજીની મૂર્તિમાં મૂછો જોવામાં આવી હતી, અને આજે અમદાવાદમાં જે ચમત્કાર નજરે પડ્યો, તે હું કહી શકું તેમ નથી અને તમારે પણ મને તે બાબત કાંઈ પૂછવું નહિ. મારા જીવનના બધા ચમત્કારોનું વર્ણન કરું, તો એક દિવસ પૂરો થાય નહિ.

આટલી વાતચીત થયા પછી બપોરના ચાર વાગ્યા એટલે તે બન્ને અમદાવાદમાં ફરવા નીકળ્યા. થોડે ચાલતાં છોટુભાઈના એક વકીલ મિત્ર તેમને મળ્યા. તેની સાથે છોટુભાઈએ પોતાના કેસ સબંધી કેટલીક વાતચીત કરી અને પછી અખા ભગતની ઓળખાણ કરાવી. વકીલે અખા ભગતને પૂછ્યું: ‘ભગવાને સંસારમાં આટલા બધા કજિયાકંકાસ અને અનીતિ શા માટે રાખ્યાં હશે ?’

અખો—તમારી નજરે એવા પ્રસંગ કોર્ટમાં બહુ જોવામાં આવે છે તેથી તમને એવી માન્યતા બંધાઈ ગયેલ છે. પણ જો તમે સત્સંગની વાતો સાંભળો, તો તમને જણાશે કે ભગવાને જગતમાં સુખી, નીતિવાન, ભક્તો અને દૈવી પ્રકૃતિવાળા પુરુષો પણ રાખેલા છે.

વકીલ—ભગવાને એવું જગત રચ્યું હોત કે જે જૂઠું બોલે તેની જીભ તે જ વખતે કપાઈ જાય, જે વ્યભિચાર કરે તેનું લિંગ

તે જ વખતે કપાઇ જાય, તો કોર્ટની જરૂર ન પડે અને સત્સંગની પણ જરૂર ન પડે.

અખો—જે માણસ ખોટું આચરણ કરે છે, તેનો સ્વભાવ તો તે જ વખતે બગડે છે અને તે બગડેલા સ્વભાવમાં ઘણી બીક દાખલ થાય છે કે જે પાછળથી ઘણું દુઃખ ઉત્પન્ન કરે છે. તેથી શિક્ષા તે જ વખતે થાય છે, પણ બીજા માણુસો તે જોઈ શકતા નથી. એક વાર પણ જો ખોટું આચરણ ભૂલથી થઇ ગયું હોય, તો તે આખી જિંદગી સુધી ખટકે છે. બગડેલા સ્વભાવવાળાનું આખું જીવન બગડી જાય છે. સત્સંગમાં જેનું મન કાયમ રહે, તેને અનીતિ કરવાનું સૂઝતું નથી.

વકીલ—મારે હવે ત્રણ વરસ પછી નિવૃત્ત થઇને સત્સંગ કરવાની ઇચ્છા છે.

અખો—કાલનો શો ભરોસો? કાલે દેહ ન રહે તો તે કાંસ બની શકે નહિ. માટે જ્યારથી સાચી સમજણ આવી ત્યારથી જીવન સુધારવાનું શરૂ કરવું. નાની નાની બાબતોમાં પણ સત્સંગનો ઉપયોગ કરવાનો છે. આપણું જીવન અને ભગવાન એ બે જુદી વસ્તુ નથી. જીવન બરાબર ગાળતાં આવડે એ જ ભગવત્–પ્રાપ્તિ છે.

વકીલ—અમારે તો અમારા જીવનવ્યવહારમાં અને વકીલાતને અંગે ઘણી વાર ખોટું બોલવું પડે છે.

અખો—તેનું કારણ એ છે કે તમે સત્ય કરતાં પૈસાની કિંમત વધારે આંકેલ છે. પૈસો માત્ર આ એક જન્મનું થોડી વારનું સુખ આપે છે, પણ સાચું બોલવાથી જે અંતઃકરણ સુધરે છે તે આ જન્મમાં અને બીજા જન્મમાં પણ શાંતિ આપે છે. મહાત્મા ગાંધીજી પણ બેરિસ્ટર છે. તેમણે વકીલાત શરૂ કરી પણ જે કેસમાં ખોટું બોલવું પડે તે હાથમાં લેતા નહિ. તેથી જો કે તે સામાન્ય ઢબની વકીલાત કરી શકયા નહિ તોપણ ૪૦ કરોડ માણસો તેમના અસીલ થયા. જીવન સાચું અને સરળ બને એટલે ભગવાન બહુ નજીક લાગે છે.

આટલી વાતચીત પછી બન્ને તે વકીલથી છૂટા પડી આગળ ચાલ્યા. અખાએ સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયમાંથી જ્ઞાનેશ્વરી ગીતા ખરીદ કરી. ત્યાંથી ગાડી ભાડે કરી તેઓ સત્યાગ્રહઆશ્રમ જોવા ગયા. ત્યાં તેઓએ આશ્રમના મુખ્ય માણસો સાથે કર્મયોગ સંબંધી વાતચીત કરી. વળતાં છોટુભાઈએ અખાને પૂછ્યું કે, 'કેટલીક ધાર્મિક ક્રિયાઓ માટે કેટલાક ધર્મવાળા નકામા ઝઘડા ઉત્પન્ન કરે છે, તે દૂર કરવાનો શો ઉપાય છે? અને મંદિરપ્રવેશ સબંધી તમારો શો મત છે? અહીંના કેટલાક માણસો એમ માને છે કે, હરિજનોને મંદિરમાં દાખલ કરવાથી સનાતન ધર્મનો લોપ થઈ જાય તેમ છે.'

અખો—સનાતન ધર્મવાળાને કહેવું જોઈએ કે સનાતન ધર્મ એ સનાતન છે. તેનો લોપ કોઈ કાળે કોઈ રીતે થઈ શકે જ નહિ; અને હરિજનોને કહેવું જોઈએ કે ભગવાન માત્ર મંદિરોમાં બંધાઈ રહેલા નથી. મંદિરમાં જવાવાળા જેટલી વાર ભગવાનને યાદ કરે છે. તે કરતાં વધારે વખત તેને યાદ કરવાની જરૂર છે. ભગવાન સર્વવ્યાપક હોવાથી આપણી બધી ક્રિયામાં ભગવાનનો અનુભવ લેવો જોઇએ. સાધારણ લોકો સનાતન ધર્મના સાધનને સનાતન ધર્મ માની બેઠા છે. એટલે અમુક કર્મને ધર્મ માને છે. પણ ધર્મ સ્વતંત્ર છે અને તે સનાતન હોવાથી બધી ક્રિયાનું અધિષ્ઠાન છે. આથી જીવનની બધી ક્રિયામાં સનાતન ધર્મનો અનુભવ થવો જોઈએ. વ્યવહારના કામનો વખત અને ભગવાનની સેવાનો વખત જુદા કરીએ તો સત્ય મળશે નહિ.

આપણી ધાર્મિક ક્રિયાઓ ચિત્તશુદ્ધિ માટે અને મનની એકાગ્રતા માટે જરૂરની છે, પણ તે કામ બીજી ધાર્મિક ક્રિયાથી બીજા ધર્મવાળા કરી શકે છે. માટે સૌએ એવો સ્વભાવ રાખવો જોઈએ કે, બીજા કોઈની ભકિતના કામમાં અગવડ કર્યા વગર પોતાની ભક્તિ કરવી જોઈએ. આપણા દેશનું જીવન સુધારવા માટે મુખ્ય બે સાધનની જરૂર છે: (૧) રાજ્યની મદદ, અને (૨) ધર્મના સંસ્કાર. પહેલી

બાબતમાં આપણે ઘણે અંશે પરાધીન થયા છીએ, પણ બીજી બાબતમાં આપણે સ્વતંત્ર છીએ. છતાં પણ ધ્યાન ન રહે, તો એ સ્વતંત્રતામાંથી સ્વચ્છંદતા ઉત્પન્ન થાય છે. પશ્ચિમના દેશોમાં એક દેશવાળો બીજા દેશવાળાના વેપારને નુકસાન કરીને પોતાનો વેપાર વધારે છે અને તેથી ત્યાં લડાઈનું બી રોપાય છે. જ્યારે આ દેશમાં એક ધર્મવાળા બીજા ધર્મવાળાની ક્રિયાને હરકત થાય એવી રીતે કેટલીક વાર પોતાની ક્રિયા કરવા લાગે છે, એટલે નકામા ઝઘડા ઉત્પન્ન થાય છે અને ભેદ વધી જાય છે. માટે જાહેર વ્યાખ્યાનોમાં જેમ બને તેમ સૌના હૃદયમાં રહેલા એક પરમાત્મા તરફ સૌનું લક્ષ દોરવું જોઈએ અને પોતાની ધાર્મિક ક્રિયાઓ બીજાને અગવડ ન થાય તેવી રીતે કરવા માટે ખાસ કાયદાની જરૂર છે. આમ થાય તો જ દેશમાં ઐક્ય રહી શકશે.

વળી કોઈની ભૂલ બતાવવાનો વખત આવે, ત્યારે તે વિવેકથી બતાવવી જોઈએ. જો આપણી વાણીમાં વિવેક ન હોય, તો સામા માણસ ઉપર અસર થતી નથી.

છોટુભાઈ—આદર્શ રાજ્ય કોને કહેવાય ?

અખો—જે રાજ્યમાં ચોર ન હોય, કોઈ અસત્ય બોલતું ન હોય, કોઈ ભૂખે મરતું ન હોય, જ્યાં કોઈ દારૂ પીતું ન હોય, વ્યભિચાર ન હોય, અવિદ્વાન ન હોય અને કેળવણી એવા પ્રકારની હોય કે સૌ પોતાની ફરજો સમજી તે પ્રમાણે વર્તતા હોય. આવાં રાજ્યો પ્રાચીન કાળમાં હતાં. હવે તો એવું જીવન ઘણાને સ્વપ્નામાં પણ દેખાતું નથી. હાલ ઘણે અંશે વેપારીઓ રાજા થઈ ગયા છે અને રાજા વેપારી થઈ ગયા છે.

સત્યયુગમાં એક જ્ઞાતિ હતી. બધા સત્યથી ચાલતા એટલે કે સત્યાગ્રહી હતા. કોઈ બીજાને અગવડ કરતા નહિ, પણ પરસ્પર પ્રેમ રાખી બીજાને મદદ કરતા. અનીતિ ન હોવાથી શરીરના રોગ થતા

નહિ અને શરીરનું આરોગ્ય સારું રહેતું. આથી બાળકોને માબાપ તરફથી કોઈ રોગ વારસામાં મળતો નહિ. લોકોમાં ભક્તિ વિશેષ હોવાથી તેમનાં ચારિત્રથી જગત પવિત્ર થતું હતું. તે વખતે સાધુઓ પણ સમાજની વચ્ચે રહી શકતા હતા; સમાજ તેમના ઉપર દબાણ કરતી નહોતી, પણ તેમના તરફ માનની દૃષ્ટિથી જોતી હતી.

આવી વાતચીત કરતા બન્ને એલિસબ્રિજ આગળ આવ્યા. ત્યાં સંન્યાસઆશ્રમના એકબે સંન્યાસીઓ સાથે જ્ઞાનયોગની વાતચીત કર્યા પછી, તેઓ ટ્રેનમાં બેસી સરખેજના સંતપુરુષ પાસે ભજન સાંભળવા ગયા. બન્નેએ સંતને નમસ્કાર કર્યા. સંતે અખાના ચહેરા ઉપર સાચી ભક્તિનાં ચિહ્ન જોયાં. તેમણે ઘરમાંથી પોતાનાં પત્નીને બોલાવ્યાં અને કહ્યું કે, 'આ કાઠિયાવાડી ભગતડાને આજે રાત્રે ખૂબ હેરાન કરવાના છે.'

સંતપત્ની—એ મહેમાનો માટે કાંઈ જમવાનું કરવાનું છે કે નહિ?

સંત—હમણાં અમે નિશાચર થઈને ઝેર પીવાના છીએ. તે કામ રાતના ૧૧ થી ૫ સુધી ચાલશે; સવારે અમે જીવતા રહીએ તો જમવા માટે પૂછવા આવજો.

છોટુભાઈએ અખાને પૂછયું: 'આ સંત માતાજીને શી વાત કહે છે ? અહીં આપણને ઝેર પાવાના છે ?'

અખો—એ ઝેરમાંથી જ અમૃત નીકળવાનું છે. તેમનાં ભજનની અસર જો આપણને બરાબર લાગશે, તો દેહના અભિમાનને ઝેર ચડશે અને વગરપ્રયત્ને જીવમાંથી શિવ થવાશે. નિશાચર તો રમૂજમાં કહેલ છે. જેઓ અવિદ્યામાં રહે છે, તે જ ખરા નિશાચર છે.

થોડી વાર પછી ભજન શરૂ થયાં. સંતની ભજનમંડળીમાંથી પહેલાં કોઈએ ભજન શરૂ કર્યું. તે પછી તે સંતે પહેલાં ભગવાનની પ્રાર્થના કરી અને એક કલાકની ધૂન કરાવી અને પછી તે પોતે ઊંચા ભાવનાં ભજનો ગાવા લાગ્યા. તેમના શબ્દો અને તેમનો ભાવ

સાંભળનારાનાં હૃદય વીંધે તેવા હતા. સવારના પાંચ વાગ્યા તોયે કોઇને વખતની ખબર રહી નહિ. આનંદમાં કાળ જણાતો નથી એ અનુભવ ઘણાને થાય છે. સવારે ફરીથી બધાએ પ્રાર્થના કરી. સૌને એટલું ઝેર ચડી ગયું હતું કે એક કલાક સુધી કોઇને કાંઈ પણ વાતચીત કરવાની ઇચ્છા થઈ નહિ, અને ધ્યાન લાગી ગયું. એક કલાક પછી અખાએ તે સંતની રજા માગી, કારણ કે તેને તે જ દિવસે અમદાવાદથી રવાના થવાનું હતું.

સંત—તમારા જેવા સત્સંગીઓ મળે છે, ત્યારે અમને ભક્તિમાં બમણું શૂરાતન આવે છે.×

અખો—એ તો અન્યોન્ય છે.

છોટુભાઇ—મળે સંતને સંત, રસની લૂંટાલૂંટ;
મૂરખને મૂરખ મળે, બડી માથાકૂટ!

હવે ટ્રેનનો વખત થવાથી અખો અને છોટુભાઈ સરખેજથી અમદાવાદ આવ્યા અને ત્યાંથી થોડા વખતમાં નીકળી સ્ટેશને પહોંચ્યા. અખાએ ટિકિટ લીધી અને કાઠિયાવાડ મેલમાં પોતાની જગ્યા સંભાળી લીધી. તેણે છોટુભાઇને કહ્યું કે, 'આપણા બે દિવસના પ્રસંગમાં તમે કાંઇક અંશે ભક્તિનો રસ ચાખ્યો છે. હવે તે યાદ રાખજો અને બીજું ક્ષણિક સુખ ભૂલી જજો. સ્ત્રી, પૈસો, પોતાનું શરીર એ પારકી વસ્તુ છે. જે પારકી વસ્તુ છે, તે તમારી માલિકીની માનશો, તો તમારા ઉપર ફોજદારી થશે અને તમારે ચોરાશીની જેલમાં જવું પડશે. પણ ભગવાન આપણા છે. તેને ભક્તિથી તમારા બનાવશો, તો તે તમારા થશે અને આખું જગત તમારું થશે. નવલબહેન પણ તમને ભક્તિમાં મદદરૂપ થાય એવી મેં તેમને સલાહ આપી છે. જ્યારે જ્યારે પરવસ્તુના સંસ્કાર સ્ફુરે, ત્યારે ત્યારે ભક્તિના વિચારથી તેને દાબી દેવા.'

× આ સંતપુરુષ સને ૧૯૩૬ ના ઑગસ્ટ મહિનામાં વિદેહમુક્ત થયા છે.

છોટુભાઇ—આપનો મારા ઉપર બહુ ઉપકાર થયો છે.

ટ્રેન ચાલી અને ઉકાના મનમાં કેટલાક વિચાર આવવા લાગ્યા. તેને પોતાના અનુભવ માટે અમદાવાદ તો કોઈ વિચિત્ર શહેર લાગ્યું. ત્યાં સવારમાં તેને નાની ઉંમરનું ખોટું અમૃત મળ્યું હતું અને રાત્રે ખોટું ઝેર પીવાનું મળ્યું હતું. તે ઝેરનો આનંદ યાદ કરતાં કરતાં તેણે મુસાફરી પૂરી કરી.

હવે તેણે થોડા મહિના સુધી મૌન રાખ્યું, અને ગુરુજીએ ધ્યાનની જે રીત બતાવી હતી તેનો અભ્યાસ ફરીથી શરૂ કર્યો. થોડા વખતમાં તેના હૃદયમાં આત્માના આનંદના સંસ્કાર તાજા થઇ ગયા અને મુસાફરીના સંસ્કાર નીકળી ગયા.

એક વખત રાત્રે તેણે ગીતા ઉઘાડી અને તેમાં નવમો અધ્યાય વાંચવો શરૂ કર્યો. તેમાં ચોથો અને પાંચમો શ્લોક વાંચતાં તે અટકી ગયો. તેમાં લખ્યું છે કેઃ—

**मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ।**
**न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ॥**

ભગવાન અર્જુનને કહે છે—મારામાં સર્વ પ્રાણીમાત્ર છે, પણ હું તેમનામાં નથી. વળી, મારામાં પ્રાણીમાત્ર નથી, એવું મારું ઐશ્વર્ય તું જો.

આ વાંચીને ઉકાને એવો વિચાર આવ્યો કે, ભગવાન ચોથા શ્લોકમાં એમ કહે છે કે, સર્વ મારામાં છે; અને પાંચમા શ્લોકમાં કહે છે કે મારામાં કોઇ નથી. તો તેનો ખરો અર્થ શો હશે ? એટલામાં તેના હૃદયમાંથી જવાબ આવ્યો કે, "અર્જુનને 'મારા સગા' એવો મોહ થઇ ગયો હતો. તે મોહ મેં ગીતાનો ઉપદેશ આપી દૂર કર્યો હતો; કારણ કે જે કાંઈ છે તે હું જ છું, બીજું કાંઇ છે જ નહિ. જેમ સ્વપ્નામાં અનેક દેખાતા છતાં જાગ્રત થતાં એક જ તત્ત્વ સમજવામાં આવે છે, તેમ જાગ્રતમાં પણ જે ભિન્નભાવ દેખાય છે,

તે અવિદ્યાકૃત છે, પણ વિદ્યાથી જોતાં એક જ તત્ત્વ અનુભવમાં આવશે. **नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ॥** એટલે અસત્‌નો ભાવ નથી અને સત્‌નો અભાવ નથી."

આ જવાબ ઉપર ધ્યાન કરતાં કરતાં ઉકાને નિદ્રા આવી ગઇ. સવારે ઊઠીને તે જુએ છે તો તેને થોડી ક્ષણ સુધી જગત દેખાયું નહિ, ઘર દેખાયું નહિ, ઉકો દેખાયો નહિ, પણ સર્વત્ર એક શાંત આનંદમય પ્રકાશનો અનુભવ થયો. તે અનુભવ બહુ થોડી વાર રહ્યો; તોપણ તે માટે તેણે ઇશ્વરનો ઉપકાર માન્યો અને પછી પોતાનું સહજ ભક્તિવાળું જીવન ગાળવા લાગ્યો.

## ૧૬ : ઉકાનો અનુભવ

એક દિવસ અમથાલાલ ઉકાની પાસે આવ્યો અને પૂછ્યું કે, 'કેમ છે તબિયત ?'

ઉકા—હવે તબિયતનું પૂછવું જ નહિ. હવે કોઈ દિવસ નીરસ જતો નથી, સદા આનંદ જ આનંદ છે. હવે વૃદ્ધ થાઉં તેવું લાગતું નથી, માંદગી આવવાનો પણ સંભવ નથી, અને મરવાનું તો માંડી વાળ્યું છે. હવે રામ રમી જવાના નથી પણ હંમેશાં રમતા રહેવાના છે. આપણે શરીરને આધારે રહેતા નથી, પણ આત્માને આધારે રહીએ છીએ; એવું જેને લાગે છે તેનું સુખ નિત્ય રહે છે અને દુઃખ શોધતાં જડતું નથી. કોઈ વાર સુખ એટલું લાગે છે કે, સહન થતું નથી.

અમથાલાલ—એ તો બહુ સારી દશા કહેવાય. મને પણ એવી દશા બહુ ગમે છે. આ બધો સત્સંગનો પ્રતાપ લાગે છે. ઘણા મહિના થયાં આપણને ગુરુજીના સત્સંગનો લાભ મળ્યો નથી. માટે હવે મારી ઇચ્છા એવી છે કે આપણે તેમને પત્ર લખી અહીં પધારે તેવી વિનંતી કરીએ.

ઉકા—બહુ આનંદની વાત છે.

આ સંકલ્પ પ્રમાણે બન્નેએ મળીને એક પત્ર ગુરુજીને લખ્યો. ગુરુજી એવા નાના ગામમાં રહેતા હતા કે ત્યાં ટપાલ તરત મળતી

નહોતી. વળી પોતે કેટલીક વાર જંગલમાં ચાલ્યા જતા હતા; તોપણ આઠદશ દિવસે ઉકાનો પત્ર તેમને પહોંચ્યો. એટલે પોતે જવાબ લખ્યો કે અષાડી પૂર્ણિમા ઉપર પોતે તેને ગામ આવશે.

તે વચન પ્રમાણે થોડા વખત પછી ગુરુજી ઉકાના ગામમાં આવ્યા. નિત્યનિયમ પ્રમાણે સત્સંગની મંડળી ભેગી થવા લાગી અને જ્ઞાનની વાતો શરૂ થઈ.

આગળ જણાવ્યું તે પ્રમાણે અમથાલાલે જ્ઞાનની વાતો ઘણી સાંભળી હતી, પણ તેનું જ્ઞાન શુષ્ક રહી ગયું હતું. તે જ્ઞાનને વર્તન-માં લાવવાની મહેનત કરતો હતો. તેના કરતાં ઉકાના જીવનમાં આત્મજ્ઞાનની અસરથી વધારે પરિવર્તન થયું હતું.

અમથાલાલે ગુરુજીને પૂછ્યું: 'આપના સત્સંગનો લાભ અમને ઘણા મહિના થયાં મળ્યો નહોતો, તેથી અમારે આપને ઘણા કાગળ લખવા પડ્યા હતા. આપ આ વખતે ઘણા મહિના પછી કેમ પધાર્યા?'

ગુરુજી—હું જે જંગલમાં પર્ણકુટીમાં રહું છું, ત્યાં આસપાસ ત્રણચાર ગાઉ સુધી પાણીની પૂરતી સગવડ નથી, તેથી વટેમાર્ગુઓને અને જનાવરોને પાણીની તંગીથી બહુ મુશ્કેલી ભોગવવી પડે છે. તે દૂર કરવા માટે અમદાવાદના એક શેઠ તે જગ્યાએ વાવ ગળાવી આપે છે. તે કામ ઉપર દેખરેખ રાખવામાં રોકાઈ ગયેલ હોવાથી આ તરફ તરત આવવાનું બની શક્યું નથી.

અમથાલાલ—આપને વ્યવહારની વાત પૂછી આપનો વખત લીધો માટે માફ કરશો. હવે આત્મજ્ઞાન કોઇ પણ રીતે સ્થિર થાય અને અનુભવ મળે તેવો માર્ગ બતાવવા કૃપા કરો.

આ પ્રસંગે ગુરુજીના મનમાં એવી પ્રેરણા થઈ કે ઉકાને કેટલું જ્ઞાન થયું છે, તેની હવે પરીક્ષા કરવી જોઇએ. એટલે ગુરુજીએ ઉકાને કહ્યું કે, 'અમથાલાલના પ્રશ્નનો તમે જવાબ આપો.'

ઉકો—ગુરુજીની આજ્ઞા હોય, તો મને જેવું સમજાય છે તેવું કહી શકીશ.

ગુરુજી—તમને સમજાય તેવો ખુલાસો કરી શકો છો.

ઉકાએ અમથાલાલ તરફ જોઇને કહ્યું કે, "મનુષ્યજીવનની ઉન્નતિ કરવામાં પહેલાં આપણું જીવન સાદું અને સરળ કરવું જોઇએ, જીવનનાં ક્ષણિક સુખોથી ફુલાઇ જવું નહિ અને ક્ષણિક દુઃખોથી ગભરાવું ન જોઇએ. સર્વ પ્રત્યે સ્નેહ રાખવો અને નિત્ય પ્રભુની પ્રાર્થના કરવાની ટેવ પાડવી. ક્રોધ સમયે ધૈર્ય રાખવું, અપકાર અને દ્વેષ જોતાં ક્ષમા રાખવી, વિચારો ઊંચા રાખવા, અને પૈસાને જ જીવનનો હેતુ માનવો નહિ. નકામી વાતોમાં પડવું નહિ. ઘણા દરદાગીના, સામાન, સરંજામ, કપડાલતાં, બાગબગીચા, ગાડી-ઘોડા વગેરે પરિગ્રહથી ચિત્ત ઘણી દિશામાં રોકાઇ રહે છે અને મનુષ્યત્વ નાશ પામે છે. એક મહાપુરુષે એવી ટેવ પાડી હતી કે ઘરમાં જે જે વસ્તુઓ વધારાની હતી તે શોધી કાઢી બીજાને તે આપી દેતા હતા.

સંસારની વાતો એ ફોતરાં ખાંડવા જેવું છે. જેમ ફોતરાંમાંથી ફોતરાં નીકળે છે, તેમ સંસારની વાતોથી સંસાર મળે છે. સંસારમાંથી છૂટવાની વાતો એ ડાંગર ખાંડવા જેવું છે. ડાંગર ખાંડતાં જેમ ફોતરાં અને ચોખા જુદા પડી જાય છે, તેમ જ્ઞાનની વાતો માણસને સંસારથી છોડાવી સાચા સુખ તરફ વાળે છે. જગત એ ભુલભુલામણી છે, પણ ભોમિયા તેમાં ભૂલતા નથી.

શહેરોમાં થોડી ફુરસદ મળે તોપણ ઊંચા વિચારો લાવવા બહુ મુશ્કેલ પડે છે. માટે શહેરોની પ્રવૃત્તિથી બને તેટલો વખત દૂર રહી, એકાંતમાં પોતાના જીવનનું નિરીક્ષણ કરવાની ટેવ પાડવી જોઇએ અને તે વખતે પોતાના જીવનમાં જે ભૂલો નજરે આવે તે દૂર કરવાનો નિશ્ચય કરવો જોઈએ. દૃષ્ટિના વિકાસમાં જ મહત્તા સમાયેલી છે.

મહાપુરુષો, પર્વત–નદી–વન વગેરેમાં પ્રભુનું સૌંદર્ય જુએ છે. જેમની દૃષ્ટિ વિકાસ પામેલ છે, તેમને કુદરત જોવાથી ઘણું નવું શીખવાનું મળે છે. સૂર્ય, ચંદ્ર અને તારાજડિત આકાશમાં કવિઓ પ્રભુતા જોઈ શકે છે. જ્યારે આત્મામાં પૂર્ણ તેજ આવે છે, ત્યારે મનુષ્યમાં સાધુતા પ્રગટે છે. પ્રકાશમાન દીવા પાસે અંધારું રહી શકે જ નહિ. ધીરે બોલવામાં મહાન તત્ત્વ સમાયેલું છે. ઓછી બુદ્ધિવાળા નકામો ઘોંઘાટ કરી મૂકે છે. જીવન એ નિશાળ છે, ફરજ એ શિક્ષક છે, અને શિક્ષણ ચારિત્ર્યમાં ઉતારવાથી ખરું બળ પ્રગટે છે.''

અમથાલાલ—સમાધિનું સુખ કેવી રીતે મળે?

આ પ્રશ્નનો જવાબ ઉકા પાસેથી સાંભળવાની ગુરુની ઇચ્છા હતી, તેથી ગુરુજીએ તેનો જવાબ આપવા માટે ઉકાને કહ્યું.

ઉકા—પોતાના આત્માને પ્રકૃતિથી સ્વતંત્ર જાણવો અને તે પ્રમાણે અંતર્દશા રાખીએ, તો સમાધિનું સુખ મળે છે. મનમાં રાગ-દ્વેષ હોય તો સમાધિનું સુખ મળતું નથી. બોર ખાતી વખતે જેમ ઠળિયો કાઢી નાખવામાં આવે છે, તેમ નામ અને રૂપના વિચાર છોડીને સચ્ચિદાનંદનો અનુભવ લેવો જોઇએ. નિરંતર એકરસવાળી સજાતીય વૃત્તિ રહે, તો ચિત્ત એકાગ્ર થાય છે અને સ્વરૂપમાં સ્થિતિ થાય છે. પ્રકૃતિ કલ્પિત છે; અધિષ્ઠાનમાં લીન એટલે બાધિત થવાથી, અથવા તે મિથ્યા છે એવું લાગવાથી, પ્રકૃતિ અને તેના કાર્યનો અભાવ થાય છે; બાકી આત્મા જ રહે છે. આત્મા સ્વસંવેદ્ય અને સ્વપ્રકાશ હોવાથી સમાધિનું સુખ ઉત્પન્ન કરે છે. તે વખતે શરીરના બધા ભાગમાં દિવ્ય આનંદ નીકળે છે. સમાધિના સુખની વારંવાર ઇચ્છા કરવી, એ સમાધિનું સુખ પ્રાપ્ત કરવામાં બહુ મદદગાર છે. તે સુખ ઉત્પન્ન થાય, ત્યારે બીજાં કામ છોડી દેવાં જોઇએ. બધી શક્તિઓ તે સુખની દિશા તરફ વાળવી જોઇએ. માણસોને સમાધિનું સુખ મળતું નથી તેનું કારણ એ છે કે, તેઓ તે ચાહતા નથી; પણ

ચમત્કારો, સિદ્ધિઓ, પૈસો, મોટાઈ, તંદુરસ્તી વગેરે ચાહે છે. સમાધિનું સુખ ઉત્પન્ન કરવા માટે પહેલાં મનમાંથી બધો સંસાર ભૂલી જવો જોઇએ. ઘરની ચિંતા, પૈસાની ચિંતા, પારકાની ચિંતા વગેરે ભૂલી જવાની ટેવ રાખવી જોઇએ. આવી ટેવ પાડવા માટે ધ્યાન સિવાયનો વખત પણ રાગદ્વેષવાળો રાખવો ન જોઇએ અને ખોટું ભણેલું ભૂલવું જોઇએ. આવી ટેવ પાડ્યા પછી સમાધિનો લાભ તરત થાય છે અને સમાધિનો લાભ થયા પછી વ્યુત્થાનદશામાં જગતમાં અલૌકિક સૌંદર્ય નજરે પડશે. તે વખતે એમ લાગશે કે, જાણે આપણે પહેલાં જગતને સમજતા જ નહોતા. બધું જીવન સુખમય અને પવિત્ર લાગશે. ચેતનદૃષ્ટિએ જડ વસ્તુઓ ચેતનવત્ લાગશે. તે વખતે સહજાવસ્થા ઉત્પન્ન થશે. તે સમાધિની પરિપાક દશા છે. શાસ્ત્રોમાં કહે છે:—

**विकल्पो न हि वस्तु, नेह नानास्ति किंचन ॥** એટલે વિકલ્પ કોઈ વસ્તુ નથી, આંહી ભેદ કોઈ પણ રીતે સિદ્ધ થતો નથી.

સમાધિના સંસ્કારથી સંસારના અવિદ્યાત્મક સંસ્કાર પરાભવ પામે છે, અને જ્યારે સંસારના અવિદ્યાત્મક સંસ્કાર દૂર થાય છે, ત્યારે તે માણસ પુનર્જન્મને યોગ્ય રહેતો નથી.

અમથાલાલ—અવિદ્યાનું સ્વરૂપ શું છે ?

ઉકો—અવિદ્યા પાંચ પ્રકારની છે: (૧) અનિત્યમાં નિત્યબુદ્ધિ, (૨) અશુચિમાં શુચિબુદ્ધિ, (૩) દુઃખમાં સુખબુદ્ધિ, (૪) અનાત્મમાં આત્મબુદ્ધિ, અને (૫) અસતમાં સતબુદ્ધિ. એ પાંચ પ્રકારની અવિદ્યા આત્મજ્ઞાનથી નાશ પામે છે, અથવા જેટલા પ્રમાણમાં અવિદ્યા નાશ પામે છે, તેટલા પ્રમાણમાં આત્મજ્ઞાન થાય છે. એ બન્નેને પરસ્પર સંબંધ છે. જે જ્ઞાનથી આત્મા જ મળે અને બીજું કાંઈ ન મળે, તે ખરું જ્ઞાન છે. જ્યારે આત્મસાક્ષાત્કાર થાય છે, ત્યારે બધા સંકલ્પો દૂર થાય છે અને જાણે કે સુષુપ્તિ જેવી દશા થાય છે, એટલે કે

જગત તરફ જોતાં આત્મા સિવાય બીજું કાંઈ દેખાતું નથી. ઈંગ્લેંડ, હિંદુસ્તાનની પશ્ચિમે છે, પણ આખી પૃથ્વીની દૃષ્ટિએ પશ્ચિમ દિશા નથી. તેવી જ રીતે અખંડ આત્મસ્વરૂપની આસપાસ આત્મા સિવાય બીજું કાંઈ જ નથી.

વૈષ્ણવોની હવેલીઓમાં ભગવાનની મૂર્તિ સુવર્ણની હોય છે. જે માણસો હવેલીમાં ભગવાનનાં દર્શન કરવા જાય છે, તેઓ તે મૂર્તિને ભગવાન તરીકે, ઠાકોરજી તરીકે જુએ છે અને માને છે. પણ જો કોઈ પ્રસંગે ત્યાં કોઈ ચોર જાય તો તેની દૃષ્ટિમાં તે મૂર્તિમાં તેને ફક્ત સોનું દેખાય છે. તેની દૃષ્ટિમાં ઠાકોરજી જેવું કાંઈ રહેતું નથી. તેવી જ રીતે જગત એ ઠાકોરજીની મૂર્તિ છે અને બ્રહ્મજ્ઞાનીને જગત ઠાકોરજીની મૂર્તિરૂપ લાગે છે; પણ સંસારી માણસોને એ જગ્યાએ સંસાર દેખાય છે.

સંસારમાં વ્યાવહારિક રીતે રહેતા અનાત્મામાં આત્માના ધર્મોનો અધ્યાસ થાય છે અને આત્મામાં અનાત્માનો અધ્યાસ થાય છે; એમ ગુરુજીએ મને સમજાવેલ છે, અને મને પણ અનુભવથી ખાતરી થયેલ છે. અભ્યાસ અને વૈરાગ્યથી એ અધ્યાસ જલદી દૂર થાય છે અને મન ધ્યેયાકાર થાય છે. કેવળ ધ્યેયમાં મન તથા બુદ્ધિની સ્થિતિ થાય, તેને પ્રજ્ઞા કહે છે. જેમ અગ્નિમાં લાકડાં નાખવાનું બંધ કરીએ તો અગ્નિ પોતાની મેળે શાંત થાય છે, તેમ વૃત્તિઓનો ક્ષય થતાં તેના સંસ્કારનો બાધ થાય છે અને સ્વરૂપભૂત શાંતિનો આવિર્ભાવ થાય છે. એ શાંતિમાં સ્થિતિ આવે ત્યારે શરીર અને ઇન્દ્રિયોમાં પણ નવી દિવ્ય શક્તિઓ પ્રગટ થાય છે. તે શક્તિઓથી નવી નવી સિદ્ધિઓ સહજ ઉત્પન્ન થાય છે. તેમાં પણ વૈરાગ્ય આવે તો બધા દોષનાં બીજનો ક્ષય થાય છે અને પુરુષને કૈવલ્યપદ પ્રાપ્ત થાય છે. સકામપુરુષ માન, પૂજા, પ્રતિષ્ઠા અને સેવક આદિમાં ફસાઇ જાય છે. માટે નિષ્કામભાવે આત્મલાભ મેળવવો જોઇએ. જ્યારે એ ભાવ ઉત્પન્ન થાય, ત્યારે તેની રક્ષા કરવી જોઇએ. એ જ ખરી શુદ્ધિ છે.

જ્યાં ખરી શુદ્ધિ છે, ત્યાં સહજાવસ્થા ઉત્પન્ન થાય છે અને તે જ ખરી સમાધિ છે.

અવિદ્યાનો મહિમા એટલો વિચિત્ર છે કે, એક ક્ષણમાં અનન્ત સૃષ્ટિની કલ્પના કરી બેસે છે, અને વિદ્યાનો મહિમા એવો છે કે, એક ક્ષણમાં તેનો નાશ કરે છે. જો સંસાર (ત્રિકાલાબાધ્ય) સત્ય થઈ જાય, તો તેનો નાશ થાય નહિ. એક ક્ષણમાં સ્વપ્નની માફક જાગ્રતમાં પણ દીર્ઘકાલનો ભ્રમ ઉત્પન્ન થાય છે, પણ જ્ઞાનથી તેનો બાધ થાય છે. અવિદ્યા અસત્ હોવાથી પુરુષ નિત્યશુદ્ધ છે અને ચિત્તના ધર્મોથી અસંગ છે. તેથી કુશળ જ્ઞાની પુરુષો આત્મતૃપ્ત રહે છે.

કોઈ છોકરો એક ઊંબાડિયું ફેરવતો હોય, ત્યારે અગ્નિમાં વાંકા-ચૂંકા આકાર દેખાય છે, પણ તે અગ્નિનો સ્વભાવ નથી. તે આકાર બહારથી આવતા નથી; અને ઊંબાડિયું સ્થિર થાય, ત્યારે તે આકાર બીજે કોઈ સ્થળે જતા રહેતા નથી. તેવી જ રીતે આત્મા પોતાને સ્વરૂપે અચળ અને અવિકારી છે, બીજા ધર્મો તેમાં દેખાય તે જોનાર-ની ભૂલ છે. જેમ કેટલાક માણસો પરદેશી ચીજો વાપરતા નથી, તેમ પરદેશી ધર્મો અને પરદેશી વિચારો પણ છોડવા જોઈએ.

તમારી શાંતિ તમારી પાસે જ છે. માટે જ્યાં તે છે ત્યાંથી જ મેળવવી જોઇએ. તે બીજા કોઇ આપી શકશે નહિ. આત્માનો સહજ, સરળભાવ આચરણ દ્વારા પ્રગટ થવા દેવો. માત્ર વાતોના જમા ખર્ચથી કાંઇ વળતું નથી. ઉદ્વિગ્ન હોવાનું કાંઇ કારણ નથી. શાંત રહેવાનું શીખો, આ બે દિવસનો ધર્મ નથી.

રોજ થોડીથોડી શાંતિ વધતી જશે અને થોડીથોડી અશાંતિ દૂર થતી જશે. શરૂઆતમાં તે પરિણામ તરત જણાતું નથી, પણ ઘણે વખતે તે પરિણામ બરાબર જાહેર થાય છે અને અનુભવમાં આવે છે. હંમેશાં સાચા વિચારોની ટેવ પાડવી. એમ માનવું કે હું અને પ્રભુ એક છીએ. મારા જીવનનું દરેક કામ સફળ થશે. હું

નીરોગી રહીશ, મને બધા સાથે પ્રેમ રહેશે. આવા વિચારોની અસર આપણાં કર્મ ઉપર બહુ થાય છે. ધીરેધીરે આત્મભાવ જાગ્રત થશે અને પછી એમ લાગશે કે, આ આપણો છેલ્લો જન્મ છે. જેમ માણસ કીડીના દરમાં સમાઈ શકતો નથી, તેમ બ્રહ્મજ્ઞાની પુરુષ માણસના શરીરરૂપી ખોળિયામાં સમાઈ શકતો નથી.

અમથાલાલ—તમને તમે કેવા લાગો છો?

ઉકો—હું આત્મા છું. જગતમાં જે કાંઇ છે તે મારાથી ભિન્ન નથી. હવે તો 'ઉકો મર્યો ગુરુને હાથે, રામનામ ઊભરાણું.' હું પક્ષીઓ સાથે ઊડું છું, સૂર્ય અને ચંદ્ર મારી સત્તાથી ચાલે છે. વાયુ મારી સત્તાથી વાય છે. મૃત્યુ મારાથી બીએ છે. દરેક સુખમાં મારી જરૂર પડે છે. આથી હું જ સુખરૂપ છું. આનંદ એટલો આવે છે કે કાંઇ વાતચીત કરવી ગમતી નથી, અને પ્રાણની ગતિ પણ જાણે કોઇ વખતે બંધ થઇ જતી હોય તેમ જણાય છે. હવે હું જગતમાં નથી પણ જગત મારામાં છે, અથવા જગત મારું ઘર છે. જેમ કોઈ માણસ પોતાના ઘરમાં એક ઓરડામાંથી બીજા ઓરડામાં જાય છે, ત્યારે તેને એમ લાગે છે કે, 'હું મારા ઘરમાં ફરું છું' અને કોઈ રાજાને પોતાના રાજ્યમાં એક ગામથી બીજે ગામ જતાં એમ લાગે છે કે, 'હું મારી જમીનમાં ફરું છું,' તેમ બધે ફરતાં મને એમ લાગે કે હું મારા ઘરમાં ફરું છું.

અમથાલાલ—આત્માના એવા સ્વરૂપમાં સ્થિરતા કેવી રીતે આવે?

ઉકાએ ગુરુજીને પ્રાર્થના કરી કે હવે આપ કાંઇક વિશેષ ખુલાસો આપો, એટલે અમને બન્નેને આપના તરફથી કાંઇક બોધ મળે.

ગુરુજી—ઉકાએ જે ખુલાસો આજે કર્યો તેનાથી હું સંતોષ પામ્યો છું. હવે આજથી હું તેનું નામ 'બ્રહ્મજી' પાડું છું; કારણ કે બ્રહ્મવિદ્યાના સંસ્કારો હવે તેનામાં આવી ગયા છે, તેને બ્રહ્મવિદ્યા

ફળરૂપ થઈ છે. હવે મારે તમને બન્નેને એટલું જ કહેવાનું છે કે સ્વરૂપનો નિશ્ચય થાય ત્યારે સંકલ્પવિકલ્પ છોડવા જોઇએ. તે એક દૃષ્ટાંતથી સમજાવું છું:—

કોઈ એક શિયાળને જંગલમાં બહુ જ તરસ લાગી હતી, અને પાણી શોધતાં કોઇ જગ્યાએ થોડું પાણી એક ખાબોચિયામાં નજરે પડચું. પણ તેમાં કોઈ ઝાડના ફળનું પ્રતિબિંબ પડચું હતું તેથી પાણીમાંથી કાંઈક ખાવાનું મળશે માટે પહેલાં તે ખાઈ લઉં એમ માની શિયાળે તે પાણી ડોહળી નાખ્યું અને તેથી તેને ખાવાનું ન મળ્યું અને પાણી પણ ન મળ્યું. આવી જ રીતે નિશ્ચય થયા પછી સંકલ્પો કરનારની તેવી દશા થાય છે.

માટે સંકલ્પો છોડી જીવભાવે મટી જવાનું છે. મટી જવું એટલે સૂક્ષ્મ સંસ્કારોનો જ્ઞાનથી ક્ષય કરતા જવું. તેમ નહિ થાય તો એક ખોટા સંસ્કારમાંથી અનેક ખોટા સંસ્કાર ઉત્પન્ન થશે, અને જે થોડો સમાધિલાભ થયો હોય તે જતો રહેશે અને ફરીથી ઉત્પન્ન થશે નહિ; માટે જેટલો સમાધિલાભ થયો હોય, તેને યાદ કરી તેમાં રમણ કરવાથી અહીં જ જીવતાં બ્રહ્મપદ પ્રાપ્ત થાય છે.

આ પૃથ્વી ઉપર જેટલાં રેડિયોનાં સ્ટેશનો છે, તે હવામાં વીજળીનાં મોજાં ફેંકયા કરે છે, તેના તેજની ગતિ એક સેકંડમાં ૧,૮૬.૦૦૦ માઇલ છે. તે દરેક જગ્યાએ હાજર હોય છે. પણ જે જગ્યાએ તે મોજાં ગ્રહણ કરવાનો સંચો હોય ત્યાં જ તે વાગવા લાગે છે. તે દૃષ્ટાંતે પરમાત્મા સર્વવ્યાપક છે, છતાં જે જગ્યાએ ભક્તોનાં હૃદય તેને માટે તલસે છે, ત્યાં આત્માનો સાક્ષાત્કાર થાય છે. તે અનુભવથી આત્મામાં સ્થિરતા આવે છે. સ્થિરતા આવ્યા પછી સંકલ્પવિકલ્પ છોડવા જોઇએ. રેડિયો સાંભળવાના કેટલાક સંચા એવા ખરાબ હોય છે કે જે ગાયન સાંભળવાનું હોય તે ગ્રહણ કરવાની સાથે હવામાં રહેલા બીજા અવાજો પણ ગ્રહણ કરી લે છે. તેથી સાંભળનારને જે સાંભળવું હોય તે બરાબર સંભળાતું નથી. તેવી જ રીતે સિદ્ધાંતમાં માણસો ઉપયોગી અને બિનઉપયોગી બન્ને

જાતની વાતો સાંભળ્યા કરે છે અને તેથી ઉપયોગી વાતો તેમનાં હૃદયમાં બરાબર સ્થિર રહેતી નથી.

કેટલાક છોકરાઓ ભેગા મળી ચોપાટની બાજી રમે છે, અને રમતમાં કહે છે કે સોગઠી મરી ગઈ અને સોગઠી જીવતી થઈ; પણ સોગઠી ખરી રીતે મરતી નથી અને જીવતી પણ થતી નથી. તે જ પ્રમાણે તેમ માણસો પોતાની કલ્પનાના ધર્મો આત્મામાં આરોપે છે. તે જ પ્રમાણે ગંજીપાની રમતમાં પણ જો કે બધાં પાનાં એક માણસની માલિકીનાં હોય છે, છતાં રમત માટે તેના ચાર ભાગ કરી, 'આ મારાં પાનાં, અને આ તારા પાનાં' એમ કરવું પડે છે. તેવી જ રીતે ખોટા ભાવો ઉત્પન્ન કરી માણસો પોતાનો વ્યવહાર ચલાવે છે.

જેણે વિવેકરૂપી વાયુની મદદથી પોતાના હૃદયાકાશમાં સંકલ્પ-રૂપી મેઘને દૂર કર્યો છે, તેનામાં પરમ નિર્મળતા આવે છે. સંકલ્પ નિવૃત્ત થયા પછી જે શેષ રહે છે, તે સત્તા પરમાનન્દસ્વરૂપ છે. જો માણસમાં એવી ભાવના ઉત્પન્ન થઈ જાય કે 'હું એક અખંડ આત્મા છું, દ્વૈતથી રહિત છું,' તો તે તે ભાવનારૂપ થઈ જાય છે. **ब्रह्मविद् ब्रह्मैव भवति,** બ્રહ્મ જાણનાર બ્રહ્મ થાય છે.

મનમાં જ્યારે ઉપરામતા પ્રાપ્ત થાય છે, ત્યારે જગતની સત્તા મટી જાય છે, ત્યારે સર્વવ્યાપક સમસત્તા પ્રાપ્ત થાય છે. તેને તુરીયપદ કહે છે. ત્યાં અચળ શાંતિ છે, ત્યાં દુઃખનો અંશ પણ રહેવા પામતો નથી.

અમથાલાલ—આપ કહો છો તે વાત સાચી હોય તો અભેદમાં ભેદ કેમ દેખાય છે?

ગુરુજી—વરસાદના વખતમાં વીજળીના ઝબકારા થાય છે, ત્યારે વાદળાંના ગડગડાટ થાય છે. આકાશમાં ઝબકારા અને ગડગડાટ એક જ વખતે થાય છે; પણ માણસોને ઝબકારા પહેલાં દેખાય છે અને ગડગડાટ પછી સંભળાય છે, કારણ કે તેજની ગતિ શબ્દની

ગતિ કરતાં ઘણી તીવ્ર હોય છે. રાજકોટ જંકશનથી એક ટ્રેન ઊપડીને રાજકોટ ટાઉન સ્ટેશને જતી હોય અને વીસલ વગાડતી હોય, ત્યારે રાજકોટ જંકશને ઊભેલાં માણસને એ અવાજ ઓછો થતો લાગશે, ટાઉન સ્ટેશનના માણસને એ અવાજ વધતો લાગશે અને ડ્રાઇવરને એ અવાજ સમાન લાગશે. મૂળ વસ્તુ એવી ને એવી જ છે, પણ સાંભળનારની જગ્યા પ્રમાણે તેમાં ભેદ લાગે છે. વળી સ્વપ્નામાં માણસ પોતે એકલો જ છે છતાં ભૂલથી અભેદમાં અનેક ભેદની કલ્પના કરે છે. તે સ્વપ્નાના સ્થાનનો ધર્મ છે, તે વસ્તુનો ધર્મ નથી. તેવી જ રીતે જાગ્રતમાં જેને અનેક પ્રકારના ભેદ દેખાય છે, તે જાગ્રત અવસ્થાની મનોદશાનું પરિણામ છે. સ્વપ્નાના પદાર્થોની માફક જાગ્રતનાં પદાર્થો પણ અનિત્ય છે. જ્ઞાની પુરુષો તેને યાદ રાખતા નથી. તેઓને એક જ વસ્તુ નજરે આવે છે, તેથી તેમને અચળ શાંતિ રહે છે.

અમથાલાલ—જગતમાં જો એક જ પરમેશ્વર સર્વવ્યાપક છે, તો ઘણા જીવો કેમ નજરે આવે છે?

ગુરુજી—જેમ આકાશ સર્વવ્યાપક છે છતાં ઉપાધિભેદે ઘટાકાશ, મહાકાશ, વગેરે બોલાય છે, તેમ ઉપાધિભેદે જીવોની ઉત્પત્તિ મનાય છે, તે મંદ બુદ્ધિવાળાને સમજાવવા માટે છે. ઉત્તમ બુદ્ધિવાળા તો સમજે છે કે ઘટમાં રહેલ આકાશ જેમ ઉત્પન્ન થતું નથી, તેમ જીવમાં રહેલો આત્મા ઉત્પન્ન થતો નથી. ઘડો ફૂટી જાય, ત્યારે તે આકાશ મહાકાશમાં મળી જાય છે; કારણ કે ઘટ હતો ત્યારે પણ તે ઘટાકાશ મહાકાશરૂપ હતું.

અમથાલાલ—જો બધા દેહમાં એક જ આત્મા હોય, તો એકને સુખે બધા સુખી થવા જોઇએ અને એકને દુઃખે બધા દુઃખી થવા જોઇએ.

ગુરુજી—જેમ એક ઘટમાં રહેલ આકાશ ધૂળ અથવા ધુમાડા-

થી ઘેરાઈ જાય, તો બીજા ઘટમાં રહેલ આકાશને કાંઈ થતું નથી, તેમ એક જગ્યાએ સુખદુઃખ ઉત્પન્ન થાય, તેથી બીજી જગ્યાએ કાંઈ થતું નથી. સુખદુઃખ ઉપાધિભેદે ઉત્પન્ન થાય છે. ઘટાકાશ જેમ મહાકાશનો વિકાર નથી અને અવયવ નથી, તેમ જીવ પરમાત્માનો વિકાર નથી તેમ અવયવ નથી, પણ પરમાત્મા જ છે. જેમ બાળકો આકાશને મેલું થયેલું કોઈ વખત જુએ છે, તેમ અજ્ઞાની પુરુષો આત્માને ભૂલથી આવરણવાળો માને છે.

અમથાલાલ—આત્મા એક છે તેની ખાતરી શી રીતે થાય?

ગુરુજી—જેવી ભાવના આપણે બીજા પ્રત્યે રાખીએ છીએ, તેવી ભાવના તે આપણા પ્રત્યે રાખે છે; અને જેવી તે રાખે છે, તેવી આપણી ભાવના રહે છે.

એક વખત એક ડોશી અને તેની એક જુવાન દીકરી એક ગામથી બીજે ગામ ચાલીને જતાં હતાં. દીકરીનું શરીર કોમળ હોવાથી થોડે ચાલતાં થાકી ગઈ. એટલામાં એક ઘોડેસવાર ત્યાંથી નીકળ્યો. તેને ડોશીએ કહ્યું કે, 'બેટા, મારી દીકરી થાકી ગયેલ છે. તેને થોડો વખત ઘોડા ઉપર બેસાડી બેત્રણ ગાઉ સુધી પહોંચાડી દે, તો બહુ ઉપકાર થશે.' ઘોડેસવારે વિચાર કર્યો કે, 'મને એમાં શો લાભ છે?' એમ માની તેણે ના પાડી અને તે ચાલતો થયો. એક ગાઉ ગયા પછી તેને વિચાર આવ્યો કે, તે જુવાન કન્યાના શરીર ઉપર ઘરેણાં ઘણાં છે, તેથી જો હું તેને ઘોડા ઉપર બેસાડી થોડે દૂર લઈ જઇ બધાં ઘરેણાં ઉતારી લઉં, તો ફાયદો થાય. એમ વિચાર કરીને તે ઊભો રહ્યો. એટલામાં પેલાં માદીકરી ત્યાં આવી પહોંચ્યાં. એટલે ઘોડેસવારે ડોશીને કહ્યું કે, 'મને પરમાત્માએ એવો વિચાર આપ્યો કે તમારી દીકરીને બહુ થાક લાગ્યો છે, તેથી મારે તમને મદદ કરવી જોઇએ. માટે હું ખુશીથી તેને ઘોડા ઉપર બેસાડીશ.' ડોશીએ કહ્યું: 'ના, હવે મારી ઇચ્છા નથી.' ઘોડેસવારે કહ્યું: 'કેમ ઇચ્છા નથી?'

ડોશી—જેણે તને કહ્યું તેણે મને કહ્યું. ના પાડવા માટે પણ મને તે જ પરમાત્માએ પ્રેરણા કરી.

આ દૃષ્ટાંત ઉપરથી સમજાશે કે આત્મા સર્વવ્યાપક છે અને એક છે.

આટલી વાતચીત થઈ, એટલામાં તે જગ્યાએ એક સર્પ નીકળ્યો. તે જોઈ અમથાલાલ અને બીજા સાંભળનારા દૂર ભાગી ગયા, પણ ગુરુજી અને બ્રહ્મજી ત્યાં જ બેસી રહ્યા. તેઓને સર્પ તરફ આત્મભાવ હોવાથી સર્પની બીક લાગી નહિ. થોડી વારમાં તે સર્પ ત્યાંથી ચાલ્યો ગયો અને અમથાલાલ અને બીજા માણસો પાછા પોતાની જગ્યાએ આવી બેઠા. ગુરુજીએ અમથાલાલ તરફ જોઇ કહ્યું: 'અનુભવવાળા જ્ઞાનમાં અને માત્ર સાંભળેલા જ્ઞાનમાં કેટલો ફેર રહે છે? ભેદબુદ્ધિ માયામાં રહે છે, આત્મામાં રહેતી નથી. તેથી અનુભવી પુરુષો જ સમાધિનું સુખ લઇ શકે છે. રૂમાંથી સૂતર થાય ત્યારે પણ જેમ રૂની દૃષ્ટિ રાખી શકાય છે, તેમ ભગવાનની જગ્યાએ દેખાતા જગતમાં ભગવદ્બુદ્ધિ રાખવી જોઇએ. સાધારણ માણસો ભગવાનને ચાહતા નથી, પણ ભગવાનથી બીએ છે:

છે એક, બે કાં ભાળ? તારે હાથે તારો ઓટલો કાં વાળ?
જો તું જા મરી, તો વાંસે રહેશે શ્રીહરિ.'

## ૧૭: પ્રાપ્તની પ્રાપ્તિ

બીજે દિવસે બ્રહ્મજી (ઉકો) અને અમથાલાલ ગુરુજી પાસે ગયા. હવે બ્રહ્મજીના મનમાં આત્મજ્ઞાન સંબંધી પ્રશ્ન ઉત્પન્ન થતા નહોતા; કારણ કે તેને અંતરાત્મામાં કેટલોક સારો અનુભવ થઈ ગયો હતો, અને તે અનુભવના સંસ્કારથી અવિદ્યાના સંસ્કારનો નાશ થયો હતો. પણ અમથાલાલના મનમાં હજુ કેટલીક શંકાઓ રહી ગઈ હતી. ગુરુજીએ એના મનની વાત જાણી લીધી અને અમથાલાલને પૂછ્યું: 'કેમ, ગઇ કાલનો ઉપદેશ તારી બુદ્ધિમાં બરાબર સમજાયો કે નહિ?'

અમથાલાલ—મને જ્ઞાન થયું પણ આત્માનું સુખ મળ્યું નહિ.

ગુરુજી—તને નિશ્ચય થયો?

અમથાલાલ—નિશ્ચય પણ થયો છતાં આત્માનું સુખ મળ્યું નહિ.

ગુરુજી—તેનું કારણ એ છે કે હજુ તારામાં થોડી અસંભાવના રહી ગયેલ છે. સામેના તળાવમાં માછલું છે તે હવે તારો ગુરુ થશે. માટે હવે તેની પાસે જા.

ગુરુજીની આજ્ઞા પ્રમાણે અમથાલાલ તે માછલા પાસે ગયો. તેણે માછલાને પૂછ્યું કે, 'મને આત્માનું સુખ કેમ મળતું નથી?'

માછલું—મને તરસ બહુ લાગી છે, માટે જો તું મને થોડું પાણી પાય તો હું તને જવાબ આપું.

અમથાલાલ—તું તો પાણીમાં જ છે, છતાં તને કેમ તરસ લાગી છે ?

માછલું—મારી ડોક કાપેલી છે તેથી તેમાંથી પાણી નીકળી જાય છે.

અમથાલાલ—તું ચતું થઈ જા, એટલે પાણી નીકળી જશે નહિ અને તને તરસ લાગશે નહિ.

આ સાંભળીને માછલું ચતું થઈ ગયું અને તેણે અમથાલાલને જવાબ આપ્યો કે, 'તને આત્માનું સુખ મળતું નથી તેનું કારણ એ છે કે તારા વ્યવહારના કાર્યમાં તું ગૂંચાઈ જાય છે ત્યારે તારું જ્ઞાન તારા હૃદયમાંથી નીકળી જાય છે અને મારુંતારું એ જપ વધારે વખત થાય છે. આથી તું પણ હવે મારી માફક ઊલટો થઈ જા, અને આખું જગત આત્મભાવે જોઈ આનંદમાં રહે, એટલે તને નિત્ય-સુખ મળશે.'

આ જવાબ સાંભળી વિચાર કરતો કરતો અમથાલાલ ગુરુજી પાસે પાછો આવ્યો અને કહ્યું કે, 'હવે મને મારી ભૂલની ખબર પડી. જ્ઞાન થાય પણ જો તેમાં સ્થિતિ ન થાય, તો આત્માનો આનંદ મળતો નથી. પણ તે માછલાએ મને ઊલટો થઇ જવાનું કહ્યું તેનો વધારે ખુલાસો કરો.'

ગુરુજી—આત્મા સિવાય અન્ય વસ્તુ એ પરવસ્તુ છે, અને તે ભય આપનાર છે. **परधर्मो भयावहः** એમ ગીતામાં પણ કહેલ છે. માટે પરવસ્તુમાં જતા મનને રોકવું અને મન–બુદ્ધિને સૂલટાં કરવાં. જગત બ્રહ્મરૂપ છે, છતાં અજ્ઞાની માણસો તેને જગતરૂપે જુએ છે, તે વિપરીત ભાવના છે. વિપરીત ભાવનાથી સૃષ્ટિનું યથાર્થ જ્ઞાન પ્રતિ-બદ્ધ થાય છે. તે ભાવના આત્મજ્ઞાનથી દૂર કરવી જોઇએ. કુંભારના નીંભાડામાં એક પોલી નળી રાખવામાં આવે છે. તે છેલ્લે વખતે બંધ કરવામાં આવે છે. જો ગરમી ત્યાંથી નીકળી જાય, તો હાંડલાં

પાકતાં નથી. તે દૃષ્ટાંતે સિદ્ધાંતમાં એમ સમજવું કે, આત્માના સ્વરૂપ-નો થોડો અનુભવ થયા પછી જો તેમાં ટકી ન શકાય, તો જાણવું કે કોઇ જગ્યાએથી તે જ્ઞાન નકામું વહી જાય છે. તેનો વધારે વિચાર કરતાં જણાશે કે જ્ઞાન થયા પછી કેટલીક જૂની ટેવ તરત છૂટતી નથી. માટે ફુરસદનો વખત બરાબર ગાળતાં આવડવો જોઇએ. તે વખતે નીચે પ્રમાણે વિચાર કરવો:—

બ્રહ્મ વસ્તુતંત્ર છે, પુરુષતંત્ર નથી. પ્રકૃતિમાં સુધારો કરવો એ પુરુષતંત્ર છે; અને જે પુરુષતંત્ર હોય તે પુરુષની ભાવનાને અધીન હોવાથી પરતંત્ર છે, મિથ્યા છે. સત્ય વસ્તુ સ્વતંત્ર હોય છે. રજ્જુમાં સર્પ દેખાય તે સર્પ કાઢવા માટે રજ્જુના જ્ઞાન સિવાય બીજો કોઇ ઉપાય નથી, તેમ બ્રહ્મની જગ્યાએ જીવ અને જગત દેખાય તે જીવ અને જગતનું સ્વરૂપ સમજવા માટે બ્રહ્મજ્ઞાન સિવાય બીજો કાંઈ રસ્તો નથી. એ જ્ઞાન થાય ત્યારે જેમ પોતાની આંગળીમાં સર્પની બુદ્ધિ થતી નથી કારણ કે તે વસ્તુ બરાબર જોયેલી છે, તેમ બ્રહ્મમાં જગતની બુદ્ધિ થશે નહિ.

આત્મા એ જ બ્રહ્મ છે. તે ત્યાગ–ગ્રહણથી રહિત છે. ગ્રહણ બે પ્રકારનાં હોય છે: (૧) અપ્રાપ્તની પ્રાપ્તિ, જેમકે એક માણસ એક ગામથી બીજે ગામ જાય છે; અને(૨) પ્રાપ્તની પ્રાપ્તિ, જેમકે કંઠે બાંધેલી કંઠી ભૂલથી ખોવાઇ ગયેલી લાગે અને ભૂલ નીકળી જાય ત્યારે મળેલી મળે છે. આત્માના સાક્ષાત્કારમાં પણ પ્રાપ્તની પ્રાપ્તિ છે. આત્માનું સ્વરૂપ ભૂલી જવાથી એ અપ્રાપ્તવત્ લાગે છે. તેનું સ્વરૂપ સમજાય એટલે જે પ્રાપ્ત હતો તેની પ્રાપ્તિ ઉપચારથી બોલાય છે.

તેવી જ રીતે ત્યાગ પણ બે પ્રકારનો છે: (૧) જે વળગેલું હોય તેને છોડવું, જેમકે પગે સાચો સર્પ વળગેલો હોય તેને કોઈ ઉપાયથી દૂર કરવો જોઇએ; અને (૨) જે સાચેસાચું વળગેલું ન હોય તેનો ત્યાગ કરવો, જેમકે પગમાં દોરડી વીંટાઈ ગયેલ હોય અને તેમાં ભૂલથી

સર્પની ભ્રાંતિ થાય તો તે કલ્પિત છે. તે વળગેલો નથી, તેના ત્યાગમાં દોરડીના જ્ઞાનની જ માત્ર જરૂર છે.

જેને સંસાર સાચેસાચો વળગેલો લાગે છે, તેને હંમેશાં એવો વિચાર આવે છે કે, મારે કાંઇક કરવું જોઇએ. તેને પોતાને વળગેલો સંસાર દૂર કરવા માટે અંતઃકરણની શુદ્ધિ કરવી જોઇએ.

જેને એમ લાગે છે કે સંસાર કલ્પિત છે, સાચો નથી, તેને તે સંસાર આત્માના જ્ઞાનથી છૂટે છે. માટે 'હું કોણ?' એનો વિચાર કરી, 'હું'નો વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ સમજી, મિથ્યા વાચ્યાર્થને જ્ઞાન દ્વારા ભૂલી જવો જોઇએ. તે દશામાં બીજું કાંઇ કરવાનું નથી, કારણ કે કંઇ બગડી ગયું નથી. કલ્પિત વસ્તુ અધિષ્ઠાનને વિક્રિયાવાન કરી શકતી નથી અને અધિષ્ઠાનના જ્ઞાનથી તે દૂર થાય છે. આત્મ-સાક્ષાત્કારના માર્ગમાં વારંવાર સાધન ફેરવવાની જરૂર નથી. જેમ-જેમ આત્મામાં એકાગ્રતા વધતી જશે, તેમતેમ અનાત્મભાવ દૂર થતો જશે.

આ પ્રમાણે થોડા દિવસ જ્ઞાનચર્ચા થયા પછી બીજા ગામના ભક્તોના આમંત્રણથી ગુરુજીને બહારગામ જવાનું થયું. તેમની ગેરહાજરીમાં અમથાલાલને જ્યારે સત્સંગની જરૂર પડે ત્યારે બ્રહ્મજી પાસે જવા માટે ગુરુજીએ તેને આજ્ઞા કરી.

એક દિવસ અમથાલાલે બ્રહ્મજી પાસે આવીને કહ્યું કે, 'મને હજુ આત્મામાં સુખ કેમ લાગતું નથી?'

બ્રહ્મજી—આ બાબત તમને એક દૃષ્ટાંતથી સમજાવવી પડશે.

એક વખત ગંદકીમાં રહેનાર ગીગા નામના કીડાને સુગંધી પદાર્થોમાં રહેનાર એક ભમરાએ જોયો. ભમરાને લાગ્યું કે ગીગો આવી સ્થિતિમાંથી નીકળી મારા સુગંધી પદાર્થોને ભોગવે તો કેવું સારું! એવા વિચારથી તેણે ગીગાને પોતાને ઘેર જમવા માટે આમંત્રણ આપ્યું. નક્કી કરેલ વખતે ગીગો ભમરાને ઘેર જવા માટે તૈયાર થયો. પણ તેને પૂરી શ્રદ્ધા નહોતી, તેથી કદાચ ભમરાને ઘેર તેને ભાવતું ભોજન ન મળે એ

ખ્યાલથી, તેણે પોતાના નાક વગેરેમાં થોડી વિષ્ઠા ભરી તે ભમરાને ઘેર ગયો. ભમરાએ ગીગાને સુગંધી ફૂલો ઉપર બેસાડ્યો પણ તેને ફૂલોની સુગંધ આવી નહિ. ગીગાએ ભમરાને કહ્યું કે, 'મને અહીં ગમતું નથી, મને અહીં સુખ લાગતું નથી.' તે સાંભળી ભમરાને વહેમ પડ્યો અને તેણે ગીગાનું શરીર તપાસ્યું ત્યારે તેનાં નાકકાન વગેરેમાંથી વિષ્ઠા નીકળી. ભમરાએ તે બધી કાઢી ગીગાને સ્નાન કરાવ્યું અને ફરીથી તેને સુગંધી ફૂલો ઉપર બેસાડ્યો; એટલે તેને ખરું સુખ લાગવા માંડ્યું અને તેને ઘેર જવાની ઇચ્છા જ થઈ નહિ.

તેવી જ રીતે સિદ્ધાંતમાં માણસો પોતાની વાસના રહેવા દઈને આત્મજ્ઞાન લે છે, તેથી આત્મજ્ઞાનનું ખરું સુખ તેમને મળતું નથી. માટે જ્યાં સુધી આત્માનું સુખ ન મળે, ત્યાં સુધી અંતઃકરણ અશુદ્ધ સમજવું અને તે અશુદ્ધિ દૂર કરવા પ્રયત્ન કરવો જોઇએ.

જેમને જે જાતના સંસ્કાર પડી જાય છે, તેઓ તે સંસ્કારોમાં રહેલી ભૂલો પકડી શકતા નથી. તે સંસ્કારો ખોટી ઇચ્છા અને ખોટી બીક ઉત્પન્ન કર્યા કરે છે. પણ જો તેના કારણ શોધવાની ટેવ પડી જાય, તો ભૂલો નીકળતી જાય, જીવનનું રહસ્ય સમજાય, અને સમતાથી નવું સુખ મળે; તે આત્માનું સ્વરૂપ છે.

આ બાબત ગુરુજીએ તમને અનેક પ્રકારે સમજાવેલ છે. જ્ઞાની પુરુષો પોતાનો બધો અનુભવ વાણીથી કહી શકતા નથી, પણ તેમના થોડા શબ્દોમાં ઘણો અર્થ સમાયેલો હોય છે. તે અર્થ ઉપર ધ્યાન રાખી સૌએ પોતાનો માર્ગ શોધી લેવાનો છે.

આટલી વાતચીત થયા પછી અમથાલાલ ઘેર આવ્યો અને બ્રહ્મજીના ઉપદેશ ઉપર મનન કરવા લાગ્યો. તેના પરિણામમાં તેને સંસાર વધારે ખોટો લાગવા માંડ્યો.

એક દિવસ અમથાલાલે તેની સ્ત્રીને કહ્યું કે, 'આજે મને બહુ વિચિત્ર પ્રકારનું સ્વપ્નું આવ્યું હતું.'

સ્ત્રી—એવું સ્વપ્નું શું હતું ?

અમથાલાલ—આજે સ્વપ્નામાં હું રાંડ્યો !

સ્ત્રી—ખમા તમને ! તમે શા માટે રાંડો ? હું તો એમ માગું છું કે તમારે બદલે હું જ પહેલાં રાંડું !

અમથાલાલ—તારો પ્રેમ તો વિચિત્ર પ્રકારનો લાગે છે.

સ્ત્રી—જેવો તમારો પ્રેમ તેવો મારો પ્રેમ રહે છે.

અમથાલાલ—'ખમા તમને' એમ બોલતી જાય છે અને... કાંઈ...નહિ...સ્ત્રીઓનાં શરીર જેવાં રૂપાળાં હોય છે, તેવાં તેમનાં મન રૂપાળાં હોતાં નથી, તેથી પુરુષો ભૂલમાં પડે છે.

સ્ત્રી—પણ હું મરું એવાં સ્વપ્નાં તમને કેમ આવે છે ?

અમથાલાલ—હું ભગવાનને માર્ગે ચડવાનો વિચાર કરું છું, તેથી સંસાર ખોટો લાગે છે અને એવાં સ્વપ્નાં આવે છે; પણ તું રાંડીશ તો કમાવા કોણ જશે ?

સ્ત્રી—તમે ભક્તિ વધારવા માગો છો અને એવી ચિંતા કેમ રાખો છો ? પશુપક્ષી કોઈ કમાવા જતાં નથી, છતાં તેમનું ભરણ-પોષણ થયા કરે છે. પશુપક્ષી પાસે પૈસો નથી છતાં તે ગરીબ થઈ ગયાં છે, એમ કોઇ કહેતું નથી.

અમથાલાલ—આવા જવાબથી મને તારી ફિકર ઓછી થાય છે.

સ્ત્રી—તમારે ભગવાન જોઈએ છે અને મારે શું નથી જોઈતા? મારે પણ ભગવાન જોઈએ છે. ખરો પ્રેમ ત્યારે કહેવાય કે આપણે બન્ને ભેગાં જઈએ અને બીજા જન્મમાં પણ આપણે પતિપત્ની તરીકે ભેગાં રહીએ.

અમથાલાલ—એ પ્રમાણે બનતું નથી. મારા મિત્ર બ્રહ્મજીની સ્ત્રી અમૃતબાઈ મરીને બીજા જન્મમાં અમદાવાદમાં બીજા માણસને

પરણી છે. જો તારે દરેક જન્મમાં એક જ પતિ જોઈએ, તો ભગવાનને પતિ કરવા જોઈએ.

સ્ત્રી—એ શી રીતે બને ?

અમથાલાલ—જેમ સાસરાનું સુખ લેવા માટે પિયરનું સુખ છોડવું પડે છે, તેમ ભગવાનનો પ્રેમ મેળવવા માટે સંસારના સુખ ઉપર અભાવ આવવો જોઈએ. પ્રેમ બે જગ્યાએ રહે, તો પ્રેમમાં ભાગ પડી જાય છે અને પ્રેમનું રહસ્ય સમજાતું નથી. બ્રહ્મચર્યનું પાલન કર્યા વગર ભગવાનની ભક્તિ સિદ્ધ થતી નથી. આપણે સવારમાં ભગવાનને યાદ કરીએ અને બપોરે અથવા રાત્રે ભગવાનને ભૂલી જઈએ, તો ભગવાન મળે નહિ. ઘણા માણસો ભગવાનના દર્શન માટે પોતાના ઘરમાં ભગવાનનાં ચિત્રો રાખે છે, પણ જે કામ બીજા માણસોની હાજરીમાં કરતાં શરમ આવે, તે કામ ભગવાનની હાજરીમાં થાય તો બીજા માણસ કરતાં ભગવાનની કિંમત તે માણસ ઓછી માને છે. આવા આચરણથી ભક્તિ વધે નહિ. માટે ભક્તિ એ અઘરી વસ્તુ છે. સ્ત્રીને પતિ ઉપર પ્રેમ થાય છે તેનું કારણ એ છે કે પતિ તેને સુખ આપે છે. જો પતિ દુઃખ આપતો હોય તો તેને પતિ ગમતો નથી. આથી ખરી રીતે આત્મા જ સુખરૂપ છે. પોતાના આત્માને જે સુખ આપે તેના ઉપર પ્રેમ થાય છે. તે આત્માનો સાક્ષાત્કાર કરવો જોઈએ, તેનું મનન અને ધ્યાન કરવું જોઈએ. જેમ બે દિવસ માટે પરણાતું નથી, તેમ આત્માનો ધર્મ એ બે દિવસનો ધર્મ નથી.

સ્ત્રી—આવી વાતો તમે પહેલાં કોઈ દિવસ મને સંભળાવી નહોતી.

અમથાલાલ—કર્મની ગતિ ગહન છે. કયે વખતે કયું પુણ્ય અથવા કયું પાપ ફળ દેવા આવે છે, તે જાણવું બહુ મુશ્કેલ છે. માટે હવે જો સાચી સમજણ આવતી હોય, તો તે ટકી રહે તેવા ઉપાય

લેવા. તું જો મને ભક્તિમાં મદદગાર થઇશ તો બન્નેને સગવડ થશે.

સ્ત્રી—તમે મને જો હંમેશાં એકાદ કલાક પણ આવી વાતો સંભળાવશો, તો હું તમને વિઘ્ન નહિ કરું. એટલી શરત બન્નેએ કબૂલ કરવી પડશે.

અમથાલાલ—એ બાબત મને અનુકૂળ છે, અને આ પ્રકારની અનુકૂળતા રહેશે, તો મને ખોટાં સ્વમાં પણ આવશે નહિ.

સ્ત્રી—આપણે ઘરમાં બેઠાં બેઠાં ગુપ્ત રીતે ભક્તિ કરીએ તે કોણ જાણશે ?

અમથાલાલ—એક અંધ માણસ ડાકોરજીમાં શ્રીરણછોડરાયજી-ના મંદિરની પ્રદક્ષિણા કરતો હતો. તેને કોઈએ પૂછ્યું કે, 'તમને મંદિર અથવા મૂર્તિ તો દેખાતાં નથી, તો તમારી પ્રદક્ષિણાનું ફળ શું?' એટલે તે સુરદાસે જવાબ આપ્યો કે, 'હું દેખતો નથી, પણ હું જેની ભક્તિ કરું છું, તે મને દેખે છે, તે પોતે સુરદાસ નથી.' માટે ભગવાન ઉપર વિશ્વાસ રાખવો. આપણે માબાપ વગરના બાળક નથી, આપણે ભગવાનને જેટલા ચાહીએ છીએ તે કરતાં તે આપણને વધારે ચાહે છે. ખરો પ્રેમ ગુપ્ત રીતે ભોગવી શકાય છે. ગુપ્તતામાં મહત્તા છે.

## ૧૮ : પ્રારબ્ધ

હવે બ્રહ્મજીને આત્મસાક્ષાત્કાર અનુભવપર્યંત થયો હતો અને નિષ્ઠા સારી બંધાઇ હતી. તેના ફળરૂપે તે નિજાનંદ સારા પ્રમાણમાં ભોગવી શકતા હતા. કોઈ કોઈ વખતે તેમને એટલું બધું સુખ ઉત્પન્ન થતું હતું કે કોઈ પુસ્તક વાંચવું ગમતું નહોતું.

થોડા વખત પછી બ્રહ્મજીની ઇચ્છા ગુરુજી પાસે જવાની થઇ. તેમણે ગુરુજીને એક પત્ર લખ્યો અને ગુરુજીએ ખુશીથી પોતાની પાસે આવવાની આજ્ઞા આપી.

આ સંકેત પ્રમાણે બ્રહ્મજી ગુરુજી પાસે જવા માટે ટ્રેનમાં બેઠા. ટ્રેનમાં ગિરદી ઘણી હતી. ત્યાં સાધુના વેશમાં એક માણસ પોતાની જગ્યા માટે અને સગવડથી બેસવા માટે બીજા માણસો સાથે કજિયો કરતો હતો. બ્રહ્મજી એવી શાંતિ ભોગવતા હતા કે પોતે ગમે તે અગવડ ભોગવીને બીજાને સુખ આપવા તરફ વધારે લક્ષ આપતા હતા. આથી ઉપરનો કજિયો પતાવવા માટે બ્રહ્મજીએ પોતાની જગ્યા તે સાધુને બેસવા માટે આપી અને પોતે ઊભા રહ્યા. ટ્રેન ચાલી અને થોડા વખતમાં બ્રહ્મજીને બેસવા માટે બીજા ઉતારુઓએ સારી સગવડ કરી આપી. બ્રહ્મજીનો આવો ઉત્તમ સ્વભાવ જોઈને એક ઉતારુએ તેમને પૂછ્યું કે આપનું નામ શું ?

બ્રહ્મજી—લોકો મને બ્રહ્મજી કહીને બોલાવે છે.

ઉતારુ—આપ દેરાવાસી છો કે સ્થાનકવાસી?

બ્રહ્મજી—આતમવાસી.

ઉતારુ—આપની ઉંમર કેટલી છે?

બ્રહ્મજી—તે ખબર નથી. જગત ઉત્પન્ન થયા પહેલાંનો છું. હું માના પેટમાં આવેલો નથી.

ઉતારુ—આપ જ્ઞાતિએ કેવા છો?

બ્રહ્મજી—બ્રહ્મજી.

ઉતારુ—આપના કુટુંબમાં કેટલાં માણસો છે?

બ્રહ્મજી—હું માણસની જ્ઞાતિનો નથી. આખું જગત મારું કુટુંબ છે. કીડી, મકોડી, પશુ, પક્ષી, માણસ, દેવ, સૂર્ય, ચંદ્ર અને તારા વગેરે બધાં મારાં નજીકનાં સગાં છે. બીજા પોતાનાં સગાંને મળવા જાય છે, હું મારાં સગાંને મારી સાથે જ રાખું છું.

ઉતારુ—આપ કાંઈ લોકસેવા કરો છો?

બ્રહ્મજી—મારું જે કુટુંબ છે, જે મારાં નજીકનાં સગાં છે, જેનું વર્ણન મેં હમણાં તમને આપ્યું તેમની સેવા હું બને તેટલી કરું છું, અને મારા તરફથી કોઇને અગવડ થાય તેવું કરતો નથી. આપણે આપણા શરીરની સેવા કરીએ છીએ, તે આપણું કામ છે એમ માનીને કરીએ છીએ. તેવી જ રીતે બીજાં શરીરોમાં પણ આપણો આત્મા છે એમ માની, જે આપણું કામ લાગે તે કરવું. વળી આપણા આ એક શરીરમાં જેટલી શાંતિ અને શક્તિ હશે, તેટલી આપણાં બીજાં શરીરોને આપી શકાશે. આથી એક જગ્યાની શાંતિ અને શક્તિ પૂર્ણ કરવી જોઈએ. ખરો સેવક પોતાને સુધારવા તરફ વધારે ધ્યાન આપે છે.

આપણા પોતાના સુખ માટે આત્મામાં શાંતિનો અનુભવ કાયમ રહેવો જોઈએ અને બીજાની સેવા માટે આપણામાં નવા પ્રકારની

શક્તિ આવવી જોઇએ. તે શક્તિ એવા પ્રકારની હોવી જોઇએ કે આપણા આત્માની શાંતિનો ભંગ કરે નહિ. આવી દશા રહે તો આપણું જીવન સારું રહે છે અને બીજાની સેવા પણ સારી રીતે થઈ શકે છે. જેઓ પોતે અંદર શાંતિ ભોગવી શકતા નથી, તેઓ લોકોની સેવાથી થોડા વખતમાં કંટાળી જાય છે. જેઓ આત્મજ્ઞાન મેળવીને પછી લોકસેવામાં પડે છે, તેમની ક્રિયામાં નવું ચૈતન્ય રહે છે. આથી તેમની ક્રિયા સફળ થાય છે, અંદર શાંતિ વધે છે અને તેથી સેવા વખતે જ સેવાનું ફળ મળે છે.

ઉતારુ—હું લોકસેવા કરું છું, તોયે મારા મનમાં શાંતિ કેમ ઉત્પન્ન થતી નથી?

મહારાજી—ઘણાના મનમાં 'જેલમાં જઈ આવ્યા' એવું માન લેવાની ઇચ્છા હોય છે. તેમની ઇચ્છા પૂરી કરવા માટે સરકાર તેમને થોડા દિવસ જેલમાં રાખી, સગવડ આપી, છોડી મૂકે છે. એવા સત્યાગ્રહી દેશનું ભલું કરી શકતા નથી. સામાન્ય રીતે જે સેવા કરવાથી વધારે વખાણ મળે, તે સેવા કરવાનું માણસને મન થાય છે. પણ બધાએ એક પ્રકારની સેવા શા માટે કરવી જોઈએ? આપણા શરીરમાં આંખ છે, કાન છે, નાક છે અને ગુદા છે. દરેક પોતાની જગ્યાએ બરાબર કામ કરે છે, અને દરેકનું કામ જરૂરનું છે. જેઓમાં રાગદ્વેષ હોય છે, તેઓ રાગદ્વેષવાળી સેવામાં જોડાય છે. જેમને એમ લાગે છે કે સંસારમાં સુખ નથી, તે સંસારના સુખ માટે પ્રયત્ન કરશે નહિ અને બીજાને તે સુખ માટે મદદ કરશે નહિ. જેના ઉપર આપણો ઘણો પ્રેમ હોય તેનાથી જુદા પડવું પડે એવો સંસાર સાધુઓને ગમતો નથી. આથી તેઓ સંસારનું સુખ વધે તેવી સેવામાં પડતા નથી. આવા સાધુઓને કેટલાક સંકુચિત હૃદયવાળા કહે છે. પણ તેમનું હૃદય બહુ મોટું હોય છે, તેથી તે નાના સુખમાં બંધાઈ શકતું નથી. કીડો ભમરી થાય ત્યારે બીજા કીડા તેને સ્વાર્થી માને છે, પણ ભમરી થયેલો કીડો વધારે મોટા ક્ષેત્રમાં

ફરી શકે છે અને વધારે સુખ લઈ શકે છે. તેનું જગત ફરી જાય છે. તે બીજાને સમજાતું નથી. વળી ખરી રીતે જોઇએ તો સંસારનાં માણસોનાં હૃદય અનેક જાતની ચિંતાથી, બીકથી, આબરૂથી, પૈસાથી, પ્રેમી માણસના વિયોગથી બંધાયેલાં અને સંકુચિત રહે છે; પણ ભક્તો આ બધાથી છૂટે છે. તે આખા જગતને ચાહે છે અને આખું જગત તેમને ચાહે છે. જ્યાં આવા ભાવથી સેવા થાય છે, ત્યાં એકબીજાને 'આભાર માનું છું' એમ કહેવાની જરૂર પડતી નથી. આવા ભક્તની ઉપર સૂર્ય, ચંદ્ર, નદી, વૃક્ષો વગેરે પણ પ્રેમ કરે છે અને એકબીજાને ઓળખી લે છે. આવો પ્રેમ સંસારના વ્યવહારમાં મળતો નથી. જે ભગવાન વ્યાપ્ત છે, તે પ્રાપ્ત છે. તેનો પ્રેમ મળે, તે પોતાના લાગે, ત્યારે તેને વ્યવહારમાં લાવી શકાય અને તેની મદદથી સાચી સેવા કરી શકાય. જેમ પતિ મળ્યા વગર પતિસેવા થાય નહિ, તેમ પ્રભુ મળ્યા વગર પ્રભુની સેવા બરાબર થાય નહિ. માટે પોતે મોટા બની બીજાને મોટા બનાવવા જોઇએ. પણ સેવકના હૃદયમાં જો ખરી શાંતિ બહુ વખત રહેતી ન હોય, તો લોકસેવામાંથી લોકૈષણા ઉત્પન્ન થતાં વાર લાગતી નથી. જ્યારે લોકૈષણા ઉત્પન્ન થાય છે, ત્યારે આપણે બીજાના પશુ બની જઇએ છીએ. જો એક વાર સેવામાં અહંકાર ઉત્પન્ન થશે, તો બીજી વાર પણ ઉત્પન્ન થશે. જેમ કોઈ રખડતી ગાયનું દૂધ કેટલાક માણસો દોહી લે છે, તેમ જે માણસમાં પૂજાવાની ઇચ્છા હોય છે તેની દશા એ ગાયના જેવી થાય છે. માટે ખરી સેવાનાં લક્ષણ જુદા પ્રકારનાં હોય છે. જેમ ભગવાન લોકસંગ્રહ માટે અંશથી અવતાર લે છે, તેમ આપણે થોડી શક્તિથી બીજાની સેવા કરવી જોઇએ અને બાકીની શક્તિ આપણા આત્માના આનંદ માટે રાખવી જોઇએ. તે પણ સેવા છે. લોકસેવાનું ફળ પુણ્ય છે, પુણ્યનું ફળ ચિત્તશુદ્ધિ છે, ચિત્તશુદ્ધિનું ફળ આત્મજ્ઞાન છે, અને આત્મજ્ઞાનનું ફળ આત્માનો આનંદ છે. જ્યારે આત્માનો આનંદ પ્રત્યક્ષ મળતો હોય, ત્યારે તેના સાધનની

જરૂર નથી. ગીતાનો ત્રીજો અધ્યાય કર્મયોગનો છે, છતાં તેમાં પણ ભગવાને અર્જુનને કહેલું છે કે જેને આત્મામાં રતિ છે, આત્માથી તૃપ્તિ છે, આત્મામાં સંતોષ છે, તેને માટે બીજી કોઈ ફરજ રહેતી નથી. તેને કોઈ કામ કરવાથી વધારે લાભ નથી, અને કોઈ કામ કરવાનું રહી જાય તો ગેરલાભ નથી. સંસારમાં મળતો કોઈ લાભ તેને જોઇતો નથી. નાનામાં નાની વસ્તુ અથવા નાનો બનાવ પણ એકસત્તાથી ચાલે છે, અને તે સત્તા આપણાથી જુદી નથી એવો અનુભવ કરવો, એ આપણા જીવનનું મોટામાં મોટું કામ છે.

ઉતારુ—આપણે પુણ્ય કરીએ તો ભગવાન રાજી થાય અને પાપ કરીએ તો ભગવાન નારાજ થાય.

બ્રહ્મજી—ભગવાન સદા આનંદરૂપ છે. તે લોકોના પુણ્યથી વધારે ખુશ થતા નથી અને લોકોના પાપથી નારાજ થતા નથી. પણ જેમ કોઈ માણસ અરીસામાં પોતાનું મોઢું જોતો હોય, ત્યારે પોતાના કપાળમાં ચાંદલો કરે તો અરીસામાં દેખાતા કપાળમાં વગરપ્રયત્ને ચાંદલો થઈ જાય છે, તેમ જે જે ભાવ માણસ ભગવાનને અર્પણ કરે છે, તે તે ભાવ તેને પોતાને પ્રાપ્ત થાય છે. આથી જેઓ સેવા કરે છે તેમનું અંતઃકરણ શુદ્ધ થાય છે. અંતઃકરણ શુદ્ધ થયા પછી ભક્તિ ઉત્પન્ન થાય છે અને પછી આત્મજ્ઞાન થાય છે. નિષ્કામી સેવકના પ્રાણ ધીમા ચાલે છે અને સકામી સેવકના પ્રાણ ઉતાવળા ચાલે છે. મારા શરીરનો જન્મ થયા પહેલાં જેવું જગત ચાલતું હતું તેવું જ ચાલે છે અને ચાલશે; અને લોકસેવા કરવાવાળાની પણ જે વખતે જરૂર હોય તે વખતે તેવા જન્મે છે. આત્મજ્ઞાનીને બધાં પોતાનાં સ્વરૂપ લાગે છે. ભગવાનના રાજ્યમાં કોઈ જાતની ખામી નથી. જે જે વખતે જે જે જાતની ભૂલ દૂર કરવાની જરૂર હોય છે, તે તે વખતે તેવા પુરુષો સમાજમાં ઉત્પન્ન થાય છે. તે ભૂલ દૂર કરી ચાલ્યા જાય છે, અને બીજી ભૂલો શરૂ થાય છે. એટલે બીજી ભૂલો દૂર કરવા માટે બીજી જાતના સ્વભાવવાળા પુરુષો જન્મ લે છે, અને જગતમાં

જેને સુધરવાની ઇચ્છા હોય તે સુધરી શકે છે.

ઉતારુ—લોકસેવા કરતાં કરતાં ભગવાનને ભૂલી ન જઇએ એવો કોઇ રસ્તો છે?

બ્રહ્મજી—સેવા વખતે આપણને એમ લાગવું જોઇએ કે આપણે ભગવાનની આપેલી વસ્તુથી ભગવાનની સેવા કરીએ છીએ. બીજું, જે આપણા દુશ્મન હોય, જે આપણો વિરોધ કરતા હોય, તેમના ઉપર પણ પ્રેમ કરવો. તેમ છતાં જો ભગવાનને ભૂલી જવાય, તો થોડો વખત એકાંતમાં જઇ ભગવાનને બરાબર યાદ કરી લેવા અને ફરી સેવા શરૂ કરવી. છેવટે એવી દશા ઉત્પન્ન થશે કે ભગવાનને યાદ કરવાનો વખત અને લોકસેવાનો વખત જુદો રહેશે નહિ.

ઉતારુ—મને તો એવી ઇચ્છા થાય છે કે જો હું ભગવાન થાઉં તો જગતમાં ઘણા સુધારા કરી નાખું.

બ્રહ્મજી—તમે ભગવાન થશો ત્યારે તમને આખું જગત તમારું સ્વરૂપ લાગશે. તે અખંડ સ્વરૂપ ઉપર પ્રેમ થશે, અને જ્યારે પ્રેમ ઉત્પન્ન થશે ત્યારે કોઇના દોષ દેખાશે નહિ તેમજ જગત જેવું છે તેવું બરાબર છે એમ લાગશે. જ્યાં સુધી તમારામાં અપૂર્ણતા હશે, ત્યાં સુધી જગતમાં અપૂર્ણતા લાગશે. જે અખંડ વસ્તુ છે તેને ખંડવાળી જોવાથી અપૂર્ણતા લાગે છે. તેને સુધારવી એટલે તે જેવી છે તેવી જોવી. હાલની મનોદશાથી તે સ્થિતિની કલ્પના થઇ શકે નહિ. એક હજામને એવી ઇચ્છા થઇ હતી કે જો હું રાજા થાઉં તો સોનાને અસ્ત્રે હજામત કરું. એક વખત પ્રારબ્ધયોગે તેને રાજગાદી મળી એટલે તેને લાગ્યું કે રાજા થયા પછી કોઇની હજામત કરવાની જરૂર નથી. આવી જ રીતે જ્યારે ભગવદ્‌ભાવ પ્રાપ્ત થશે, ત્યારે જગતમાં દોષ લાગશે નહિ. એ આશ્ચર્યકારક સિદ્ધાંત છે પણ સાચો છે. નવી દશામાં જૂની પ્રકૃતિમાં ફેરફાર થાય છે. જો બધા માણસો પોતાની માન્યતા પ્રમાણે જગતમાં સુધારા કરે અને એવા સુધારા કરવાની

ભગવાન છૂટ આપે, તો જગત બહુ ખરાબ થઈ જાય; કારણ કે માણસોની માન્યતા ઉપર કોઈ જાતનો અંકુશ નથી.

ઉતારુ—તમારા આવા તત્ત્વજ્ઞાનથી કોઇને રોટલી મળી જતી નથી.

બ્રહ્મજી—તત્ત્વજ્ઞાનથી રોટલી મળતી નથી; પણ આપણા જીવનમાં સરળતા આવે છે અને સાચું સુખ લેતાં આવડે છે, તે ઓછો લાભ નથી. જીવ અને જગત એ વિચિત્ર પ્રકારનાં તત્ત્વો છે અને તેના ઉપર પ્રેમ કર્યા વગર તેના તત્ત્વની ખબર પડતી નથી. મનુષ્યજીવનમાં રોટલીનો પ્રશ્ન જેટલી મુશ્કેલી ઊભી કરે છે, તે કરતાં પ્રેમનો પ્રશ્ન વધારે મુશ્કેલી ઊભી કરે છે. ખરી રીતે પ્રેમની મુશ્કેલીમાંથી રોટલીની મુશ્કેલી ઉત્પન્ન થાય છે. જે કુટુંબમાં પ્રજા બહુ વધી પડે છે, તેને રોટલીની ચિંતા થાય છે. સાધુઓમાં પ્રેમ ઘણો હોય છે, પણ તેમના પ્રેમની દિશામાં ફેર હોય છે. પોતાનો સ્વભાવ સાત્ત્વિક બનાવીને જગતને જ્ઞાનદૃષ્ટિએ જોવું એમાં ઘણી કળા રહેલી છે, એમાં ખરો પ્રેમ અનુભવમાં આવે છે, અને આખું જગત પોતાનું ઘર લાગે છે. આથી રોટલીનો પ્રશ્ન પણ ઉત્પન્ન થતો નથી અથવા બહુ નડતો નથી. જીવન વશ રાખવું હોય, તો મનને વશ કરતાં શીખવું જોઇએ.

ઉતારુ—તમે ન્યૂસપેપરો વાંચો છો કે નહિ ?

બ્રહ્મજી—જેઓને જગતમાં જગતબુદ્ધિ છે, તેઓ ન્યૂસપેપર વાંચવાની ઇચ્છા રાખે છે; તેઓ જગતને જાણવાની ઇચ્છા રાખે છે, પોતાને જાણવાની ઇચ્છા રાખતા નથી. જેઓ પોતાને બરાબર જાણે છે, તેમને જગતમાં બ્રહ્મબુદ્ધિ થાય છે, તેથી તેઓને ન્યૂસપેપરો વાંચવાની જરૂર રહેતી નથી. વેદના વેદ આપણા હૃદયમાં છે, ન્યૂસપેપરમાં નથી. ઇંગ્લેંડના રાજાએ હાથી ઉપર બેસીને નેપાલના જંગલમાં વાઘ માર્યો. એ બનાવને રાજા જુદી રીતે માને છે, તેના માણસો જુદી રીતે માને છે, હાથીને એ બનાવ જુદી રીતે અસર કરે છે, અને

વાયને જુદી અસર કરે છે. એ બધી બાબત ન્યૂસપેપરમાં આવતી નથી. ન્યૂસપેપર માણસના જીવનનું એક દિવસનું બહુ થોડું જીવન બતાવી શકે છે.

ઉતારુ—પણ આપણે બધા પ્રકારના અનુભવ ન લઈએ તો અપૂર્ણ રહી જઈએ.

બ્રહ્મજી—એ વાત સાચી નથી. આપણે ચોરી કરવાનો અનુભવ ન લઈ શકીએ તેથી આપણે અપૂર્ણ થઈ જતા નથી. સાચું જીવન ગાળતાં આવડે, એ જ પૂર્ણ જીવન છે. આપણે ન્યૂસપેપરમાં લખેલા બનાવો જાણી ન શકીએ અથવા સંસારનાં કેટલાંક સુખ કે જે બીજા માણસો ભોગવતા હોય તે ભોગવી ન શકીએ, તો અપૂર્ણ થઇ જતા નથી; પણ આપણે પોતે કોણ છીએ તે જાણી ન શકીએ, તો જરૂર અપૂર્ણતા લાગ્યા કરશે.

ઉતારુ—મર્યા પછી માણસનું શું થાય છે ?

બ્રહ્મજી—જીવતા માણસો રાત્રે નિદ્રા લઇને સવારમાં ઊઠીને કેટલી ઇચ્છાઓ પૂરી કરવા દોડે છે તે સમજવાનો પ્રયત્ન કરશો, તો મરણ પછીની દશા સમજવામાં આવશે. પૂર્ણ જીવન નિત્યસુખરૂપ છે, તે દશામાં મરણનો પ્રશ્ન રહેતો નથી.

બ્રહ્મજીના આ જવાબ ગાડીના બીજા ઉતારુઓ પણ સાંભળતા હતા. બ્રહ્મજીના જવાબમાં જ્ઞાનની વાતો આવતી હોવાથી ઘણા ઉતારુઓનું ધ્યાન તેમના તરફ ગયું અને બ્રહ્મજી કોઈ જ્ઞાનનો વિષય કાઢી સૌને સમજાવે તો ઠીક એવી કેટલાકની ઇચ્છા થઈ. એટલામાં વઢવાણ સ્ટેશન નજીક આવ્યું અને એક ઉતારુએ કહ્યું: 'વઢવાણ આવ્યું.'

બ્રહ્મજી—શું આવ્યું ?

ઉતારુ—વઢવાણ.

બ્રહ્મજી—વઢવાણ તો જડ વસ્તુ છે, તે આવી શકે નહિ.

ઉતારુ—અરે, ભૂલ્યો! આપણે વઢવાણ તરફ જઈએ છીએ.

બ્રહ્મજી—આપણે તો એક જગ્યાએ બેઠા છીએ, આપણે ચાલતા નથી.

ઉતારુ—પણ આપણી ગાડી તો ચાલે છે ને?

બ્રહ્મજી—ગાડી તો લાકડાની અને લોઢાની બનેલી છે. લાકડું અને લોઢું કોઈ દિવસ ચાલી શકે નહિ!

ઉતારુ—પણ એન્જિનનો ડ્રાઇવર ગાડી ચલાવે છે.

બ્રહ્મજી—ડ્રાઇવર તો એક જગ્યાએ બેઠો છે, તે વઢવાણ તરફ ચાલતો નથી.

ઉતારુ—ત્યારે આપ જ કહોને કે શું ચાલે છે?

બ્રહ્મજી—ડ્રાઇવરનું મન ચાલે છે. જો તે બંધ થઈ જાય, તો વઢવાણ આવે નહિ.

આ દૃષ્ટાંતે બ્રહ્મજીએ વધારામાં કહ્યું કે જગત પણ ચાલતું નથી. જો કોઈ માણસ જગતને જુએ નહિ, તો તે ચાલે છે એમ કોણ કહી શકે? માટે જે માણસ જગતને ચાલતું જુએ છે તેનું મન ચાલે છે, જગત ચાલતું નથી. નિદ્રાની માફક મન શાંત થઈ જાય તો જગત પણ શાંત લાગશે, અને જાગ્રત અવસ્થાની માફક મન ચાલે ત્યારે જગત પણ ચાલતું લાગે છે.

ઉતારુ—હું નિદ્રામાં હોઉં ત્યારે બીજા માણસોને જગત ચાલતું લાગે છે.

બ્રહ્મજી—એ દૃષ્ટાંતમાં તમે બીજાની દૃષ્ટિનો આરોપ તમારા ઉપર તે વખતે લેવા પ્રયત્ન કરો છો. તે વખતે જે માણસ જાગે છે તે જગતનો અંશ છે, તેથી તેનું કહેવું તે વખતે પ્રમાણરૂપ થાય નહિ. ગાઢ નિદ્રા વખતે બીજા છે કે નહિ તે તે દશામાં રહીને તમે સિદ્ધ કરી શકશો નહિ.

વળી જાગ્રત અવસ્થામાં જોઇએ તો જેઓ ન્યૂસપેપર વાંચતા નથી તેમના જીવનમાં તેટલું જગત ચાલતું લાગતું નથી, માટે મન એ જ જગત છે. 'આપ મૂઆ પીછે ડૂબ ગઈ દુનિયા.' સ્વપ્નમાં સ્વપ્નનો કાળ છે, જાગ્રતમાં જાગ્રતનો કાળ છે, સુષુપ્તિમાં સુષુપ્તિનો કાળ છે, અને સમાધિમાં સમાધિનો કાળ છે. કાળ આપણે આધારે છે. આપણે કાળને આધારે નથી. બધું જીવન માણસના કાળથી માપી શકાય નહિ. જે માણસનાં કપડાં જૂનાં થઈ જાય, તે પોતે જૂનો થઈ જતો નથી. તેમ આ શરીર જૂનું થતાં હું જૂનો થતો નથી. આપણે ટ્રેનમાં બેઠા છીએ એ પણ દેહબુદ્ધિથી—માયાથી કહી શકાય. સત્યદૃષ્ટિએ આપણે હંમેશાં સર્વત્ર રહીએ છીએ.

ઉતારુ—માયાને શી રીતે તરી શકાય ?

બ્રહ્મજી—માયા ભાવરૂપ નથી એમ જાણવું, અથવા માયા પણ બ્રહ્મરૂપ છે એમ જાણવું, એ માયાને તરવાનો ઉપાય છે. પણ અલ્પને ગ્રહણ કરવું અને બાકીનું છોડી દેવું એ માયામાં ડૂબવાનો રસ્તો છે.

ઉતારુ—અમે ઘણા માણસો પાસેથી સાંભળેલ છે કે આ જ સુધી કોઇએ ભગવાનને જોયેલ નથી.

બ્રહ્મજી—એ કથન અજ્ઞાનવાળું છે. ભગવાન પોતે કહે છે કે જે કાંઈ છે તે મારું સ્વરૂપ છે. આથી ખરી રીતે બધાએ ભગવાનને જોયા છે, બધા ભગવાનને જુએ છે, અને તેઓ બીજું કાંઈ જોતા નથી, એમ કહેવું જોઇએ. જેઓ કહે છે કે અમે ભગવાનને જોયા નથી, તેમણે મહાત્માઓનો સંગ કરેલ નથી, શાસ્ત્રો વાંચેલ નથી, ભગવાનના નામનો જપ કરેલ નથી. કોઈ કહે કે મેં ઘડો જોયો છે પણ માટી જોયેલ નથી, એ જેવું યુક્તિવિરુદ્ધ છે, તેમ જે કહે છે કે મેં જગત જોયું છે પણ ભગવાન જોયા નથી, તે પણ તેટલું જ યુક્તિવિરુદ્ધ છે. માટે આપણે બધા જે કાંઈ સાંભળીએ છીએ, દેખીએ છીએ, તે ભગવાન છે. તેમાં બેધડક નિશ્ચય રાખો.

ઉતારુ—ભગવાન કઈ ભાષા બોલતા હશે ?

બ્રહ્મજી—તે બધી ભાષામાં જવાબ આપે છે, એ મહાન આશ્ચર્ય છે. તેમણે નરસિંહ મહેતાની સાથે ગુજરાતી ભાષામાં વાત કરી હતી અને અર્જુનની સાથે સંસ્કૃત ભાષામાં વાત કરી હતી.

ઉતારુ—ગીતાનો સાર શો છે ?

બ્રહ્મજી—કોઈ માણસ જમવા બેઠો હોય અને તેને શંકા પડે કે રસોઈમાં કદાચ ઝેર હોય તો ? ત્યારે કોઇ તેને જવાબ આપે કે તેમાં ઝેર નથી, જમવું હોય તો જમો. તેવી જ રીતે ભગવાને અર્જુનને કહેલું છે કે, સંસાર એ ઝેરી વસ્તુ નથી. જો ભગવદ્ભાવ રાખી સંસારમાં રહેશો, તો નવા પ્રકારનો આનંદ નિત્ય મળતો રહેશે અને પ્રવૃત્તિ નડશે નહિ. કામ્ય કર્મ છોડવાં એ જ સંન્યાસ છે.

આ સાંભળી એક ઉતારુએ કહ્યું કે, 'અમે હજુ સુધી એમ સમજતા હતા કે, આત્મજ્ઞાની પુરુષો તો ભગવાં કપડાંમાં જ ફરતા હશે, જે તે ખાઈ લેતા હશે અને જ્યાંત્યાં પડ્યા રહેતા હશે. તમે બહારથી સાધુ જેવાં કપડાં પહેર્યાં નથી તેથી ઘણા ભૂલમાં પડે તેવું છે.

બ્રહ્મજી—વીતરાગી ગમે ત્યાં વિચરે તોયે રાગી થતા નથી. સાધુતા એ અંતઃકરણનો ધર્મ છે. ભવિષ્યના સાધુઓ માત્ર વેશથી પ્રસિદ્ધ થશે નહિ, પણ તેમના ચારિત્રથી લોકો તેમને જાણી લેશે. તેઓ લોકોને સંસ્કારી બનાવશે અને તેમની વચ્ચે પણ રહેશે.

આવી આવી જ્ઞાનની વાતો કરતાં કરતાં બ્રહ્મજી ગુરુજી પાસે પહોંચ્યા. ગુરુજી તેમને જોઈ સમજી ગયા કે તે માત્ર હવે દેખાવમાં જ 'ઉકો' છે, જ્ઞાનમાં તો તે સાક્ષાત્ બ્રહ્મજી છે.

બીજે દિવસે જ્યારે સત્સંગનો વખત થયો, ત્યારે ગુરુજીએ બ્રહ્મજીને કહ્યું કે કોઈ જ્ઞાનનો પ્રશ્ન કાઢો.

બ્રહ્મજી—મને હવે કાંઈ શંકા થતી નથી.

ગુરુજી—તોપણ બીજા શ્રોતાજનોના લાભ માટે કોઈ પ્રશ્ન કાઢો, એટલે હું તેનો ખુલાસો કરીશ.

બ્રહ્મજી—જ્ઞાન થયા પછી બધાં કર્મ બળી જાય છે કે નહિ ?

ગુરુજી—આ પ્રશ્ન બહુ સારો છે. ભૂતકાળનાં સંચિત કર્મો, વર્તમાન કાળનાં ક્રિયમાણ કર્મો અને આગામી (આવવાનાં) કર્મોથી જ્ઞાની પુરુષ નિર્લેપ છે. જ્ઞાનથી આત્માનું અકર્તાપણું સિદ્ધ થાય છે તેથી જ્ઞાની પુરુષ ત્રણે કાળમાં પોતાને અકર્તા માને છે. આત્મજ્ઞાન થયા પછી મન, પ્રાણ, ઇન્દ્રિયો અને શરીર એ પરવસ્તુ લાગે છે, અને જેમ બીજા માણસોએ કરેલાં કર્મનાં ફળ આપણે ભોગવવાં પડતાં નથી, તેમ શરીરરૂપી પરવસ્તુથી થયેલાં કર્મ આત્મા ભોગવતો નથી, પણ શરીર ભોગવે છે. જ્ઞાની પુરુષ માને છે કે ભૂતકાળનાં કર્મ તેણે કર્યાં નહોતાં, વર્તમાનમાં તે કરતો નથી, અને ભવિષ્યનાં કર્મનો સંસર્ગ તેને લાગતો નથી. જ્ઞાન થયા પહેલાં અજ્ઞાન ભાવે જે કર્મ કર્યાં હોય છે, તે કર્મ તે ભાવ ઉત્પન્ન કરવા પ્રયત્ન કરે છે, પણ જ્ઞાની પુરુષો તે કર્મ પોતાનાં માની તે ભાવમાં ભળતા નથી.

છતાં જ્ઞાની પુરુષોને પણ પ્રારબ્ધ કર્મ ભોગવવાં પડે છે. કોઈ એક ઓરડામાં અનાજ ભર્યું હોય અને તેમાંથી એક કોથળો અનાજનો ભરી ઘરના ઉપયોગ માટે બહાર કાઢ્યો હોય. હવે જો તે ઓરડામાં આગ લાગે તો તે ઓરડાનું અનાજ બળી જાય છે, પણ બહાર કાઢેલું અનાજ બળી જતું નથી. તે અનાજ તો ભોગવવાથી જ ખૂટે છે. ઓરડામાં બાકી રહેલું અનાજ એ સંચિત કર્મ છે. સંચિત કર્મ જ્ઞાનરૂપી અગ્નિથી બળી જાય છે. પૂર્વજન્મોનાં જે કર્મ પાકચાં હોય, એટલે ફળ દેવાને તૈયાર થયાં હોય, તે ભોગવવા માટે જીવે આ શરીર ધારણ કરેલ છે. તે કોથળાનું અનાજ છે, તે પ્રારબ્ધ કર્મ છે, અને તે ફળ આપ્યા વગર રહેતું નથી. તે ઉપરાંત વર્તમાન જીવનમાં ભૂલથી કોઈ ઉગ્ર પાપ થઈ ગયું હોય અથવા લોકકલ્યાણની

ભાવનાથી ઉત્કટ પુણ્ય થયું હોય, તો તેના પરમાણુ શરીરમાં એવા દઢ બંધાઈ જાય છે કે, તે પણ ફળ દેવા આવે છે. આત્મજ્ઞાન થયા પછી શરીર એકદમ પડી જતું નથી, તેથી પ્રારબ્ધ કર્મોનાં ફળ ભોગવવા માટે તે રહે છે. પણ તે ભોગવવામાં જ્ઞાની પુરુષોમાં એક પ્રકારની શાંતિ અને સમતા રહે છે. જ્યારે આવાં કર્મ જ્ઞાનીની ઇચ્છા વગર સુખદુ:ખ આપે છે, ત્યારે તેનું જીવન ભોગપ્રધાન રહે છે, એટલે કે માત્ર તે કર્મનાં ફળ ભોગવવા પૂરતું રહે છે. તે કર્મ સુખદુ:ખ આપી જતાં રહે છે. તેમાં જ્ઞાની પુરુષોને સત્યત્વબુદ્ધિ થતી નથી. પણ જ્યારે કોઈ અજ્ઞાની જીવ પોતાની ઇચ્છાથી કર્મ કરે છે, ત્યારે તેનું જીવન ભોક્તાપ્રધાન રહે છે. જ્યારે તે ભોક્તાપ્રધાન રહે છે, ત્યારે કર્તાપણું ઉત્પન્ન થાય છે; અને જ્યારે કર્તાપણું ઉત્પન્ન થાય છે, ત્યારે નવાં કર્મ બંધાય છે. અકર્તામાં કર્તાપણું, નિષ્ક્રિયતામાં સક્રિયપણું વગેરે વિરુદ્ધ ધર્મો સાપેક્ષ ભાવે ઉત્પન્ન થાય છે, એટલે કે ઉપાધિ દ્વારા ઉત્પન્ન થાય છે. ઉપાધિનો લય થતાં તે ધર્મ દૂર થાય છે. જેને જાગ્રત અવસ્થામાં ભોગપ્રધાન કર્મ રહે છે, તેને સ્વપ્ન અવસ્થામાં પણ ભોગપ્રધાન કર્મ રહે છે. જેને જાગ્રત અવસ્થામાં ભોક્તાપ્રધાન છે, તેને સ્વપ્ન અવસ્થામાં પણ ભોક્તાપ્રધાન છે. આ બાબત અંતર્દશાની હોવાથી બહારના માણસોને તેની ખબર પડતી નથી.

બ્રહ્મજી—જ્ઞાનથી આપણાં સંચિત કર્મ બળી ગયાં હોય, તો તેની ખાતરી શી રીતે થાય?

ગુરુજી—આવો જ્ઞાની પુરુષ પોતાને કર્મથી નિત્ય અસંગ માને છે. કોઈ પણ પ્રકારની અનુકૂળતા અથવા પ્રતિકૂળતા લાગે નહિ અને રાગ કે દ્વેષ થાય નહિ, ત્યારે જાણવું કે સંચિત કર્મ બળી ગયાં છે. તે પછી માત્ર પ્રારબ્ધ રહે છે. પ્રારબ્ધ કર્મ ફળ દેવા માટે તૈયાર હોય છે, તેથી તેનો નાશ જ્ઞાનથી થાય નહિ. પણ સંચિત કર્મ ફળ દેવા તૈયાર થાય, તે પહેલાં જ્ઞાન થઈ જાય, તો તેનો નાશ થાય છે.

જ્ઞાની પુરુષોને પ્રારબ્ધ પ્રમાણે સગવડો અને અગવડો આવે છે. તે બાબત એક દૃષ્ટાંતથી સૌને સરળતાથી સમજાઈ જશે.

એક આત્મજ્ઞાની સદ્‌ગૃહસ્થ પોતાના બંગલામાં સુખથી રહેતા હતા. એક દિવસ તેમના ઘર આગળથી એક સાધુ નીકળ્યા અને તે ગૃહસ્થને જોઈ કહ્યું કે, 'તમે જ્ઞાની છો એમ સાંભળવામાં આવેલ છે, તો આટલો પરિગ્રહ રાખી તેમાં કેમ ગૂંચાઈ ગયા છો ?' પેલા જ્ઞાની શેઠે જવાબ આપ્યો કે, 'તે મારું પ્રારબ્ધ છે. તેની ખાતરી તમારે કરવી હોય તો ચાલો હું તમારી સાથે મારું ઘર છોડી એક વસ્ત્રભેર ચાલી નીકળું છું.' એમ કહી તે શેઠ ઘર, કુટુંબ વગેરે છોડી તે સાધુની સાથે કોઈ દૂર દેશમાં ચાલી નીકળ્યા. ચાલતાં ચાલતાં ઘણે દૂર નીકળી ગયા. છેવટે તે જ્ઞાની શેઠે એક જગ્યાએ નદીકાંઠે મુકામ કર્યો અને સાધુને કહ્યું કે, 'મને બહુ ફરવાની ટેવ નથી તેથી હું હવે અહીં જ રહીશ.' તેથી તે જ્ઞાની શેઠ ત્યાં રહ્યા અને તે સાધુ બીજા દેશમાં ચાલ્યા ગયા. અહીં આ શેઠની પાસે ત્યાંના ગામના માણસો આવવા લાગ્યા. તે ગામના એક શેઠને એવી વૃત્તિ થઈ કે આ જ્ઞાની પુરુષ આપણા ગામમાં રહે તો બહુ સારું. તેથી તેને માટે દશહજાર રૂપિયા ખર્ચી એક મકાન ચણાવી આપવા ઇચ્છા દર્શાવી. જ્ઞાની શેઠે જવાબ આપ્યો કે, 'મારે બંગલાની જરૂર નથી અને રૂપિયાની પણ જરૂર નથી.' પણ તે રકમ અર્પણ કરનારનો બહુ આગ્રહ જોઈ તે રૂપિયામાંથી એક મકાન માટે પાયો નંખાવ્યો. થોડા વખત પછી બીજા પૈસા આપવાવાળા આવ્યા, તેમાંથી બંગલો તૈયાર થયો અને પહેલાં જેમ પોતાના ગામમાં પોતે જે સગવડથી રહેતા હતા તેવી બધી સગવડ પાછી ત્યાં તૈયાર થઈ ગઈ. એટલામાં પેલા સાધુ ફરતા ફરતા ત્યાં આવ્યા અને જ્ઞાની શેઠને પહેલાં જેવી હતી તેવી મૂળ સારી સ્થિતિમાં જોયા અને જ્ઞાની શેઠના પ્રારબ્ધમાં તે સગવડ છે એમ તેની ખાતરી થઈ.

પણ પ્રારબ્ધને નામે ઢોંગ પણ ઘણો ચાલે છે. કેટલાક સાધુઓ અને ગૃહસ્થાશ્રમીઓ સંસારના ભોગમાં ઇચ્છાથી પડે છે અને કહે છે કે, 'તે અમારું પ્રારબ્ધ છે.' માટે આ બાબતમાં બહુ વિવેકબુદ્ધિ રાખવાની છે. જ્યારે પ્રારબ્ધ ભોગપ્રધાન હોય છે, ત્યારે ભોગ છોડીએ તોપણ સામા આવે છે અને છતાં તેમાં સત્યત્વની બુદ્ધિ

થતી નથી. જ્યારે પ્રારબ્ધ ભોક્તાપ્રધાન થાય છે, ત્યારે તેમાં સત્યત્વની બુદ્ધિ થાય છે.

બ્રહ્મજી—પણ આ પ્રારબ્ધ કોઈ રીતે ફેરવી શકાય કે નહિ?

ગુરુજી—પ્રારબ્ધકર્મ ફળ આપ્યા વગર રહેતું નથી. તેથી સામાન્ય નિયમ એવો છે કે પ્રારબ્ધ ફેરવી શકાય નહિ.

એક વખત કોઈ જીવનું પ્રારબ્ધ ફેરવી નાખવા માટે ગરુડજીને ઇચ્છા થઈ. તેણે વિષ્ણુભગવાનને પૂછ્યું કે, 'અમુક ગામમાં કન્યા છે તેનું પ્રારબ્ધ કેવું છે?' વિષ્ણુભગવાને કહ્યું કે, 'તે ગામમાં ઝાંપાબહાર એક કોઢિયો માણસ બેઠો છે તેને તે પરણશે અને તારે હાથે પરણશે.' ગરુડજીએ કહ્યું કે, 'હું તેમ બનવા નહિ દઉં. આવી સારી કન્યાના પ્રારબ્ધમાં કોઢિયો વર મળે તે ઠીક કહેવાય નહિ.' તે દિવસથી ગરુડજીએ તે ગામના કોઢિયા ઉપર ધ્યાન રાખવા માંડ્યું અને કોઇ રીતે તે કોઢિયો તે કન્યાને ન પરણે તેવી તજવીજ કરવા માંડી. તે કન્યા યોગ્ય ઉંમરની થઇ ત્યારે તેના બાપે યોગ્ય વર ગોતવા માટે પોતાના ભાઇને તપાસ કરવા મોકલ્યો અને તેની માએ પણ પોતાના ભાઇને તે કામ માટે મોકલ્યો. બન્ને જુદેજુદે ઠેકાણે ભૂલથી એક જ વખતે સગાઈ કરી આવ્યા અને એક જાનને બદલે બે જાન લઇ બે વર તે કન્યાને પરણવા આવ્યા. તે જોઈ ગરુડજીને લાગ્યું કે હવે આ કન્યા કોઢિયાને કોઈ રીતે પરણશે નહિ. છતાં કાંઇ અવળું બની ન જાય તેટલા માટે ગરુડજી તે કોઢિયાને તે ગામમાંથી ઉપાડીને એક સમુદ્રની વચમાં એક બેટમાં મૂકી આવ્યા. ત્યાં ગયા પછી તે કોઢિયાએ ગરુડજીને કહ્યું કે, 'મને અહીં કાંઈક ખાવાનું આપો.' એટલે ગરુડજી તેને માટે ખાવાનું લેવા તે શેઠને ઘેર આવ્યા.

અહીં તે શેઠના ભાઈએ શોધી કાઢેલ વરને પોતાની કન્યા આપવાની શેઠાણીની ઇચ્છા નહોતી તેથી તે કન્યાને એક કરંડિયામાં સંતાડી દીધી હતી. તે કરંડિયો મીઠાઈનો છે એમ માની ગરુડજીએ તે લઇને કોઢિયા પાસે મૂકયો અને તેને કહ્યું કે, 'લે આ તારે માટે છે.' કોઢિયાએ કરંડિયો ઉઘાડ્યો અને તેમાંથી કન્યા નીકળી. તે કન્યાએ પણ પ્રારબ્ધયોગે તે કોઢિયાને પરણવાની ઇચ્છા કરી અને ગરુડજીને હાથે બન્ને ત્યાં પરણ્યાં.

આ ઉપરથી એટલું સમજી લેવું કે પ્રારબ્ધકર્મ ભોગવ્યા વિના નાશ થતાં નથી. ગુરુજીએ વધારામાં કહ્યું કે:—

હું ઉત્તર હિન્દુસ્તાનમાં સાધુવેશે ફરતો હતો અને જ્યાં ભિક્ષા મળે ત્યાં ભિક્ષા કરી મારો વખત આત્મચિંતનમાં ગાળતો હતો. એક વખત એક માણસને ઘેર હું ભિક્ષા માટે ગયો. ઘરમાં ઘરનો માલિક નહોતો પણ તેની સ્ત્રી હતી. તેણે મને ડેલીમાં બેસવા કહ્યું, અને પોતે ઘરમાં જઇ એક થાળીમાં એક રોટલો લઈ આવી મને આપ્યો. પાછી તે ઘરમાં શાક લેવા ગઈ. થોડી વારમાં ઝાડ ઉપરથી એક વાંદરો આવ્યો અને તે રોટલો થાળીમાંથી ઉપાડી ઝાડ ઉપર ચડી ગયો; એટલામાં રસ્તા ઉપર કોઈ માણસ ગરીબ માણસોને અને બાળકોને મીઠાઈ વહેંચવા નીકળ્યો. તેણે મારી થાળી ખાલી જોઈ તેમાં મીઠાઈ પીરસી દીધી અને તે ચાલ્યો ગયો. થોડી વારમાં ઘરની અંદરથી તે બાઈ મારે માટે શાક વગેરે લઇને આવી પણ થાળીમાં જુએ તો જ્યાં બાઇએ રોટલો મૂકયો હતો ત્યાં મીઠાઇ જોવામાં આવી. બાઇના મનમાં એમ આવ્યું કે મેં કાંઇ ચમત્કાર કરેલ છે અને હું પ્રભુ જેવો છું, પણ મેં કહ્યું મેં કાંઈ ચમત્કાર કરેલ નથી. જેવી હકીકત બની હતી તેવી મેં તે બાઈને કહી સંભળાવી. પણ મારી વાત તે બાઈના માનવામાં આવી નહિ અને તેણે દરવાજો બંધ કરી દીધો. થોડી વારમાં તેના પતિ ઘેર આવ્યા, ત્યારે તે બાઇએ તેમને કહ્યું કે, 'આપણે ઘેર સાક્ષાત પ્રભુ પધાર્યા છે, તે પ્રભુએ રોટલામાંથી મીઠાઇ બનાવી દીધી છે, માટે આ સાચા સાધુની આપણે સારી સેવા કરીએ તો આપણને લાભ થશે.' મેં તે બાઈના પતિને સાચી હકીકત કહી સંભળાવી અને કહ્યું કે, 'રોટલો વાંદરો લઇ ગયો હતો અને મીઠાઇ રસ્તે જતા કોઈ માણસે મારી થાળીમાં પીરસી દીધી હતી. તેમાં મેં કાંઈ ચમત્કાર કરેલ નથી. મારા પ્રારબ્ધયોગે આવી હકીકત બનેલ છે.' મારી વાત તેના પતિએ સાચી માની અને બન્નેનો ભાવ તે દિવસથી મારા ઉપર હતો તે કરતાં

અધિક વધ્યો. માટે આપણા શરીરનાં સુખદુઃખનો આધાર આપણા પ્રારબ્ધ ઉપર છે. તે ફેરવી શકાય નહિ; પણ તેમાં સત્યત્વની બુદ્ધિ રાખવી નહિ કારણ કે તે સુખદુઃખ અનિત્ય છે અને ફળ આપીને જતાં રહે છે.

બ્રહ્મજી—પણ કોઈ ભૂતકાળના કર્મમાં ઉગ્ર પાપ રહેલું હોય તો તેનું ફળ વર્તમાનકાળના કોઈ ઉત્કટ પુણ્યથી દૂર થઈ શકે કે નહિ?

ગુરુજી—એવાં કેટલાંક દૃષ્ટાંતો મારા સાંભળવામાં આવેલ છે કે ઉત્કટ પુણ્યથી કેટલાંક પાપનું ફળ અટકે છે. ખાસ કરીને કોઇ દેવ અથવા દેવીનું અનુષ્ઠાન કરવાથી, અથવા બહુ ભૂખ્યા ગરીબોને અન્નવસ્ત્ર આપવાથી અથવા સાચા સાધુઓને શ્રદ્ધાથી જમાડવાથી, અથવા જ્યાં પાણીની અગવડ હોય ત્યાં વાવકૂવા વગેરે બંધાવવાથી, અથવા કોઇ મહાન પરોપકારનું કામ કરવાથી કેટલાંક ચમત્કારિક ફળ નજરે પડે છે:—

'પંચદશી'ના પ્રખ્યાત લેખક શ્રીવિદ્યારણ્ય સ્વામી જ્યારે પૂર્વાશ્રમમાં હતા, ત્યારે તેમને ૩૦ વર્ષની ઉંમરે ગૃહસ્થાશ્રમી થવાની ઇચ્છા થઇ. તેમણે ઘરસંસાર બરાબર ચલાવવાની ઇચ્છાથી પહેલાં પુષ્કળ ધન પ્રાપ્ત કરી લેવા માટે લક્ષ્મીનું અનુષ્ઠાન શરૂ કર્યું. એક અનુષ્ઠાન એક વર્ષ ચાલ્યું પણ લક્ષ્મી પ્રસન્ન થયાં નહિ, તેથી તેમણે ૨૧ વર્ષ સુધી ૨૧ અનુષ્ઠાન કર્યાં. તોપણ લક્ષ્મી પ્રસન્ન થયાં નહિ. ૫૧ મે વર્ષે તેમણે અરીસામાં પોતાનું મોઢું જોયું તો ધોળા વાળ ઊગી ગયા હતા, તેથી તેમણે પરણવાનો વિચાર માંડી વાળ્યો અને તરત સંન્યાસ ગ્રહણ કર્યો. તે વખતે લક્ષ્મીદેવી તેમની પાસે આવ્યાં અને કહ્યું કે, 'હું તમારા ઉપર પ્રસન્ન થઈ છું, માટે જેટલું ધન જોઇએ તેટલું માગ.' સ્વામીજીએ કહ્યું: 'હવે મારે ધનની જરૂર નથી. મેં સંન્યાસ લીધેલ છે. પણ તમે મને ૨૧ વર્ષ સુધી જવાબ કેમ ન આપ્યો?' લક્ષ્મીદેવીએ કહ્યું: 'તમારા પૂર્વજન્મના કર્મમાં ૨૩ બ્રહ્મહત્યાનું પાપ હતું તેમાંની ૨૧ બ્રહ્મહત્યાનું પાપ ૨૧ અનુષ્ઠાનથી દૂર થયું અને ૨ બ્રહ્મહત્યાનું પાપ સંન્યાસ લેવાથી દૂર થયું. તેથી હવે તમારી ચિત્તશુદ્ધિ પૂરી થવાથી હું પ્રસન્ન થઇ તમારી પાસે આવી છું.' સ્વામીજીએ કહ્યું:

'પણ હવે મારે તમારું કામ નથી.' લક્ષ્મીજીએ કહ્યું: 'પણ મારું આવવું વ્યર્થ જાય નહિ.' સ્વામીજીએ જવાબ આપ્યો, 'ત્યારે પરોપકાર અર્થે, બીજા ગરીબોને લાભ થાય તેટલા માટે અહીં વર્ષો.' તે ઉપરથી ત્યાં સોનાની રેતીનો વરસાદ થયો અને તેમાંથી મૈસૂરની સોનાની ખાણો ઉત્પન્ન થઈ છે, એમ કહેવાય છે.

બ્રહ્મહત્યાનો અર્થ કોઈ એમ પણ કરે છે કે આપણો આત્મા સ્વયંપ્રકાશ અને આનંદરૂપ હોવા છતાં જેઓ તેને જાણવા માટે અને અનુભવ માટે પ્રયત્ન કરતા નથી તેઓ બ્રહ્મહત્યા કરે છે. તે દૃષ્ટિએ જોતાં કદાચ સ્વામીજીએ પૂર્વજન્મોમાં ૨૩ વખત આત્મ-જ્ઞાન માટે પ્રયત્ન કરીને છોડી દીધો હોય. કેટલાંક અનુષ્ઠાનથી ચિત્ત-ના દોષો દૂર થાય છે એ આ દૃષ્ટાંતનું તાત્પર્ય છે.

બીજું એક દૃષ્ટાંત એવું છે કેઃ—

'એક ગામના નગરશેઠને એક પુત્ર હતો. તે પુત્રનું ભવિષ્ય તે શેઠે એક જોશી પાસે જોવરાવ્યું ત્યારે જોશીએ કહ્યું કે, 'તમારો પુત્ર ઉત્તમ ચરિત્રવાળો થશે, પણ જો તે પરણશે તો તરત મરણ પામશે.' આ હકી-કત સાંભળી શેઠે તેનું સગપણ કરવાનો વિચાર બંધ રાખ્યો. પુત્ર મોટી ઉંમરનો થયો એટલે શેઠાણીએ શેઠને કહ્યું કે, 'હવે આપણા પુત્રની સગાઈ કરીને પરણાવવો જોઇએ.' શેઠે કહ્યું કે, 'હજુ વાર છે, થોડા વખત પછી સગાઈ કરીશું.' એમ ત્રણચાર વાર શેઠાણીએ વાત કરી અને શેઠે મુલતવી રાખવાનું કહ્યું, તેથી શેઠાણી બહુ નારાજ થયાં. એક વખત શેઠ બહારગામ ગયા હતા, ત્યારે શેઠાણીએ પુત્રની સગાઇ કરી લીધી. શેઠ પાછા આવતાં આ વાત સાંભળી મનમાં બહુ દિલગીર થયા, પણ જોશીએ કહેલ વાત કોઇને કહી નહિ. થોડા વખત પછી પુત્રના વિવાહ થયા અને વહુ ઘેર આવી. તે દિવસે શેઠને એમ લાગ્યું કે હવે બીજે દિવસે તે પુત્રનું મોઢું જોઇ શકશે નહિ. રાત્રે પુત્રને સૂવાનો ઓરડો હતો તેમાં ત્યાંના રિવાજ પ્રમાણે કેટલીક સારી સારી મીઠાઇઓના થાળ વરકન્યાને આરો-ગવા માટે મૂકવામાં આવ્યા હતા. તે દિવસે ગામમાં એક ગરીબ માણસને ઘેર સુવાવડ આવી હતી અને ઘરના માણસો માટે કાંઇ ખાવાનું નહોતું. તે ગરીબ માણસ શેઠના પુત્રના ઓરડા પાસેથી રાતના એક વાગે નીકળ્યો અને

બૂમ મારી કે, 'કોઈ ભૂખ્યાને અન્ન આપશે તો પ્રભુ તેનું કલ્યાણ કરશે.' એ સાંભળી તે પુત્રે બારીમાંથી ડોકું બહાર કાઢી, તે ગરીબ માણસને કહ્યું કે, 'ઊભો રહેજે, હું તને ખાવાનું આપું છું.' એમ કહી પોતાના ઓરડામાં જેટલી મીઠાઇ હતી તેટલી દુશાલામાં વીંટીને તે ગરીબ માણસને આપી દીધી અને પછી તે પુત્ર નિરાંતે સૂઇ રહ્યો. સવારે શેઠે મુનીમને કહ્યું કે, 'જા, પુત્રના ઓરડામાં તપાસ કર કે તે જીવે છે કે નહિ.' મુનીમ જોઇને પાછો આવ્યો અને શેઠને કહ્યું કે, 'તમારો પુત્ર તો સૂતો છે.' થોડીવાર પછી પુત્ર જાગ્રત થયો અને શેઠને મળ્યો તથા રાત્રે જે હકીકત બની હતી તે કહી. શેઠે જોશીને બધી બનેલી હકીકત કહી. જોશીએ કહ્યું કે, 'તમારા પુત્રે રાત્રે ગરીબને દાન આપી જે ઉત્કટ પુણ્ય બાંધ્યું તેનાથી તેનું મૃત્યુ તરતમાં અટકી ગયું છે અને તેનું આયુષ્ય વધ્યું છે.'

આવા પુણ્યના સંબંધમાં હાલના કાળમાં પણ નીચે પ્રમાણે હકીકત બનેલ છે.

કાઠિયાવાડમાં એક રાજાનો પુત્ર બહુ માંદો પડ્યો હતો. તેના ઉપર તે રાજાની બહુ પ્રીતિ હતી. તેણે ઘણા વૈદ્યદાક્તરને બોલાવ્યા, પણ બધાએ જવાબ આપ્યો કે, 'તે કોઈ રીતે બચે તેમ નથી.' તે પછી તે રાજાએ તરત ત્રણચાર હજાર રૂપિયાનું અન્નવસ્ત્ર લઈ ગરીબોને દાન કર્યું અને એક સાચા સાધુને બોલાવી તેનો હાથ તેના પુત્રના માથા ઉપર મુકાવ્યો, એટલે તે સાધુના આશીર્વાદથી અને ગરીબોને કરેલા દાનથી તે પુત્ર તરત સાજો થયો હતો.

તેવી જ રીતે જે કોઈ માણસો સાચા દિલથી સમાજસેવા અથવા દેશસેવા કરે છે, તેમનું આયુષ્ય પણ લોકોના કલ્યાણ માટે કંઇક વધી જાય છે એવો અનુભવ થાય છે.

આ બધાં ઉત્કટ પુણ્યનાં ફળ છે; તેવી જ રીતે જો કોઈએ બહુ ઉગ્ર પાપ કર્યું હોય તો તે તેને આ જન્મમાં પણ ભોગવવું પડે છે; પણ સાધારણ પુણ્ય અને સાધારણ પાપ તેમનો વખત પાકે ત્યારે ફળ દેવા આવે છે. વળી જેમ મેલાં કપડાંને ધોવાથી ઉજળાં થાય છે, તેમ કેટલાંક પાપ માટે પ્રાયશ્ચિત્ત કરવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે.

ભગવાનના નામનો જપ કરવાથી પણ પાપ દૂર થાય છે.

પાપ દૂર કરવાના આવા રસ્તા શાસ્ત્રોએ બતાવેલા છે. પણ પુણ્યનું ફળ પણ સંસાર છે, અને તે દૂર કરવું હોય તો આત્મજ્ઞાન મેળવવું જોઇએ.

જ્ઞાની પુરુષોને કર્મમાં કર્તાપણું ન હોવાથી કર્મની સાથે સંબંધ થતો નથી, તો તેના ફળની સાથે સંબંધ શી રીતે થાય ? માત્ર પ્રારબ્ધ શેષ રહે છે અને તે પણ તેના જ્ઞાનનું જોર હોય તો તેની દૃષ્ટિએ તે ભોગવતા નથી પણ શરીર ભોગવે છે. કોઈ ઝાડનું સૂકું પાંદડું ઊડતું ઊડતું કોઈ વખત રાજાના સિંહાસન ઉપર પડે છે અને કોઈ વખતે ગટરમાં પડે છે. તેમ પ્રારબ્ધયોગે શરીરનું સુખદુઃખ આવે છે, પણ જ્ઞાની પુરુષોને તેમાં સત્યત્વની બુદ્ધિ થતી નથી.

જ્ઞાનીની દૃષ્ટિમાં પારમાર્થિક સત્તા જ મુખ્ય રહે છે, છતાં શરીરના નિર્વાહ માટે અને બીજાના ઉપદેશ માટે જીવન્મુક્તિના ભોગવટામાં વ્યાવહારિક અને પ્રાતિભાસિક સત્તાનો પણ અલ્પ ઉપયોગ કરવો પડે છે. પણ તેમને તેની કાંઈ અસર થતી નથી. તેમને કોઈ બાબતમાં ભાવ પણ નથી અને અભાવ પણ નથી.

આવા જ્ઞાની પુરુષોની દશા વ્યાવહારિક માણસો ઘણી વાર સમજી શકતા નથી, તેથી વ્યાવહારિક માણસો તેમને અકરમી કહે છે. પણ જ્ઞાની પુરુષો વ્યાવહારિક માણસોની દશા સમજી શકે છે. વ્યાવહારિક માણસોના વ્યવહારમાં વ્યાવહારિક દૃષ્ટિએ જ્ઞાની પુરુષો કોઈવાર જૂઠાભાઈની જાન જતી જુએ છે અને કોઇવાર જૂઠીબાઇનો જાન જતો જુએ છે.

આત્મજ્ઞાનીને કોઈ વસ્તુ ન મળે તોયે આત્માની સ્વતંત્રતા ઓછી થતી નથી. પોતાની ઇચ્છા પ્રમાણે બધું બને તો ઠીક, એવું તે માગતા નથી. આવી દશામાં ભવિષ્ય વર્તમાનમાં છે, અહીં આત્માથી જ તૃપ્તિ છે.

ગમે તેટલાં વર્ષો જશે તોયે મુખ્ય સિદ્ધાંતો એવા ને એવા

રહેશે. પણ તે સમજાવવા માટે દરેક વખતે નવી નવી પદ્ધતિની જરૂર પડે છે, તેમાંથી જુદાજુદા સંપ્રદાય થાય છે. તે સંપ્રદાયના પાછળ-ના શિષ્યો તે પદ્ધતિ બગાડી નાખે છે. તેથી ફરી નવી નવી પદ્ધતિ-ની જરૂર પડે છે, એટલે કે તે જ તત્ત્વ નવી રીતે અને નવાં દૃષ્ટાંતોથી ફરીથી સમજાવવાની જરૂર પડે છે.

આત્મજ્ઞાની પુરુષો જ્યારે નિષ્ઠાવાળા થાય છે, ત્યારે તેમની પ્રકૃતિ-માં રૂપાંતર થાય છે. સંસારની વસ્તુ જોઈએ તો બીજે ઠેકાણેથી લાવવી પડે છે અને તેનો ઉપયોગ કરવો પડે છે. તેમાં વખતની જરૂર પડે છે અને તેથી તે માણસ કાળની અસર નીચે આવે છે. જેને આત્મા જ જોઈએ તેને માટે બધી વસ્તુઓ જેમ છે તેમ બરા-બર છે, કારણ કે અધિષ્ઠાનની દૃષ્ટિએ બધું આત્મમય છે.

કોઈ ઝાડ ઉપર એક પક્ષી બેઠું હોય, આસપાસ ઘણું તોફાન થતું હોય અને ઝાડ પડી જવાની તૈયારીમાં હોય ત્યારે પણ પક્ષીને પ્રસન્નતા રહે છે. કારણ કે તે જાણે છે કે ઝાડ પડી જશે તોયે પોતે ત્યાંથી ઊડી શકે તેવી સ્થિતિમાં છે. જ્ઞાની માણસ પણ પોતાના ચૈતન્યથી જગતને પોતાના આત્મારૂપે જુએ છે. તે આગળથી પોતાનો વ્યવહાર નક્કી કરતા નથી. તેમને જે બને તેમાં સંતોષ રહે છે. તેમનું સુખ આત્મામાં છે તેથી તેમનું ભવિષ્ય હંમેશાં તેમની પાસે છે. તે સમજે છે કે તેમને જે મળે છે તે એક જ વસ્તુ મળે છે. હંમેશાં બધે ઠેકાણે જેને એક જ વસ્તુ મળે તેને માટે ભવિષ્ય નથી, અને કાળ નથી; તે દશામાં પ્રારબ્ધનો અર્થ પણ ફરી જાય છે.

બ્રહ્મજી—આપ જાહેર વ્યાખ્યાનો કેમ આપતા નથી?

ગુરુજી—જાહેર સભાઓમાં ઘણે ભાગે સામાન્ય બુદ્ધિવાળા માણસો સાંભળવા આવે છે, તેથી ત્યાં તે વખતે જ્ઞાનની ઊંચી વાતો કરી શકાતી નથી. આત્મા બગડતો નથી એ વાત જાહેર સભામાં કહી શકાય નહિ, કારણ કે કોઈ તેનો ઊંધો અર્થ કરી અનાચારમાં પડી જાય. આવું જ્ઞાન એકાંતમાં થોડા ખરા જિજ્ઞાસુઓની મંડળીમાં

આપવાનું છે અને જંગલમાં, પર્વત ઉપર, સમુદ્રકિનારે અથવા એવા કોઈ એકાંત સ્થળે મનન કરી સ્થિર કરવાનું છે. આવી મુશ્કેલીને લઇને ઘણા ભાષણકર્તાઓ વ્યવહારની શુદ્ધિ માટે ભાષણ આપે છે અને માત્ર પરમાર્થદૃષ્ટિથી વાત કરવી હોય તો ખરા જિજ્ઞાસુઓ પાસે એકાંતમાં ખરી જ્ઞાનની વાત કહે છે. કોઇને જ્ઞાન આપવું એ ફેરિયાના જેવું કામ નથી. ઘરે ઘરે ફરીને અથવા જાહેર ભાષણો આપીને 'અમારું જ્ઞાન લો, અમારું જ્ઞાન લો.' એમ બૂમ પાડવાથી બહુ અસર થતી નથી; કારણ કે તે વખતે લોકોનાં મગજમાં ઘણી વાતો ભરેલી હોય છે અને આત્મજ્ઞાનના ખરા ગ્રાહક બહુ થોડા હોય છે. તેથી આત્મજ્ઞાન સંબંધી જાહેર ભાષણોથી લોકો ઉપર બહુ અસર થતી નથી. પણ આ કામ દુકાનદારી જેવું છે. જેને આત્મજ્ઞાન થયું હોય તેણે એક જગ્યાએ બેસી રહેવું અથવા બીજે ગામ જવું હોય તો ત્યાં પણ આશ્રમની માફક એક જગ્યાએ રહેવું જોઇએ. જેને જ્ઞાનની જરૂર હશે, તે ત્યાં લેવા આવશે; અને જ્યારે લેવા આવશે, ત્યારે થોડોક સંસાર ભૂલીને આવશે; તેથી તે જિજ્ઞાસુએ ખાલી કરેલ જગ્યામાં તેના અધિકાર પ્રમાણે કાંઇક જ્ઞાન ગ્રહણ કરી શકશે.

વળી કેટલાંક જાહેર વ્યાખ્યાનોથી અથવા ભાષણોથી કેટલીકવાર મત, પંથ અને ધારાધોરણ વધી પડે છે. આત્મા માટે જરૂર કરતાં વધારે કહેવા જઇએ ત્યારે અનાત્માની વાતો કરવી પડે છે. જ્યાં ઘણી કલ્પનાઓ વધી પડે છે, ત્યાં માણસો પોતાની મેળે વિચાર કરતાં શીખી શકતા નથી. માણસ પોતે પોતાની મેળે વિચાર કરી પોતાની ભૂલો સુધારી શકે એવી મદદ તેને આપવી જોઇએ.

હું શિષ્યો કરવા માટે બોધ આપતો નથી. સૌ પોતાના ગુરુ થાય એવી મારી ઇચ્છા છે. તેથી મારે શિષ્યો થયા નથી. સત્યને વાડાની જરૂર પડતી નથી, જે મારી પાસે આવે તેને હું સ્વતંત્ર થતાં શીખવું છું, તેઓ પોતાને ઓળખે એમ ઇચ્છું છું. મારો

બોધ થોડા માણસો માટે છે. જેમને આ વાતો સમજાતી નથી, તેમને વધારે કહેવું એ નકામું છે. જેમને સમજાય છે, તેઓ થોડા શબ્દોમાં સમજી લે છે. જ્ઞાનની ઊંચી વાતો ઘણા લોકોમાં આદર પામતી નથી, પણ જેનો જેટલો અધિકાર હોય છે તેઓ તેટલા પ્રમાણમાં તેને આદર આપશે; હું બહારથી બોલતો નથી, અંદરથી બોલું છું.

જે જે મહાપુરુષોએ જગતને બોધ આપવા પરિશ્રમ કરેલ છે તેમાંના ઘણાને જગત તરફથી અન્યાય અને દુ:ખ મળેલ છે, કારણ કે સામાન્ય માણસો ઊંચા ભાવને સમજી શકતા નથી. છતાં મહાપુરુષો જગતને ચાહે છે અને તે પોતાનું માને છે. જે પોતાનું હોય, જેના ઉપર આપણને પ્રેમ હોય, તેના દોષ આપણને લાગતા નથી.

આટલી વાતચીત થયા પછી એક માણસે ગુરુજીને કહ્યું કે, 'આપની વાતો સમજાય છે પણ દુ:ખ આવે ત્યારે આવું જ્ઞાન ટકતું નથી.'

ગુરુજી—જ્યારે દુ:ખ આવે છે ત્યારે શ્વાસ ગભરાય છે અને ઉતાવળો ચાલે છે. તે વખતે બેત્રણ મિનિટ શ્વાસ ધીમો કરીને પોતાને પૂછવું કે, 'આ દુ:ખ કોને થાય છે? આ મોહ અને ક્રોધ કોને થાય છે?' પછી પ્રશ્ન બંધ કરી અંદર વૃત્તિ વાળવી અને જવાબ માટે ધીરજથી રાહ જોવી. એટલે અંદર શાંતિ ઉત્પન્ન થશે, દિવ્ય ભાવ પ્રગટ થશે અને મુશ્કેલી દૂર થવા લાગશે. સમુદ્ર ગમે તેટલો મોટો હોય તોયે હોડીમાં તેને પાર કરી જવાની શક્તિ હંમેશાં રહે છે, તેમ દુ:ખ વખતે પણ નિત્ય આનંદરૂપ આત્મા નિત્ય આનંદ બતાવી શકે છે.

ગુરુજી પાસેથી આવી આવી જ્ઞાનની વાણી સાંભળી બ્રહ્મજી આનંદથી ઊભરાવા લાગ્યા અને તેમણે અંતઃકરણથી ગુરુજીનો ઉપકાર માન્યો. થોડા દિવસ ગુરુજીના સત્સંગનો લાભ લઇ બ્રહ્મજી પાછા પોતાને ગામ પોતાના સ્થાન ઉપર આવ્યા. હવે બ્રહ્મજીનો ઘણો વખત આત્માનો અનુભવ વધારવામાં અને ગુરુજીના ગુણ ગાવામાં જતો હતો અને તેનો આનંદ દિવસે દિવસે વધતો હતો.

## ૧૯ : ગુરુજીનો ઉપકાર

ગુરુ અને શિષ્યનો સંબંધ એ ઘણો જ પવિત્ર સંબંધ છે. ગુરુ શિષ્યને જ્ઞાન આપી જન્મમરણરૂપી દુ:ખોની આત્યંતિક નિવૃત્તિ કરવાનો માર્ગ બતાવે છે; તેથી ગુરુનો ઉપકાર સૌથી પ્રથમ દરજ્જે આવે છે. કબીર સાહેબ કહે છે:—

ગુરુ ગોવિંદ દોનો ખડા, કીસકું લાગું પાય?
બલિહારી ગુરુદેવકી, જીસને ગોવિંદ લિયો બતાય.

ગોવિંદ એટલે ભગવાન તો મોટા જ છે; પણ જેણે ભગવાનનો સાક્ષાત્કાર શિષ્યના આત્મામાં કરાવી આપ્યો, તે ગુરુની તો બલિહારી જ છે.

જનકરાજાએ યાજ્ઞવલ્કયઋષિ પાસેથી આત્મજ્ઞાન મેળવ્યું હતું. આત્મજ્ઞાન થયા પછી જનકરાજાને વિચાર આવ્યો કે, મારે હવે ગુરુના ઉપકારના બદલામાં તેમને શું અર્પણ કરવું? તેણે વિચાર કર્યો કે જો હું લક્ષ્મી આપું, રાજ્ય આપું તોયે તેમણે જે લાભ આપ્યો છે તેની બરાબર તે થાય નહિ. હું અને મારું કુટુંબ એમની સેવામાં કાયમ રહીએ તોપણ તેમનો બદલો આપી શકાય નહિ. વળી સૌથી ઉત્તમ આત્મજ્ઞાન છે, તે તો તેમને પ્રાપ્ત છે, એટલે તે પણ આપી શકાય તેમ નથી. તેથી જનકરાજાએ ગુરુને કહ્યું કે, 'આપે જે જ્ઞાન અને અભયપદ મને આપેલ છે તેનો બદલો આપી શકાય તેમ નથી; છતાં

આ રાજ્ય આપનું છે, હું અને મારું કુટુંબ આપની સેવામાં છીએ. પણ તેટલાથી આપના ઉપકારનો બદલો વળતો નથી, તેથી આપનું અભયપદ (બ્રહ્મપદ) બની રહે એ જ અમારી પ્રાર્થના છે.' આવા ગુરુ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર તુલ્ય છે, ગુરુ સાક્ષાત્ પરબ્રહ્મ છે, તેથી તેવા ગુરુ વારંવાર નમસ્કાર કરવા યોગ્ય છે. શિષ્ય પણ યોગ્ય અધિકારવાળો મળવો મુશ્કેલ છે. જો યોગ્ય ગુરુને યોગ્ય શિષ્ય મળે તો આત્મસાક્ષાત્કાર તરત થાય છે. ઉકાના ગુરુજીએ ઉકાને બ્રહ્મજી બનાવી દીધા હતા, તેમાં શિષ્યનો અધિકાર અને પુરુષાર્થ સારો હતો અને ગુરુજી પણ ઉત્તમ કોટિના સાધુ હતા. તેથી ગુરુજીના ઉપકારનો બદલો કેવી રીતે વાળવો તેનો વિચાર બ્રહ્મજીને વારંવાર આવતો હતો. વળી ગુરુજી એવા નિઃસ્પૃહી હતા કે તે શિષ્યો પાસેથી કાંઈ લાભની ઇચ્છા રાખતા નહિ. તેમનું માસિક ખર્ચ પણ બહુ જ થોડું હતું, અને બે વસ્ત્ર અને એક લોટો એટલું જ સાધન તે પાસે રાખતા હતા.

એક વખત બ્રહ્મજી બહુ આનંદમાં બેઠા હતા ત્યારે તેમના હૃદયમાં ગુરુજીના ઉપકારના સંબંધમાં બે નાનાં કાવ્યો સહજ નીકળવા લાગ્યાં. તે લખીને તેમણે ગુરુજીને મોકલી આપ્યાં. તે ઉદ્ગાર નીચે પ્રમાણે હતાઃ—

૧

ગુરુકૃપા થકી, જીવન્મુક્તિ સહેજે સિદ્ધ થાય છે,
સત્સંગ થકી, જીવ મટીને શિવરૂપ થઈ જાય છે.
શ્રી રામચંદ્ર પ્રભુ પ્રગટ થયા, વસિષ્ઠ ગુરુને શરણે ગયા,
ગુરુકૃપા થકી પૂરણ બ્રહ્મ થયા, ગુરુકૃપા થકી......
જનક ગુરુદેવના શરણે ગયા, દેહ છતાં વૈદેહી થયા,
શ્રી સદ્ગુરુદેવે કરી દયા, ગુરુકૃપા થકી...........
શુકદેવ હતા બાળબ્રહ્મચારી, જનકગુરુ વિદેહી સંસારી,
એ મહિમા જાણે કોઈ ઉત્તમ અધિકારી, ગુરુકૃપા થકી...

શુકદેવે સત્ય ઉપદેશ દિયો, શુદ્ધ ચિત્ત કરી પરીક્ષિતે લિયો,
સાત દિવસમાં મુક્ત કિયો, ગુરુકૃપા થકી...........
સત્સંગનો આનંદ લીધો, ઉકો મટી ઇશ્વિર થયો,
અનેક જન્મનો લય કર્યો, ગુરુકૃપા થકી...........

૨

અ હા હા ! ગુરુમંત્ર સત્સંગતિ,
અ હો હો ! ગુરુમંત્ર સત્સંગતિ,
પ્રભાવે નિજાનંદ પહોંચ્યા મતિ.

સાખી

સદ્ગુરુએ સાનમાં, સમજાવ્યું નિજ રૂપ,
સમજી જતાં સાનમાં, હું ઇશ્વિર અદ્ભુત;
અ હા હા ! ગુરુમંત્ર સત્સંગતિ.........૧

સાખી

અસ્તિ, ભાતિ, પ્રિય હરિ, સદ્ગુરુ રૂપ અનુપ,
ઉકો ખોવાણો ખોળતાં, રસબસ એક જ રૂપ;
અનુભવમાં આવી ગુરુની સ્થિતિ,
અ હા હા ! ગુરુમંત્ર સત્સંગતિ.........૨

સાખી

અનિત્ય સઘળું સમી ગયું, પામ્યો બ્રહ્માનંદ,
આનંદસાગર અનુભવે, ઉકો ઉત્તમ સુખ;
વાહ ગુરુ ! ધન્ય ગુરુ ! જય ગુરુ હરિ,
અ હા હા ! ગુરુ મંત્ર સત્સંગતિ......૩

આ પત્રના જવાબમાં ગુરુજીએ બ્રહ્મજીને લખ્યું કે, 'હવે મારે તમને નમસ્કાર કરવા જોઇએ.'

## ૨૦: સત્સંગનું ફળ

અમથાલાલનું અંતઃકરણ પણ દિવસે દિવસે શુદ્ધ થતું હતું અને તેને બ્રહ્મજીના સત્સંગમાં સારો રસ આવતો હતો. એક વખતે ધ્યાનમાં બેઠા પછી તેને કાંઈક નવા પ્રકારની શાંતિ અનુભવમાં આવી, એટલે તેણે બ્રહ્મજીને તે વાત કરી.

બ્રહ્મજી—આપણે આત્મજ્ઞાનમાં કેટલા વધ્યા છીએ તે જાણવું સહેલું નથી. ધ્યાનમાં કોઈ વખતે મળેલી નવી શાંતિ કેટલો વખત ટકી શકે છે તે તરફ લક્ષ આપવું જોઇએ. તેની પરીક્ષા માટે જગતમાં આપણી સામે અનેક પ્રકારના પ્રસંગો ઉત્પન્ન થાય છે. જેઓ વ્યવહારમાં સાચું વર્તન રાખે છે, પારકાનો પૈસો લેતા નથી, પરસ્ત્રીને અને પોતાની સ્ત્રીને મા સમાન જુએ છે, ખોટા વખાણમાં ફસાઈ જતા નથી, તેમને સત્ય ઉપર પ્રીતિ થાય છે અને તેના પરિણામે તેમના હૃદયમાં રહેલ સત્યનારાયણ નિત્ય જાગ્રત રહે છે.

અમથાલાલ—મન શાંત રાખવા માટે હું કેટલાક દિવસ જંગલમાં જઇને રહું છું; ત્યાં મનની વૃત્તિઓ ઠીક રીતે શાંત થાય છે, પણ શરીરને સારી રીતે રાખવા માટે ત્યાં જોઇએ તેવી સગવડ મળતી નથી. અને વસ્તીમાં રહેવાનું થાય છે, ત્યારે શરીરની સંભાળ રાખવાનાં સાધન મળી શકે છે, પણ મનની વૃત્તિઓ ઉપર જોઈએ તેવો કાબૂ રહી શકતો નથી.

બ્રહ્મજી—જ્યારે માણસોની વસ્તી વચ્ચે રહેવાનો પ્રસંગ આવે ત્યારે સત્સંગ વધારે રાખવો અને વનમાં રહેવાનો વખત આવે ત્યારે તિતિક્ષા કેળવવી, અને તે વખતે વસ્તીમાં આવવાની ઇચ્છા થાય તો મનને સમજાવવું કે વસ્તીમાં જઇને શો લાભ મેળવવાનો છે? બધે એક જ પરમાત્મા રહેલા છે. આવી ટેવ પાડવાથી વિઘ્ન ઓછાં થઈ જશે. સર્પે છછુંદર ગળી હોય ત્યારે તે છછુંદરને ખાય તો પોતે મરી જાય અને મૂકે તો છછુંદરની ફૂંકથી આંધળો થાય. પણ એવી દશામાં જો તે સર્પ પાણીમાં જઇને છછુંદરને છોડી દે તો તેની ફૂંક લાગે નહિ અને આંધળો પણ થાય નહિ; માટે જો મનને સત્સંગમાં રાખ્યું હોય તો સાચા વિચાર કરવાની ટેવ પડી જશે.

સંન્યાસ લીધો હોય તો યે જો દ્વૈતનું અવલંબન થાય તો બ્રહ્મનિષ્ઠા થતી નથી, તેથી શરીરયાત્રા પણ બ્રહ્મદૃષ્ટિથી કરવી. વળી જેને ભક્તિ કરવી હોય, તેણે ઓછા ખર્ચથી રહેવાની ટેવ પાડવી જોઈએ, અથવા જે ગામડામાં ઓછા ખર્ચે રહી શકાય ત્યાં જીવન ગાળવાનું પસંદ કરવું જોઈએ. ત્યાં ખર્ચ ઓછું લાગે છે એટલું જ નહિ પણ વૃક્ષ, નદી, આકાશ, ચંદ્ર, તારા વગેરે કુદરતી સૌન્દર્ય સાથે મિત્રતા થાય છે. તે કુદરતનાં તત્ત્વો કોઈ મારુંતારું કરતાં નથી. તેથી તેમની મિત્રતાથી આપણી મમતા પણ જતી રહે છે.

અમથાલાલ—તમે કહ્યું કે શરીરયાત્રા પણ બ્રહ્મદૃષ્ટિથી કરવી તે બાબત વધારે ખુલાસાથી સમજાવો.

બ્રહ્મજી—ભગવાન સર્વદા સર્વવ્યાપક છે તેથી આપણે જે કાંઈ જોઇએ છીએ તે ભગવાનનું રૂપ છે. છતાં કોઈ જગ્યાએ કામ અને ક્રોધ જોવામાં આવે તોપણ તેમાં ભગવદ્બુદ્ધિ કરવી. પરિચિત વસ્તુઓને નવું રૂપ આપવું તેમાં વિદ્યા અને કળાનો મહિમા રહેલો છે. જેમ ભગવાને દ્રૌપદીને માટે વસ્ત્રાવતાર ધારણ કર્યો, પરીક્ષિત માટે શાપાવતાર ધારણ કર્યો, હિરણ્યકશ્યપુ માટે ક્રોધાવતાર ધારણ કર્યો, તેમ બધે ભગવાનનો જ અવતાર સમજવો. આવી રીતે ભગવાન નિત્ય

પ્રત્યક્ષ રહેશે. જેમ કામી પુરુષ માટે સ્ત્રી પરોક્ષ હોય તો તેનું કામ ચાલતું નથી, તેમ આપણે પણ ભગવાનને પરોક્ષ રાખવા નહિ પણ બ્રહ્મદૃષ્ટિથી નિત્ય પ્રત્યક્ષ રાખવા; કારણ કે તે સર્વત્ર હોવાથી પ્રત્યક્ષ છે.

આ ઉપદેશ પ્રમાણે અમથાલાલે પોતાના જીવનમાં ઘણો ફેરફાર કરી નાખ્યો. તેના પરિણામે તેના દેહનું અભિમાન ઓછું થયું હતું અને 'હું' અને 'મારું' કહેતાં શરમ આવતી હતી. એક વખત સત્સંગનો વખત પૂરો થયા પછી અમથાલાલ સાંજે નદીકિનારે એકલો બેઠો હતો. થોડી વારમાં તેણે સામેથી એક મોટો સર્પ પોતાની તરફ આવતો જોયો. તે વખતે તેણે એવો વિચાર કર્યો કે, 'સર્પ ઝાડ ઉપર ચડે છે ત્યારે ઝાડને કરડતો નથી, તો મારું શરીર પણ તેવું છે, તેને શા માટે કરડે? અને કદાચ કરડે તો જે વસ્તુ મારી નથી તે જ આપી દેવી પડશે, તેમાં કાંઈ ખોટ જવાની નથી.' એટલામાં તે સર્પ નજીક આવી અમથાલાલના શરીર ઉપર ચડ્યો. પાછળથી બ્રહ્મજી પણ ફરતા ફરતા તે જગ્યાએ આવી ચડ્યા. તેના તરફ અમથાલાલની પીઠ હતી તેથી તેણે બ્રહ્મજીને તરત જોયા નહિ. તેણે સર્પને કહ્યું: 'આપ તો સાક્ષાત્ પ્રભુ છો, વિષ્ણુને શય્યા તરીકે કામ આવો છો, શંકર આપને શરીર ઉપર ધારણ કરે છે, તો આ શરીરની અંદર રહેલા શંકરને આભૂષણ મળેલ છે. તમને મારવા અથવા નુકસાન કરવું એ મારા સત્સંગને લજ્જા પમાડે તેવું છે, માટે ઠીક પડે તો અહીં રહો અથવા ચાલ્યા જાઓ.' થોડી વારમાં તે સર્પ તેના શરીર ઉપરથી ઊતરીને ચાલ્યો ગયો.× આ દેખાવ જોઈ બ્રહ્મજી અમથાલાલ પાસે આવ્યા અને તેને પૂછ્યું કે, 'હમણાં શું બન્યું હતું?'

અમથાલાલ—એ બધો તમારા સત્સંગનો પ્રતાપ છે. હવે તો હું મારાં સગાંને ખબર આપી દેવાનું છું કે:—

---

× જેમનું મન કાચું હોય તેમણે આવો પ્રયોગ કરવા જેવો નથી. જો બીકમાં શરીર છૂટી જાય તો અધોગતિ થાય છે.

મૂઆ કેડે રોશો નહિ રે,
ઘણો કરીને સંતાપ રે,
દોષ ઘણો તમને લાગશે,
કહું છું સત્ય વચન સાર જો. મૂઆ કેડે૦

કાગ કરીને વાસ નાખશો નહિ,
હું તો અનાદિનો હંસ રે,
હંસો હંસામાં મળી ગયો. મૂઆ કેડે૦

મારે લેવું નથી કાંઈ રે,
લેવું દેવું તો અહીં રહ્યું,
બાળ્યું બીજ બ્રહ્મ અગ્નિ માંહી રે. મૂઆ કેડે૦

બ્રહ્મજી—હવે આજથી હું તમને નિર્ભયરામ કહીને બોલાવીશ, તમારામાં હવે નિર્ભયતા અને રામ બન્નેએ પ્રવેશ કરેલ છે.

આટલી વાતચીત થયા પછી, સત્સંગની વાતો કરતા કરતા બન્ને મિત્રો ઘર તરફ પાછા વળ્યા.

આ બનાવ પછી નિર્ભયરામે પોતાના વેપારમાં પણ ઘણો ફેરફાર કરી નાખ્યો. પહેલાં તેને એમ લાગતું હતું કે કોઈ પણ રીતે વેપાર વધારવો અને ખૂબ પૈસા ભેગા કરવા. પણ હવે તેને એમ લાગ્યું કે કમાણી ઓછી થાય તો હરકત નહિ પણ સ્વભાવ બગાડવો નહિ. કમાણી ઓછી થાય તો એક જન્મમાં અગવડ આવે પણ સ્વભાવ બગડે તો ઘણા જન્મ બગડે છે. તેથી તેણે પોતાના વેપારનો ભાર ઓછો કરવા માટે અને સત્સંગમાં વખત વધારવા માટે એક ભાગીદાર રાખી લીધો અને તેને એવી સૂચના આપી કે જે ગ્રાહક આવે તેને સંતોષ આપવો, થોડે નફે વેપાર કરવો, ગ્રાહકને સારી ચીજો આપવી, બધા પાસેથી એક જ ભાવ લેવો, ગ્રાહકનું કામ એ પોતાનું કામ છે એમ સમજી બરાબર કરી આપવું, કમાણીમાંથી કેટલોક ભાગ સાધુસંતમાં વાપરવો. એવી ઉત્તમ પ્રકારની નીતિ તેણે

ચાલુ કરી. તેને લઈને ગ્રાહકોને સંતોષ થવાથી તેને પોતાના ગ્રાહકોના સંતોષમાં પ્રભુનાં દર્શન થવા લાગ્યાં અને ગ્રાહકો વધવા લાગ્યા. કેટલાક માણસો કહે છે કે જેઓ ભક્તિ કરે છે તેઓ પોતાનો વ્યવહાર બરાબર જાળવી શકતા નથી; પણ નિર્ભયરામે પોતાના ચારિત્ર્યથી બધાને ખાતરી કરી આપી કે ભક્તિવાળા પોતાનો વ્યવહાર વધારે સારી રીતે ચલાવી શકે છે. ફુરસદને વખતે નિર્ભયરામ બ્રહ્મજીના સત્સંગનો લાભ લેવા લાગ્યા, તેના પરિણામે તેને પણ એવી ભાવના થઈ કે આખું વિશ્વ એ આપણો દેશ છે અને તેમાં રહેલાં સર્વ પ્રાણી માત્ર આપણાં નજીકનાં સગાંવહાલાં છે.

ઉજી પણ બ્રહ્મજીના સત્સંગનો લાભ લેતી હતી. તેના જીવનમાં હવે એટલું પરિવર્તન થયું હતું કે આસપાસનાં માણસો તેને દેવી કહીને બોલાવતાં હતાં. એક વખત ગુરુજી તેના ગામમાં આવ્યા ત્યારે દેવી તેમની પાસે ગઈ. તેને ગુરુજીએ પૂછ્યુ: 'કેમ હવે ભગવાનના નિરાકાર અને સાકાર સ્વરૂપનો ભેદ બરાબર સમજવામાં આવ્યો કે?'

દેવી—જી, હા! જેમ અંતઃકરણ નિરાકાર છે છતાં સ્વપ્નામાં સાકાર જેવું દેખાય છે, તેમ ભગવાન નિરાકાર છે છતાં પોતાની અચિંત્ય માયાશક્તિથી સાકાર જેવા દેખાય છે, છતાં તે જગતના જેવા પરિણામી બની જતા નથી. તેથી સાકાર તે જ નિરાકાર છે; એટલે જેને માણસો ભૂલથી જગત માને છે તે વસ્તુતાએ બ્રહ્મ જ છે. નાની ઉંમરમાં મેં ઘણી વાર સાંભળ્યું હતું કે ભગવાન સર્વવ્યાપક છે પણ આપનો સત્સંગ થયા પછી 'સર્વ' શબ્દનો અર્થ બરાબર સમજવામાં આવ્યો. સગુણ અને નિર્ગુણના ભેદ માણસની બુદ્ધિના છે, અનુભવમાં એક તત્ત્વ રહે છે અને ત્યાં ભેદ રહેતા નથી.

ગુરુજી—ખરી રીતે તમારા હૃદયમાં રહેલ સતનો સંગ તમને થયો છે. એ અનુભવ કાયમ રહે એવો મારો આશીર્વાદ છે. આત્માનું અસંગત્વ બે રીતે સિદ્ધ થાય છે: (૧) પ્રકૃતિથી પુરુષ ભિન્ન છે; અને (૨) પુરુષથી ભિન્ન કાંઈ નથી. પહેલું અસંગત્વ એ સાંખ્યદર્શનનું

ફળ છે અને ભક્તિ તથા જ્ઞાનનું સાધન છે. બીજું અસંગત્વ એ ભક્તિ અને જ્ઞાનનું ફળ છે.

વાયુ ચાલે તોયે વાયુ છે અને ન ચાલે તોયે વાયુ છે. તેમ ભગવાનની ક્રિયા દેખાય ત્યારે પણ ભગવાન ભગવાન જ છે અને ક્રિયા ન દેખાય ત્યારે પણ ભગવાન ભગવાન જ છે. તે સર્વત્ર સર્વદા છે. તેની દૃષ્ટિથી બીજું કાંઈ નથી. હનુમાનજીએ શ્રીરામચંદ્રજીને કહ્યું હતું કે, દેહભાવે હું તમારો દાસ છું—તે દ્વૈત સિદ્ધાંત છે; જીવભાવે તમારો અંશ છું—એ વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંત છે; અને આત્મભાવે હું જ રામ છું—એ કેવલાદ્વૈત સિદ્ધાંત છે. માટે જે વખતે જે ભાવની વાત ચાલતી હોય તે ધ્યાનમાં રહે તો બીજાના મત પણ સમજાઈ જાય છે.

દેવીના પતિને હવે પેનશન લેવાનો વખત નજીક આવ્યો હતો. તે મામલતદાર તરીકે નોકરી કરતા હતા અને સરકારી તિજોરી તેમના કબજામાં હતી. તેમને સત્સંગમાં પ્રીતિ લાગી હતી અને ફુરસદને વખતે એટલે સાંજે ઑફિસમાંથી છૂટ્યા પછી એક જગ્યાએ વેદાન્તના શ્રવણમાં જતા હતા. એક વખત ત્યાં તૈત્તિરીય ઉપનિષદ ચાલતું હતું, તેમાં તેમના સાંભળવામાં આવ્યું કે જેઓ અન્નને બ્રહ્મરૂપ માનીને બીજાને આપે છે તેમને તે અન્ન પાછું મળે છે. બીજે દિવસે જ્યારે તે ઑફિસે જતા હતા ત્યારે રસ્તામાં કોઈ ભજન ગવાતું તેમના સાંભળવામાં આવ્યું. તેની નીચેની એક કડીએ તેમને અસર કરી:—

'કોઈનો ભાર ન રાખે મોરારિ રે, આપે વ્યાજ સીખે ધન વાળી.'

એ સાંભળી આગલા દિવસના સત્સંગના વિચારને પુષ્ટિ મળી. તે વિષે મનન કરતાં કરતાં તે ઑફિસે પહોંચ્યા. ત્યાં આસપાસ કેટલાક ગરીબ માણસો ભૂખ્યા બેઠા હતા. તેમને જોઈ મામલતદાર સાહેબે કારકુનને કહ્યું કે, 'તિજોરીમાંથી ૫૦ રૂપિયા લઈને આ માણસોને વહેંચી આપો.' કારકુને તે પ્રમાણે કર્યું. આ પ્રમાણે મામલતદાર સાહેબે રોજ તિજોરીમાંથી રૂપિયા વાપરવા માંડ્યા. થોડા દિવસમાં

તેના ઉપરી અંગ્રેજ અમલદારને આ બાબતની ખબર પડી. એક દિવસે મામલતદાર સાહેબે એક ધર્માદાના કામ માટે ૫૦૦ રૂપિયા તિજોરીમાંથી કોઇને આપી દીધા અને તેજ દિવસે તે અંગ્રેજ અમલદાર તેની તિજોરીનો હિસાબ તપાસવા આવ્યા. તેનો વિચાર મામલતદારને ઠપકો આપવાનો હતો પણ તિજોરીની રકમ ગણતાં તે બરાબર થઈ રહી તેથી તેને બહુ આશ્ચર્ય થયું. મામલતદારે તેના ઉપરીને કહ્યું કે, 'મારે હવે તમારા જેવા વહેમી અમલદારની નોકરી કરવી નથી, માટે હવે મને પેનશન ઉપર ઊતરવાની રજા આપો.' આ પ્રમાણે તેમણે નોકરીમાંથી છૂટી મેળવી. તે દિવસથી તે અંગ્રેજ અમલદારે તેનું નામ દેવમામલતદાર પાડયું અને ગામના માણસો પણ તેને તે નામે બોલાવવા લાગ્યા.×

હવે દેવ અને દેવી બન્ને વાનપ્રસ્થધર્મ પાળવા લાગ્યાં. તેમણે નાની ઉંમરમાં સત્સંગ કર્યો હતો તેથી તેમને ભક્તિ વધારવાની હવે બહુ અનુકૂળતા મળી. જેઓ ગૃહસ્થાશ્રમમાં ભક્તિ કર્યા વગર સરકારી નોકરોની પેઠે ૫૫ વર્ષે નોકરીથી ફારેગ થાય છે, તેઓને ખરા વાનપ્રસ્થ કહી શકાય નહિ, કારણ તે વખતે ફારેગ થયા પછી શું કરવું તે તેમને સૂઝતું નથી અથવા સત્સંગ વખતે પણ તેમને વ્યવહારની વાતો ગમે છે. પણ જેઓ ભક્તિ વધારવાના હેતુથી પ્રવૃત્તિ ઓછી કરી વાનપ્રસ્થ થાય છે તેઓ ખરા વાનપ્રસ્થ છે; તેમની ભક્તિ એવી વધે છે કે તેમને નકામી વાતો કરવાની ફુરસદ રહેતી નથી.

દેવ અને દેવીની ભક્તિ ધીરેધીરે વધવા લાગી અને તેથી તેમનાં મન અને શરીર પણ સારાં થતાં હતાં. એક વખત બ્રહ્મજી, દેવ અને દેવી ટ્રેનમાં જામનગરથી વઢવાણ જતાં હતાં. વાંકાનેર જંકશન આવ્યું ત્યારે તેમના ડબ્બામાં ત્રણ સ્ત્રીઓ દાખલ થઇ. તેમાં બે નબળા બાંધાની સધવા હતી અને એક સાધારણ બાંધાની વિધવા

× આ બનાવ પણ બનેલ છે.

હતી. ટ્રેન ચાલ્યા પછી થોડી વારે પહેલી બે સ્ત્રીઓની નજર દેવ અને દેવી તરફ ગઈ. દેવ અને દેવીનાં શરીર આરોગ્ય અને પુષ્ટ જોઈને પહેલી બે સ્ત્રીઓ અંદરઅંદર નીચે પ્રમાણે વાતચીત કરવા લાગી. પહેલી સ્ત્રીએ બીજીને પૂછયુંઃ 'આ બન્ને દેવ અને દેવી આવાં જાડાં કેમ થઈ ગયાં હશે ?'

બીજી સ્ત્રી—એ દેવીને મારી પેઠે છોકરાં થતાં નહિ હોય.

પહેલી સ્ત્રી—મને લાગે છે કે એને મારી પેઠે ઘરનું કામ કરવું પડતું નહિ હોય.

આ વાતો બ્રહ્મજીના સાંભળવામાં આવી એટલે તેણે તે બહેનો-ને કહ્યું કે, 'તમારું અનુમાન સાચું નથી. આ દંપતી બ્રહ્મચર્ય-થી રહે છે તેથી તેમનાં મન અને શરીર સારાં રહે છે. તમારે પણ તમારાં મન અને શરીર સારાં કરવા હોય તો બ્રહ્મચર્ય પાળતાં રહેજો અને તેમના સત્સંગનો લાભ લેતાં રહેજો.'

પહેલી સ્ત્રી—પણ મોટી ઉંમરે ઘણીવાર આંતરડાં નબળાં પડી જાય છે અને જમવાનું પચતું નથી.

બ્રહ્મજી—તે વખતે આંતરડાને કાંઈક કસરત આપવાની જરૂર પડે છે તેથી ઘણા માણસોને ફાંદ ઉપર હાથ ફેરવવાની ટેવ પડે છે. પણ તે કરતાં સૂર્યનમસ્કારની કસરત તેમને માટે બહુ સારી છે. તે કોઈ પાસેથી શીખી લેવી જોઈએ. તેનાથી મોટી ઉંમરે પણ આરોગ્ય સારું રહે છે અને સૂર્યની ઉપાસના પણ થાય છે.

આ વાતચીત ત્રીજી વિધવા બહેન સાંભળતી હતી. તેની દૃષ્ટિ દેવી તરફ ગઈ અને દેવીની દૃષ્ટિ તેના તરફ ગઈ. દેવીએ જાણ્યું કે આ વિધવા તો મારી નાની ઉંમરની બહેનપણી કિશોરી છે. તેથી તેણે કિશોરીને નજીક બોલાવી તેની હકીકત જાણી લીધી. કિશોરી મોટી ઉંમરે પરણી હતી અને પરણ્યા પછી ચાર વર્ષે વિધવા થઈ હતી. દેવીએ તેની સ્થિતિ જાણી કહ્યું કે, વ્યવહારદૃષ્ટિએ વિધવાપણું

એ સારી સ્થિતિ મનાતી નથી, પણ ભક્તિ માટે કેટલીક વિધવાઓને સધવા કરતાં પણ સારી સગવડ મળે છે. લીંબડીમાં એક વિધવા બહેન મને એક વખત કહેતાં હતાં કે, 'હું વિધવા થઈ એ બહુ સારું થયું છે, હવે મને ભક્તિ માટે પૂરતો વખત મળશે.' શ્રી રામકૃષ્ણ પરમહંસને કોઈએ પૂછ્યું હતું કે, 'તમને કદાચ બીજો જન્મ આવે તો કેવો જન્મ ગમે ?' તેના ઉત્તરમાં તેમણે કહ્યું હતું કે, 'કોઈ બ્રાહ્મણના કુળમાં હું નાની ઉંમરની વિધવા થાઉં અને ભરણપોષણ માટે થોડી રકમ હોય તો મારે નિરાંતે ભક્તિ થઈ શકે.' વળી પરમાર્થદૃષ્ટિએ જોઈએ તો સૌના ખરા પતિ ભગવાન છે અને તે મરી ગયા નથી, માટે ભગવાનમાં મન રાખશો તો તમને એમ લાગશે કે તમે વિધવા થયાં નથી. સતી સ્ત્રી એટલે જેને સત મળ્યું હોય તે, અથવા જે સતને ચાહતી હોય તે. સતી સ્ત્રી વિધવા થાય નહિ.

કિશોરી—મારા ગામમાં એક વનિતાવિશ્રામ છે, ત્યાં રહેવાનો મારો વિચાર છે.

દેવી—કોઈ કોઈ જગ્યાએ વનિતાવિશ્રામમાં કન્યાઓનું શિક્ષણ અને વિધવાઓનું શિક્ષણ એક જ મકાનમાં આપવામાં આવે છે અને તેથી મોટી ઉંમરની સ્ત્રીઓને નાની ઉંમરની વાતો યાદ આવે છે. પણ આ બન્નેનો અધિકાર જુદા પ્રકારનો હોય છે. કન્યાઓને ગૃહસ્થાશ્રમ માટે તૈયારી કરવી પડે છે અને પતિને પરમેશ્વર માનતાં શીખવાનું છે કે જેથી પતિ પાસેથી પરમેશ્વર જેવાં બાળક મળી શકે અને વિધવાઓએ ભક્તિ માટે તૈયાર થવાનું હોય છે અને પરમેશ્વરને પતિ માનતાં શીખવાનું છે. તેથી મારું એવું માનવું છે કે વનિતાવિશ્રામના ત્રણ વિભાગ કરવા જોઇએ: (૧) કન્યાકેળવણીનો વિભાગ, (૨) જે વિધવાઓને અને સધવાઓને વ્યવહારમાં રહેવું હોય તેમના શિક્ષણનો વિભાગ, અને (૩) જે વિધવાઓને માત્ર ભક્તિ કરવી હોય તેમને માટે એક સાધ્વી આશ્રમ. આ ત્રણે વિભાગ માટે જુદાંજુદાં મકાન જોઇએ. આવી વ્યવસ્થા કરવાથી સમાન સંસ્કાર-

વાળી સ્ત્રીઓ સાથે રહી શકે છે અને સૌને જોઇએ તેવું વાતાવરણ મળે છે. માણસોની વચ્ચે રહી તેમના મત પ્રમાણે ચાલવું સહેલું છે, એકાંતમાં રહી પોતાના મત પ્રમાણે ચાલવું પણ સહેલું છે, પણ માણસોની વચ્ચે રહી પોતાના મત પ્રમાણે ચાલવું મુશ્કેલ છે. હાલમાં નાનાની સેવા કરવાનું વાતાવરણ બહુ ચાલ્યું છે, પણ નાનાની સેવા કરવામાં આપણે નાના બની ન જઇએ એ ધ્યાનમાં રાખવાનું છે.

કિશોરી—હું આ બાબતમાં વનિતાવિશ્રામના વ્યવસ્થાપક સાથે વાતચીત કરીશ; પણ હવે મને ભક્તિ અને જ્ઞાનનું સ્વરૂપ સમજાવો.

દેવી—ભક્તિ અને જ્ઞાન એક જ વસ્તુ છે; બન્નેમાં શરૂઆતમાં ક્રિયા રહે છે અને તે વ્યવહારના સંસ્કાર દૂર કરવામાં ઉપયોગી છે. જેમજેમ જૂના સંસ્કાર દૂર થાય છે અને નવા સંસ્કાર પડે છે, તેમતેમ બહારની ક્રિયા ઓછી થાય છે અને છેવટે બન્ને માર્ગે આત્મામાં નિરપેક્ષ પ્રેમ રહે છે. એટલું જ નહિ પણ આપણા હૃદયમાં અને બહાર તેનો જ અનુભવ થાય છે. ભગવાનને શરણ થવું એટલે આત્મચિંતન કરવું. 'હું શુદ્ધ છું, બુદ્ધ છું; નિત્ય છું, મુક્ત છું' એવી ભાવનાથી ચિંતન કરવું, એ આત્મચિંતન છે; તેનાથી અનાત્મભાવ દૂર થાય છે, અને અંતઃકરણ શુદ્ધ થાય છે. જ્યારે અંતઃકરણ શુદ્ધ થાય છે ત્યારે તરત અનુભવ થાય છે. કોયલાને સળગતાં વાર લાગે છે પણ દારૂને સળગતાં વાર લાગતી નથી. પશ્ચિમના કેટલાક વિદ્વાનો માને છે કે જીવે પાપ કરેલાં હોવાથી દુઃખમાં આવી પડ્યો છે. અહીંના વિદ્વાનો માને છે કે જીવ પોતાના સ્વરૂપે આનંદમય છે, પણ તે પોતાનું સ્વરૂપ ભૂલી જવાથી દુઃખી થાય છે. દુઃખ અને અજ્ઞાન એ આત્માનો સ્વભાવ નથી. જો તે આત્માનો સ્વભાવ હોય તો તે દૂર થાય નહિ; પણ તે દૂર થઇ શકે છે, તેથી દુઃખ અને અજ્ઞાન ભૂલથી ઉત્પન્ન થાય છે. વેદમાં કહેલું છે કે, 'તે તું છે' એટલે તું જ ઇશ્વર છે; એટલે જેને તમે કિશોરી

માની બેઠાં છો તે તમે નથી. 'તું તે છે' એ વેદના ત્રણ શબ્દોમાં આ જગતની બધી વિદ્યા સમાઈ ગયેલ છે. તેની વધારે સમજણ માટે જેટલાં પુસ્તક લખવાં હોય તેટલાં લખી શકાય છે; પણ એ ત્રણ શબ્દોમાં આપણી બધી શંકાઓનું સમાધાન રહેલું છે.

વળી ખરા ભક્તોને તો એક શબ્દમાં બધો સાર આવી જાય છે. પ્રહ્લાદ જ્યારે નિશાળે ગયા ત્યારે પહેલી ચોપડીમાં 'હરિ' શબ્દ આવ્યો એટલે તેમણે માસ્તરને પૂછ્યું કે, 'હરિ'નો અર્થ શો? માસ્તરે કહ્યું કે, 'જે જે કાંઈ છે તે હરિમય છે.' તે પછી બીજે દિવસે માસ્તરે બીજો પાઠ શિખવાડવા માંડ્યો એટલે પ્રહ્લાદે કહ્યું: 'આજે જે શીખવાનું તે 'હરિ' શબ્દના અર્થમાં આવી જાય છે કે નહિ?' માસ્તરે કહ્યું કે, 'જરૂર, બધું હરિમય છે.' પ્રહ્લાદે કહ્યું: 'ત્યારે મારે હવે વધારે ભણવું નથી.' એ શબ્દના અર્થનો પ્રયોગ પ્રહ્લાદે પોતાના જીવનમાં ઘણી વખત કરી બતાવ્યા હતો. યુરોપ અને અમેરિકા સુધી કેળવણી લેવા જતા અનેક વિદ્યાર્થીઓ જો પ્રહ્લાદની આટલી સાદી શિખામણ બરાબર માની શકે, તો કેટલી મહેનત અને કેટલા પૈસાનો બચાવ થાય! તમે ઇંગ્લૅંડ જઈ આવ્યાં તોયે મનુષ્ય-જીવનના મુખ્ય પ્રશ્નો સમજી શકવા જેટલી શક્તિ પ્રાપ્ત કરી શક્યાં નહિ, પણ હવે તમારામાં સાચી જિજ્ઞાસા ઉત્પન્ન થઈ છે તેથી તમને સાચી વિદ્યા મળી શકશે.

હાલની લડાઈ પછી પશ્ચિમના દેશોમાં આત્મજ્ઞાનની જિજ્ઞાસા કાંઈક વધશે અને તેથી હિંદુસ્તાનના આધ્યાત્મિક વિચારોથી તેમનાં મન જીતશે. જ્યારે આવી જિજ્ઞાસા વધશે ત્યારે મોટાની સેવા કરવાનું મન થશે અને ખરા સાધુઓની ખરી કિંમત અંકાશે. બધા દેશોમાં કાયમ અંધકાર રહી શકે નહિ. જ્યારે રાજ્યકર્તાની દૃષ્ટિ ખરા સાધુઓ તરફ જશે અને તેઓ સાધુઓને મદદ આપશે અને માન આપશે ત્યારે આ પૃથ્વી ઉપર નવો યુગ શરૂ થશે.

આપણે પરદેશ જઈને ઝાઝું ભણીએ તેથી આપણું જ્ઞાન વધતું

નથી, પણ આત્મજ્ઞાની સાધુઓ પાસેથી ખરી વિદ્યા મળી શકે છે. હાલની ઘણી કન્યાઓ વધુ ભણવા ઇચ્છે છે પણ સાચું ભણવા ઇચ્છતી નથી; વળી ઘણા છોકરા નોકરી માટે ભણે છે પણ વિદ્યા મેળવ્યા પછી નોકરી જ કરવી એ વિચાર સારો નથી.

શરીરને ખાવાનું થોડું જોઇએ છે, પણ મનને ઘણું જોઇએ છે. શરીરને પહેરવાનું થોડું જોઇએ છે, પણ મનને ઘણું જોઇએ છે. શરીરને રહેવાનું થોડું જોઇએ છે; પણ મનને મોટા મહેલથી પણ સંતોષ થતો નથી. વળી આત્મજ્ઞાન પણ આત્માને બહુ થોડું જોઇએ છે, કારણ કે તે પોતે જ્ઞાનસ્વરૂપ છે; પણ મન અનેક ગ્રંથો વાંચે તોયે તેને સંતોષ થતો નથી, માટે મનને સમજાવવાની પહેલી જરૂર છે. તે સમજી જાય તો આત્માનું સુખ અને ઐશ્વર્ય સહજ અનુભવમાં આવે છે. જેને બધું આત્મામય લાગે છે તે સ્વરાટ થાય છે. **तस्य सर्वेषु लोकेषु कामचारो भवति** ॥ બધા લોકમાં તેની ઇચ્છા પૂરી થાય છે. જેમને એવું જ્ઞાન નથી પણ જે નિત્ય ભેદ જોયા કરે છે તે **सर्वेषु लोकेषु अकामचारो भवति** ॥ તેમની ઇચ્છા કોઈ જગ્યાએ પૂરી થતી નથી.

આપણે આપણા ઘરમાં એક ઓરડામાંથી બીજા ઓરડામાં જઇએ તોપણ આપણા ઘરમાં છીએ એમ લાગે છે. કેટલાક એક ગામમાં એક ઘેરથી બીજે ઘેર પોતાના સગાને ત્યાં જાય તોપણ તેમને તે ઘર પોતાનું લાગે છે. કેટલાક પરદેશથી પોતાની જન્મભૂમિના ગામમાં આવે ત્યારે બીજાને કહે છે કે આ મારું ગામ છે, કેટલાકને આ દેશ પોતાનો લાગે છે. આત્મજ્ઞાનીને બધા લોક પોતાના લાગે છે.

કિશોરી—માયા અથવા અવિદ્યાનું સ્વરૂપ કેવું છે ?

દેવી—જ્યારે કોઈની પ્રીતિ આત્મા ઉપર થાય છે ત્યારે માયા આત્મ-પક્ષપાતી થાય છે. તે વખતે તે આત્મામય થઈ જાય છે. જ્યારે કોઈની પ્રીતિ અનાત્મા ઉપર થાય છે ત્યારે માયા અનાત્મ-પક્ષપાતી થાય છે. પહેલા પ્રકારની માયાને આત્મની શક્તિ અથવા

વિદ્યાશક્તિ કહે છે, બીજા પ્રકારની માયાને અવિદ્યા કહે છે. જ્યારે વિદ્યાથી એટલે આત્મજ્ઞાનથી જગત જોવામાં આવશે, ત્યારે તે જગત-રૂપે સત્ય રહેશે નહિ.

કિશોરી—ઘણા માણસોને તો જગત સત્ય લાગે છે.

દેવી—તે દેખાય છે માટે જ તે સાચું નથી. જે સત્ય હોય, તે દેખાય નહિ. સ્વપ્નામાં ઘણું જગત દેખાય છે અને તે પ્રત્યક્ષ પ્રમાણ-થી સિદ્ધ થાય છે, પણ જાગ્રત થતાં તે અસત્ય લાગે છે, તેવી જ રીતે જ્ઞાન થતાં જગત ઈશ્વિરમય લાગશે.

કિશોરી—સ્વપ્નમાંથી ઊઠ્યા પછી સ્વપ્ન દેખાતું નથી, પણ જાગ્રતમાં આત્મજ્ઞાન થયા પછી પણ જગત દેખાયા કરે છે.

દેવી—તેનું કારણ બાહ્યવૃત્તિનું અનુસંધાન છે. જેમ સ્વપ્નદશા વખતે સ્વપ્ન ખોટું છે એમ જાણી શકાતું નથી, તેમ દ્વૈતભાવવાળી જાગ્રત દશામાં જાગ્રતપ્રપંચ ખોટો લાગશે નહિ. જો જાગ્રતમાં સત્સંગ દ્વારા વૃત્તિ અંતર્મુખ રહે તો બહારનું જગત પ્રતીત થાય નહિ. બ્રહ્મજ્ઞાનીને બીજું છે જ નહિ તો જાણે શું? જો બીજું જાણે તો દ્વૈત થાય અને અદ્વૈત સિદ્ધાંતની હાનિ થાય. રજ્જુમાં ભ્રાંતિથી કલ્પેલો સર્પ વિદ્યમાન ન હોવાથી વિવેકથી નિવૃત્ત થાય છે, તેમ બ્રહ્મમાં ભૂલથી કલ્પેલ જીવ અને જગત વિદ્યમાન ન હોવાથી જ્ઞાનથી નિવૃત્ત થાય છે.

કિશોરી—મને આત્મજ્ઞાનની જિજ્ઞાસા થાય છે, પણ જિજ્ઞાસુનું ખરું કર્તવ્ય શું છે, તેની બરાબર ખબર નથી.

દેવી—બ્રહ્મનો આનંદ મેળવવા માટે તે આનંદની આડું જે આવરણ હોય તે દૂર કરવું જોઇએ. તે આવરણ બ્રહ્માકાર વૃત્તિથી દૂર થાય છે. બ્રહ્માકાર વૃત્તિ ઉત્પન્ન કરવા માટે નિદિધ્યાસનની જરૂર રહે છે. નિદિધ્યાસન એટલે સજાતીય પ્રવાહ રાખવો અને વિજાતીય પ્રવાહ દૂર કરવો. નિદિધ્યાસન બરાબર થઈ શકે તેટલા માટે શ્રવણ અને મનનની જરૂર છે.

શ્રવણ અને મનનમાં પ્રીતિ થવા માટે વિવેક, વૈરાગ્ય, ષટ્-સંપત્તિ અને મુમુક્ષુતાની જરૂર છે. એ ઉપયોગી વાત શાસ્ત્રોમાં વારંવાર આવે છે અને જિજ્ઞાસુઓ સાંભળે છે; છતાં તે તરફ પૂરતું લક્ષ આપતા નથી, અને પોતાનો અધિકાર પ્રાપ્ત કર્યા વગર કોઈ મહાત્મા આવી માથા ઉપર હાથ મૂકી દે, અને અમારો સંસાર એવો ને એવો રાખીને આત્મસાક્ષાત્કાર કરાવી આપે, એવી ભ્રમણામાં ઘણા જિજ્ઞાસુઓ નકામો વખત ખૂએ છે. જે કોઇ મહાત્મા મળે તેને જિજ્ઞાસુઓ પૂછે છે કે, મનને વશ શી રીતે કરવું? એ પ્રશ્ન ઘણો જરૂરી છે, ઉપયોગી પણ છે છતાં તેનો ઉત્તર અઘરો નથી. ગીતામાં, પતંજલિના યોગદર્શનમાં અને શ્રીમદ્ ભાગવતના એકાદશસ્કંધમાં સ્પષ્ટ કહેલું છે કે, અભ્યાસ અને વૈરાગ્ય વગર મનનો નિગ્રહ થઈ શકે તેમ નથી; તેથી જિજ્ઞાસુઓએ અભ્યાસ વધારવો જોઇએ અને સંસારના સુખમાં વૈરાગ્ય પણ વધે તેમ રહેવું જોઇએ. ખોટું સુખ છોડ્યા વગર સાચા સુખનો માર્ગ ખુલ્લો થશે નહિ. સંસારનાં સુખ દેહનું અભિમાન વધારે છે, અને દેહનું અભિમાન એ આત્માના સુખ માટે મોટામાં મોટું વિઘ્ન છે.

કિશોરી—કેટલાક જિજ્ઞાસુઓ એમ પણ પ્રશ્ન કરે છે કે સંસારમાં પણ ભગવાન છે, તો વ્યવહાર અને પરમાર્થ બન્ને સાથે શા માટે ન રહી શકે?

દેવી—તમારે સંસારમાં રહેવું હોય તો રહો, પણ તમારામાં સંસાર રહેવો જોઇએ નહિ એ મુખ્ય શરત છે. સંસારમાં રહીને પોતાનામાં સંસાર રહેવા ન દેવો એ કામ બહુ અઘરું છે, અને શ્રીરામકૃષ્ણ પરમહંસ જેવા વિરલ જ કરી શકે છે. તેથી સંસારમાં રહેવા છતાં અંદર સંસાર પેસી ન જાય તેટલા માટે સંગમાં અને સંસારી વાતોમાં બહુ ધ્યાન રાખવું પડશે. એટલું જ નહિ પણ વ્યવહારમાં સાચું બોલવું પડશે, નીતિથી ચાલવું પડશે, અને કામ, ક્રોધ અને લોભ વગેરે જીતવા પડશે. તેમાં કેટલીક વાર અગવડો આવશે, છતાં સંસારી લાભ કરતાં

પોતાનો સ્વભાવ સુધારવો એમાં અનંતગણો વધારે લાભ છે. કારણ કે બ્રહ્મનો આનંદ જેનું અંતઃકરણ શુદ્ધ હોય તે જ લઈ શકે છે. તેથી દરેક પ્રકારના વ્યવહાર ઉપર અને દરેક પ્રકારના વિચાર ઉપર ચોકી રાખવી પડશે. આ લોકનાં તથા પરલોકનાં બધાં સુખની ઇચ્છા છૂટી જાય તેને વૈરાગ્ય કહે છે. એવો વૈરાગ્ય કેળવવા માટે જ સંસાર છે. તેમાં ક્ષણે ક્ષણે ભૂલો થાય છે અને તે સુધારવી પડે છે. જેનામાં વૈરાગ્ય બરાબર નથી આવ્યો, તે જો કર્મ છોડી દેશે તો વિક્ષેપરહિત થશે નહિ. જ્યાં સુધી સંસારના સુખમાં જરા પણ રાગ છે, ત્યાં સુધી જિજ્ઞાસુનો સંસાર જશે નહિ. ભરતને હરણમાં પ્રીતિ રહી ગઈ તો હરણ થવું પડયું હતું, તેવી જ રીતે જ્યાં સુધી વાસનાનો 'વા' રહી જશે ત્યાં સુધી તે માણસ સંસારમાં રહેવાને લાયક રહેશે.

એટલું ખરું છે કે સંસારમાં રહીને ભક્તિ કરવી એ ઊંટ ઉપર બેસીને હોકો પીવા જેવું છે અથવા પાયખાનામાં બેસીને ફૂલની સુગંધ લેવા જેવું છે. તેમાં વારંવાર વિઘ્નો આવ્યા કરે છે. તેથી જેના સંજોગો અનુકૂળ હોય તેમણે સત્સંગમાં રહીને પોતાની વૃત્તિ વધારે વેગથી આત્મા તરફ વાળવી જોઇએ. જેમના સંજોગો અને પ્રારબ્ધ એવાં હોય કે સંસાર છોડાતો ન હોય અને છતાં બ્રહ્મ-જિજ્ઞાસા પણ રહેલી હોય, તેમણે સંસારમાં રહીને વ્યવહાર શુદ્ધ કરવો અને તે શુદ્ધ કરવામાં જે મુશ્કેલી આવે તે બધી સહન કરવી જોઇએ. જેને ઉચ્ચ જીવન પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેનું જીવન સામાન્ય માણસના જીવન જેવું રહી શકતું નથી. પણ જો સંસારની વાતોમાં એટલે દ્વૈતની વાતોમાં બહુ રસ આવશે, તો બીજા માણસોને એમ લાગશે કે આને આવી વાતો ગમે છે તેથી તેવી વાતો વધારે પ્રમાણમાં આવશે અને અદ્વૈતભાવ ટકવા દેશે નહિ.

કિશોરી—જો બ્રહ્મ અને સંસાર જુદાં નથી તો આટલી સંભાળ રાખવાની શી જરૂર છે? જે બ્રહ્મનું સ્વરૂપ છે તે જ સંસાર-નું સ્વરૂપ છે. આ અને તે કાંઇ જુદા નથી. **नेह नानास्ति किंचन ।**

દેવી—એ વાત સાચી છે. પણ સંસારનાં કામોમાં એ ભાવ કેટલો વખત ટકે છે તેની ખાતરી કરવી જોઇએ. સંસારનું વાસ્તવ સ્વરૂપ બ્રહ્મ છે; પણ જે ઉપાધિવાળો સંસાર સામાન્ય માણસની દૃષ્ટિએ દેખાય છે અને જે રાગદ્વેષ અને કામક્રોધ સામાન્ય માણસના અનુભવમાં આવે છે, તે બ્રહ્મનું સ્વરૂપ નથી અને તે સંસારનું વાસ્તવ સ્વરૂપ નથી, પણ ઉપાધિના ધર્મ છે. જે ધર્મ કાયમ રહે તેવા ન હોય તેને ઉપાધિના ધર્મ કહે છે; તેથી જિજ્ઞાસુઓ માટે સત્ અને અસત્નો વિવેક કરવો એ પહેલું મુખ્ય સાધન છે, અને અસત્માં વૈરાગ્ય રાખવો એ બીજું સાધન છે. એ વૈરાગ્ય ટકાવવા માટે ષટ્સંપત્તિ એ ત્રીજું સાધન છે, અને સાથે સાથે અસત્થી છૂટવાની ઇચ્છા રાખવી એ ચોથું સાધન છે, તેને મુમુક્ષુતા કહે છે. એટલાં સાધન તૈયાર કરીને શ્રવણ, મનન અને નિદિધ્યાસન થાય તો તેના પરિણામમાં બ્રહ્માકાર વૃત્તિ ઉત્પન્ન થશે, તે વૃત્તિ આવરણભંગ કરશે, અને સ્વરૂપનો પ્રકાશ તથા આનંદ મેળવવા માટે જગ્યા ખાલી કરશે.

વૃત્તિનો સ્વભાવ એવો છે કે જે વસ્તુ જેવી હોય તેવી વૃત્તિ થાય તો જ આવરણભંગ થાય છે. બધું બ્રહ્મરૂપ હોવા છતાં જેની વૃત્તિ વારંવાર જગત આકારે થઈ જાય તેનામાં કલ્પિત આવરણ ઊભું થાય છે; કારણ કે જેવી વસ્તુ છે તેવી તેની વૃત્તિ થતી નથી, તેથી વૈરાગ્યની સાથે સાથે અભ્યાસની પણ તેટલી જ જરૂર છે. એકલા વૈરાગ્યથી કામ નહિ થાય અને એકલા અભ્યાસથી પણ કામ નહિ બને. બહુ વૈરાગ્યવાળા અભ્યાસીની નિંદા કરે છે અને બહુ અભ્યાસી વૈરાગ્યવાળાની નિંદા કરે છે. અભ્યાસ અને વૈરાગ્ય એવા પ્રકારનાં જોઇએ કે સંસાર ઉપર રાગ ન થાય. તેમ સંસારનો દ્વેષ પણ ન થાય. સંસારના સુખ ઉપર દોષબુદ્ધિ આવવી જોઇએ, પણ સંસારના માણસો તરફ દ્વેષબુદ્ધિ આવવી ન જોઇએ. એ કામ અઘરું છે, છતાં કરવું પડશે; તે સિવાય ખરેખરી સમતા કેળવી

શકાશે નહિ. સમતા એ જ બ્રહ્મનું સ્વરૂપ છે.

અભ્યાસમાં મદદ માટે ગુરુ જોઇએ. જો જિજ્ઞાસુમાં સાચી શ્રદ્ધા હશે તો તેને યોગ્ય ગુરુ જરૂર મળી જશે. તેથી સૌથી પહેલી જરૂર અધિકાર પ્રાપ્ત કરવાની છે. તે હશે, તો ઇશ્વિરકૃપા કે ગુરુકૃપા મળતાં વાર લાગશે નહિ.

કિશોરી—અભ્યાસ માટે કયા ગ્રંથ વાંચવાથી તરત જ મોક્ષ મળી જાય?

દેવી—એકલા વાચનની કાંઈ વળતું નથી. શ્રવણ, મનન અને નિદિધ્યાસનદ્વારા કરેલા સજાતીય વૃત્તિપ્રવાહનું નામ અભ્યાસ છે અને એવા અભ્યાસની મદદમાં સાથે સાથે વૈરાગ્ય જોઇએ. માત્ર પુસ્તકો વાંચવાથી અથવા કોઈ સાધુ પાસે જઇ ચર્ચા કરવાથી કાંઈ પ્રગતિ થતી નથી. હાલ પુસ્તકોની સગવડ બહુ વધી ગઇ છે તેથી માણસો વાંચે છે ઘણું, પણ તેનું મનન કરી જીવનમાં પરિવર્તન કરતા નથી. તેથી થોડો વખત સામાન્ય પ્રકૃતિના માણસોના સંગથી અસંગ રહી પોતાનો સ્વભાવ બરાબર તપાસવાની જરૂર છે. જો રોગની બરાબર ચિકિત્સા અને દવા કરવામાં આવી ન હોય, તો તે રોગ વારંવાર ઊથલો મારે છે. તેથી પોતાના સ્વભાવની બરાબર પરીક્ષા કરવાની જરૂર છે, અને તે માટે એકાંતની પણ જરૂર છે.

કિશોરી—મારે શું ખાવું? શું પીવું? કેમ વર્તવું વગેરેનો ચોક્કસ ઉપાય બતાવો તો ઠીક.

દેવી—ભગવાને ગીતામાં સોળમા અધ્યાયમાં જે દૈવી પ્રકૃતિનું પાલન કરવાનું સમજાવેલ છે તે પ્રમાણે પાલન કરવું, અને આસુરી પ્રકૃતિ છોડવાનું કહેલ છે તે પ્રમાણે આસુરી પ્રકૃતિને વશ કરવી જોઇએ. ગીતાના ૧૭ મા અને ૧૮ મા અધ્યાયમાં ખાનપાન અને વર્તનના ત્રિગુણાત્મક ભેદ બહુ સ્પષ્ટ રીતે આપવામાં આવેલ છે, તે પ્રમાણે રહેણીકરણી ગોઠવવી. હાલની સ્કૂલો અને કોલેજોમાં સત્ત્વગુણી

જીવન, રજોગુણી જીવન અને તમોગુણી જીવન કોને કહેવું તે સમજાવવાની ખાસ જરૂર છે. અંગ્રેજી કેળવણીમાં એ ઉપયોગી બાબત ભાર દઈને અથવા જરાતરા પણ સમજાવવામાં આવતી નથી

કિશોરી—કોઈ એમ માને છે કે સટ્ટો કરી હજાર રૂપિયા કમાયા તેમાંથી સોબસો દાનમાં વાપર્યા એટલે ધર્મ પૂરો થઈ ગયો, અથવા કોઈને પુસ્તક લઈ આપ્યાં અને કોઈને એ પુસ્તક ભણાવ્યાં, એટલે ધર્મનું કામ પૂરું થઈ ગયું.

દેવી—બીજાને મદદ કરવી એ સારો ગુણ છે, પણ તેનાથી પોતાનો સ્વભાવ સુધરે છે કે નહિ તેની બરાબર તપાસ કરવી જોઈએ. જે સેવા રાગદ્વેષ અને અહંકારપૂર્વક થાય છે, તેનાથી સેવા કરવા છતાં સ્વભાવ સુધરવાને બદલે ઊલટો બગડે છે. રાગદ્વેષ અને અહંકારપૂર્વક આપેલા લાખો રૂપિયાના દાનથી પણ દાન આપનારને ચિત્તમાં શાંતિ મળતી નથી. શાંતિનો મુખ્ય આધાર પોતાના અંતઃકરણની સ્થિતિ ઉપર છે, અને તે માટે સત્સંગ અને સદ્વર્તન બરાબર રહે છે કે નહિ અને કુસંગ અને કુવર્તન છૂટે છે કે નહિ તેની ખાસ સંભાળ રાખવી પડશે. મનુષ્યની જિંદગી એ એક જાતનું યુદ્ધ છે, તેમાં હારજીત થયા જ કરશે. પણ ખરો સત્યાગ્રહી સત્યનો આગ્રહ રાખે છે; જે ખોટો છે, તે માત્ર આગ્રહ રાખે છે અને સત્યને ભૂલી જાય છે. તેથી સાચો સત્યાગ્રહી સત્ય–અસત્યનો વિવેકી હોય તો જ સત્યાગ્રહી થઈ શકે છે.

કિશોરી—કેટલાક જિજ્ઞાસુઓ કેવલ પ્રારબ્ધવાદી તો કેટલાક પુરુષાર્થવાદી થઈ ગયા હોય છે, અને કેટલાએક તે બેમાં કોણ સાચું તેના ઝગડામાં નકામો વખત ગુમાવે છે.

દેવી—પ્રારબ્ધ બે પ્રકારનું છે. મંદ ને તીવ્ર. મંદ પ્રારબ્ધ પુરુષાર્થથી તૂટે છે. જો એકલું પ્રારબ્ધ સાચું હોય તો વૈદક શાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર નકામાં થઈ પડે. તેથી પુરુષાર્થ કરી મંદ પ્રારબ્ધ તોડવું

જોઇએ. પૈસા કમાવા માટે માણસો પુરુષાર્થ કરે છે અને આત્મ-જ્ઞાન કોઈ સાધુ માથે મૂકીને આપી દે તો ઠીક એવું ઇચ્છે છે, તે ભૂલ છે. આત્મજ્ઞાન માટે વધારે પુરુષાર્થની જરૂર છે. જે કર્મ પહેલાં જે ભાવે કર્યાં હોય તેનું ફળ આવશે ત્યારે તેવો ભાવ ઉત્પન્ન થવા લાગશે; પણ તેવા ભાવમાં ભળવું નહિ, અને પોતાના આત્માની શક્તિનો ઉપયોગ કરી ખરાબ ભાવને અટકાવી સારો ભાવ ઉત્પન્ન કરવો, એ પુરુષાર્થ છે. જીવમાં ઇશ્વરના જેવો જ સ્વભાવ છે, પણ તેનો ઉપયોગ કરેલો ન હોય ત્યારે તેની ખબર રહેતી નથી. ઉપયોગ કરવાથી ખબર પડે છે.

ખરી રીતે જીવ બ્રહ્મસ્વરૂપ જ છે, પણ તેને પોતાના સ્વભાવની ખબર નથી અને અધિકારી થઇને નિશ્ચય કરેલો ન હોવાથી 'હું હું' કરતો બહુ નાનો બની બેસે છે. જેમ સ્વપ્નામાં મોટો મટીને નાનો થાય છે, વિભુ મટીને હલકો થાય છે તેમ જાગ્રતમાં પણ તેવું જ બને છે. નિરાકાર બ્રહ્મસ્વરૂપને જન્મ નથી, મરણ નથી, તે સદા સત્, ચિત્, આનંદરૂપ છે. એ સ્વરૂપ સૌનું છે છતાં જેને તે માટે ખરી ધગશ લાગી નથી તેના અનુભવમાં તે આવશે નહિ. જેને ખરું દર્દ થાય છે, તેને દાક્તર મળી રહે છે અથવા તે મેળવી લે છે. જેને ખરી ભૂખ લાગી હોય છે, તે ગમે ત્યાંથી ખાવાનું મેળવી શકે છે.

કિશોરી—કેટલાક જિજ્ઞાસુઓને સિદ્ધિઓનો મોહ હોય છે. જ્યાં કાંઇક સિદ્ધિ કે ચમત્કાર જેવું જણાય, ત્યાં જ જાણે ભક્તિ કે જ્ઞાન હશે એવું ઘણા માની લે છે.

દેવી—ડાહ્યા માણસો સમજે છે કે સિદ્ધિમાં દ્વૈતભાવ રહી જાય છે. તેથી ભગવાને શાસ્ત્રોમાં ઘણી જગ્યાએ ચેતવણી આપેલી છે કે સિદ્ધિના મોહમાં પડવું નહિ. કેટલીક સિદ્ધિ જન્મથી પ્રાપ્ત હોય છે. જેમકે પક્ષીઓમાં ઊડવાની સિદ્ધિ જન્મથી હોય છે. કેટલીક સિદ્ધિઓ તપથી પ્રાપ્ત થાય છે, કેટલીક એકાગ્રતાથી, કેટલીક મંત્રથી અને કેટલીક ઔષધિથી પ્રાપ્ત થાય છે. કેટલીક યોગવિદ્યાથી પ્રાપ્ત

થાય છે. એ બધી સિદ્ધિઓ ખરા જ્ઞાનમાં અને ખરી ભક્તિમાં અંતરાયરૂપ છે. એક મહાત્મામાં ઘણી સિદ્ધિઓ હતી. તેણે તેનો ખૂબ ઉપયોગ કર્યો હતો. છેવટે શરીર છોડતી વખતે તેણે કહેલ હતું કે સંસારી માણસને સંસાર છોડવો સહેલો છે પણ સિદ્ધિવાળાને સિદ્ધિનો મોહ છોડવો એ કરતાં પણ કઠણ છે. રાવણમાં એટલી સિદ્ધિ અને શક્તિ હતી કે તેણે દેવોને પણ વશ કર્યા હતા છતાં તે રામની શક્તિ આગળ હારી ગયો હતો. જેમનામાં જ્ઞાન ન હોય, ભક્તિ ન હોય, જે દુરાચારી હોય તેમનામાં પણ સિદ્ધિઓ આવે છે, તેથી જિજ્ઞાસુએ બહુ સાવધ રહેવાનું છે. કેટલાક સિદ્ધિવાળા કોઇને પ્રસાદ કે પાણી આપીને વશ કરી લે છે, કોઈ ચાવેલું પાન આપી બીજાને વશ કરી લે છે, કોઈ મંત્રશક્તિથી બીજાને વશ કરી લે છે, કોઈ ઔષધિથી ચમત્કાર બતાવી શકે છે, પણ એ બધા પ્રયોગોમાં દ્વૈત-ભાવ અને રાગદ્વેષ જરૂર રહી જાય છે. જ્યાં દ્વૈતભાવ રહી જાય છે, ત્યાં બધા પ્રભુરૂપે જોઈ શકાતા નથી; અને તેથી ત્યાં સાચી ભક્તિ નથી અને સાચું જ્ઞાન પણ નથી.

કિશોરી—કોઈ સાધુએ એક જિજ્ઞાસુને કહ્યું હતું કે, 'હું તમને અમુક વખતમાં ભગવાનનાં દર્શન કરાવી આપું.'

દેવી—એવું કદાચ એકાદ વાર બને તોપણ જ્યાં સુધી શિષ્યનું અંતઃકરણ શુદ્ધ થયું હોતું નથી, ત્યાં સુધી એવું દર્શન નિત્ય રહેતું નથી; અને જીવનમાં પરિવર્તન ન થાય, તો એવા દર્શનથી વિશેષ લાભ થતો નથી. માણસના જીવનનો મુખ્ય હેતુ ભગવાનનું સ્વરૂપ સમજીને તે-મય થઇને તેનો આનંદ લેવાનો છે. જે ભગવાન દર્શન આપી પાછા જતા રહે, તે ભગવાનનું સાચું સ્વરૂપ નથી. જ્યારે ભગવાનના સાચા સ્વરૂપનો અનુભવ થાય છે, ત્યારે તે સ્વરૂપ પાછું જતું રહેતું નથી. તેથી જિજ્ઞાસુઓએ આવી બાબતોમાં ઘણી સંભાળ રાખવાની છે.

કિશોરી—કોઈ કહે છે કે અમુક સાધુએ મને પરીક્ષામાં પાસ કરાવી આપ્યો, કોઈ કહે છે અમુકની કૃપાથી અમુક દરદ મટી ગયું. કોઈ કહે છે કે અમુક સાધુની કૃપાથી મારા વેપારમાં મને ઘણો ફાયદો થયો વગેરે વગેરે.

દેવી—કાકતાલીય ન્યાયે અથવા કોઈ સિદ્ધિથી એવું બની શકે, છતાં પણ એ બધા સંસારી લાભ છે. તેવા લાભ આપવા માટે કોઈ સાધુને કહેવું અને સાધુ તેવા લાભ આપવામાં પોતાની વિદ્યાનો ઉપયોગ કરે તેમાંબન્ને માટે અંતે સારું પરિણામ આવતું નથી અને બન્નેની જિંદગીનો સારો ભાગ નકામો જાય છે.

કિશોરી—ત્યારે સત્સંગ કેમ કરવો ?

દેવી—કેટલાક જિજ્ઞાસુઓ સાધુઓ પાસે જઈને તરત વ્યવહારની વાતો કરે છે. તેનાથી સાધુને નીચી દશામાં આવવું પડે છે. સારા જિજ્ઞાસુઓ વ્યવહારની વાતો અટકાવીને, સાધુઓને સારા પ્રશ્ન પૂછીને, સાધુને સારી દશામાં લાવીને પછી તેની પાસેથી સારા ઉત્તર મેળવી લે છે. માટે જ્યાં સત્સંગ માટે જવું, ત્યાં પહેલાં થોડી વાર શાંતિથી બેસવું. પછી વ્યવહારની વાતો ચાલતી હોય, તો કોઈ સારો પ્રશ્ન પૂછીને તે વાતો બંધ કરાવવી. બધા સાધુઓ હમેશાં બધે વખતે ઊંચી દશામાં બેઠેલા હોતા નથી. જેમ સંસારના પ્રેમ માટે અનુકૂળ વખત જોઈએ છે, તેમ બ્રહ્મના આનંદ માટે અનુકૂળ વાતાવરણ તૈયાર કરવું પડે છે. સારો સત્સંગ કેમ મેળવવો તેમાં ઘણી કળાની જરૂર છે. જો જિજ્ઞાસુમાં તે કળા ન હોય, તો સારા સાધુ પાસેથી પણ કાંઈ લાભ મળતો નથી.

તે ઉપરાંત બધાના ગુણ જોવાની ટેવ રાખવી, પણ દોષ જોવાની ટેવ ન રાખવી. છતાં કોઈનું વર્તન બહુ દોષવાળું હોય અને તેનો સંગ કરવો પડે એવી સ્થિતિ હોય, ત્યારે એવા સંજોગોમાં અસંગ રહેતાં શીખવું. સત્સંગનું એક ફળ એ છે કે તે ખોટા સંગમાંથી

છોડાવે છે. સત્સંગ વગર પોતાની ભૂલોની ખબર પડતી નથી. અને પોતાના અધિકારની પણ ખબર પડતી નથી, તેથી જિજ્ઞાસુએ સત્સંગ ચાલુ રાખવો જોઈએ.

કિશોરી—ક્યાં સત્સંગ સારો મળી શકે ?

દેવી—જો તમારી દૃઢ જિજ્ઞાસા હશે તો તમને યોગ્ય સત્સંગ મળી રહેશે. રેડિયોની જે પ્રમાણે વેવલેન્ગ્થ મૂકીએ તે પ્રમાણે ગાયન તેમાં પકડાઈ જાય છે; તેવી જ રીતે જેવી જિજ્ઞાસુની વૃત્તિ દૃઢ હોય, જેવો તેનો અધિકાર હોય, તે પ્રમાણે સત્સંગ મળી રહે છે.

કિશોરી—તમારા જેવા સાધુઓએ અમને અધિકારી બનાવવા જોઈએ.

દેવી—થોડે અંશે એ કામ થઈ શકે છે પણ બધાને બ્રહ્મજ્ઞાનના અધિકારી બનાવી શકાતા નથી. તેનું ખરું કારણ એ છે કે બધાને બ્રહ્મજ્ઞાન જોઈતું નથી પણ સંસાર ગમે છે. જેમને સંસાર ગમે છે, તેમને બ્રહ્મજ્ઞાનનો અધિકાર પ્રાપ્ત થઈ શકતો નથી. દાખલા તરીકે જો બ્રહ્મજ્ઞાનની ઊંચી વાતો હાલની હાઈસ્કૂલો કે કોલેજોમાં કરવા જઈએ તો વિદ્યાર્થી વિદ્યાના અર્થી હોવા છતાં તે વાતો સમજી શકતા નથી. આપણાં શાસ્ત્રોમાં તો જે વિદ્યાથી મુક્તિ મળે તેને વિદ્યા કહેવામાં આવેલ છે. હાલની હાઈસ્કૂલો અને કોલેજોની વિદ્યા એ માત્ર રોજી મેળવવાની વિદ્યા છે. તેનાથી જીવ, જગત અને ઈશ્વરનાં તત્ત્વ સમજાતાં નથી; એટલું જ નહિ પણ તે વિદ્યાના સંસ્કાર બ્રહ્મવિદ્યા ગ્રહણ કરવામાં આડા આવે છે. જ્યાં ઘણાં વર્ષ સુધી દ્વૈતનું શિક્ષણ મળેલ હોય, અને તેના સંસ્કાર પડી ગયા હોય, ત્યાં અદ્વૈતની વાતો સમજવા જેટલી શક્તિ રહેતી નથી. એવી બુદ્ધિ પ્રાપ્ત કરવા માટે અંતઃકરણની શુદ્ધિની જરૂર છે. હાલની વિદ્યા અંતઃકરણની શુદ્ધિ તરફ બહુ ધ્યાન આપતી નથી, તેથી સુધારા ઉપર સુધારા કરવા પડે છે. આગળના વખતમાં જીવન બગડે નહિ તેની સંભાળ શરૂઆતથી રાખવામાં આવતી હતી.

મુખ્ય મુશ્કેલી એ રહે છે કે ઘણા જિજ્ઞાસુઓને બ્રહ્મજિજ્ઞાસા ઉત્પન્ન થયા પહેલાં તેમનો સંસાર બહુ વધી જાય છે અને પછી એવી ખોટી ઇચ્છા થાય છે કે અમારો સંસાર એમ ને એમ રહે અને બ્રહ્મનો આનંદ પણ મળી જાય. પણ તેઓએ સમજવું જોઇએ કે જેમ સ્વપ્નાની વસ્તુઓ અને સ્વપ્નાના સંબંધ રાખીને જાગી શકાતું નથી, તેમ જાગ્રતના ખોટા અને મિથ્યા સંબંધ રાખીને બ્રહ્મદશા પ્રાપ્ત થઈ શકતી નથી. તેથી જૂના ભાવ બાળવાની તૈયારી રાખવી જોઇએ. એ કામમાં પોતાના પુરુષાર્થની જરૂર છે. સત્સંગથી તે કામમાં મદદ થાય છે, પણ પોતાના સ્વપ્નામાંથી પોતે જ જાગવું જોઇએ. પોતાની ભૂલો શોધવાની અને તે દૂર કરવાની તૈયારી રાખવી અને તે દૂર કરવી એ જ ખરો પુરુષાર્થ છે. અરીસો સાફ કર્યા વગર જેમ મોઢું બરાબર તેમાં દેખાતું નથી, તેમ અશુદ્ધ ચિત્તમાં બ્રહ્મનો સાક્ષાત્કાર થઈ શકતો નથી. વેપાર અથવા નોકરીમાં ખોટું બોલવાથી કદાચ બે પૈસા વધારે પ્રાપ્ત થઈ શકે છે, પણ તેનાથી અંતઃકરણ એવું મલિન થઇ જાય છે કે બ્રહ્મજ્ઞાનની વાતો તે માણસ સમજી શકતો નથી. તેથી બધો વ્યવહાર પ્રમાણિકપણે શુદ્ધબુદ્ધિથી કરવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે; અને તેવું અંતઃકરણ થાય તો બ્રહ્મજ્ઞાનની વાતો સમજી શકાય છે તથા જીવનમાં ઉતારી શકાય છે. પશ્ચિમની પ્રજાને બ્રહ્મજ્ઞાનની વાતો સમજવી મુશ્કેલ પડે છે તેનું કારણ પણ એ છે કે તેઓનાં અંતઃકરણ હજુ શુદ્ધ થયાં નથી.

વળી હાલના ઘણા માણસો શાસ્ત્રોનો અભ્યાસ કરતા નથી અને ન્યૂસપેપરોનો અભ્યાસ વધારે કરે છે. તેથી જો કોઈ પુસ્તકમાં અથવા માસિકમાં રાજદ્વારી બાબતો આવે તો જ તેમને ઠીક પડે છે. ખાસ કરીને ગુજરાતમાં તો રાજકીય વાતાવરણ એટલું ઘેરાયેલું રહે છે કે એવી વાતોમાં જ લોકોને બહુ રસ પડે છે, અને જે વાતોમાં ઘણા માણસોને રસ પડતો હોય તે જ જીવન જાણે કે સાચું હોય તેવી માન્યતા બંધાઇ જાય છે. એવા સંસ્કારવાળાનાં મન રાગ-

દ્વેષવાળાં રહે છે, અને તે મનથી બ્રહ્મજ્ઞાનની વાતો સમજવામાં આવતી નથી. તેથી બધો આધાર અથવા મુખ્ય આધાર જિજ્ઞાસુઓની મનોદશા ઉપર છે. તે મનોદશા ઠીક કર્યા વગર માત્ર જ્યાં-ત્યાં જેતે સાધુઓ પાસે આમતેમ આથડવાથી જિજ્ઞાસુઓને કાંઈ ફળ મળતું નથી. શાસ્ત્રોમાં પણ અધિકારનો વિચાર પહેલો કરવામાં આવે છે. બ્રહ્મજ્ઞાનનાં શાસ્ત્રો અમુક પ્રકારના અધિકારી માટે જ છે, બીજાને તે ઉપયોગી નથી. જેને સંસારનું સુખ ગમતું હોય એવા કોઈ માણસને બ્રહ્મજ્ઞાન હજુ સુધી થયું નથી અને થવાનું નથી, તેથી બધાં સારાં શાસ્ત્રોમાં અનુબંધચતુષ્ટયનો વિચાર પહેલાં થાય છે. એટલે કે અધિકારી, વિષય, સંબંધ અને પ્રયોજન, એનો વિચાર કર્યા વગર શાસ્ત્રમાં આગળના સિદ્ધાંત સમજી શકાતા નથી. બ્રહ્મનું સુખ બધા પાસે છે, પણ બધા તેના અધિકારી નથી. જેને તે જોઈએ, તેણે પોતાનો અધિકાર બરાબર કરી લેવો જોઈએ.

કિશોરી—આવો અધિકાર પ્રાપ્ત કરવામાં મને મુશ્કેલી બહુ લાગે અને મારી પોતાની નબળાઈ જણાઈ આવે છે.

દેવી—સ્ત્રીઓ સ્વભાવથી નબળી છે એમ માનવું એ ભૂલ છે. દરેક સ્ત્રીના હૃદયમાં ઈશ્વર શુદ્ધ રૂપે રહેલા છે; માટે જે પ્રકારની નબ-ળાઈ અથવા મુશ્કેલી લાગે તે ખોટી ટેવનું પરિણામ છે. તે દૂર થઈ શકે છે, કારણ કે તે આત્મામાં નથી. નદી વાંકી હોય પણ પાણી વાંકું હોતું નથી. શેરડીમાં ગાંઠા હોય પણ રસમાં ગાંઠા હોતા નથી. માટે સત્સંગ કરી ખરા રસની શોધ કરશો, તો ખોટી ટેવ દૂર થઈ જશે.

જેલનો કેદી અને તેના ઉપર દેખરેખ રાખનાર પોલીસ બન્ને જેલમાં રહે છે. છતાં કેદીની ભાવનામાં બંધન છે અને પોલીસની ભાવનામાં પોતાને બંધન નથી. કેદીને તો કેટલીક વધારે સગવડ પણ મળે છે, તેને મફત ખાવાનું મળે છે, તે જેલમાં થોડો વખત

રહે છે, અને રાત્રે શાંતિથી નિદ્રા લઈ શકે છે; જેલના પોલીસને નોકરી કરવી પડે છે, જેલમાં ઘણાં વર્ષ રહેવું પડે છે, અને રાત્રે પૂરી નિદ્રા પણ લઈ શકતો નથી. છતાં કેદી પોતાને બંધનમાં માને છે, અને પોલીસ પોતાને મુક્ત માને છે. માટે બંધ અને મોક્ષ એ ભાવનામાં જ છે.

ભગવાને મનુષ્યદેહ આપણને આપ્યો અને કૂતરા કે ગધેડાનો દેહ ન આપ્યો, એ જ ભગવાનની મોટી કૃપા છે. જેમ ભૂખ્યા માણસને અન્ન વગર ચાલતું નથી, તેમ ભક્તને ભગવાન વગર ચાલતું નથી. ભક્તોને બહારની સગવડો (એટલે પૈસો, સ્ત્રી, કીર્તિ વગેરે) હોય કે ન હોય તેની દરકાર રહેતી નથી.

જેઓને સંસારમાં અનેક જાતનાં દુઃખમાંથી છૂટવું છે તેમને ભગવાનની મદદ લીધા વગર ચાલે તેમ નથી. ભર્તૃહરિ જેવા રાજાએ ભગવાનને માટે રાજ્ય છોડયું, તો આપણે આપણી નાની નાની ટેવ કેમ છોડી ન શકીએ? જેમણે સાધુતા પ્રાપ્ત કરવી હોય, તેમણે શરીરના રક્ષણ માટે થોડું અનાજ અને શરીરને ઢાંકવા માટે થોડાં કપડાંથી વિશેષ ઇચ્છા રાખવી ન જોઇએ; અને ચિત્ત ભગવાન ઉપર એવું એકાગ્ર કરવું કે ફરીથી વારંવાર લગાવવું ન પડે. કન્યાનાં લગ્ન થયા પછી રોજ તેને ફરીથી પરણવું પડતું નથી.

કિશોરી—પણ ભક્તિ કર્યા પછી સુખ મળશે તેની ખાતરી શી? મને તેમાં બીક જેવું લાગે છે. આપણું સંસારનું સુખ જતું રહે અને નવું સુખ મળે નહિ, તો ઊલમાંથી ચૂલમાં પડવા જેવું થાય.

દેવી—પક્ષીનું બચ્ચું પહેલીવાર ઊડતાં શીખે છે, ત્યારે તેને બીક લાગે છે, છતાં એ બીક દૂર કરીને તે ઊડતાં શીખે છે, તેમ આપણે નિર્ભયપણે ભગવદ્ભાવનો અનુભવ લેવો જોઇએ. કોઈ કન્યા પરણીને સાસરે જાય છે ત્યારે શરૂઆતમાં તેને બહુ બીક લાગે છે કારણ કે પિયરનું સુખ છોડવું પડે છે. સાસરામાં મા વગર કેમ ચાલશે, અને

પારકા ઘરનો છોકરો (એટલે તેનો પતિ) તેને કેવી રીતે રાખશે, સુખ આપી શકશે કે નહિ, અને પોતાનું શું થશે તેની ચિંતા શરૂઆતમાં રહે છે. પણ પરણ્યા પછી જેમ જેમ દિવસો વીતતા જાય છે, તેમ તેમ તેને લાગે છે કે પતિ પાસે બીક જેવું કાંઈ નથી પણ ઊલટું પિયરના સુખ કરતાં વધારે સુખ મળે છે, કારણ કે નવો પ્રેમ તેનું જીવન સંભાળી લે છે. એ બાબતનો તો તમને અનુભવ થઈ ગયો છે.

ધીરે ધીરે તે કન્યાને સાસરાનું ઘર એ પોતાનું લાગે છે, અને સાસરાના માણસો ઉપર કોઈ વખત હુકમ પણ ચલાવી શકે છે. તેજ પ્રમાણે જે માણસ સંસારનું સુખ છોડી ભગવાનને મળવા તલસે છે તેને શરૂઆતના અનુભવમાં બીક લાગે છે, પણ જ્યાં બીક લાગે છે ત્યાં જ નવો આનંદ શરૂ થાય છે, ભગવાન પોતાના લાગે છે અને તેથી આખું જગત પોતાનું ઘર હોય એમ લાગે છે.

કિશોરી—પણ એ દિવ્ય ભાવ ટકશે કે નહિ તેની ખાતરી શી?

દેવી—સત્સંગ ચાલુ રાખવાથી એ ભાવ ટકી જાય છે. ભગવાન જુદાંજુદાં રૂપ લઈ આપણી નજરે આવે છે, તેથી કોઈવાર તેનું વિસ્મરણ થઈ જાય છે, એ વાત સાચી છે. પણ પતિ ગમે તેવાં કપડાં પહેરે તોપણ તેની પત્નીને એમ શંકા થતી નથી કે એ મારા પતિ છે કે નહિ? તેમ ભક્તને એમ નથી લાગતું કે ભગવાન જુદા પડી ગયા છે. ભગવાનના અખંડ સ્વરૂપમાંથી થોડું ગ્રહણ કરવું અને બાકીનું છોડી દેવું એ અલ્પદૃષ્ટિ છે. ધીરે ધીરે એ ભૂલ દૂર થશે અને ઊંચી ભૂમિકા પ્રાપ્ત થશે, ત્યારે તમને એમ લાગશે કે સાધન ભગવાન છે અને ફળ પણ ભગવાન છે. તે વખતે ભગવાન નિત્ય પ્રત્યક્ષ રહેશે. જેમ પરોક્ષ પતિથી આપણું કામ ચાલતું નથી, તેમ પરોક્ષ ભગવાનથી કામ ચાલે નહિ. ભગવાનમાં પ્રેમ વધશે, ત્યારે જે ભગવાન પ્રત્યક્ષ છે તે અનુભવમાં આવશે અને તમારું સ્વાભાવિક સુખ મળશે.

કિશોરી—તમે કહો છો તેવું સુખ અને ઐશ્વર્ય દરેક જીવમાં સ્વાભાવિક રીતે હોય, તો તેઓ પોતાનું સ્વરૂપ કેમ જાણી શકતા નથી ?

દેવી—એ બાબત એક દૃષ્ટાંતથી તમારા સમજવામાં આવશે.

કોઈ એક રાજાને સંતાન ન હોવાથી પોતાની પાછળ ગાદી કોને સોંપવી તેનો તે વિચાર કરવા લાગ્યો. છેવટે તેણે પ્રધાન વગેરેને બોલાવીને એવી વ્યવસ્થા કરી કે તેના ગામથી ૧૦ માઈલ દૂર નિત્યેશ્વર મહાદેવનું મંદિર છે, ત્યાં તેની પ્રજામાંથી, નક્કી કરવામાં આવનાર દિવસે જે કોઈ પહેલો દર્શન કરી આવશે તેને રાજગાદી મળશે. તે દિવસે દશ માઈલ સુધીમાં દશે ઇંદ્રિયોના ભોગનાં સાધનો ગોઠવી દેવાં અને બધાને તે ભોગવવાની છૂટ આપવી એવું ફરમાન પણ સાથે લખી રાખ્યું હતું. થોડા વખત પછી તે રાજા મરણ પામ્યો એટલે તેણે કરેલા વસિયતનામા પ્રમાણે બધી તૈયારી થઈ અને એક દિવસ નિત્યેશ્વર મહાદેવના દર્શન માટે નક્કી કરવામાં આવ્યો. તે દિવસે પ્રજાના બધા માણસો દર્શન કરવા નીકળ્યા, પણ રસ્તામાં દશે ઇંદ્રિયોના વિષયોમાં ઘણા અટકી ગયા. માત્ર એક જ માણસને એવો વિચાર આવ્યો કે, 'પહેલાં મહાદેવજીનાં દર્શન તો કરી લઉં, પછી આ બધી સામગ્રી તો મારા રાજ્યની અંદર હોવાથી મને જ મળવાની છે.' એમ વિચાર કરી તે પહેલો દર્શન કરી શક્યો અને તેને રાજ્ય મળ્યું.

તે જ પ્રમાણે સિદ્ધાંતમાં, દશે ઇંદ્રિયોના વિષયમાં જીવ પોતાનું સ્વરૂપ ભૂલી ગયેલ છે અને પોતાના હૃદયની અંદર રહેલ નિત્યેશ્વર ભગવાનનાં દર્શન કરી પોતાનું સ્વ–રાજ્ય ભોગવી શકતો નથી; માત્ર કોઈક જ એ માર્ગે ચડે છે. જગતમાં એક સત્તાનું રાજ્ય છે. પણ માણસો ભૂલથી અનેક સત્તા કલ્પી તેનાથી વશ થાય છે.

કિશોરી—કેટલીકવાર વખત કેમ કાઢવો તેની ખબર પડતી નથી.

દેવી—કાળનો આધાર જગ્યા ઉપર છે. જે જાતની જગ્યા આપણે લઈએ ત્યાં તેવો કાળ ઉત્પન્ન થાય છે. માણસના દેહભાવે માણસનો કાળ લાગે છે. જો ધ્યાનથી આત્માનું અનુસંધાન રહે, તો

કાળની ખબર પડતી નથી. જો આત્માનું ભાન ન રહે, તો એક ક્ષણ પણ યુગ જેવડી મોટી લાગે છે; અને આત્માના ભાનની મસ્તી રહે, તો એક યુગ પણ એક ક્ષણ જેવો થઈ જાય છે.

કિશોરી—તમે મને કોઈ કોઈ વખતે આવો ઉપદેશ પત્ર દ્વારા લખતાં રહેજો.

આટલી વાતચીત થયા પછી દેવીએ દેવની ઓળખાણ કરાવી અને તે નોકરીમાંથી કેવી રીતે ફારેગ થયા તે પણ કહ્યું. કિશોરીએ દેવને નમસ્કાર કર્યાં અને પૂછયું કે, 'આપ કાંઈ લોકસેવા કરો છો?'

દેવ—હાલ તો અમારામાંથી વધારે જ્ઞાની મળે તેની પાસેથી અમે જ્ઞાન લઈએ છીએ અને અમારાથી ઓછા જ્ઞાનવાળાને જ્ઞાન આપીએ છીએ. જે પોતાનું છે તે જગતનું છે, અને જે જગતનું છે તે આપણું છે. તેથી મને કોઈ કોઈ વખતે એમ લાગી આવે છે કે હું હવે સંન્યાસ લઉં તો લોકની સેવા વધારે સારી રીતે કરી શકું. દેવીમાં અને મારામાં ગમે તેટલું જ્ઞાન હોય અથવા ભક્તિ હોય, પણ અમે જ્યાં સુધી બહારથી સામાન્ય માણસના જેવાં રહીએ છીએ, ત્યાં સુધી અમારું જ્ઞાન બીજાને અસર કરે નહિ.

કિશોરી—આપણા દેશમાં સાધુઓ અને સંન્યાસીઓની સંખ્યા ૫૦ લાખ જેટલી છે, પણ ખરા વાનપ્રસ્થની સંખ્યા બહુ ઓછી થઈ ગઈ છે. વળી અમારા જેવી વિધવા બાઈઓને સત્સંગ જોઈએ, તો અમારાથી એકલા કોઈ સાધુ કે સંન્યાસી પાસે જઈ શકાય નહિ, પણ તમારા જેવાં બ્રહ્મચારી દંપતી હોય તો તમારે ઘેર મારા જેવાથી એકલા પણ આવી શકાય. માટે મારી એવી વિનંતી છે કે તમારે સંન્યાસ ન લેવો. જેઓ હીરાની પરીક્ષા કરી શકે છે તેમને હીરા મળી શકે છે. વળી, આપણા દેશમાં સ્ત્રીઓની દશા બહુ દયાજનક છે, તેમાં સુધારો કરવા માટે સાચા વાનપ્રસ્થની જરૂર છે. સંન્યાસીઓ સ્ત્રીઓના સંબંધમાં આવી શકે નહિ. વાનપ્રસ્થ આશ્રમ એ

ગૃહસ્થાશ્રમ અને સંન્યાસાશ્રમ વચ્ચે સાંકળરૂપ છે.

દેવ—પણ કેટલાક સેવકો સ્ત્રીઓની સેવા કરવા જતાં સ્ત્રીઓના જેવા થઈ જાય છે તેનું શું કરવું ?

કિશોરી—આપની વાત ઘણે અંશે સાચી છે. તેઓ પોતાનું મન જીત્યા વગર કીર્તિને માટે તેવા કામમાં પડે છે, તેથી પોતાનું મન વશ રાખી શકતા નથી; પણ તમારા જેવાં ભક્ત દંપતી સ્ત્રીઓને બોધ આપે; તો તેમાં કાંઈ હરકત જેવું જણાતું નથી. ગુરુ વગર જ્ઞાન મળતું નથી અને જો તમારા જેવા તેવું કામ નહિ કરે, તો બીજા કોણ કરશે ? તમારે અમારું જીવન સુધારવાની સૂચના આપતા જવું, બાકીનું કામ અમે સંભાળી લઈશું.

દેવ—યાજ્ઞવલ્કય જેવા મહાજ્ઞાની પુરુષોએ પણ સંન્યાસ લીધો હતો. પરિગ્રહ રાખીને આત્મજ્ઞાન બહુ થોડા મેળવી શકે છે. ઉપાધિ ઓછી કરીને આત્મજ્ઞાન મેળવવું એ રાજમાર્ગ છે, અને એ વધારે સરળ છે.

કિશોરી—હાલના માણસોમાં સંન્યાસીઓ પ્રત્યે શ્રદ્ધા અને માન રહ્યાં નથી અને કેટલીક વાર તેમને ભિક્ષા મેળવવા માટે બહુ સહન કરવું પડે છે.

દેવ—એ વાત તદ્દન સાચી નથી, તેનો આધાર દરેકની નિષ્ઠા ઉપર છે. જે ભગવાને મારી તિજોરી ભરી આપી, તેનામાં પેટ ભરવાની શક્તિ જરૂર છે. છતાં જે કામ સંન્યાસ લેવાથી થઈ શકે છે, તે કામ વાનપ્રસ્થ રહેવાથી થઈ શકશે, તો હું તમારી સૂચના ઉપર વિચાર કરીશ. અનાસક્તિ અથવા ત્યાગનો સિદ્ધાંત અપેક્ષાવાળો છે. કયા માણસ માટે કેવો ત્યાગ જોઈએ તેનો આધાર તેની અંતર્દશા ઉપર રહેલો હોય છે.

કિશોરી—આપણે સવારે ઊઠીને, જાગ્યા પછી જગત જોઈએ છીએ કે જગતને જોયા પછી જાગીએ છીએ ?

દેવી—આપણે જગતને જોયા પછી જાગીએ છીએ. નિદ્રામાં જગતને જોતાં નથી તો જાગતાં નથી. જેમ જેમ જગત જોઇએ છીએ તેમ તેમ જાગ્રત અવસ્થાનું જગત અનુભવીએ છીએ. બાળક જન્મે છે ત્યારે તેને ખબર નથી કે પોતે જન્મ્યો; પણ જેમ જેમ તે જગતને પોતાના અજ્ઞાનમય સંસ્કારથી જોતાં શીખે છે, તેમ તેમ તે માણસ બનતો જાય છે. તેવી જ રીતે ગઈ કાલના સંસ્કારથી આપણે નિદ્રામાં જઇએ છીએ અને સવારે તે સંસ્કારથી જગતને જોઇને જાગીએ છીએ. જો રાત્રે માત્ર ભગવાનના વિચારથી નિદ્રામાં જઇએ અને સવારે ઊઠતાં તે સંસ્કારનું બહુ જોર હોય તો સવારે જગત દેખાશે નહિ પણ ભગવાન દેખાશે. મૂરખને જગત દેખાય છે. જો જગતમાં કોઇ મૂરખ ન હોય તો જગત દેખાય નહિ, બધાને ભગવાન જ દેખાય.

કિશોરી—આપણે આખી જિંદગી સુધી ભગવાનનું સ્મરણ કર્યું હોય, છતાં શરીરના રોગને લઈને અથવા બીજા કોઈ કારણથી છેલ્લી વખતે આપણને ભગવાનનું સ્મરણ ન રહે, તો શું કરવું ?

દેવ—એવી દશામાં ભગવાન ભક્તનું સ્મરણ કરે છે તેથી સંબંધ બની જાય છે અને ભક્ત ભગવાનમાં મળી જાય છે. આ સિદ્ધાંતને પ્રમેયબલ કહે છે. પ્રમેયબલ એટલે જીવના અધિકાર અથવા સાધનની અપેક્ષા રાખ્યા વગર ભગવાન પોતાની શક્તિથી ફળ આપે છે. આપણે આપણી મહેનતથી કેળવણી લઈ કોઈ રાજ્યમાં સો રૂપિયાની નોકરી મેળવીએ. પણ રાજાની કૃપા થાય તો રાજા વગર ભણેલાને પાંચસોની નોકરી આપી દે છે. એ પ્રમેયબલનું દૃષ્ટાંત છે. તેમ સિદ્ધાંતમાં પણ ભગવાન પોતાની કૃપાથી જીવનો ઉદ્ધાર કરી લે છે. છતાં, શરૂઆતની ભક્તિમાં તેની કૃપા મેળવવા જેવી દશા હંમેશાં રાખવી પડે છે.

હવે કિશોરીનું સ્ટેશન આવ્યું તેથી તે પોતાને ગામ ગઈ. દેવી અને બ્રહ્મજીએ પણ પોતાની મુસાફરી પૂરી કરી.

કિશોરીએ પોતાના ગામમાં વનિતાવિશ્રામની દેખરેખ નીચે એક સાધ્વી આશ્રમ શરૂ કર્યો. ત્યાં કેટલીક સંસ્કારી વિધવાઓ માત્ર ભક્તિપરાયણ જીવન ગાળવા લાગી. તે બહેનો કોઈ કોઈ વખતે બહારગામ જઈને પણ ભક્તિનો પ્રચાર કરતી હતી અને કિશોરી તે કામમાં મદદ કરતી હતી.

એક વખત કિશોરીએ દેવીને પત્ર લખી પુછાવ્યું કે, 'અમારા સાધ્વી આશ્રમનો રોજનો ક્રમ શી રીતે ગોઠવવો?' દેવીએ જવાબ લખ્યો કે:—

સવારમાં ૪ વાગે સૌએ ઊઠવું. સ્નાન વગેરે કરી, શુદ્ધ થઈ સૌએ ૫ થી ૬ સુધી જુદીજુદી જગ્યાએ એટલે એકાંતમાં ધ્યાનમાં બેસવું. તે વખત ધ્યાન માટે સારો છે. ધ્યાનમાં માત્ર 'હું કોણ?' તેની શોધ કરવી, એ વિચાર ઉપર બરાબર ધ્યાન લાગશે એટલે બીજા વિચાર દબાઈ જશે. તે પછી એક કલાક આશ્રમનું કામ કરવું, તે પછી સૌએ સાથે મળી ૭ થી ૧૦ સુધીમાં એક કલાક વાચન, એક કલાક ભજન અને એક કલાક સાથે ધ્યાન કરવું. ભજન પછી ધ્યાન સારું થઈ શકે છે. જેમનાથી શરૂઆતમાં ધ્યાન ન થઈ શકે તેમણે મનમાં પોતાના ઇષ્ટદેવના મંત્રનો જપ કરવો. તે પછી રસોઈ વગેરેનું કામ કરી જમીને આરામ લેવો.

બપોરનો એક કલાક આશ્રમના કામ માટે, એક કલાક પત્રથી બહારના જિજ્ઞાસુઓને બોધ આપવા માટે, અને એક કલાક ગામની સ્ત્રીઓને ધાર્મિક ઉપદેશ માટે રાખવો. ઉપદેશ પહેલાં પ્રાર્થના કરવી. સાંજે થોડો વખત અંગકસરત માટે રાખવો અને રાત્રે સવારના ત્રણ કલાકની માફક ફરીવાર એક કલાક વાચન, એક કલાક ભજન અને એક કલાક સાથે મળી ધ્યાન કરવું. આ પ્રમાણે કરવાથી ચિત્ત આત્મામાં રોકાઈ જશે અને કોઈનો વખત નિરુપયોગી જશે નહિ. બ્રહ્મજીએ દેવ અને નિર્ભયરામની મદદથી અહીં પણ એવો

ક્રમ ગોઠવેલો છે અને ગુરુજી પણ કોઈ કોઈ વખતે અહીં આવી અમારા ભાવની વૃદ્ધિ કરે છે. તેમણે હાલ પોતાનું જંગલનું રહેઠાણ ફેરવી નાખેલ છે, આખી પૃથ્વીને આશ્રમ માનેલ છે અને આકાશને આશ્રમનું છાપરું માનેલ છે. પુરુષોને માટે આવી માન્યતા ચાલી શકે છે; પણ સ્ત્રીઓ બધે ઠેકાણે ફરી શકે નહિ. તેથી તમારે માટે સાધ્વી આશ્રમ ઉપયોગી છે.

થોડા મહિના થયા છતાં કિશોરીનો જવાબ ન આવ્યો, એટલે દેવીએ એક પોસ્ટકાર્ડમાં કિશોરીને ટૂંકામાં લખ્યું કે, 'તમારી આત્મિક દશા કેમ વર્તે છે?' કિશોરીએ ટૂંકામાં જવાબ આપ્યો કે, 'ઘણી જ આનંદજનક સ્થિતિ વર્તે છે. આપનો ઘણો ઉપકાર થયો છે. ગુરુજી પાસેથી થોડાંક ભજન મેળવીને અમને મોકલી આપવા કૃપા કરજો.'

આ વિનંતી ઉપરથી દેવીએ ગુરુજીને પત્ર લખ્યો. ગુરુજીએ ભજનો મોકલ્યાં. તે ભજનો બ્રહ્મજી, દેવ, દેવી અને નિર્ભયરામ પણ ગાવા લાગ્યા અને તેની કેટલીક નકલો છપાવીને સાધ્વી આશ્રમના ઉપયોગ માટે પણ મોકલવામાં આવી.

# ૨૧ : બ્રહ્મજીનો બ્રહ્માનંદ

હવે બ્રહ્મજી બ્રહ્માનંદમાં ડોલતા હતા અને ડૂબતા હતા. કોઈ કોઈ વખતે ભજનો ગાતા; એટલું જ નહિ પણ જ્યારે આંતરસ્ફુરણા બહુ જાગ્રત થતી ત્યારે તેમના મુખમાંથી તેમના અનુભવની વાણી નીકળતી હતી. દેવ, દેવી અને નિર્ભયરામને પણ બ્રહ્મજીના સત્સંગનો સારો લાભ મળતો હતો, અને તે પોતાના જીવનમાં સારું પરિવર્તન કરી શક્યા હતા. તેમને બ્રહ્મજી ઉપર હવે ગુરુભાવ ઉત્પન્ન થયો હતો, તેથી જ્યારે જ્યારે બ્રહ્મજી પોતાના અનુભવની વાણી બોલતા ત્યારે તેઓ તેની નોંધ કરી લેતા. આ પુસ્તકના વાંચનારાઓને પણ બ્રહ્મજીના અનુભવની વાણી જાણવાની અનુકૂળતા થાય અને તેનાથી લાભ થાય એવા હેતુથી આ પ્રકરણમાં બ્રહ્મજીની વાણીનો કેટલોક ભાગ આપેલ છે.

## બ્રહ્મજીની વાણી

### ૧

જગત એમ ને એમ ચાલ્યું જાય છે, સૂર્ય એમ ને એમ ઊગે છે.
રાજ્યોની ચડતી અને પડતી થયા કરે છે,
છતાં જૂની વાતો એવી ને એવી રહે છે.
દુઃખ અને શોક છે નહિ, જન્મમરણ પગ નીચે દબાઈ ગયાં છે,
સર્વત્ર ઈશ્વરનો શ્વાસ ચાલી રહ્યો છે;

દિવસે દિવસ આનંદ આપે છે, રાત્રિએ રાત્રિ આનંદ આપે છે,
બસ આનંદ, આનંદ, આનંદ.

૨

મુક્તિ! આ શબ્દ સેંકડો વર્ષો સુધી સત્પુરુષોએ સાંભળેલ છે, હવે મારા આત્મામાં તેનો નાદ સહજ ઊઠ્યા કરે છે. ઘર રહ્યું છે, ઘરનો વ્યવહાર પણ રહ્યો છે, છતાં તેમાં આનંદ ઊભરાઈ રહ્યો છે, તે આનંદ ઊભરાઈને આકાશ સુધી પહોંચે છે.

મુક્ત આત્મા? તેણે શરીર સાથેનો સંબંધ પૂરો કર્યો છે, તે મુક્ત આત્માને મારા અનેક વાર નમસ્કાર હો.

ૐ આનંદ આનંદ.

૩

ઘણા જન્મો સુધી માગેલી—ઇચ્છેલી મુક્તિ હવે હસ્તગત થઈ છે, મુસાફરી પૂરી થઈ છે, વિચાર બાજુએ મૂકી દીધા છે, આનંદ શરૂ થયો છે, પણ તેનો અંત આવે તેમ નથી. આ અનુભવથી વધારે ખાતરીની શી જરૂર છે?

૪

પર્વત કરતાં વધારે સ્થિરતા છે,
જગતના અગમ્ય કોયડા ઊકલી ગયા છે,
બંધ દરવાજા ખૂલી ગયા છે,
હું ચારે દિશામાં ફરી શકું છું,
બધે મારું સ્વરૂપ છે, બધું જેમ જોઈએ તેમ છે.
બસ આનંદ, આનંદ.

૫

આજે બધું બરાબર છે અને લાખો વર્ષ પછી પણ બરાબર રહેશે, કાંઈ બગડી ગયું નથી. માતાઓ બચ્ચાંઓને એવી રીતે ચાહે

છે, મિત્ર મિત્રને ચાહે છે, પતિ પત્નીને ચાહે છે, આશક માશૂકને ચાહે છે. જગત આનંદનો બગીચો છે. પ્રેમી આત્માને પ્રેમનાં વૃક્ષો બધે દેખાય છે.

રાજમહેલોમાં કે ખેડૂતોનાં ઝૂંપડાંમાં, બધે મારા મિત્રો રહે છે.
હું જ્યાં જાઉં, ત્યાં મારી સાથે તેમનો પ્રેમ ચાલતો આવે છે.
બસ આનંદ, આનંદ.

૬

આ દિવ્ય પ્રેમથી પર્વતો ઊભા છે, નદીઓ વહે છે, સૂર્ય ઊગે છે; શિયાળો, ઉનાળો અને વરસાદ વખતસર આવે છે. કુદરત! હવે મારી પાસે આવ, મને તારું સ્વરૂપ સમજાયું છે.

જે હું છું, તે તું છે; અને તું છે, તે હું છું.
મને તારા પગનાં ઝાંઝરનો નાદ સંભળાય છે.
અરે આત્મા! તું કેદ હતો? કોણે કહ્યું?
હું તને છૂટો મૂકું છું, હું તને રાજાની પદવી આપું છું.
પૃથ્વી આકાશમાં ઊડે છે, માછલું પાણીમાં તરે છે,
પક્ષી હવામાં તરે છે અને મારો આત્મા સમભાવમાં તરે છે.

૭

કાંઈ ભૂલ થઈ નથી,
વસંતઋતુ ફૂલોને ખિલાવી સુગંધ પ્રસારે છે,
ગ્રીષ્મઋતુ આંબા પકાવી નવો રસ રેડે છે,
વર્ષાઋતુ વૃક્ષોની તૃષ્ણા તૃપ્ત કરે છે.

જાગ્રત આત્માને બધું સુખરૂપ છે; તેને સુખ આપવા માટે પૃથ્વી નવાં નવાં વસ્ત્રો ધારણ કરે છે અને પોતાના ઊંચાનીચા ભાગો શરમથી છુપાવવા પ્રયત્ન કરે છે; પણ તેનાથી ઊલટો પ્રેમ વધે છે.

૮

બધું દૃશ્ય નવા રૂપમાં દેખાય છે,
પ્રારબ્ધ પીગળી જાય છે.

આત્માની નજર આગળ પર્વતો નાના થઈ જાય છે,
કલાકારની કલાનો અર્થ સમજાય છે,
અને આનંદ ઊભરાય છે.
આ આનંદ માટે વીર પુરુષો લડ્યા છે;
એક પણ પુરુષ કે સ્ત્રીમાં જ્યારે આ આનંદ પ્રગટે છે,
ત્યારે ત્યાં ખરું સ્વરાજ્ય ઉત્પન્ન થાય છે.

૯

અર્જુન ભીષ્મની સામે યુદ્ધ કરે છે,
અને ભીષ્મ અર્જુનના સારથિને પગે પડે છે
ખરા સ્વરાજ માટે.
રામચંદ્રજી લંકા ઉપર ચડાઈ કરે છે,
અને વિભીષણ રામચંદ્રજીને પગે પડે છે
ખરા સ્વરાજ્ય માટે.
પ્રહ્લાદ બાપનું કહેવું માનતો નથી,
મીરાંબાઈ રાણીનું પદ છોડે છે,
ભરત કૈકેયી (માતા)નું કહેવું માનતા નથી,
અને બુદ્ધ રાજ્ય છોડે છે,
આત્માના ખરા સ્વરાજ્ય માટે.

૧૦

ઇતિહાસ ચાલતો જાય છે છતાં એવો ને એવો રહે છે, ન્યૂસ-પેપરો વાંચવાની કાંઈ જરૂર નથી. જૂની વાતો જૂની થતી નથી. નવી વાતો નવી રહેતી નથી. માયા માયાના સ્વરૂપે રહે છે. બ્રહ્મ બ્રહ્મના સ્વરૂપે રહે છે અને ઉંડો બ્રહ્માનંદમાં ડોલે છે.

૧૧

દિવ્ય આત્મા!
તારા હાથ ત્રણે લોક સુધી પહોંચી શકે છે,

તું મારી અંદર મુક્ત થયો છું,
તું હવે નાનો જીવ નથી,
તું મને અનંત શક્તિ અને આનંદ આપે છે,
હું જાગું છું અને જગત જાગે છે.
કોણ સમજી શકશે?
આનંદ ઊભરાય છે, ઋષિઓનાં વચનો સફળ થાય છે.

૧૨

બીજાઓ લોકસેવા કરે છે, ત્યારે કોઈને પૈસો આપે છે,
કોઈને કપડાં આપે છે, કોઈને ખોરાક આપે છે, અને
ભાષણો આપે છે.
હું ભાષણ આપતો નથી, હું નાનું દાન કરતો નથી;
હું મારું બધું આપું છું.
જે લઈ શકે તેને હું મારો આત્મા આપું છું.
મારું સ્વરૂપ સમજવું હોય તો સમુદ્રકિનારે એકલા બેસો,
અથવા પર્વતની ટેકરી ઉપરથી જગતનું નિરીક્ષણ કરો:
જે જે અવાજ સાંભળો તે મારા છે.
ખેડૂતો, ભરવાડો, ગાયો, ભેંસો મારાં નજીકનાં સગાં છે.

૧૩

થોડા પૈસા કમાવા માટે આવા આત્માને ગુમાવવો,
કુદરતનું સૌન્દર્ય ભોગવવા વખત ન રાખવો,
સૂર્ય, ચંદ્ર અને તારાની વાતો ન સાંભળવી,
અને જગતને સમજ્યા વગર શ્મશાનયાત્રા કરવી,
એ કરતાં બીજી વધારે ગાંડાઈ કઈ છે?

૧૪

પણ વસ્તુ દૂર નથી.
ભગવાન માટે બહુ ચિંતા કરવાની નથી.

આજે અને અહીં જ ભગવાનને નહિ જોઈ શકો,
તો પછી ક્યારે અને ક્યાં જોશો?
મને દરેક ક્ષણે, દરેક જગ્યાએ તેનાં દર્શન થાય છે.
પુરુષો અને સ્ત્રીઓનાં મુખમાં, બાળકોની રમતમાં,
વૃક્ષોની લતાઓમાં, પશુઓની ચાલમાં,
પક્ષીઓના કલરવમાં, સર્વત્ર તે જ ભરેલા છે.

જગત કેવી રીતે ઉત્પન્ન થયું તે ન સમજાય તો હરકત નહિ, પણ જેવું દેખાય છે તે બરાબર સમજતાં શીખો. જ્યાં તમારી દૃષ્ટિ પડે છે, ત્યાં જગતની શરૂઆત છે અને ત્યાં જગતનો છેડો છે. અખંડ વસ્તુમાં વધઘટ થતી નથી. ૐ, ૐ.

૧૫

તમારે ભગવાનને જોવા છે?
તમારો ચહેરો અરીસામાં જુઓ.
શરીર ગમે તેવું હોય છતાં કેવું દેખાય છે!
અસત્ વસ્તુનો અભાવ છે,
તેથી જે દેખાય છે તે સત્ છે, તે ભગવાન છે.
તમે ભગવાનને દૂર શોધવા જશો?
તમારે જરૂર પાછું વળવું પડશે.
તમારે આવતા જન્મમાં મોક્ષ જોઈએ છે?
તમે નિરાશ થશો.
મુક્ત આત્મા નિત્યમુક્ત છે.
તે નજીકની વસ્તુઓમાં દેખાશે, સાધારણ માણસોમાં જોઈ શકાશે.

ઘરની બહાર નીકળતાં પહેલો માણસ જે મળે તેને બરાબર જોજો!

તેમાં ભગવાનને નહિ જોઈ શકો, તો બીજી કોઈ જગ્યાએ ભગવાન મળશે નહિ.

## ૧૬

અંધકાર શમી ગયેલ છે.
સર્વત્ર પ્રકાશ છે.
હું તમને મારા સમાધિમંદિરમાં આવવા આમંત્રણ આપું છું.
લડાઇ વખતે એક જ ધ્યેય હોય છે:
પૂર્ણ લડવૈયા બનો,
અજ્ઞાન સાથે લડાઈ કરો,
આનંદરૂપ આત્માનો જય થાઓ, જય થાઓ, જય થાઓ!

## ૧૭

નાનામાં નાનો જીવ બરાબર જાણવો, એ મારું પુસ્તક છે:
તેનાથી આગળ વધારે અભ્યાસ કરવાની ઇચ્છા નથી.
અને હું જે જોઉં છું તે તમે જોઈ શકો તેમ છો.
લાયબ્રેરીઓનાં પુસ્તકો જેમ છે તેમ રહેવા દો,
તે ઉઘાડવાની જરૂર નથી;
તે વસ્તુ લાયબ્રેરીઓમાંથી મળે તેમ નથી.
તે આત્મદૃષ્ટિ ઊઘડવાથી મળે છે:
હું નવું જગત જોઉં છું...
બસ આનંદ! આનંદ!!

## ૧૮

એક પ્રજા જાય છે, ને બીજી પ્રજા આવે છે.
દરેક મનુષ્ય પોતાને માટે આવે છે, પોતાને માટે જાય છે.
પણ પોતે કેવો દિવ્ય પુરુષ છે, તેનો તે વિચાર કરતો નથી.
દરેકનું ભવિષ્ય નક્કી થયેલ છે.
વર્તમાનમાં અપૂર્ણતા નથી અને ભવિષ્યમાં પણ નથી.
હું મારા ગુરુજી પાસે બરાબર શીખ્યો છું.

હવે જો મારામાં લાયકાત હોય, તો મારા ગુરુઓ પાછા આવી 'હું કોણ છું?' તે તપાસ કરે.

હાથ, પગ, મુખ, ઉદર વગેરે સર્વ આનંદરૂપ છે.

૧૯

તમારે પુસ્તકો વાંચવાં છે ?

મારી સાથે એક રાત્રી રહો, અને તમને બધાં પુસ્તકોનો સાર સમજાઈ જશે.

તમને તમારા અવાજ બધી દિશામાંથી સંભળાશે.

તમારો આત્મા મધુર છે, અને જે તમારો આત્મા લાગતો નથી તે પણ મધુર છે.

૨૦

તમને ચમત્કાર જોવા ગમે છે.

માંકડની ગતિ જુઓ, ઉંદરની ચાલ જુઓ,

પક્ષીઓનાં ગાયન સાંભળો.

નાનામાં નાનો છોડ પણ કહે છે કે, મૃત્યુ નથીઃ

તે કહે છે કે માણસ જેને મૃત્યુ કહે છે તેનાથી મૃત્યુ જુદું છે;

અને જીવવા કરતાં મરીને જીવવામાં વધારે આનંદ છે.

બુઢ્ઢા અને જુવાનને હું સમાન છું, મૂર્ખ અને પંડિત મને સમાન લાગે છે.

આ વિચારો બધા દેશોના બધા માણસોના છે,

તે મારા એકલાના નથી.

જ્યાં જ્યાં ક્ષેત્ર અનુકૂળ છે, ત્યાં ત્યાં તે ઊગી નીકળે છે.

૨૧

હું જાણું છું કે હું અમર છું.

મારે અમરપણું કોઈને સમજાવવાની ઇચ્છા નથી.

કોઈ ન સમજે તો તત્ત્વને હાનિ નથી.

સામાન્ય સાચા ધર્મો કોઇની માફી માગતા નથી.
હું જેવો છું તેવો છું, તેટલામાં જ આનંદ છે.

૨૨

મને કોઈ ઓળખે નહિ તોપણ હું સંતોષથી બેસી રહું છું.
અને મને બધા ઓળખે તોપણ તેટલો જ સંતોષ વર્તે છે.
એક જગત મને ઓળખે છે, કારણ કે તે મારું સ્વરૂપ છે.
હું મરણ તરફ જોઈ હસું છું.
તે જગતની રચનામાં ઉત્પન્ન થયેલ નથી,
પણ ખોટી કલ્પનામાંથી જન્મેલ છે.
અમરપણું તો જીવના સ્વભાવમાં છે.
આનંદ બેહદ વર્તે છે.

૨૩

પુરુષો અને સ્ત્રીઓ બધાં મોટાં છે, વિભુ છે.
પુરુષોની માતાઓ પુરુષો કરતાં હલકી નથી.
એક માતામાં કેટલા પુરુષો અને કેટલી સ્ત્રીઓ સંતાયેલાં રહે છે!
તેમાં કેટલા દીકરાના દીકરા છે અને દીકરીની દીકરીઓ છે!
બધે ચમત્કારો ભર્યાં છે.

જોવામાં, સાંભળવામાં, દરેક નાના બનાવમાં અનંત ચમત્કારો ભર્યાં છે.

મારી બારીમાં આવતો ઉષાનો પ્રકાશ મને જેટલો આનંદ આપે છે, તેટલો આનંદ પુસ્તકોમાંથી નથી મળતો.

વર્ણનથી હું પૂરો જણાતો નથી.

મારા શરીરની રચના મોટા કારીગરોએ બનાવેલાં મોટાં યંત્રોને હરાવી દે છે.

એક નાના જીવની ગતિ (બરાબર જોવામાં આવે તો) અનેકને શ્રદ્ધાવાન કરે તેવી છે.

૨૪

કોઈ નાની ભૂલની શરૂઆતમાં હું મને પકડી લઉં છું.
હું પૂછતો નથી કે, તમે કોણ છો ?
મારે પૂછવાનું કારણ નથી.
તમે છો તે હું છું, અને હું છું તે તમે છો.

ૐ ૐ ૐ.

૨૫

મેં તમને બરાબર પકડ્યા છે.
તમે સવારે ઊઠશો, ત્યારે તમને તે બાબતની ખાતરી થશે.
મને સુખી કરવા માટે સૂર્ય, ચંદ્ર અને તારાઓ ફર્યા કરે છે.
હું જન્મ્યા પહેલાં તેઓ જન્મ્યા નહોતા.

મારા ઉપર પ્રેમ રાખનાર એટલા બધા છે, કે હું તેમના પ્રેમથી દબાઈ જાઉં છું.

મારે માટે અનંત કાળ છે, મને કોઈ માપી શકે તેમ નથી.
તમે તે મુસાફરીએ નીકળી શકશો, કારણ કે તે નજીક છે.
કદાચ તમે તે રસ્તે ચડ્યા છો, પણ ભૂલી ગયા છો.
હું તમને યાદ આપું છું.
તમારી આંખોમાં ઘણાં સ્વપ્નો છે.
હું તમારી આંખો લૂછી નાખું છું:
નવો પ્રકાશ જોવાની ટેવ પાડો,
સમુદ્રની વચ્ચે કૂદીને તરવાની ટેવ પાડો,
અને આનંદના મહાસાગરમાં નાહો !

૨૬

મૃત્યુ ! તારે મને હવે બીક આપવી એ નકામું છે.

મને મરણમાં નવો જન્મ દેખાય છે,
અને જન્મમાં આત્માનાં સ્વરૂપ—લક્ષણ આવિર્ભાવ પામે છે.
કોઈ મૂંઝવણ નથી.
બધું બરાબર રચાયેલું છે.
બધું સુખમય છે.
મારી સાથે આવવાને કેટલા ખુશ છે?

## ૨૭

મારે વધારે સુખની જરૂર નથી,
એક ઘડીનો યે આનંદ બસ છે.
તમે મને જે માનતા હતા તે હું નથી.
હવે મારી છેડ કરશો નહિ.

કદાચ એકાંતમાં સમુદ્રકિનારે, અથવા પર્વતની ટેકરી ઉપર અથવા કોઈ સૌન્દર્યના દશ્ય વખતે તમે મને જોઈ શકશો.

હું મારી પાઘડી અને પગરખાં વચ્ચે સમાઈ ગયો નથી.
હું તમારો નવો મિત્ર છું.
મને સમજવા જશો તો હું છટકી જઈશ.
જુઓ, હું છટકી ગયો છું.
મરણ પછી શું થાય છે તે પૂછશો નહિ.
મરણ પહેલાં શું બને છે તે બરાબર જુઓ,
તમને તમારા પ્રશ્નનો ઉત્તર મળી રહેશે.

## ૨૮

હું પૃથ્વીના બધા જીવોને નમસ્કાર કરું છું.
તમે ગમે તે હો,
દરેક ભગવતરૂપ છો.
બધાએ મરણ જીતી લીધેલ છે.

કોઈ મને ન બોલાવે તો હરકત નથી.
કોઈ મને બોલાવશે, તો પોતે સુખી થશે અને મને સુખી કરશે.
મેં ખરું સૌન્દર્ય જોયું છે.
પૃથ્વી અને આકાશ સાથે રમવું ગમે છે, તેની સાથે સૂવું ગમે છે,
અહીં ખરા પુરુષાર્થની જગ્યા છે,
ખરા સુખની મીઠી સુગંધ છે.
આત્માનું ડહાપણ બીજી રીતે સાબિત કરી શકાતું નથી.

## ૨૯

બધા માણસોની આંખોના ડોળામાં શું રહેલ છે?
તેમાં ઘણા ચમત્કારો ભર્યા છે.

તે સમજી શકશો, તો તમને નવું ઇનામ મળશે—તમને દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થશે.

આત્માની જાગીરો પાસે જગતની સમૃદ્ધિ ઝાંખી પડે છે.
તમારા બાંધેલ ઘરમાં તમારે રહેવાની જરૂર નથી.
હું તમને યુદ્ધક્ષેત્રમાં આવવા નોતરું છું,
બરાબર સાવધ રહેજો, ભૂખતરસ વેઠવાં પડશે,
કામક્રોધને મારવા પડશે, મમતા મૂકવી પડશે,
પણ નવો ફળદ્રૂપ પ્રદેશ તમારે સ્વાધીન થશે.

## ૩૦

છતાં રસ્તો સરલ છે, મેં અનુભવ લીધો છે.
તમારું પુસ્તક તમારા કબાટમાં રહેવા દો,
બીજું સંસારનું કામ ભલે અધૂરું રહે:
કાંઈ ખોટ જવાની નથી.
હું તમને મારો પ્રેમ આપું છું, પૈસા કરતાં તે વધારે કીમતી છે.

આપણી આસપાસ જે માણસો છે, તેમનાથી વધારે મોટા દેવો ક્યાં મળવાના છે?

શંકાને દૂર કરો.

બધા પ્રશ્નોના જવાબ તમારી અંદર છે,

વેદના વેદ તમારા હૃદયમાં છે;

અહા! અનહદ આનંદ!

31

હું આજે તમને ગંભીર સિદ્ધાંત કહું છું:

જગત અને બ્રહ્મ એક વસ્તુ છે.

જે પૂર્ણ બને છે, તેને પૂર્ણ દેખાય છે.

હું મૂંગો બની જાઉં છું.

તમે ગમે તેવા હો, તમારા હક ગમે તે ભોગે મેળવો;

પણ સાથે તમારી જવાબદારી સંભાળો!

જીવન ટૂંકું નથી, ટૂંકું લાગે તો દૃષ્ટિ વિશાળ કરો,

જે જોઈએ તે પગ આગળ આવીને હાજર થશે.

બધા કાયદાની પાછળ નવા કાયદા છે,

બધા વ્યવહારની પાછળ નવો વ્યવહાર છે.

32

અહીં નિરાશા નથી.

કોઈ કામ નકામું જતું નથી.

જે જે શબ્દ બોલાય તેમાં નવા અર્થ નીકળે છે.

મને ખરો ઇતિહાસ મળ્યો છે,

મેં ખરો પ્રદેશ જોયેલ છે.

દરેક બનાવમાં, દરેક સ્થળે ચમત્કાર ભરેલા છે.

પૃથ્વી ઉપર માણસનો જન્મ એ મોટો બનાવ છે.

અને એવા માણસનો જન્મ સ્ત્રીના શરીરમાં

ઘડાય એ નાનો બનાવ નથી.

હું જે જોઉં છું તે બધું કહી શકતો નથી.
હું જે સાંભળું છું તે વર્ણવી શકતો નથી.
હું અમર છું તેમાં શું આશ્ચર્ય છે?
બધા અમર છે, એ જ આશ્ચર્ય છે.

૩૩

બધું બરાબર છે.
રજ્જુને બદલે સર્પ લાગે તેમાં સર્પને સુધારવો કે રજ્જુને?
સર્પ હતો જ નહિ,
બ્રહ્મ જ છે, હતું અને રહેશે.
આનંદ જ છે, હતો અને રહેશે.
એ અમારો વેપાર છે, કીમતી વસ્તુઓનો વેપાર છે.
તમે તમારા હીરા લાવો, હું મારો હીરો તમારી પાસે મૂકું:
તમને ગમે તે લઈ લો.

૩૪

જગતને સુધારશો?
તમને સુધારશો એટલે જગત અપૂર્ણ લાગશે નહિ.
એ જ જીવનનો ભેદ છે, જગતને સમજવાની ચાવી છે.
મુક્ત પુરુષનો આનંદ અગાધ છે.

૩૫

વખત આવ્યો છે, ગુરુજી પધાર્યા છે;
જીવ તૈયાર છે, ભગવાન તૈયાર છે.
મુક્તિ હાજર છે, આનંદ અપાર છે.
દર્પણ સાફ કરી હું તમારી આગળ મૂકું છું.
જો તમે તમારા પોતાના આત્માને અને જગતને
બરાબર જોશો અને તેની અંદર શી ક્રિયા ચાલે છે તે જોશો:
તો તમને જણાશે કે જગત તે તમે જ છો.

## ૩૬

ખુલ્લા મેદાનમાં બેસી હું પૃથ્વી સાથે, સૂર્ય સાથે, હવા સાથે વાતચીત કરી શકું છું, અને તેઓ મને જવાબ આપી શકે છે.
એ બધાં ચેતન છે.
તેમની ભાષા સમજવાની ટેવ પાડવી જોઇએ.
ફૂલ ખીલે છે ત્યારે મને લાગે છે કે હું ખીલું છું.
કુદરત મારી પ્રિય સખી છે.
જે સત્તાથી બધાના પ્રાણ ચાલે છે, તે સત્તાથી મારા પ્રાણ ચાલે છે.
આ અનુભવ લેવો એ મારી રોજની પ્રાર્થના છે.
એ પ્રાર્થના અતિ સુખકારક છે.
એ જાગ્રત સમાધિ છે.

## ૩૭

મારા આત્મામાં ઉજાસ અને આનંદ છવાઈ ગયાં છે.
પ્રેમે મને બાથ ભીડી છે.
જેમ પતિ પત્નીને મળે છે, તેમ આત્મા મને મળ્યો છે.
તે સુખનો મહિમા હું કહી શકું તેમ નથી.
કોઈ સાથે તુલનામાં પણ તે આવી શકે તેમ નથી.

## ૩૮

મેં એવું જીવન જોયેલ છે કે જ્યાં નિત્ય નવાં ફૂલો ખીલે છે,
જ્યાં મધુર સંગીત નિત્ય સંભળાયા કરે છે.
સાંભળો, અને તમારી શંકા દૂર થશે.
કાલે તમારે માટે નવો સૂર્ય ઊગશે.
તમારી આંખમાં નવું અમૃત અંજાશે.

## ૩૯

હું ખરું જીવન જીવી શક્યો છું.
સવારે ઊઠું છું અને સુખી રહું છું,

બહાર ફરવા જાઉં છું અને સુખી રહું છું,
કાંઈ કરતો નથી ત્યારે પણ સુખી રહું છું,
સુખ મારી પછવાડે આવે છે.
વૃક્ષ, પર્વત, નદી, નાળાં, સૂર્ય, ચંદ્ર જોઈ આનંદ પામું છું.
કોઈ મારુંતારું કરતા નથી,
બધા સંપીને પોતપોતાનું કામ કરે છે.
અને
અદ્વૈત ભાવ સહજ સિદ્ધ કરે છે.

૪૦

આત્માની આ ગુપ્ત વાતો સંબંધી હું બાળક હતો, પણ તેની શક્તિથી જ હું તેનો મહિમા કહી શક્યો છું.

કહેવાનું કારણ, મારે માટે તે અનુભવ યાદ રાખવાનું હતું,

અથવા તો આત્માને માર્ગે ચડેલા બીજા લોકો તે રસાયન પી શકે, એ હતું.

૪૧

એ રસનો સ્વાદ શંકર જાણે,
કાં જાણે શુકદેવ યોગી રે;
કંઈક જાણે છે દેવ દેવી, અને
બ્રહ્માજી જેવા દરદી રે.

ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ



છેલ્લી અરધી સદીમાં મહાગુજરાતે **મહર્ષિ દયાનંદ સરસ્વતી, મહાત્મા ગાંધીજી** અને **ભિક્ષુ અખંડાનંદ**, એ ત્રણ મહાપુરુષો આપ્યા છે.

એ ત્રણે મહાપુરુષોએ જનતાના હિતનો મહાન સિદ્ધાંત વિચાર્યો, જાહેર કર્યો ને પોતાના જ જીવન દ્વારા અનેક મુશ્કેલીઓનો સામનો કરીને ક્રિયાના પ્રદેશમાં એ સિદ્ધાંતને સફળ કર્યો.

સંત અને કર્મયોગી એવા **ભિક્ષુ અખંડાનંદે** જનસેવાનો ઉચ્ચ પ્રકાર દેખાડ્યો છે.



૧૮૭૪ / ૧૯૪૨

તેમણે અજ્ઞાનરૂપી અંધાપા દૂર કરવા માટે પુસ્તકો દ્વારા ઉત્તમ વાચનરૂપી રસાયન લાખો ગુજરાતીઓને પૂરું પાડયું છે.

તેમણે ઋષિમુનિઓની વાણી અને વિદ્વાન લેખકોના વિચારોના પ્રચાર કરી જનતાને નવું જીવન આપ્યું છે. તેમણે સાહિત્યના મહાન ક્ષેત્રમાંથી ત્રણસો જેટલાં ઉત્તમ પુસ્તકો ચૂંટીને, સર્વ રીતે શુદ્ધ કરીને સરળ અને સહેલાઈથી વાંચી શકાય તેવા મોટા અક્ષરોમાં છપાવ્યાં અને તેની લાખો પ્રતો ગરીબમાં ગરીબ માણસને પોસાય એવી સસ્તી કિંમતે ગુજરાતના ઘેરઘેરમાં પહોંચાડી છે.

આ અગ્રગણ્ય સંતપુરુષે '**कथयन्तो मां नित्यं**' એ ગીતાસૂત્ર પ્રમાણે, છેક છેવટની ઘડી સુધી ગુજરાતના જીવનમાં અનેક શુભ સંસ્કારો રેડ્યા છે.

તે શ્રેષ્ઠ કાર્ય તેમની પાછળ ચાલુ રહે તેવી વ્યવસ્થા પણ તેમણે કરી છે.

જ્ઞાનનું દાન એ સૌથી ઊંચું દાન છે અને એ પ્રદેશમાં પહેલી પંક્તિએ બેસનાર દાતા **ભિક્ષુ અખંડાનંદનું** સ્થાન ગુજરાતના ગૌરવમાં-હિન્દના રાષ્ટ્રજીવનમાં અપ્રતિમ રહેશે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** } અમદાવાદ / મુંબઈ-૨